'ગુજરાતી પંચ' ના ગ્રાહકોને ૧૯૦૬ ની ચોથી ભેટ.

# શૈલપુરની સુંદરી.



રશ્મિકાન્ત.



પ્રકાશક,
સોમાલાલ મંગળદાસ.
માલીક-'ગુજરાતી પંચ'.









ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.



આવૃત્તિ પ્હેલી. પ્રત ૨૫૦૦



૧૯૦૬

"'કાળના વ્હેવા સાથે પ્રત્યેક મનુષ્યમાં સમયોચિત ફેરફાર થાય છે.' એ જગતનો સામાન્ય નિયમ છે. આ ફેરફાર મનુષ્યની માનસિક અગર શારીરિક પ્રકૃતિઓમાંજ ફક્ત નહી પરંતુ શરીરની દરેક સંસ્થાઓમાં તે ફેરફાર દેખવામાં આવે છે. માનસિક, શારીરિક, નૈતિક, આધ્યાત્મિક વિ૦ સંસ્થાઓનું સ્ફુરણ થઇ પ્રતિદીન વૃદ્ધિને પામે છે અને તે દરેક સંસ્થા પૂર્ણાવસ્થાએ પહોંચતાજ મનુષ્ય પોતાની ઉન્નત સ્થિતિને પ્રાપ્ત કરે છે."

"કાળક્રમદર્શક ઇતિહાસોના લખનારા આપણને શિક્ષણ દે છે કે અમુક પ્રકારના મનુષ્યોએ અમુક પ્રકારનું આચરણ કર્યું તેથી અમુક પ્રકારનું ફળ ત્હેને મળ્યું. આ ફળ શાથી મળ્યું?–કેમ મળ્યું?–અને જો તે મનુષ્ય તે પ્રકારે કર્મ કરવા વિધી ગતિથી દોરવાઇ જાત નહી તો ઇતિહાસમાં કેટલો ફેરફાર થાત?–તે વિચારતાં મનુષ્યબુદ્ધિ ખરેખર! આશ્ચર્ય પામે છે."



શેઠ લલ્લુભાઈ રાયચંદ ઝવેરી.

( જન્મ સંવત ૧૯૦૬. )

# અર્પણ પત્રિકા.

## રા. રા. શેઠ લલ્લુભાઈ રાયચંદ ઝવેરી

અમદાવાદ.

માત્ર દોઢ રૂપીઆના વાર્ષિક લવાજમમાં ઓછામાં ઓછા ૬ ફૉર્મ–૨૪ પાનાનું અઠવાડીક પત્ર "ગુજરાતી પંચ" જે કાંઇ દેશસેવા બજાવે છે તેની દ્રષ્ટિ આપના તરફ જાય છે. આપ માત્ર સ્વાશ્રયને લીધે સામાન્ય સ્થિતિમાંથી શ્રીમંત વર્ગમાં પ્રવેશ કરી અમદાવાદના એક સુપ્રસિદ્ધ શેઠ તરિકે પૂજાવા લાગ્યા છો, ગરીબોની વ્હારે ધાવામાં આપ હમેશાં તત્પર છો, સખાવત કરવામાં આપના હાથ સદા ઉદાર રહેલા છે, સ્વધર્મ પ્રત્યે મમતા અને પ્રીતિ રાખો છો, શેઠનું મહાન્ પદ પામ્યા છતાં સાદાઈમાં રહો છો, દેશદાઝ હૈયામાં ધારણ કરેલી છે અને આપે આપનું જીવન દેશી બંધુઓને બોધ લેવા લાયક બનાવ્યું છે–વિગેરે વિગેરે આપના સદ્‌ગુણોથી આકર્ષાઈ આ પુસ્તક આપને અર્પણ કરવાની રજા લઉં છું તેનો આપ સ્વીકાર કરશો એવી આશા છે.

લી. સેવક.

અમદાવાદ.
તા. ૨૦ માહે સપ્ટેમ્બર
સન ૧૯૦૬.

સોમાલાલ મંગળદાસ
માલીક અને અધિપતિ
"ગુજરાતી પંચ."

# રા. રા. શેઠ લલ્લુભાઇ રાયચંદ ઝવેરીનું

# જીવનવૃત્તાંત.

પ્રકાશક તરફથી આ પુસ્તક જેમને અર્પણ કરવામાં આવ્યું છે તે રા. રા. શેઠ લલ્લુભાઇ રાયચંદ ઝવેરીનો જન્મ આ શહેરના એક જુના અને જાણીતા ઝવેરી મર્હુમ રા. રા. રાયચંદ પાનાચંદને ત્યાં અમદાવાદમાં સંવત ૧૯૦૬ ના માગશર સુદી ૧૩ ના રોજ થયો હતો. રા. રા. રાયચંદભાઇને ત્રણ પુત્ર હતા. તેમાં સૌથી વડીલ રા. દલપતભાઇ, તેમનાથી ન્હાના રા. છગનભાઇ અને સૌથી ન્હાના રા. લલ્લુભાઇ હતા. તેમાં રા. દલપતભાઇ સં. ૧૯૨૨ માં અને રા. છગનભાઇ સં. ૧૯૪૯ માં ગુજરી ગયેલા છે અને હયાતભાઇમાં ફક્ત રા. રા. શેઠ લલ્લુભાઇ છે. મર્હુમ ઝવેરી રા. રા રાયચંદભાઇ, ઝવેરીનો તથા ધીરધારનો ધંધો કરતા હતા અને તેઓ પોતાની પાછળ રૂ. ૨૫ હજારની મીલકત મૂકી સં. ૧૯૧૯ માં ૫૭ વર્ષની ઉમરે ગુજરી ગયા હતા. તે વખતે રા. રા. શેઠ લલ્લુભાઇની ઉમર માત્ર ૧૩ વર્ષની હતી. આટલી ન્હાની ઉમરે ઘણાં બાળકો વિદ્યાર્થી અવસ્થામાં હોઇ શાળામાં ઇંગ્રેજી ભાષાની શરૂઆત કરતા હોય છે અને “ ધંધો ” શી ચીજ છે તેનું તેમને બિલકુલ જ્ઞાન તો શું પણ ભાન સરખું હોતું નથી; પરંતુ એ અવસ્થામાં રા. રા. શેઠ લલ્લુભાઇનું જીવન જૂદીજ દિશામાં દોડયું હતું. તેઓ માત્ર ગુજરાતી ભાષાનું થોડું જ્ઞાન મેળવી સં. ૧૯૧૮ ની સાલમાં ૧૩ વર્ષની ન્હાની વયથી પોતાના પિતાશ્રીના ઝવેરીના ધંધામાં જોડાયા હતા. ધંધામાં તેમનો શોખ ઘણો હતો, અને શુદ્ધ દાનત રાખી આપ બળથી આગળ પડવા ઉપરજ તેમનું નિશાન હતું. ઝવેરીના ધંધામાંથી તેમણે પરચુરણ વ્યાપાર કરવા માંડયો અને રહેતાં રહેતાં શેર દલાલીનો ધંધો તેમણે પકડયો હતો. બાદ સંવત ૧૯૫૧ માં ધી અમદાવાદ ન્યુ સ્પીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ મિલ બનાવી એટલામાં સં. ૧૯૫૬ માં ભયંકર દુકાળનું સંકટ આવી પહોચ્યાથી ઘણી મુસ્કેલી પડયા છતાં તેમણે આ મિલને અડગધૈર્યથી ઉભી રાખી. બાદ સં. ૧૯૫૮ માં તેમણે “વ્યાપાર ઉત્તેજક સ્પિનિંગ મિલ” રાખી તેને ઘણી સારી સ્થિતિમાં લાવી મૂકી છે અને હાલ નવી “ હરીપુર સ્પિનંગ મિલ ” તેમણે તૈયાર કરાવવા માંડી છે.

મિલના ધંધામાં આગળ વધવાની ઇચ્છા રાખનારાઓને ઇંગ્રેજી ભાષાનું ગ્નાન હોવું જોઇએ છીએ--એ ભાષાની સાહાય્ય વડેજ એ ધંધાની શરૂઆત કરનારાઓ ફાવી શક્યા છે, પરંતુ રા. રા. શેઠ લલ્લુભાઈની બાબતમાં તેમને ઈંગ્રેજી ભાષાનું ગ્નાન બિલકુલ નહીં હોવા છતાં અને ગુજરાતી ભાષામાં પણ તેમનું ગ્નાન થોડું હોવા છતાં તેઓએ મિલનો ઉદ્યોગ ધમધોકાર ચલાવ્યો છે એટલુંજ નહીં પણ તેમણે જે જે ધંધા હાથમાં લીધા તે દરેકમાં પૂર્ણ ફત્તેહ મેળવી છે. એ તેમના સ્વાશ્રયનુંજ પરિણામ છે— રા. રા. શેઠ લલ્લુભાઇ સ્વાશ્રય વડેજ એક સામાન્ય સ્થિતિમાંથી શ્રીમંત વર્ગમાં આવી પહોંચ્યા છે. બાપદાદાની શ્રીમંતાઇના પ્રતાપે શ્રીમંતાઇ ભોગવવી એમાં કાંઇ વિશેષ મુશ્કેલાઇ નથી પરંતુ આપબળવડે શ્રીમંતાઇ પ્રાપ્ત કરવી એજ કઠીન કાર્ય છે—એ કાર્ય માટે પ્રમાણિકતા, ધૈર્ય, ખાંખત, દયા, ક્ષમા, હિમ્મત અને જાત મહેનતની જરૂર છે, એટલે એ સર્વ સદ્‌ગુણોને લીધેજ રા. રા. શેઠ. લલ્લુભાઇ રાયચંદ ઝવેરી અમદાવાદના એક નામાંકિત શેઠ તરીકે આજે, ઓળખાવા લાગ્યા છે.

પરંતુ "શેઠ" કહેવાયે "શેઠ" નથી. સુખ સંપત્તિ મળ્યા છતાં સાદાઇ અને સખાવતમાં ઉદાર દિલ રાખનારા રા. રા. શેઠ લલ્લુભાઇના જેવા સજ્જન-શેઠિયાઓ જ્વલ્લેજ મળી આવશે. બાળ વયથી પોતે તમામ જાતનાં સુખ દુ:ખ વેઠેલાં હોવાથી સામાન્ય સ્થિતિવાળાઓની મુશ્કેલીઓ કેવી કેવી અને કયાં કયાં હોય છે તેનો પૂર્ણ અનુભવ રા. રા. શેઠ. લલ્લુભાઇ રાયચંદ ઝવેરીને થયેલો છે અને તે અનુભવને લીધે તેમની સખાવતો સમયાનુસાર અને સુસ્થળે થતી જોવામાં આવે છે. પોતે કેળવણીના થોડા સંસ્કારી હોવા છતાં કેળવણીની અભિવૃદ્ધિ પ્રત્યે તેમનો ઉત્સાહ ઘણો છે એટલુંજ નહીં પણ પોતાના જૈન ધર્મ માટે તેઓ મોટું અભિમાન ધરાવતા જણાય છે. ગરીબ જૈનોને ધંધે લગાડવા તથા તેમને રહેવા ખાવાનો બંદોબસ્ત કરી આપવાના હેતુથી સન ૧૯૦૫ ના નવેમ્બર માસમાં રૂ. ૨૫ હજારની ગંજાવર રકમ કાઢી "ઝવેરી લલ્લુભાઇ રાયચંદ જૈન હિતવર્ધક ગૃહ" નામની એક સંસ્થાની સ્થાપના તેમની મુખ્ય મદદને લીધે થઇ છે, એટલુંજ નહીં પણ રૂ. ૩૦૦૦ ની કિમતનું પોતાનું એક મકાન પણ તે ગૃહની કમિટીને હસ્તક તેમણે સોંપ્યું છે. તેમણે જૈન ઉપરાંત બીજા અનાથોને પણ મદદ કરી છે. રસ્તામાં રખડતાં જે આંધળાં, લુલાં, પાંગળાં તથા રોગીઓને હોસ્પિટલમાં સગવડ

નથી તેમને રાખવા માટે અને તેમની દવાની સગવડ કરવા સારૂ એક ગૃહ બનાવવા રૂ. ૨૫ હજારની રકમ તેમણે ધર્માદા આપવા કબુલ્યું છે તેમ મહીપતરામ અનાથાશ્રમને પોતાનું રૂ. ૧૦૦૦ ની કિંમતનું ખેતર બક્ષી તથા વ્યાપાર ઉત્તેજક સ્પિનિંગ મિલના પોતાના કમિશનમાંથી એક આની ભાગ આપી વાર્ષિક રૂપીઆ બે હજારની આવક થાય એવી ગોઠવણ તેમણે કરી આપી છે. ઉપરાંત શ્વેતાંબર બોર્ડિંગ ફંડમાં રૂ. ૨૦૦૦ ની મદદ કરી છે. સન ૧૯૦૫ ના ભારે વરસાદમાં માધવપુરામાં આવેલી રેલ વખતે ૨૫-૨૭ માણસોને તેમણે ડુબતાં બચાવવાવ્યાં હતાં અને એવી રીતે તેમણે જે જે પરચુરણ પરોપકારી કાર્યો કર્યાં છે તે અગણિત છે. અમદાવાદ શહેરના મ્યુનિસિપલ કમિશનર તરિકે પણ તેમણે ત્રણ વર્ષ સુધી કામ કરેલું છે. આ બધું છતાં તેમની સાદાઈ હદ ઉપરાંતની છે. શ્રીમંતમાં શ્રીમંત, ગરીબમાં ગરીબ, વૃદ્ધમાં વૃદ્ધ, બાળમાં બાળ અને મોટામાં મોટા અમલદારથી ન્હાનામાં ન્હાના નોકર સર્વની સાથે મગરૂબીના સ્હેજ પણ પવન વગર, આ શેઠ હળી જાય છે, અને તેથી તેમના પ્રતિ લોકપ્રિયતા વિશેષ થઇ પડી છે.

રા. રા. શેઠ લલ્લુભાઈ રાયચંદ ઝવેરીને રા. ચંદુલાલ, રા. કેશવલાલ, રા. અમૃતલાલ અને રાં. રતીલાલ નામના ચાર પુત્ર રત્નો છે. તેમાંના પહેલા ત્રણ પુત્રો તેમની સાથે ધંધામાં જોડાયા છે અને છેલ્લા પુત્ર વિદ્યાભ્યાસ કરે છે. એવા એક સુખી કુટુંબ સાથે એ પરોપકારી શેઠ દીર્ઘાયુષ્ય ભોગવો, તેમની શારીરિક સંપત્તિ સારી રહી લક્ષ્મિમાં વૃદ્ધિ થાઓ અને તેમના ઉદાર હાથે અન્ય અનેક પરોપકારી કાર્યો તેઓ કરો એવી શુભેચ્છાથી તેમના કલ્યાણકારક જીવનવૃત્તાંતની નોંધ અત્ર સમાપ્ત કરીએ છીએ.



# મ્હારી જન્મભૂમિને

સસ્નેહસમર્પણ

રશ્મિકાન્ત,

'રશ્મિકાન્ત' કૃત પુસ્તકો.

# શૈલપુરની સુંદરી.

સમય-કરણદેવ વાઘેલાની પછીનો-રજપુત રાજ્યના નાશ તથા
મુસલમાની રાજ્ય સ્થાપનાનો

ટુંક મુદતમાં છપાઇ બ્હાર પડશે

## કલ્યાણ

( ગુપ્તચર ગ્રન્થાવલી )

ટુંક મુદતમાં છપાઇ બ્હાર પડશે

યાને

પાંચ ટુંકી કર્મ કથાઓનો સંગ્રહ.

'શૈલપુરની સુંદરી' ની અનુરૂપ કથા.

હવે પછી—

## સોલંકીની સ્નેહમૂર્તિ.

ઐતિહાસિક નવલકથા.

# આમુખ.

આપણા યુનીવર્સિટીથી પસાર થયેલા ગ્રાજ્યુએટોની મ્હોટામાં મ્હોટી જે ખાંપણ સામાન્ય રીતે કહેડાય છે તે એ છે કે તેઓ વ્યવહાર જ્ઞાન ધરાવતા હોતા નથી. તેઓ ચોપડીના કીડા હોય છે અને તે કારણસર ઘણા વેદીઆ ઢોર જેવા થાય છે. આ વાત કેટલે દરજ્જે ખરી છે તે આ લેખકના ગ્રેજ્યુએટ મિત્રો સારી રીતે સમજતા હશે.

હાલની કેળવણી એવા પ્રકારની છે કે આપણે આપણા દેશનું કશું પણ જાણવાને શકિતમાન થતાં નથી. આપણે--(થોડા અપવાદ શીવાય) નથી જાણતા બરાબર રીતે શાસ્ત્ર કે પુરાણ—નથી જાણતા આપણા ઇતિહાસ કે ભૂગોળ–નથી જાણતા આપણી ભૂમિનો સ્નેહ અને નથી જાણતા આપણી ભાષા--ખરેખર આ આપણને નીચું જોવડાવનારું છે.

ગુજરાતનો ઇતિહાસ જાણનાર મૂળ ગુજરાતમાં થોડાજ છે. કોઇ વિદ્વાન ગણાતા ગ્રેજ્યુએટને પુછશો તો ઈંગ્લાંડ, ફ્રાન્સ કે રોમ, ગ્રીસ, કે જાપાન, અમેરીકાની હકીકત પોપટની માફક કહી જશે. પરંતુ ગુજરાતના ઈતિહાસની કશી પણ હકીકત પુછશો તો તરતજ, શો જવાબ આપવો તે ત્હેને સુઝ પડશે નહી અને તરત વિચાર કરશે કે તે તે જાણતો નથી ! ! ઈંગ્લાંડમાં રાજા પાસેથી પ્રજા પોતાનો હક શી રીતે લઇ શકી ને તે કહેશે; ત્યાંના મ્હોટા લેખકો ફીલસુફો, ઇતિહાસકારોના નામ તરત કહેશે. મેગ્નાકાર્ટા હેબીઅસ, કોર્પસ વગેરે ચિજો શી હતી તે કહેશે. ઑગસ્ટન પીરીઅડ કયો હતો, ઈંગ્લંડે ધીરે ધીરે પોતાનું રાજ્ય કેમ વધાર્યું તે તે સારી રીતે કહેશે, ત્યાંની ન્હાનામાં ન્હાની નદીઓ કે પર્વતોના નામ કહેશે. ફ્રાન્સ કે અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રજાસત્તાક રાજ્ય કેમ થયું ? તે મેળવતા પ્રજાને શા શા દુઃખો અને સંકટો વેઠવા પડ્યા તે તે કહેશે; રોમમાં પેટ્રીશીઅનો પાસેથી પ્લેબીઅનોએ ધીરે ધીરે પોતાના હક શી રીતે લીધા અને પ્લેબીઅનોએ પેટ્રીસીઅનો કરતાં ઉચ્ચ સ્થિતિ કેમ પ્રાપ્ત કરી તે તે કહેશે; ગ્રીસમાં આથેન્સ, સ્પાર્ટા, થીબ્સ, મેસીડોનીઆ વિગેરેએ પોતાની મહત્તા શી રીતે મેળવી તે તે કહેશે; જાપાનનો પાછલો અને હાલનો ઇતિહાસ પુછશો તો વખતે કહેશે, પરંતુ ગુજરાતના રાજ્યની સ્થાપના કયારે થઇ ત્હેનો જવાબ;--વનરાજ, મૂળરાજ, સિદ્ધરાજ, કુમારપાળ, ભીમદેવ, કરણદેવ આદી રજપુત રાજા તથા

મહમદશાહ, અહમદશાહ, બહાદુરશાહ આદી બાદશાહો કોણ હતા અને કેવા હતા, ત્હેનો જવાબ;--અગર ચાવડા, સોલંકી, વાઘેલા, મુસલમાન મરેઠા ઇંગ્રેજ વિગેરે એ ધીરે ધીરે પોતાની મહત્તા શી રીતે વધારી ત્હેનો જવાબ--તે દઈ શકશે નહીજ. એટલુંજ જાણતા નહી હોય તો ગુજરાતનું રાજ્ય કેટલું હતું અને કેવડું થયું--અગર વર્તમાન સમયમાં ગુજરાત ઉપર ઇંગ્રેજોનું રાજ્ય કેવડું છે અને દેશીરાજાઓનું રાજ્ય કેટલું છે—ગુજરાતના રાજ્યની હદ ક્યાં સુધી થઇ હતી અને તે જ્યારે મ્હા રાજ્ય હતું ત્યારે ત્હેની ધ્વજા કયાંસુધી ફરફરતી હતી તે કયાંથી જાણતા હોય ! !

અહાવી આપણી કેળવણી છે ! અને ત્હેના પ્રતાપે આપણે મ્હોટા માણસો--ઇતિહાસકારો, ગ્રંથકારો, ફીલસુફો, ભૂગોળ અને ભુસ્તરવેત્તાઓ. રાજ્યધારીઓ, વિ૦ બતાવવાને અશકત નીવડયા છીએ એમ આ લેખકનું માનવું છે.

ગુજરાતનો પ્રાચિન ઇતિહાસ, ગુજ્જૅરભૂમિની પ્રાચિન રિદ્ધિ સિદ્ધિ, આર્ય લોકોની રહેણી કરણી કેવી હતી તે બતાવવાનો આ લેખકનો ઉદ્દેશ છે અને તે ઉદ્દેશને અનુસરી તે પોતાના ગુજ્જૅર બંધુની સેવામાં હાજર થાય છે.

જ્યા સુધી એક પ્રજા ‘ **હું અને મ્હારો હક્ક** ’ ‘ **હું અને મ્હારી ભૂમિ** ’ ‘ **આ દેશ તેજ મ્હારૂ સર્વસ્વ** ’ એ ત્રણ સિદ્ધાન્તો બરોબર જાણતી નથી ત્યાંસુધી તે પ્રજાનો ઉદય કદી પણ થતો નથી. આ બાબત જગતના અનેક ઇતિહાસોથી સાબિત થાય છે.

ઉપરના ત્રણ સિદ્ધાંતો પ્રજાનો પ્રત્યેક મનુષ્ય સમજે અને તેમના મનમાં બરાબર ઠસે તોજ દરેક મનુષ્ય પોતાનું શ્રેય કરી શકે એમ આ લેખકનું માનવું છે અને તે ત્રણ સિદ્ધાંતો પ્રેરવવાનો પણ ત્હેનો ઉદ્દેશ છે.

આ લેખકની પ્રથમ ભૂમિકા અન્ય સ્થળે થયેલી હતી પરંતુ તે સ્થલમાં તે ભૂમિકાની ઉચ્ચ સ્થિતિ અણજાણ્યા કારણોથી વા અટપટા સંજોગોથી નહી પ્રાપ્ત થવાથી અત્ર સ્થલે તે ભૂમિકાનો પ્રસાર થાય છે.

જે સમયે લેખકે આ પુસ્તક--જે આ જાતના પુસ્તકોના પ્રસારમાં પ્રથમજ પ્રયાસ છે તે પુસ્તક--લખવા શરૂ કર્યું તે સમયે ત્હેણે ધારેલુંજ નહી હતું કે તે પોતાનું પુસ્તક હાલના રૂપમાં મૂકી શકશે. પરંતુ સંજોગોના વિચિત્ર સંધાનોથી તે પુસ્તક પોતાના બંધુઓ સમક્ષ મૂકવાને તે શક્તિમાન થયો છે.

લેખનો સમય ગુજરાતના છેલ્લા રજપુત વાઘેલા કરણદેવના પછીનો છે. સમય એવો હતો કે તે વખત હીંદુ તથા મુસલમાન બન્ને ધર્મો વચ્ચે ધર્મ ઝનુન હતું, અને વેર વ્યાપી રહેલું હતું. આ વખતની સ્થિતિ લેખ વાંચનારને, તે વાંચ્યાથી જણાશે જ, તેથી તે અત્ર સ્થળે પુનરૂકત કરવું વ્યાજબી લાગતું નથી. વાંચનારને આ લેખના દરેક પાત્ર તપાસતાં લાગશે કે દરેક પાત્ર જુદી જુદી મુખ્ય સંસ્થાઓનું છે અને લેખકે પોતાથી બનતા પ્રયાસે, યથાશકિત, ધર્મ, કર્મ અને વૈભવની સ્થિતિ દર્શક પાત્રોને જીવન આપેલું છે.

લેખની વસ્તુ અર્ધ ઐતિહાસિક છે. ઐતિહાસિક પાત્રો યોગ્ય સમયે પ્રવેશે છે અને પોતાના અનુભવ રંગભૂમિ ઉપર બતાવી, વસ્તુ સ્થિતિમાં લેખકથી જીવન અપાયલા પાત્રો ભેગા ભળી, તેઓના અનુભવનો ઉપયોગ કરાવી વાંચનારને તે સમયની સ્થિતિ ત્હેના નેત્ર સમક્ષ ખડી કરાવે છે. રાજા કરણદેવના વખત વિષે ઇતિહાસકારોએ જે કાંઇ લખ્યું છે તે ઘણુંજ થોડું લખેલું છે અને આ લેખ તે વખત ઉપર જરાક વધુ અંજવાળું નાંખશે એમ લેખક ધારે છે.

લેખકની આ જાતની આ પ્રથમજ કથા છે અને ત્હેનો પ્રયત્ન જો કે ગુર્જર સાહિત્યમાં વૃદ્ધિ કરવાનો છે પરંતુ ન્હાના વિદ્વાન્ વર્ગ (Learned few) ને માટે આ પુસ્તક રચી મુકવાનો ત્હેનો બીલકુલ વિચાર નથીજ. જે ગ્રંથકારો ભાષામાં બહુ ટાપટીપ કરી નવીન શબ્દો તથા અઘરી વાક્ય રચનાઓ ઘાલી ન્હાના વિદ્વાન્ વર્ગને માટે પુસ્તકો લખનારા છે ત્હેમને, વખતે, આ પુસ્તક વાંચવાથી ક્ષોભ થશે પરંતુ ત્હેવા ગ્રંથકારોને લેખક નમ્રતાપુર્વક જણાવવા રજા લે છે કે જે ગ્રંથકારો ભાષાની સુધારણા સંસ્કૃતમય બનાવવાથીજ થાય છે એમ ધારે છે ત્હેમાં ત્હેમની મ્હોટી ભૂલ છે એટલુંજ નહી પરંતુ પોતે પોતાની છુટનો ગેરઉપયોગ કરે છે. ભાષા બનાવી બનતી નથી. લેખકોએ જે ભાષા વપરાય છે ત્હેમાંજ લખવાનું છે. પોતાના મગજના ફાંટાએ સુઝાડેલા સંસ્કૃતમય શબ્દો મુકી સાદો ગુજરાતી શબ્દ મલે ત્હેનો ત્યાગ કરી, શુદ્ધ સંસ્કૃત શબ્દ મુકી— ભાષાને મારી ઠોકી અઘરી લખવી તે ભાષાની સુધારણા નથી પણ ભાષાને ઘા મારનાર છે. લેખકનો પોતાના મિત્રને આપેલો મત છે કે ‘Writers have not to legislate the language but they have to be the lawyers of the language’ એટલે ‘લેખકોએ ભાષાના ધારા બાંધનારા થવાનું નથી પરંતુ ભાષાના હિમાયતી-

તરીકે વર્તવાનું છે. ભાષા પોતાની મેળે જેમ સ્હેલી થવાનો યત્ન કરે છે તેમ લેખકોએ પણ સ્હેલી કરવા યત્ન કરવો જોઇએ.

લેખકની કેટલાક ઠેકાણાની ભાષા જોતાં વાંચનારની ટીકાપાત્ર તે થશે એમ તે ધારે છે. પરંતુ જે ઠેકાણે સંસ્કૃતમય શબ્દો—જે અપરિચિત છે તે-મુકવા પડયા છે તે લેખકે પોતાની ખુશી વગર અને હાલના મન-તરંગ (Hobbies) ને જરા માન આપીને મુકેલા છે. આમ કરવા સારૂ લેખક પણ ઉપલા દોષમાં આવે છે પરંતુ તેમ લાચારીએ કરવા સારૂ વાંચનાર ત્હેને માફી આપશેજ.

પરંતુ લેખકે બનતા સુધી શુદ્ધ, ગુજરાતી ઘરગથ્થુ ભાષાજ વાપરવાનો યત્ન કર્યો છે અને તે હવે જો બીજા પુસ્તકો ગુર્જર બંધુઓની આગળ મુકવા શકિતમાન થશે તો તો ત્હેમાં બનતા સુધી તે જાતની ભાષા વધારે વાપરશે. આ પુસ્તકમાં બનતાં સુધી લેખકે ભાષા વિષે આ પ્રમાણે કર્યું છે કે ત્હેણે પોતે જ્યાં જ્યાં ગ્રંથકાર તરીકે ટીકા યા વર્ણન કર્યું છે· ત્યાં ત્યાંજ જરા અઘરી ભાષા વાપરેલી છે. બીજે બધે ઠેકાણે બનતા પ્રયત્ને સાદી ઘરગથ્થુ ભાષા વાપરેલી છે.

સંસ્કૃતમય ભાષા વાપરનારાઓએ ગુજરાતિ સાહિત્યનું જે અહિત કર્યું છે તે એ છે કે જ્યારે તેઓએ સંસ્કૃતને મારી ઠોકીને ભાષામાં ઘાલવા માંડયું ત્યારે આપણા ગુજરાતી ભાષાના સાહિત્ય શોખીન પારસીભાઇઓ જકડી પકડીને પારસી ગુજરાતી ભાષાનો પ્રચાર કરવાનો યત્ન કર્યો છે અને તેથી ' એ બિલાડી અને વાંદરાની માફક સંસ્કૃતમય ગુજરાતી તથા પારસી ગુજરાતી બન્ને પરસ્પર વિરોધી થતાં—બન્ને છેક છેડે પહોંચતાં—બન્ને ઉપરથી વાંચનારની પસંદગી ઉતરી ગઇ અને ભાષાની કિંમત કોડીની થઇ ગઈ એમ ઘણાનું માનવું છે.

સંસ્કૃતમય ભાષા લખનાર કેટલાએકનું એક સ્વપ્ન છે કે આખા હિન્દુસ્તાનમાં એક સમય એવો આવશે કે ઘેર ઘેર વૃદ્ધ કે યુવાન—પુરૂષ કે સ્ત્રી-સંસ્કૃત ભાષા બોલશે અને લખશે. આ સ્વપ્ન ખરૂં પડશે કે કેમ તે વિષે લેખક કહી શકતો નથી, પરંતુ તે પોતાની અલ્પ બુદ્ધિથી જે વિચાર કરી શકે છે તે મુજબ તે ધારે છે કે તેમ બનવું તદ્દન અસંભવિત છે. વખતે એવી ભાષા લખવાથી વખત એવો આવે એ સંભવિત છે કે એક પ્રાન્તની ભાષા બીજા પ્રાન્તવાળા સમજી શકે પરંતુ સંસ્કૃત ભાષાનો પ્રચાર ઘેર ઘેર પુનઃ થાય તે વાત હવામાં બાંધવા જેવી લાગે છે.

આ લેખક પોતાના પુસ્તક-ઘરમાં સ્ત્રીવર્ગ કે બાલકો વાંચે અને સમજે એવી ભાષામાં લખાયલા જોશે ત્યારે અંતઃકરણથી ખુશી થશે.

ભાષાની જોડણી સારૂ પણ હાલના કેટલાક અસંતોષી લેખકો, જેઓ માની ન શકાય એવા સ્વપ્ના ધરાવે છે તેઓ–પોતાની શકિતનો ક્ષય કરે છે. જોડણીના નિયમની જરૂર શી છે તે આ લેખક સમજી શકતો નથી. જે જે ઠેકાણે જે જે શબ્દ જે જે રીતે બોલાય તે તે ઠેકાણે તે તે શબ્દ તે તે રીતે લખાવો જોઇએ એવો આ લેખકનો મત છે. કાંઇ જોડણીના નીયમને લીધે ભાષાના સાહિત્યની વૃદ્ધિ થવાની નથી તેમ ત્હેના અભાવે સાહિત્યનો ઘટાડો પણ થવાનો નથી, તેથી આ લેખક તેવા ભાષા પંડિતોની ક્ષમા માગી વિનંતી કરે છે કે ત્હેમણે એ વ્યર્થ માથાકુટ કરવી મુકી દઇ, ત્હેની ગડભાંજમાં વખત ગુમાવવા કરતાં ગુર્જ્જર સાહિત્યને બીજી રીતે મદદ કરી હાલના સમયમાં આપણે દરેક પ્રકારની છુટ—રાજકીય, ધાર્મિક, માનસિક, સમાજીક, વિગેરે છુટ–માંગીએ છીએ તો ભાષાની જોડણીની છુટ પણ માંગવાને વાંધો શો છે તે લેખક સમજી શકતો નથી

આ પુસ્તક વાંચી લેખક કોણ છે તે જાણવાનો કેટલાક પ્રયત્ન કરશે ત્હેમને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે ત્હેની વધુ ઓળખાણ આપવી અયોગ્ય છે. લેખક પોતે જ્યારે ગુપ્ત રહેવા માંગે છે ત્યારે ત્હેની ઓળખાણ શી રીતે આપવી ? તે પ્રશ્ન વિચારવા જેવો છે. તે પોતે પોતાને લીધે ઓળખાય ત્હેના કરતાં પોતાની કૃતિથી-પુસ્તકો, કથાઓ, વગેરેથી ઓળખાય તેજ સારૂ એમ આ આમુખના લેખકનો મત છે.

લેખકે પોતાની ઉછરતી વયમાં આ પુસ્તક લખેલું છે તેથી આગળ ઉપર તે વધુ અને સારા પુસ્તકો પ્રજા સમક્ષ મુકવા શકિતમાન થશે અને ગુર્જ્જર સાહિત્યની પોતાથી બનશે એટલી સેવા કરશે એમ ત્હેના મિત્રો તરફથી આશા રખાય છે; અને તે આશા, લિખિત હશે તો ફળીભૂત થશેજ.

આ લેખ લખતાં તથા પ્રકાશતાં જે મિત્રોએ લેખકને મદદ આપી છે તે બદલ આ આમુખ દ્વારા લેખક પોતાનો આભાર પ્રદર્શીત કરાવે છે અને તે પોતાના અંગત મિત્રનું જેણે અતિ ગંભીરાઇથી દીન પ્રતિદીન મહેનત કરી, સાહિત્યની વૃદ્ધિ માટે ખરા અંતઃકરણથી યત્ન કર્યો ત્હેનું–નામ ગ્રંથ રહે ત્યાં સુધી અમર રાખવા માટે વ્યવસ્થિત કરી, જોડે છે.

અંતે ટીકાકારોને આ પુસ્તક ઉપર ન્યાય યુકત ટીકા કરવા વિજ્ઞપ્તિ, લેખક આમુખદ્વારા કરે છે અને સઘળા દોષ જે જાણવા કર્તા ઇચ્છા રાખે છે તે સઘળા પ્રકારના દોષ દર્શાવવા સૂચના કરે છે.

ચૈત્ર સુદ ૧૨. ૧૯૬૨.

# શૈલપુરની સુંદરી.

## પ્રકરણ ૧

### મસલત.

" લોકના થોક ભલેને પોક પાડી શોક કરે. મરજીમાં આવે તે કરે તેમાં મ્હારે શું ? સંસારમાં રહીને કરવાનું કરીએ નહી તો જીવન ધર્યું શા કામનું ! આ પ્રમાણેનો અવાજ એક ગુફામાંથી આવતો હતો.

સુલભવાહિની, નિર્મલસલિલા ભોગાવતિ નદી શૈલપુર પાસે થઈ નજદીક આવેલા જંગલમાં વહન કરેછે. આ જંગલ વિશાળ તથા ભયંકર છે. ખરે દહાડે-ભર બપોરે પણ ભયાનક ભાસે છે. વિર પુરૂષના અથવા સંસાર ત્યાગી નિસ્પૃહ મહાપુરૂષોના શિવાય કોઇ મનુષ્ય અંદર પ્રવેશ કરતાં ભિતીયુકત થતાં પ્રવેશ કરવાને અશકત છે. ઝાડોની ઘટા વિધાતાની કૃતિના અવલોકન કરનારને અતિશય રમણીય લાગતી હતી. આ ઘટાઓની વિચિત્ર રચનાઓ સૃષ્ટિકર્તાના અગાધ ઐશ્વર્યનો અનુભવ કરાવી મનુષ્ય બુદ્ધિને અલ્પ સમય આશ્ચર્યવત્ અવનવા આંદોલન કરાવતી હતી

મધ્યાન્હકાળના ઉષ્ણ સૂર્યની રશ્મિએ આ જંગલ ઉપર પોતાનો અમલ જણાવ્યો. તરૂવાસિ પક્ષીઓ પ્રભાતનો આનંદ આપનારને ધિક્કારમયી દૃષ્ટિએ નિરખી, પોતપોતાના સ્થાનોને નિર્જન બનાવી, કોઇ કોઈ સ્થળે પોતાના બચ્ચાઓની સંભાળ માટે બેસતી માતા સીવાયના સર્વે પક્ષીઓ-દૂરના ભાગમાં ભોગાવતિ નદીના તીર ઉપરના તરૂવરોપર વિશ્રામ લેવા ચાલ્યા ગયા છે. નિલવર્ણની ઉગેલી ઘાસ ઉપર પરાવર્તન પામતા સૂર્ય કિરણો આ સમયે રમ્ય ભાસતાં હતાં.

જંગલમાં માર્ગ નહીં હોવાથી—જો કે કોઇ ઠેકાણે ઘાસ ઉગેલી હતી નહીં અને તેથી જગ્યા ઉઘાડી હતી. પરંતુ તે જગ્યા વપરાતી

હોય એમ નહીં લાગવાથી-કોઇ મનુષ્યનો સંચાર આ જંગલમાં ભાગ્યેજ હોય તેમ લાગતું હતું. થોડે થોડે અંતરે ઝાડની બખોલો તથા પથ્થરની ગુફાઓ દૃષ્ટિએ પડતી હતી. તથા તેમાં વસ્તિ હોય ત્યમ લાગતું હતું. આ ગુફાઓ તથા બખોલોને પ્રેક્ષક તરતજ તેમાં જંગલી લોકોનો નિવાસ હશે એમ કહી શકે એમ હતું.

પ્રચંડ ભાનુના કિરણોને જમીન ઉપર આવતા અટકાવતાં ઝાડોની ઝાડીની વચ્ચે ઉકત ગુફા આવેલી હતી. જ્યારે આપણું પ્રકરણ શરૂ થાય છે તે પ્રસંગે આ ગુફામાં ચાર માણસો બેઠેલા હતા.

અંશુમાલિ આસપાસના તરૂવરો, વનસ્થલિઓ ઇત્યાદિ પદાર્થોસ્થળોને પોતાના તેજથી દીપાવવાને શક્તિમાન થયો હતો. પરંતુ આ ગુફાને અજવાળુ આપવાને તે અશક્ત બન્યો હતો. ગુફાની અંદર અજવાળુ આવતું હતું નહી તેથી ત્હેમની વચ્ચે એક દીવો બળતો હતો. પરંતુ તે એવો ઝાંખો બળતો હતો કે કોઈ મનુષ્ય અંદર બેઠેલાઓને ઓળખી શકે નહી. પરંતુ કોઇ કોઇ સમયે જ્યારે દીવો સતેજ થતો તે તે સમયે ચારે જણાની મુખાકૃતિ નિહાળાતી હતી.

એકજણ જે ગુફાદ્વારની બરોબર સ્હામો બેઠેલો હતો. ત્હેની ઉપર ૩૭-૩૮ વર્ષની હોય ત્યમ લાગતું હતું. ત્હેના શરીરનો રંગ વર્ષા રૂતુની કાળી વાદળી જેના ઉપર વિદ્યુતનો ચમકારો થવાથી જે રંગ દેખાય છે તેવો હતો. શરીર હૃષ્ટ પુષ્ટ હતું. ઊંચાઇમાં ઠીંગણો હતો. ત્હેની કમ્મરે એક સુવર્ણનો પટો બાંધેલો હતો. તેનો બીજો પોષાક રાજયવંશીને યોગ્ય લાગે ત્હેવો હતો.

આ મનુષ્ય અન્ય કોઈ નહી પણ **ઠાકોર ભુપસિંહ હતો.**

**ભુપસિંહ ઠાકોર**—શૈલપુરના રાજા વસંતદેવના તાબાના ગામનો ઠાકોર હતો. ત્હેના વડીલાવાઓએ વસંતદેવના પ્રથમ આવેલા રાજાઓના ઉપર ઉપકાર કરેલ, કિંવા ત્હેમને રણમાં સહાય કરેલ, કિંવા રાજકુટુંબની કન્યા સાથે સંબંધ થવાથી, કિંવા અન્ય રાજ્યનો ભાગીદાર છુટો પડવાથી વગેરે મિશ્ર કારણોથી ત્હેની પાસે વંશપરંપરાની ઘણી જાગીરો હતી. ભુપસિંહ વસંતદેવનો પાસેનો સગો થતો હતો. અને જો વસંતદેવનું મૃત્યુ થાય અને ત્હેની પાછળ વંશ રહે નહી તો ભુપસિંહને ગાદી મળવા સંભવ હતો. પરંતુ

ભુપસિંહને ગાદી મેળવવાની તથા રાજા થવાની ઉત્સુકતા ઘણીજ હતી. એને કેટલીકવાર રાજા તથા રાજ્ય સામે કાવત્રા રચ્યા હતાં. પરંતુ તે નિષ્ફળ ગયા હતા. આજે આ એક વધારાનું કાવત્રુ રચાતું હતું.

ભુપસિંહની જમણી બાજુએ એક વૃદ્ધ પુરૂષ બેઠેલો હતો. ત્હેની ઉમર આશરે ૬૦–૬૫ વર્ષની લાગતી હતી. માથે ધોળો ફેંટા બાંધેલો હતો. ફેંટાના સુવર્ણમયી દોરથીજ ત્હેનું ધનાઢ્યપણું સિદ્ધ થતું હતું. તે શૈલપુરના રાજ્યના ધનાઢ્યોમાં પ્રથમ ગણાતો હતો અને સમગ્ર ગુજરાતનાં ધનાઢ્યોની પ્રથમ પંક્તિમાં તે મુકાતો હતો. તેની શાખ દેશ પરદેશમાં ઘણીજ હતી તથા તેનું માન પણ સર્વત્ર ઘણું હતું. લોભને લીધેજ તે આ કાવત્રામાં ભળ્યો હતો.

નગરશેઠની જમણી બાજુએ અને ભુપસિંહની સ્હામી બાજુએ એક નાગર ગૃહસ્થ (?) બેઠેલો હતો. ત્હેની ઉમર ૪૦—૪૨ વર્ષની લાગતી હતી.

પ્રધાનની જમણી બાજુએ શૈલપુરના રાજ્યનો સેનાપતિ બેઠેલો હતો.

આ મંડળી ભેગી થઇ ત્હેના પ્હેલા દીવસે આ સમયે આ ગુફામાં ભેગા થવાનું નક્કિ થયું હતું. સમય પ્રમાણે એક પછી એક આવ્યા અને એક એકને ભેટી ચુપકીથી બેઠા. થોડીવાર શાંત રહ્યા પછી પ્રધાને પુછ્યું—"આજરોજ પાછા ફરી ભેગા થવાનું કારણ શું છે?"

ભુપસિંહે પ્રત્યુત્તર આપ્યો—"આપણી બન્ને યુક્તિઓ નાશ પામી છે. હાલ રતિસુંદરી ગુમ થઇ છે. વસંતદેવ ત્હેની શોધ-માં ફરે છે. જંગલો અને અરણ્યોમાં ભટકે છે પણ તે ક્યાં છે તેનો પત્તો નથી. માટે હવે આપણે કેમ કરવું તે વિચાર કરવાનોછે અને આપણું ધારેલું લખાણ કરવાનું છે."

પ્રધાને કહ્યું "બાપુ ખરી વાત કહોછો."

વૃદ્ધ શેઠે કહ્યું "એ ખરૂં પરંતુ હવે કેમ કરશું!"

પ્રધાને કહ્યું "વસંતદેવ ગુમ થયા છે તેથી કામ પાર પડશે"

વૃદ્ધજને કહ્યું "એ ખરૂં પણ આ રાજ્યની લગામ આપણે શી રીતે હાથમાં લેવી? જ્યાં સુધી રણમલસિંહના હાથમાં કાર-

બાર છે ત્યાં સુધી સઘળી યુક્તિઓ પાર પાડવી અશક્ય લાગે છે."

"રણમલને પણ સમજાવીશું" પ્રધાન બોલ્યો.

"હજુ સુધી તો સમજાવાયો નથી ને?"

"ખરેખર! નગરશેઠ! પણ રાજ્યતંત્રની રીતીઓ તો જાણો છો ના?"

"શી? કહો તો!"

"શામ, દામ, ભેદ અને દંડ એ ચાર રાજ્યતંત્રની અસલની અને ખરી રીતીઓ છે. એટલે પહેલા શત્રુને શાંતતાથી સમજાવવો. તેથી કાર્ય ના સરે તો દામ દઇ ચલાવવો. તેથી ના ચલે તો ભય દેખાડી ભેદ કરાવવો. અને ન છુટકે દંડ દેવો. એ અમારા પરિઆનો નિયમ છે. તે પ્રમાણે રણમલને શાંતતાથી સમજાવ્યો. હવે તેને દામથી સમજાવશું. અને કહે છે કે 'દામ કરે કામ અને લુંડી કરે સલામ' સમજ્યા શેઠજી! તમેજ જુઓ તો દામ સારૂ હાય હાય કરો છો." પ્રધાન હસીને બોલ્યો.

નગરશેઠ મનમાં કંઇ બડબડયો અને પછી બોલ્યો 'એ તો ઠીક તો હવે તેને પૈસાથી સમજાવો. પછી આપણે મળીએ.'

"તે બાબતની ગોઠવણ રાત્રે થશે. પરંતુ જો ના સમજાવાયો તો શું કરવું?" ભુપસિંહે કહ્યું.

"પરંતુ ત્હેનું ખુન કરીએ તો!" સેનાપતિ બોલ્યો.

"ઉતાવળા થાઓ મા. 'ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર' જુઓ શું થાય છે તે. રણમલ પાસે જવાદો, તેનો જવાબ સાંભળવા દો, અને પછી છેવટે તો એ છેજ તો." પ્રધાને કહ્યું.

"તો તમારી મરજી. પરંતુ જો તેનું કાટલું કહાડીએ તો રાજ્યમાં બીજુ કોઇ કંટકરૂપ નથી."

"એ પ્રમાણે હમણાં કરાય એમ નથી આગળ જોઇશું" ભવિષ્યનો (!) રાજા બોલ્યો.

"ઠીક! ધારો કે રણમલને આપણા પક્ષમાં લીધો તો પછી શી રીતે કામ પાર પાડશો?" વૃદ્ધ શેઠે પુછ્યું.

"પછી કંટકરૂપ કોઇ રહેશે નહી" પ્રધાને જવાબ આપ્યો.

"એ ખરૂ પણ રાજ્યને શી રીતે તાબે કરશો? વસંત દેવના પક્ષના હજુ પણ ઘણા આ રાજ્યમાં છે. વળી જો આપણે તેનું ખુન કરીએ તો પછી શું થશે તેનો વિચાર કરો. લોકમાં હુલ્લડ થશે અને તોફાન જાગશે."

"એતો બધાએ શાંત થાય સમય સમયનું કામ કર્યા કરશે,
"ઠીક. ધારો કે રાજ્ય મળ્યું તો પછી શું કરશું !'
"પછી—'
"પછી રતિસુંદરીની શોધ અને તેની સાથે મ્હારા લગ્ન" ભુપસિંહ વચ્ચે બોલ્યો.
જીભ દાંત વચ્ચે આણીને વૃદ્ધ શેઠ બોલ્યો "એ શું ! અધર્મે નહી ? લોક શું કહેશે ! આપને ધીક્કારશે આપને ફીટકારશે."
"શા માટે ?'
"શા માટે ? કારણકે હજુ ગુજરાતની પ્રજા એવી નમાલી થઈ નથી ગઈ કે મુગે મ્હોંએ જોયા કરે. રતિસુંદરીને રાજ્યના લોકો માતા પ્રમાણે ગણે છે તેની સાથે આપના લગ્ન થવા શું અશક્ય નથી ! વળી આપના ઠકરાળાં પણ છે."
"રજપુતોની વાતો વાણીઆભાઇ સમજે નહી."
"એતો ગમે તેમ પણ લોક લજ્જાનો વિચાર કરો" વણીકે ગમ ખાધી અને બોલ્યો.
"લોકના થોક ભલેને પોક પાડી શોક કરે. મરજીમાં આવે તે કરે ત્હેમાં મ્હારે શું ! સંસારમાં રહીને કરવાનું ન કરીએ તો જીવન ધર્યું શા કામનું ? માટે ચાલો. ઉઠો, અને વધારે વખત ગુમાવવા કરતાં મ્હને મદદ આપો."
આ સમયે કાંઈ અવાજ થયો-પ્રધાનને કાને કાંઇ અવાજ આવ્યો; કિંવા ભ્રાંતિ થઇ તેથી તેણે શાંત થવાની સંજ્ઞા નાક ઉપર આંગળી મુકી કરી અને ગુફામાં દીવાની બત્તિ લઇ ફરી વળ્યો. પ્રધાન પાછો આવ્યો કે ભુપસિંહે પુછ્યું "શું છે ! "
"કાંઇ નહી. જરા વ્હેમ આવ્યો તેથી જોવું પડયું."
"ઠીક. ત્યારે હવે ઠરાવ કરો ઠરાવ" સેનાપતિ બોલ્યો.
"ઠરાવની વાર છે. મ્હારા સવાલનો જવાબ આપો" નગરશેઠે કહ્યું.
"શો સવાલ" પ્રધાને કહ્યું.
"ધારો કે રાજ્ય મળ્યું પછી શું કરવું ?"
"પછી રાજ્ય ચલાવવું" ભુપસિંહે જવાબ આપ્યો.
"તેતો બધા જાણે છે પરંતુ લોકને શી રીતે શાંત પાડશો ?"
"ભુપસિંહના હથીઆરથી."

" પછી ? "

" પછી શું ! જરૂર પડે તો ફાંસીએ ચ્હડાવીશ."

" કોને ? "

" કોને પુછનારને. "

" પરંતુ બાપુ " નગરશેઠે નમ્ર અવાજે કહ્યું 'દીલ્હીનો બાદશાહ શી રીતે તમને શૈલપુરના રાજા તરીકે કબુલ રાખશે ?"

" શું મ્હને કબુલ નહી રાખે ! શા માટે નહીં ?"

" જ્યાં સુધી વસંતદેવ જીવે છે ત્યાંસુધી ભુપસિંહ શી રીતે ગાદીપતિ થઇ શકે ?"

" જહાનમની રીતે. તમે પણ મ્હારૂં મગજ પકવો છો તો પછીની વાત પછી થશે. હમણાની હમણા કરો."

" આ કામ ઉતાવળનું નથી. ધીમે ધીમે કરવાનું છે: કાંઇ લાડુ નથી કે ખાઈ જવાય."

" હા, શેઠ ખરૂં કહે છે " સેનાપતિએ ટાપસી પુરી. "

" તો કરો તમે વિચાર, મ્હારે વિચાર બિચારનું કામ નથી." ભુપસિંહ બોલ્યો.

" તો ઠરાવ ઉપર આવો " સેનાપતિ બોલ્યો:

"તો ઠરાવ એ કે રણમલને મારવો. વસંતદેવનું ખુન કરવું. રાજ્યના નાદાનોનો નાશ કરવો. જે જે ભુપસિંહના સ્હામો થાય તેના લોહીનો સ્વાદ મ્હારી તરવારને કરાવવો.' ભુપસિંહે તરવાર ખેંચી:

નગરશેઠ સમય વિચારી બોલ્યો ખરી વાત છે. ઉઠો ત્યારે લ્યો હથીઆર અને મારો વસંતદેવને, ચાલો મ્હારા ભૈયો" નગરશેઠ ટાળથી ઉભો થયો.

ભુપસિંહ હસ્યો અને બોલ્યો "કેમ શેઠ તમારૂં "પછી" કયાં ગયું ? "

" પછી પછવાડામાં અને આગળ ભીંતમાં ગયું. ચાલો હવે કરો ઠરાવ. "

" કરો ઠરાવ. " ભુપસિંહ બોલ્યો.

" કરો ઠરાવ. " સેનાપતિએ કહ્યું.

" કરો ઠરાવ. " નગરશેઠે બાકી રાખ્યું નહીં.

" શો ઠરાવ? " પ્રધાને પુછ્યું.

ભુપસિંહે ઠરાવ કર્યો " એક એકે જે દીવસે વસંતદેવ રાજ્યનગરમાં-શૈલપુરમાં આવે તે દીવસે ત્હેને કેદ કરવો અથવા મારી નાંખવો. "

" પરંતુ રણમલ વિશેની પંચાત થઇ રહેવા દો અને તેના વિશે ઠરાવ ઉપર આવો. "

": રણમલ ગયો જહાનમમાં. લખો પ્રધાન"

પ્રધાને કાગળમાં બન્ને સરતો લખી.

ત્રીજી સરત લખો. રતિસુંદરી મળે કે તરતજ તેનું મ્હારી સાથે લગ્ન કરવું. "

" પરંતુ ત્હેને પુછ્યા વગર ? "

" લખો રતિસુંદરીની ઇચ્છાથી અથવા ઇચ્છા વગર લગ્ન કરવું. "

પ્રધાને લખ્યું.

" પછી લખો. આ કામ પુરૂ થાય પછી બધાને જે આપવું હોય તે આપવું. લખ્યું. હવે વાંચો. "

પ્રધાને વાંચ્યું " અમો શૈલપુર રાજ્યના ભવિષ્યના રાજા તથા હાલના ઠાકોર, રાજ્યના મંત્રી; સેનાપતિ, નગરશેઠ સઉ અત્રે આવી ઠરાવ કરીએ છીએ કે હાલના રાજા વસંતદેવ જે દીવસે રાજ્યનગરમાં પ્રવેશ કરે તે દીવસે તેને પદભ્રષ્ટ કરવો અને કેદમાં નાંખવો અથવા ત્હેનું ખુન કરવું. બીજું રણમલને જહાનમમાં નાંખવો. ત્રીજું રતિસુંદરીનાં તેની મરજી સહીત અથવા તે ઉપરાંત ભુપસિંહ સાથે લગ્ન કરવાં. આ ત્રણે સરતોની પુર્ણતા થાય પછી જ આ કામના સાક્ષીતોને જે આપવું હોય તે આપવું. "

" કેમ છે કબુલ ? " પ્રધાને પુછ્યું.

" મુરખ છે મુરખ ! " ભુપસિંહે કહ્યું.

" કેમ ? "

" કેમ રણમલ બાબત કાંઈ લખ્યું નહીં ? "

" લખ્યુંને કે રણમલને જહાનમમાં નાંખવો. "

" તો ક્યાં છે જોવા દે અને સહી કરવા દે. "

" લ્યો ત્યારે કરો સહી. "

ભુપસિંહે કાગળ લીધો અને તરવાર કાઢી કાગળના બે કટકા કર્યા અને કહ્યું " લો કાગળ પણ જહાનમમાં ગયો. આવી સરત

લખાતી હશે જે પ્રધાનપણું કરે છે."

"જે બોલાણું તે લખાણું."

"પણ અમો જહાનમમાં મોકલવાનું લખવાનું કહેતા હતું?"

"ના બાપુ ના. હશે ભુલ થઇ લાવો સરત ફરીથી લખીએ."

"સરત ગઇ જહાનમમાં અને જોડે બધુંએ. ચાલો પ્હેલાં રણુમલનો ઘાટ ઉતારો. ચાલો ઉઠો."

"રણુમલ સારૂ શું કરવું?" પ્રધાને ભુપસિંહને કાનમાં પુછ્યું।

"રાયમલને મોકલવો." ભુપસિંહે પ્રધાનના કાનમાં કહ્યું.

"ક્યારે?"

"રાત્રે."

"આજ!"

"હા."

"તો આજ આપણે શું કામ કર્યું?" પ્રધાને મ્હોટેથી પુછ્યું.

"કંઇ નહીં. અંતે ધુળની ધુળજ. તમારા જેવા મ્હને સલાહકાર મળે તોજ રાજ્ય ઉંધું વળે અરે! હું તો કહું છું કે તમારા લીધેજ વસંતદેવનું રાજ્ય ઉથલાવાય. નહી તો કોની મગદૂર છે કે વસંતદેવ સ્હામા થઇ શકે. શાબાશ છે ચાલો મ્હારા ભાયો?"

દીવો ઓલવાયો. સર્વે ચાલ્યા. ગુફા નિઃશબ્દ થઇ એ મંડળી થોડે દૂર ગઈ હશે એટલે ગુફામાંથી એક મનુષ્ય બહાર નીકળ્યો.

# પ્રકરણ ૨.

## રણુમલ.

તે મનુષ્ય સાયંકાળની અદ્ભુત લીલા જોતો જોતો સર્વ મંડળીની પાછળ થોડે દૂર ચાલતો હતો.

વર્ષા સમયની આનંદમય વાદળીઓને જોઈ, આસપાસના તરવરો જોઇ, પશ્ચિમ દિશા તરફ અસ્ત પામતા સૂર્યને જોઇ, પુર્વ દિ-

શાએ પાંડુરંગી ચંદ્રના ઉદય તરફ જોઇ, આહ્‌લાદક વનસ્થલી જોઈ મનમાં તે બોલ્યોઃ

" આજ છ માસ થયા રતિસુંદરીનો પત્તો નથી. વસંતદેવ ક્યાં વિહાર કરે છે તે માલુમ નથી. રાજ્ય સહચરી કુમુદાનું શું થયું ! તે અગત્યનો પ્રશ્ન છે. રાજ્ય રહમાં આ દુષ્ટો કાવત્રુ રચે છે. હું જાણું છું કે ભુપસિંહ રાજ્ય લોભી છે. પ્રધાનને પણ રાજ્ય પચાવવું છે. પ્રધાન ધારે છે કે રણમલને મારી, ભુપસિંહને ગાદી અપાવવાને મિષે સર્વ સમારંભ કરી, અંત સમયે ગાદીપતિ બનવું. શેઠને ધન લાલસા છે. સેનાપતિને વિજય ઇચ્છા અને નામ દિગન્ત-વ્યાપિ કરવા આકાંક્ષા છે. ખરેખર ! બહુજ સારી મંડળી થઇ છે. જેવાને તેવા મળ્યા.

" વ્હાલી ગુજરાત ! પરાપૂર્વથી પ્રખ્યાત સુવર્ણ ભૂમિ ! મધુર માતુશ્રી ! મ્હારી જન્મ ભૂમિ ! ત્હારા ઉપર હમણાંજ પડેલી આફતથી આ દુષ્ટોએ અદ્યાપિપર્યંત કશો સાર કહાડ્યો નહી. દીલ્હીનો બાદશાહ આખા હિંદુસ્તાનને તાબે કરવા ઇરાદો રાખે છે. અંદર અંદરના કલહને લીધે ગુજરાત પરતંત્ર થયું. દૂરદર્શી પુરૂષોના અભાવે તે પરતંત્ર થયું. દુષ્ટ માધવ—" તે વિચારયુક્ત થતાં ફરી બોલ્યો. "હા ત્હેંજ, ત્હેંજ, માધવ ! મ્હારા દેશનું સત્યાનાશ વાળ્યું. ત્હેંજ, ત્હેંજ, મ્લેચ્છોને આણ્યા-માધવ ત્હારો વાંક નથી, વાંક વિધાત્રાનોજ છે. લખ્યા લેખ મીથ્યા થનાર નથીજ.

" ગુજરાત પરતંત્ર થયું, બીજાં રાજ્ય થયાં અને થાય છે તેજ મુજબ આ રાજ્ય-જેણે ગુજરાતની પડતી વખતે ઉચ્ચતર સ્થિતિ પ્રતિપાદન કરી છે-તે ગૃહકલહથી આફતે ડુબશે. આ વાત તેમના લક્ષમાં ક્યાંથી આવે !

" સમય બારીક છે. હાલ દરેક ન્હાના ઠાકોર રાજા આદિઓએ ભેગા થઇ હાલના ક્રુર, કૃત્રિમ મહારાજ્ય સ્હામા થવાનો યત્ન કરવાનો છે. દરેક રાજ્યે પોતપોતાથી બને તેટલી હીમતથી, દૂરદર્શીત્વથી, તથા સૈન્યથી, પોતાનું રાજ્ય મજબૂત કરી, બીજા રાજ્યો સાથે એકત્ર થઇ, ગુજરાતની સ્થિતિ પ્રથમ જેવી કરી—હિંદુ સ્વરાજ્ય કરવાની આકાંક્ષા રાખવી જોઇએ ત્હેને બદલે ગૃહકલહ કરવો તે કેવું દયાજનક છે !

" ખરેખર ! મનુષ્ય લોભ તથા લાલચે લપટાઈ અંધ બને

છે. અંતે શું અને કેમ થશે તે તેના મગજમાં આવતું નથી. ભવિષ્ય! ખરેખર પરમાત્માએ ત્હને જાણવા માટે સરજેલું નથી. ગૃહ કલહ, જ્ઞાતિ કલહ અને એવા બીજા કલહ, લોભથી અને લાલચથીજ થાય છે. અને તેના ભવિષ્યની ખબર પડતી નથી. પરંતુ અંતે કલહનું મુખ કાળુંજ હોય. આ રાજ્યના કલહમાં મ્હારા વિચાર પ્રમાણે એમજ થશે. વસંતદેવ મુર્ખ—અરે! એ વિશેપણ અન્નદાતાને કેમ અપાય? વસંતદેવ ઉન્માદાવસ્થામાં રાજ્યપાટ છોડી દઇ પોતાની રાણીની શોધમાં વગર વિચારે ગયેલ છે. રતિસુંદરી–મ્હારા વિચાર પ્રમાણે તેજ–રતિસુંદરી આ સર્વનું–વસંતદેવની ઉન્મત્તતા, કુમુદાનું ગુમ થવું, ભુપસિંહનો લોભ–આ સર્વનું તેજ કારણ છે–તેનો પત્તો નથી–દેશ વિદેશ ફરી શોધ કરવા મોકલેલ માણસો નિરાશાથી પાછા આવ્યા છે. વસંતદેવના પણ સમાચાર નથી.

" ભુપસિંહ! ભુપસિંહ! તું યાદ રાખજે કે ત્હારા વિચાર ફલિ ભૂત થનાર નથી, કોઇ પણ કાળે તું વસંતદેવની ગાદીએ વિરાજમાન થનાર નથીજ. જ્યાંસુધી રણમલ જીવતો છે ત્યાં સુધી રાજ્યની આશા મિથ્યાજ છે. તું ત્હેને શું કરીશ? બે વાર ફસાવવાનો વિચાર કર્યો પણ ઈશ્વરકૃપાથી તે બચ્યો છે. પોતાના અન્નદાતા તરફ નિમકહરામ થયો નથી અને થશે નહીં. ભલે પ્રાણ જાય પરંતુ પ્રાણાન્તે પણ રણમલ પોતાને હસ્તક વહીવટ થતું રાજ્ય ભુપસિંહના હાથમાં જવા દેશે નહી. વસંતદેવ નહી જડે તો?—" આ વિચાર ત્હેના મનમાં સ્ફુરવા લાગ્યો. આકાશ તરફ દૃષ્ટિપાત કરી બોલ્યો. " ઇશ્વર ત્હેનું રક્ષણ કરો. પરંતુ વખતે ત્હેનો નાશ થયો તો?—" પુનઃ વિચારમાં પડ્યો " તો ભુપસિંહને ગાદી તો આપવીજ પડે?—હા. તે આપીશ–પરંતુ રતિસુંદરી સાથે લગ્ન તો થવાજ નહિ દઉં. રાજાની રાણી–પ્રજાની માતા–સારૂ મ્હારૂ તન, મન, અને ધન—મ્હારૂં સર્વસ્વ રાણીના સારા સારૂ અર્પીશ–પરંતુ પ્રાણાન્તે પણ ભુપસિંહને રાણી નહી મળવા દઉં.

" રણમલ! રણમલ!! ત્હારે બહુ સંભાળવાનું છે, ખરો ખારીકીનો તથા કટાકટીનો સમય આવ્યો છે. સુખમાં મિત્રતા રહે છે–સુખમાં નોકરો ખુશીથી નોકરી કરે છે–પરંતુ દુઃખમાં તે સર્વ દૂર થાય છે. તે મુજબ થવા દઇશ મા. ભલે ગમે તે થાય પરંતુ ત્હારૂ મન—આત્મા કહે તેજ કરજે. જો વસંતદેવનો આત્મા દેહ

છોડી જાય તો ત્હારે તો એ તરફથી દુઃખ છેજ. એક બાજુ મ્લે-ચ્છ લોકો ધીમે ધીમે રાજ્યો પોતાના રાજ્ય સાથે જોડે છે, બીજી બાજુએ ગૃહકલહનો ભય છે. માટે ગમે તો સર્વ રાજ્યકુટુંબ સાથે ત્હારો નાશ થાય કિંવા ભુપસિંહનો નાશ થાય એ હું ઇચ્છુ છું. શત્રુઓ ચોતરફ રાજ્યને માથે ઝઝુમી રહ્યા છે. રાજ્યપર કઇ ઘડીએ શત્રુ સૈન્ય ધસી આવશે તે જણાતુ નથી.તો આવા કઢંગા વખતમાં ગૃહકલહ નહીજ કરવો જોઇએ.

" અભિમાની, આસકત અને આંધળો એ ત્રણે બરોબર હોય છે. ત્રણેમાં દૂરદર્શીત્વ હોતું નથી. અભિમાની અભિમાને લપટાઈ હું મ્હોટો છું, મારા સમાન આખા વિશ્વમાં કોઈ નથી તેમ ધારે છે. અહંકારના અતિશય અટપટા સાગરમાં તે પડે છે અને ત્હેને તારનાર કોઈ મળતોજ નથી. કદાપિ કોઇ તેને સારે રસ્તે દોરનાર મળે તોપણ તે પોતાની અહંતાને લઇ તેની શીખામણ ગમે તેવી સારી-ગમે તેવી લાભકારી હોય-તોપણ તે માનતોજ નથી. અને અંતે જ્યારે રાવણ સરખા મદોન્મત્ત મહારથીની માફક ધુળ ભેગા થવાનો સમય આવે ત્યારેજ પસ્તાય છે. આસકત પણ પોતે જે કરે છે તે સારૂ અને પારકાના કલ્યાણને માટે કરે છે તેમ ધારે છે. પોતે સૌથી ડાહ્યો અને વિદ્વાન છે ધારી ત્હેને શીક્ષા દેનારને ધિક્કારમય દ્રષ્ટિએ જુએ છે.

" મનુષ્ય જાતીમાં ઉત્પત્તિથીજ ઇર્ષ્યા—થોડાક અથવા વધુ ભાગે રહેલી છે. તે ઇર્ષ્યા સમય જતાં—વૃદ્ધી પામવાનું કારણ મ-ળવાથી વધે છે. પરંતુ અંતે તેના ફળ બુરાજ છે. આશાના અં-ધકારમાં ગોથા ખાતાં મૂર્ખોને આ વાતની જરાપણ જાણ હોતી નથી અને તેથી તેઓ ત્હેમાંજ ભ્રમણ કર્યા કરે છે અને અંતે પ-સ્તાય છે.

" કુમુદા ! કુમુદા ! ! દેવાંશી કુમુદા ! ! ! ત્હને ધન્ય છે. ત્હેં ત્હારા અમૃતમય શિક્ષા વચનો કેટલા બધા સર્વેને સંભળાવ્યા ! તે સઘળા ઉપર ભુપસિંહ—જેને તું ત્હારો માનતી હતી તેજ ભુપ-સિંહ—આજે પાણી ફેરવવા બેઠો છે. જે થવાનું હોય તે થાય ત્હેમાં—"

વિચાર તરંગ અટકયાઃ—એકાએક કાંઇ અવાજ પગલાંનો અવાજ આવવાથી વિચાર તરંગો અટકયાં અને આટલા બધા

સમય પછી પહેલીજ વખત પોતાની આસપાસની વનલીલા અવ-લોકવા લાગ્યો.

ચોતરફ દૂર પર્વતોની હારો અને ઉપર ઉગેલા વૃક્ષો સાંજની સમયે ભયાનક લાગતા હતા, ચોતરફ ઉગેલી ઝાડી એટલીતો ગાઢ હતી કે સાધારણ મનુષ્યની હીમત અંદર જવાને ચાલી શકે નહી. થોડે દૂર નિર્મલ ભોગાવતિ સરીતાનો પ્રવાહ પથ્થર સાથે અથડાતો હોવાથી સુરસમય સ્વર આવતો હતો, પરંતુ જો કે તે નદી બહુ દુર નહી હતી તદપિ-તે ઉભો હતો તે સ્થળથી ત્હેના દર્શન થવા દુર્લભ હતા.

વિધાતાની વિચીત્ર કૃતિઓનું નિરીક્ષણ તથા વિચાર કરતો ક્ષણવાર મોહ લબ્ધ થઇ અટકયો-ચોતરફ દૃષ્ટિ ફેરવી-પરંતુ અ-વાજ કઇ બાજુએથી આવ્યો તે ત્હેના જાણવામાં આવ્યું નહી.

ક્ષણવાર સ્તબ્ધ થઇ ઉભો તો પુનઃ અવાજ સાંભળ્યો. ઝાડના ડાંખલામાં કોઇ મનુષ્ય આવતું હોય એમ લાગ્યું. અવાજ ક્ષણ પ્રતિક્ષણ વધતો ગયો અને વધારે સ્પષ્ટ લાગવા માંડયો. તે પુરૂષ તરતજ એક ઘટાદાર તરૂવરની ઓથે જઇ એવી ચતુરાઇથી પોતાને છુપવ્યો કે ગમે તેટલા યત્ન કરે પણ ત્હેને શોધી કહાડવો અશકય થઇ પડે.

થોડીવારે ત્હેણે પોતાના અસલ માર્ગ ઉપર એક મનુષ્યને આવતો જોયો. નૂતન આગંતુક મનુષ્યનો પોષાક વિચિત્ર હતો. તેનો પોષાક જોતાં કોઇ વનચર જેવો લાગતો હતો નહી, તેમજ નાગરિક હોય તેમ પણ ભાસ થતો નહી. મ્હોં ઉપર બુકાની બાંધેલી હતી તેથી મુખાકૃતિ જોવામાં તે વિઘ્નરૂપ હતી. કમ્મરે એક શુશોભિત પટો હતો અને ત્હેમાં એક સુંદર તરવાર લટકતી હતી ત્હેની ગતી બહુજ ઝપાટાદાર હતી.

કોઇ ભુખ્યો હસ્તિ પોતાના ખોરાકની શોધમાં વન વન ભટ-કતો હોય પરંતુ પોતાનો ઇચ્છિત ખોરાક નહી સાંપડવાથી નિરાશ થાય છે તથાપિ એકાએક ત્હેની જગ્યા સાંભરવાથી જેમ અતિ આનંદે મગ્ન થઇ ભગ્ન ઉત્સાહને ઉ-તેજીત કરી ગતિમાન થાય છે, તેમ આ મનુષ્ય કોઇની શોધમાં હોય અને ત્હેની શોધની નિષ્ફળતા થવાથી ઉત્સાહભંગ થઈ ગયો હોય અને પુનઃ કાંઇ વિચિત્ર કાર-ણથી ત્હેની ભાળ મળે એમ લાગ્યું હોય તેવી રીતની ત્હેની ગતી હતી.

વધારે પાસે આવતા તે મનુષ્ય સ્પષ્ટ દેખાવા માંડ્યો. તે જે સ્થળેથી પ્રથમ પુરૂષ ગુમ થયો-દૃષ્ટિ મર્યાદામાંથી બ્હાર થયો તે સ્થળે આવ્યો અને અટક્યો. શ્વાનને ગંધની ખબર હોય છે અને જેમ પોતાના ધણીના પગલાથી ત્હેની હીલચાલ શોધી કહાડે છે તેજ રીતે આ મનુષ્ય જાણે તેનીજ પાછળ પડેલો હોય અને પગલે પગલે શોધ કરતો આવ્યો હોય એમ લાગતું હતું.

જો કે આગંતુક મનુષ્યે વિચિત્ર પોશાક ધારણ કરેલો હતો તથાપિ પ્રથમ આવેલ મનુષ્યથી તે ઝટ ઓળખાઇ ગયો તેથી તે પ્રથમ ધીરે સાદે બોલ્યો.

" વિજયસિંહ ! "

નૂતન મનુષ્ય આશ્ચર્યથી મુર્તિમત બન્યો.

પુનઃ સ્વર થયો "કોણ ! વિજયસિંહ !"

વિજયસિંહ બોલ્યો 'હા હું વિજયસિંહ છું. પરંતુ આ અવાજ ક્યાંથી આવે છે ?' આટલું બોલી તે ઝાડીમાં ચોતરફ જોવા લાગ્યો પણ વૃક્ષઘટાને લીધે તે કશું દેખી શક્યો નહી. થોડો સમય વ્યતિત થયો એટલામાં બિલાડી જેમ તલપીને ઉંદરને પકડે છે તે રીતે વિજયસિંહને પ્રથમ આગંતુક મનુષ્યે પકડ્યો અને બોલ્યો વિજયસિંહ ગમે તેટલા દેખાવ બદલો પરંતુ મ્હારી આંખથી ઓળખાયા વગર રહેવાના નથીજ."

" પરંતુ હું તમને ઓળખતો નથી " ટુંકામાં જવાબ મળ્યો.

" એ શક્ય છે. મ્હેં મ્હારૂ રૂપ એવું બદલેલું છે કે મ્હારી માતા પણ મ્હને જોઇ ઓળખી શકે નહી. બોલો આપે શા કાર્યથેં આ વિચિત્ર વસ્ત્રોથી આપનું રૂપ ફેરવેલું છે.:'

" મ્હેં મ્હારા ધંધાને છાજતુંજ કરેલું છે પરંતુ આપ કોણ છો તે મ્હારે જાણવું જોઇએ પછી હું મ્હારૂં કાર્ય આપને નિવેદન કરી શકીશ. "

" તો, એમજ હોય તો, હું આપનો શત્રુ નથી પણ મિત્ર છું."

" એ શી રીતે મનાય. "

" આ રાજ્યનો હું હિતેચ્છુ છું અને રજપૂત છું. "

" એ તો હશો પરંતુ ઓળખાણ શીવાય કેમ મનાય? "

" રાજા વસંતદેવનો હું શુભેચ્છક છું. "

" એમ ! તો રણમલસિંહને ઓળખતા હશો. "

"ઘણી સારી રીતે, તે મ્હારો અંગત મિત્ર છે."

"ત્હેની સાબિતિ."

"રજપુતના શબ્દ **રજપુતનાં વચન કદાપી અસત્ય હોતાં નથી.**"

"એ હું જાણું છું પણ સમય બદલાતો જાય છે તેથી પુછવું પડે છે."

"સત્ય છે. લ્યો હું વચન આપું છું કે ત્હમારી વાત બહાર પડશે નહી."

"હું કોણ છું તે ત્હમે જાણતા હોવા જોઇએ. મારૂં નામ જાણો છો તો મ્હારો ધંધો પણ જાણતા હશોજ. હાલ આ રાજ્ય બહુ જોખમમાં આવેલું છે, તે રણમલના મિત્ર હોવાથી જાણતા હશોજ. રાજ્ય સામે મ્હોટું કાવત્રું રચાય છે. રણમલનો જીવ જોખમમાં છે. તે માટે હું ત્હેના મ્હેલ ઉપર જઇ આવ્યો પણ તે હાજર નહી હોવાથી હું ત્હેને શી રીતે ખબર આપું તેના વિચારમાં આ ચંડાલ ચોકડીની હીલચાલ જોઇ. પરંતુ તે ચંડાલ ચોકડીની પાછળ ગુફામાંથી ત્હમે નીકળ્યા અને વળી છુપાતા છુપાતા જતા હતા તેથી મ્હને લાગ્યું કે ત્હમે તે લોકોના સાગ્રિત નહીજ હશો; તેથી તમારો કેડો લીધો અને અંતે ત્હમારી પાસે હું આવ્યો. જો આપ રણમલના શુભેચ્છક હો તો આ પત્ર જરૂર રણમલને હાથોહાથ પહોંચાડજો" વિજયસિંહે પત્ર આપ્યો. તે મનુષ્ય હાથમાં પત્ર લઇ બોલ્યો. રણમલના જીવનું જોખમ થશે નહીજ એમ મારી ખાત્રી છે."

"પરંતુ આ પત્ર રણમલ શીવાય કોઈ વાંચે નહી તેનું વચન આપો."

"વચન! લ્યો વચન! રજપુતના શબ્દનો વિશ્વાસ નથી?"

"લ્યો ત્યારે રજા માગુ છું."

"જેવી ઇચ્છા."—વિજયસિંહ ગયો.

તે મનુષ્યે પત્ર વાંચવા નિશ્ચય કર્યો. પત્ર ઉઘાડવા ગયો કે પુનઃ વિજયસિંહ આવી પહોંચ્યો અને બોલ્યો "વાહ! રજપુતનું વચન આવું રાખો છો કે?"

"**રજપુત વચન તોડશે નહી.**"

"તો આ શું કર્યું. પત્ર કયમ ઉઘાડયો?"

" વચન પાળવા. "

" શું વચન ! "

" પત્ર કોને માટે હતો ?" આ વાકય બોલી પોતાના મ્હોં ઉ- પરથી ત્હેણે વસ્ત્ર કહાડી નાંખ્યું અને જરા ફેરફાર કર્યો."

' કોણ ? રણમલ. ! ' વિજયસિંહ એકદમ આશ્ચર્યથી બોલ્યો.

' હા. હુંજ રણમલ. વિજયસિંહ આજ તમે મ્હારો પ્રાણ બચાવ્યો છે—અથવા બચાવવાનો પ્રયત્ન કર્યો છે તેથી તમારો ઉપકૃત છું-પરંતુ મ્હારાજાની કાંઇ ખબર.' ?

' હજુ કશી નથી, તપાસ જારૂ છે. '

' ઠીક. ફરી મળજો. '

' આજ રાત્રે ? '

' હા. જરૂર '

' જય જય. '

' જય જય '

આ બોલી બન્ને જણ છુટા પડયા.

હવે આપણે આગળ ગએલા પાત્રોની સ્થિતિ જોઇએ.

## પ્રકરણ ૩.

### ખટપટ.

આસપાસની વનલિલાની અલૌકિકતા નિહાળવા જરાપણ તસ્દી લીધા વગર ભુપસિંહ આદિ ચારે જણા મૌન્ય ધરી ચાલ્યા કરતા હતા. સાયંકાળનો સમય—પક્ષીઓના ગૃહ પ્રત્યે જવાના આ- નંદદાયકારો તેમના કાનને જરા પણ અવાજ આપતા નહી. રંગ બેરંગી વન પુષ્પો ભિન્ન ભિન્ન જાતના વનપક્ષીઓ તથા પ્રાણિઓ અનેક તરેહની વિચિત્ર તરૂઘટાઓ તેમની ચક્ષુઓને જરા પણ આકર્ષવાને અશકત હતી અનેક જાતના પુષ્પો ભિન્ન ભિન્ન સુગં- ધવાળા પાંતરાઓ વિગેરે નાસિકાને ગંધ પ્રવાહ આપવાને અશકત હતા. ચારે જણના મગજમાં ભિન્ન ભિન્ન વિચાર આવતા હતા.

આગલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે ભુપસિંહ રાજ્યલોભી હતો. તેના મનમાં સર્વદા રાજયનાજ તરંગો ઉઠતા હતા. રાજ્યના અધિપતિ બનવું તેજ તેના મનની મહત્વાકાંક્ષા હતી. નીતિ, રીતિ, ધર્મ વગેરે સર્વનો લોપ થાય ત્હેની ત્હેને જરા પણ દરકાર ન્હોતી. રાજ્ય સમૃદ્ધિના આનંદમાં મહાલવાનો ત્હેનો ઉમળકો હતો. રાજ્ય મેળવ્યા પછી અનેક લ્હડાઇઓ કરી આસપાસના ઠાકોરોની જમીનો પડાવી લઇ પોતાના રાજ્ય સાથે જોડાવાનો ત્હેનો મ્હોટામાં મ્હોટો લોભ હતો. દોષિ અથવા નિર્દોષને કનડી જેમ બને તેમ વધારે લક્ષ્મી સંપાદન કરવામાંજ અર્થ માનતો હતો. ટુંકામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ તે સર્વને લક્ષ્મિમજ માનતો હતો. લક્ષ્મિ મેળવવી તેજ જીવતરનું સાર્થક છે. લક્ષ્મિ તેજ સર્વ છે. વારંવાર કુમુદાના વચન યાદ આવ્યા કરે છે કે “ જેની પાસે વિત્ત છે તેજ કુલવાન છે, તેજ પંડિત છે, તેજ શાસ્ત્રજ્ઞ–ગુણજ્ઞ છે, તેજ ફક્ત વકતા છે, તેજ દર્શનીય છે અર્થાત્ સર્વે ગુણ કાંન્ચનમાંજ સમાયેલા છે.” આ પ્રમાણે તે વારંવાર બોલતો હતો તે સમજતો હતો નહી કે રાજ્ય ચલાવવું તે રમતની વાત ન્હોતી. જે સમયે આપણી કથાની શરૂઆત થાય છે તે સમય એવો બારિક હતો કે તરવારની ધાર ઉપર રહેવું અને રાજ્યાધિપતિ બનવું તે બરોબર હતું.

એકજ પ્રકૃતિના બે મનુષ્યો જ્યારે સહવાસમાં આવે છે ત્યારે તેમની મૈત્રી જેવી બંધાય છે તેવી બીજી કોઇપણ રીતે બંધાતી નથી. ભિન્ન ભિન્ન પ્રકૃતિના ભિન્ન ભિન્ન મનુષ્યોનો સહવાસ થતોજ નથી. કામિને કામિની, લંપટને લંપટની, સાધુને સાધુની, પંડિતને પંડિતની, વિદ્વાનને વિદ્વાનની, મુર્ખને મુર્ખની, યોગીને યોગીની, ભોગીને ભોગીની; અર્થાત્ સમાન ગુણવાળાની સાથેજ જે મૈત્રી અથવા સંસર્ગ થાય છે તેજ સર્વાંશે સર્વદા ટકી રહે છે. એવા થોડાજ દાખલા નીકળશે કે જેમાં ભિન્ન પ્રકૃતિના મનુષ્યોનો સંસર્ગ લાંબા વખત સુધી ટકી રહે છે. નગરશેઠ ધન લોભી હતો. ભુપસિંહ ધનલોભી હતો, સેનાપતિ યશ લોભી હતો, ભુપસિંહ યશ લોભી હતો, પ્રધાન સ્વાર્થિ હતો. ભુપસિંહ સ્વાર્થિ હતો.

આ મુજબ સર્વત્ર સમાનગુણવાળો ભુપસિંહ હતો. અને સર્વે એ ભુપસિંહને રાજા થવામાં મદદ કરવાથી પોતાને લાભ હતો એમ ધારતા હતા.

પાપી મનુષ્યોનું હૃદય હમેશાં પાપીજ હોય છે. સર્વદા ત્હેણે જે પાપ કર્મ કર્યું હોય તે ત્હેની આંખ આગળ ખડુંજ રહે છે. દુષ્ટ કાર્યની પ્રેરણા થાય છે કે તરતજ મનુષ્ય **આત્મા** મનુષ્યને તે કાર્ય કરવા ના કહે છે પરંતુ **માનસિક વૃત્તિઓ** તે કાર્ય તરફજ જાય છે. તે કાર્ય કર્યા બાદ તે મનુષ્યને ત્હેણે પોતે કરેલા કાર્યનો પસ્તાવો થાય છે ત્યાર બાદ નિરંતર તે પોતાના ગુન્હાના પકડનારનેજ જુએ છે. કોઇ પણ બનાવ નજીવ જેવો પણ બને, કોઇપણ કાંઇ—વગર જાણેજ પ્રશ્ન પુછે તોપણ પાપાત્માને સંશય થયા વગર રહેતોજ નથી. આ નિયમાનુસાર આ ચારેજણ દરેક બાબતમાં સંશયીજ હતા. દરવાજાનો દરવાન વખતે આ ચાર જણને આવે વખતે જોઈ રાજ્યના અમાત્ય રણમલને કહે અને તેમના ઉપર વખતે વ્હેમ આવે એ બ્હીકથી ચારેજણ છુટા પડી શેહેરમાં દાખલ થયા.

\+ \+ \+ \+ \+ \+

બે ઘટિકા રાત્રિ વ્યતિત થઇ છે. ભુપસિંહના મકાનની બ્હારની બાજુએ સૌ શાંત છે.

ભુપસિંહનું મકાન બહુ વસ્તીવાળા ભાગમાં અથવા ઉજ્જડ ભાગમાં હોય એમ ન્હોતું. તે મકાનની ચારે બાજુએ બાગ હતો. તે બાગને લીધે આશપાસના મહાલયોથી તે જુદુ પડતું હતું.

મકાનના આગલા ભાગમાં મ્હોટો ખંડ હતો જેમાં ચારે બાજુએ ગાદી તકીઆ બીછાવેલા હતા, ઉપર પાટીઆની છત હતી, ત્હેમાં વચેના ભાગમાં ઝુમ્મર લટકતું હતું, અને ત્હેની આસપાસ કાચની હાંડીઓ હતી, ત્હેમાં કાચના પ્યાલા હતા, ત્હેમાં દીવા સળગતા હતા, પરંતુ તે ઘણાજ ઝાંખા હતા. રાત્રિ એક પ્રહરને સુમારે વિતેલી હતી. ખંડની મધ્યમાં એક ગાદી ઉપર ભુપસિંહ ગોળ તકીઆને અઠીંગીને સુતેલો હતો. ત્હેના લાંબા કરેલા પગને તેનો હજામ પગચંપી કરતો હતો. ડાબી બાજુએ લાંબી નેહનો હુકકો પડેલો હતો તે ગગડાવતો હતો. ભુપસિંહ વિચાર ગ્રસ્ત જણાતો હતો એટલામાં વરદી આવી કે પ્રધાન, સેનાપતિ, અને નગરશેઠ આવતા હતા.

હજામને જવાનો હુકમ થયો. ભુપસિંહ ઉઠીને સ્હામો લેવા ગયો. ખંડમાં આવ્યા બાદ એકમેકને ભેટયા, બાદ સર્વ બેઠા.

થોડીવાર સુધી સર્વે નિઃશબ્દ રહ્યા, થોડા સમય પછી સેનાપતિ એ પૂછ્યું 'રાયસિંહ હજુ આવ્યો નથી ?'

ભુપસિંહે જવાબ આપ્યો 'ના હજી આવ્યો નથી. રાજ્ય ખટપટના કામ આવાજ હોય છે. બે ત્રણ ઘડી થઇ.'

નગરશેઠે કહ્યું 'વ્હાણુ ડોલતું હશે તેથીજ વાર લાગી હશે. લક્ષ્મિથી લલચાય એ સ્વાભાવિક છે.'

ભુપસિંહ હસ્યો અને બોલ્યો "સત્ય છે. શેઠ! 'પૈસો મ્હારો પરમેશ્વર ને હું પૈસાનો દાસ' ખરી વાત ને? રણુમલને પૈસાનો લોભ લાગે તેમાં નવાઇ નથી.'

ભુપસિંહ વગેરેએ ઘેર આવી અગાઉના નિશ્ચય પ્રમાણે લાંચથી રણુમલને પોતાના પક્ષમાં લેવાની મુરાદ પાર પાડવા માટે રાયસિંહને મોકલ્યો હતો. રાયસિંહ એક ઘણો ખટપટી અને મીઠા બોલો હતો. તે પોતાની વાણિથી મ્હોટા બોલનારને એવી રીતે વશ કરતો કે તે તેના શીવાય બીજા માણુસને જોતો હતો નહી. તે રણુમલનો વિશ્વાસુ માણુસ હતો. મુખે માધુર્યતા ધરનારા મનુષ્યો કપટમાં કૌશલ્ય ધરનારા હોય છે. એમ ધારીને ભુપસિંહે રાયસિંહને રણુમલને ત્યાં શાયંકાળે મોકલ્યો હતો.

રણુમલ આ ચંડાળ ચોકડીની પાછળ પાછળ આવતો હતો ત્યારબાદ વિજયસિંહને મળ્યો હતો ત્યારપછી તે પોતાને ઘેર પહોંચ્યો અને કપડા ઉતારી બેઠો. થોડીવાર પછી રાયસિંહના આવવાની તેને ખબર મળી. રાયસિંહ આવ્યો. નમસ્કાર કરી બેઠો.

રણુમલે પૂછ્યું " અહો ! રાયસિંહ આજે ક્યાંથી નવરા પડયા ? "

" આપની સેવામાંજ છું તો. આજ નવરો હતો ત્યારે આપની મુલાકાતે આવ્યો. "

" પરંતુ કાંઇ કામ હશે તોજ આવ્યા હશો. "

" જી ના. એમ હોય? અમસ્તોજ આવ્યો હતો. મ્હોટા પુરૂષના દર્શન દુર્લભ હોય પરંતુ અમારે તો તેની આકાંક્ષા રાખવી જોઇએ. આપના શિવાય હાલ આ રાજ્યમાં અમને આશ્રય આપે એમ કોણુ છે ? "

" એમ કેમ ? "

" હું આપને કહું છું કે મ્હોટાની છાયામાં રહીએ તો

આપણો ઉદ્ધાર છે. ”

“ ખરી વાત છે પરંતુ......કાંઇ નહીં ” રણમલ અટક્યો.

“ કેમ અટક્યા ? ”

“ કાંઇ નહીં-હુ કહેતો હતો કે રાજ્યના ભાયાતો ઠાકોરો વગેરે ક્યાં નથી કે તમારે બીજાનો આશ્રય લેવો પડે. ”

“ રાજા વસંતદેવના રાજ્યમાં ભય શાનો હોય ? પરંતુ હં. મહારાજાનું શું થયું તે જણાયું ? ”

“ ના હજુ કાંઈ જણાયું નથી. રતિસુંદરીનો પત્તો નથી તેમ જ પોતાનો પણ પત્તો નથી. ”

“ એ રાજ્યનું દુર્ભાગ્યજ તો. ”

“ હાસ્તો. તેમાં આપણે કેમ કરીએ. ઇશ્વરેચ્છા. ”

“ પરંતુ છ માસ થયા તોપણ પત્તો નથી એ શું. તપાસ તો કરવીજ જોઇએ. ”

“ એ ખરૂં છે પણ તપાસ ક્યાં કરવી. રાજ્યના દરેક માણુસની ફરજ છે કે તપાસ કરવી. ”

“ પરંતુ—” રાયસિંહ અટકી શાંત રહ્યો.

“ શું ? ”

“ કાંઈ નહીં. ”

“ તોએ. ”

“ ન કરે નારાયણ ને જો કદી—”

“ શું ? ”

“ મ્હારી જીભ ચાલતી નથી ”

“ શું ! ના કરે નારાયણ ને રાણી ના જડે તો ? એમ પુછો છો ? ”

“ ના ના. હા એજ. તો શું ? ”

“ મ્હને નક્કિ છે કે રાણી જડશે કારણ કે તપાસ ઘણી થાય છે. અમરગઢથી હજુ જવાબ આવેલો નથી. ”

“ અને મ્હારાજ ના જડે તો ? ”

“ અને મ્હારાજ ના જડે તો ! એ પ્રશ્ન છે અને ઘણોજ વિચારવા જેવો છે. ના જડે તો ? ” રણમલ વિચારમાં પડ્યો.

“ ગાદી તો ભુપસિંહને આપવી પડે ” રાયસિંહ બોલ્યો.

“ હા-રાજ્યનો પાસેનો વારસ ભુપસિંહ છે. માટે હેનેજ

આપવી પડે. ”

" તો ભુપસિંહને અત્યારથીજ સર્વ કામમાં ભેળવેલો હોય તો ઠીક પડે. ખરૂંને ! ”

" પરંતુ ભુપસિંહને ક્યાં કામ કરવાની ઈચ્છા છે, મફતનું ખાવું છે. ”

" ના ભુપસિંહ એમ તો છેક ના હોય. ભુપસિંહ સાથે આપણે તો રહેજસાજ પિછાન. આપને અનુભવ વધારે. ”

" હું, એ હશે. પણ ભુપસિંહે અત્યાર સુધી કેટલા કુકર્મો કર્યાં કહેવાય છે. એવા કુકર્મો ગાદી મળ્યા પછી નહી કરે એમ કેમ કહેવાય ! ”

" પણ ગાદી આપ્યા વગર તો છુટકો નથી ને ? ”

વિચાર કરી રણમલે કહ્યું " ના ! ગાદી તો આપવી પડે. પણ દિલ્હીના બાદશાહ કબુલ રાખશે ? ”

" કેમ નહીં રાખે ? ”

" હાલ સમય તેવો છે તેથી. વસંતદેવ સમયને અનુકૂળ થઇ તાબે થયા તેથી રાજ્ય રહેવા દીધું, નહીં તો મુસલમાન લો-કોએ ક્યારનુંએ પચાવી લીધું હોત. ”

" ભુપસિંહ તેમ કરી શકશે નહીં ? ”

" અરે, રામ રામ કરોને. આવડ ક્યાંથી લાવે આવડ ! ”

" એ તો બધી આવે વખત વખતનું કામ કર્યા કરે. ”

" પણ જેમાં કશી આવડ હોય નહી તેમાં ક્યાંથી આવે ? પથ્થરને ગમે તેટલો ધસો પણ હીરો થાય ? ”

" ના, પણ લોઢુ બહુ ધસાય તો સોના કરતાં મ્હોઘું થાય.”

" એ હોય. પણ આમાં તો કાંઇ રામ નથી. ”

" એમ તો હોય ? ગમે તેમ પણ રાજપુત. તો કાંઇ પણ પરીઆની બુદ્ધિ તો હોયજને. તેના બાપ કેવા હતા ? તેના વડીઆ કેવા હતા ? બાપ તેવા બેટાને ”

" પરંતુ તેના બાપે-આવા ધંધા કર્યા ન્હોતા. ”

" શું ! કેવા ધંધા ? ”

" રાજ્ય સ્હામે ખટપટ અને રાજાનો પ્રાણ લેવાનો ઇરાદો કોઇ દીવસ કર્યો ન્હોતો. ”

" શું ભુપસિંહે એવું કામ કર્યું ? અરે એમ હોય ?

" હા ! હા. એ બહુજ ખટપટી માણસ છે. "

" પણ રાજ્ય સ્હામું શું કર્યું ભલા ! "

" ત્હમે જાણતા હશો. ત્યાં જતા હશોને. "

" ના ના. એમ ના ધારતા. હું તો એને ત્યાં કોક દહાડો જાઉં છું. "

" તો ત્હમે જાણતા નથી ! "

" મ્હારે ત્હેની શી પંચાત, આજ આ વાત નીકળી ત્યારે. નહી તો આપણે શા માટે નકામું માથું પકવવું. "

" ખરી વાત છે, પણ લોક બધા જાણે છે "

" તે તો કોણ જાણે, પણ શી ખટપટ છે ? "

રણમલે બધી વાત કહી. કાએલ કારભારી કપટે લપટાયો. બિચારો જાણતો ન્હોતો કે લોભને વશ થયેલો રાયમલ જેટલો રણમલનો હતો તેથી વધારે ભુપસિંહનો હતો. રાયસિંહ બોલ્યો "જ્યારે આપને ફોડવાની તજવીજ ચાલે છે તો આપ લઈ લોને પૈસા. આપનું શું જવાનું છે ?"

"રાયસિંહ શું કહે છે?" રણમલે રાયસીંગ સ્હામું જોયું "

હાજી હા ! ખરૂં કહું છું. ભુપસિંહ જોડે સરત કરો કે જો વસંતદેવ નહી જડે તો ગાદી આપવામાં મદદ આપીશ."

" તે કોણ ના કહે છે પરંતુ આ તો હમણા જોઇએ છીએ. વસંતદેવનું ખુન કરીને. "

" એ તો ખોટું. પણ લાખ બે લાખ તનખા આપે તો. "

" તો શું ? "

" વળી વિચાર કરવો. "

" અરે કર્યો વિચાર-શૈલપુરનું આખુ રાજ્ય આપે તોએ શું ? મ્હારે શા કામનું ? "

" પણ આવો વખત ફરીને નહી આવે ? "

" મ્હારે દરકાર નથી "

" કોઇ આપની પાસે તે માટે હજી આવ્યું નથી ? "

" ના હજુ તો આવ્યું નથી. "

" તો આવે તો ઠીક, ના હોય તો લઇ લેજો અને ગાદી આપજો "

" અરે એમ થાય ! લુણ હરામી થવાય ! જેનું અન્ન ખાધું

છે તેનું હરામ થાય ? "

"તો આપની મરજી, પણ જો મરજી હોય તો હું ગોઠવણ કરૂં."

" છટ. એવી વાત મ્હને કરવી નહી. "

" પણ આવો આપનાર નહી મળે. "

" ના મળે તો મ્હારે ગરજ નથી. એવા આપનાર તો અનેક મળશે પણ મ્હારા જેવો ના કહેનાર નહી મળે. "

" પણ લક્ષ્મિ ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા કેમ જવું ?"

" એતો લોભી આગળ ચાલે રણમલ આગળ નહી. "

" એ તો જેવી ઇચ્છા. પણ આપની જગ્યાએ હું હોઉ તો તો તરતજ લઇ લઉં. "

" પણ રાયસિંહ રણમલ કેમ બને? સંતોષી નર સદા સુખી રહે તે જાણો છોને ? "

" હા પણ દામ પાસ સૌ ગુલામ થાય તે જાણોછોના ?

" પણ રણમલ પૈસાનો ગુલામ નહી થાય. પ્રાણ જશે પણ નહી થાય. "

" જેવી મરજી, લ્યો બાપુ રામરામ. માફ કરજો ભુલ ચુક."

" રામ રામ બાપુ પણ આવી વાત ફરીથી મ્હને ના કરતા અને બીજાને ના કરતા હો. "

" હા બાપુ. આતો અમસ્તીજ વાત હતી રખેને માઠું લાગવતા. રામ રામ "

" રામ રામ. "

ઉપર પ્રમાણે થયેલી સઘળી વાત રાયસિંહે આવી સર્વ મંડળીને કહી સંભળાવી. સર્વ વિચારમાં પડયા.

ભુપસિંહ બોલ્યો " ભાઇઓ ! હવે શી આશા છે ! હવે ભેદ પણ કોની જોડે ?—હવે તો તેના લાગતાવળગતા સાથે ભેદ કરાવવો—નક્કિ—નક્કિ '

શેઠે કહ્યું ' કેમ બાપુ હું કહેતો હતો ને કે કોઇથી કાંઇ વળવાનું નથી.'

'તહમારા મ્હોમાં ફાચર-અરે ! ભુલ્યો. જો તમારૂ કહ્યું ખોટુ પડે તો પછી જુઓ તમારી મજાહ '

'શું કરશો.?'

'હાથી ઉપર બેસાડું સમજ્યા શેઠ? અને ખરૂં પડે તો પ્રજાપતિને ઘેરૂ સમજ્યા?'

'હા'

'સમજ્યા.'

'જી હા'

'શું સમજ્યા?'

'આપે કહ્યું તે?'

'શું કહ્યું?'

'આપે કહ્યું તે'

'બરોબર?'

'જી હા. બરોબર'

'બરોબર?' ભુપસિંહ હસીને બોલ્યો.

'જી હા'

સર્વ મંડળી હસ્યું.

શેઠ:—' રાત ઘણી ગઈ છે તો જલ્દીથી નક્કિ કરો તો ઠીક'

'તો ઉંઘવું હોય તો ઉંઘો લોભ અને ઉંઘ બે સાથે રખાય નહી. સમજ્યા શેઠ. અરે કોણ છે, શેઠને પથારી પાથરી આપો.'

'જી ના મ્હારે ઉંઘવું નથી. મ્હારૂ કહેવું એમ છે કે હવે જે થાય તે જલ્દીથી થાય તે સારૂં.'

'અરે શેઠ? અહીં વાણીઆ વેડા ચાલે નહી. 'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગભિર, જાણો છો ના? વળી 'અગમચેતી વાણીઓ' તે કેમ ભુલો છો?

'મ્હે આપની સોબત કરી ત્યારથીજ આગમચેતી વાપરેલીછે'

'ખરી વાત છે'

પ્રધાને પુછ્યું 'ત્યારે હવે જલ્દી નીકાલ આણો તો ઠીક શું કરવું?'

'તમે કહો' 'ભુપસિંહે કહ્યું'

"આપ બોલો"

'જી બોલો' ભુપસિંહે નીચું માથુ કરી, આંખ ચડાવી, ટોળમાં કહ્યું.

" બધા હસ્યા. "

'હસવાનો વખત છે? કામ કરો, પોતાની રીત ફેરવી ભુપસિંહે રોફમાં કહ્યું.

'પણ શું કામ કરીએ આપ કહોને, પ્રધાને કહ્યું.

'શું કહું?' ભુપસિંહે કહ્યું.

'હવે કેમ કરવું.'

'થાતું!'

' રણુમલનું '
' વિચાર કરશું. '
' ક્યારે ? "
' કાલે '
' આજ નહી ? "
' ના. '
' કેમ ? '
' શુકન સારા નથી. "
' તો આપણે અત્યારે શું કામ કર્યું ? "
' બપોરે કર્યું હતું તે "
' શું ? '
' કાંઇ નહી. '
' તે તો જાણ્યું. તો અત્યારે કાંઇ કરવું છે કે નહી ? '
' તે બધું રાયસિંહના આવ્યા પહેલાં કર્યું ને '
' તે તો થયું. પણ રણુમલનું શું ? '
' જોઇશું. ' આગળ ઉપર જોઇશું.
' ત્યારે તો બધા જઇએ. '
' હા, જેવી મરજી ફરી મળીશું. '
' ક્યારે ? '
' આવતી કાલે. '
' કઇ વખતે '
' આજની વખતે '
' ક્યાં ? '
' રોજની જગ્યાએ. '
' વારુ '
' રામ રામ. '
' રામ રામ '
" શેઠ જેશ્રીકૃષ્ણ " ભુપસિંહે રોલમાં કહ્યું.
" જેશ્રીકૃષ્ણ બાપુને ઘણી ખમા ! "
બધા હસતા હસતા ગયા.
આજની હાસ્યજનક સભા બરખાસ્ત થઈ.
વાંચક ! જરા હસ—અને પછી આગળ ચાલ.

---

# પ્રકરણુ ૪.

## દંપતિ.

ભુપસિંહ આદિ સર્વે જે જે વાતો અને ખટપટો કરતા હતા તે દરેક જણુ, ઘણીજ તપાસ રાખી, કોઇ સાંભળે નહી એમ રાખતા હતા. આજ દૈવેચ્છાથી ભુલી ગયા હશે, વા ગમે તેમ હશે, પણ ભુપસિંહના હકરાળાં રાજબાએ રાયસિંહના આવ્યા પહેલા ચારે જણાએ વસંતદેવનું ખુન કરી રાજ્ય પચાવવાની તથા રતિસુંદરી મેળવવાની વગેરે ભિન્ન ભિન્ન સંતલસો કરેલી તે સઘળી સાંભળી હતી. સર્વ પ્રકરણુ–રાજ્યખટપટનું આખુ પ્રકરણુ–આજની ભુલથી રાજબાની જાણુમાં અથથી ઇતિપર્યંત ખૂલ્લું થઇ ગયું.

રાજબા શુદ્ધ રજપુતાણી હતી. તેનામાં ક્ષત્રીત્વનું અભિમાન હતું. ત્હેને સઘળી વાત સાંભળી કંટાળો ચ્હડયો–ક્રોધ ઉપજ્યો. એક વખત આ સર્વ વાત રણુમલને કહી દેવાનો, બીજીવાર સમશેર લઇ પ્રધાનાદિનું ખુન કરવાનો, ત્રીજીવાર અન્ય પ્રકારના, એમ ત્હેના મનમાં વિચાર આવવા લાગ્યા.

રાત્રિના વધારા સાથે ત્હેનો ક્રોધ વૃદ્ધિને પામતો હતો. ત્હેણે લોકોક્તિ સાંભળી હતી; ત્હેના અનુમોદનમાં આજે ત્હેણે કાનો કાન સર્વ વાત જાતે સાંભળી હતી; તેથી લોકોક્તિ તરફ સંશય આણુવાનુ ત્હેને કાંઇ કારણુ હતું નહી. ત્હેની છાતી ભરાઇ આવી. આંખોમાંથી અશ્રુ બિંદુ ઝરવા લાગ્યાં.

પ્રધાનાદિ સર્વેના ગયા પછી બ્હારના ખંડમાં ભુપસિંહ પોતાની આશાઓ પરિપૂર્ણ કરવા વિચારગ્રસ્ત હતો. અંદર રાજબા વિચારગ્રસ્ત હતી, તે મનમાં હવે વિચારવા લાગી:—

"લોક વાતો કરે છે તે ખરી છે. આમણે કુળનું નામ બોળવાની તૈયારી કરી છે. પ્રધાન વગેરે ખુશામતિઆ મળ્યા છે. સર્વે પોતાની વાતો અને હીલચાલ છુપી છે એમ ધારે છે: પરંતુ સઘળી વાતો લોકો જાણે છે. આમને રતિસુંદરી લાવવી છે. તેમને વિચારને લીધે ગાંડપણુ આવવા લાગ્યું છે. ખટપટ વધી ગઇ છે. હવે કેમ થશે?" બાદ વસંતદેવનો વિચાર, રતિસુંદરીનો વિચાર, વગેરે વિચારો સાથે રતિસુંદરીના ખુનનો વિચાર–છેલ્લા વિચાર સાથે ભયંકર લાગણીઓનો ઉદ્‌ગવ–તે સાથે કુમુદાના શુભ-

થવાના વિચાર વિગેરે વિચારો એક પછી એક આવવા લાગ્યા: અને ભિન્ન ભિન્ન વિચાર તરંગમાં તે નિદ્રાવશ થઇ ગઇ.

આ બાજુ ભુપસિંહ પણ વિચારમાં ગરક થએલો હતો. ત્હેને પણ રાજ્યના વિચાર, મ્હોટા થવાના વિચાર, રતિસુંદરીને લાવવાના વિચાર થયા કરતા હતા. રતિસુંદરીના ખુન વિશે તથા કુમુદાના ગુમ થવા વિશે અનેક પ્રશ્ન-શંકા-વિચાર થતા હતા. વિચારમાં ને વિચારમાં એકાદ ઘડી નીકળી ગઇ ત્યારબાદ ઉંઘ આવવાથી શયનગૃહમાં ગયો.

શયનગૃહમાં રાજબાને નહી જોવાથી તે બહાર નીકળ્યો અને મ્હેલમાં રાજબાને શોધવા લાગ્યો. અંતે ખટપટ કરેલા ખંડની જોડેના ખંડમાં ત્હેણે ત્હેને નિંદ્રાધિન થયેલી જોઇ. આ જોઈ ત્હેણે બધી વાત સાંભળી હશે એમ શંકા થઇ-ક્રોધ ઉપજ્યો-રાજબાને ઉઠાડી બધી વાત પુછવા વિચાર્યું. વળી અટકયો. ફરી વિચાર કર્યો-અંતે રાજબાને ઉઠાડીને પુછયું:—

" ઠકરાળાં! અહીં કેમ સુતા છો ? "

" અમથીજ. "

" તોએ ? "

" ઉંઘ આવી ગઇ તેથી અહીં સુતી. "

" સુવાનો ઓરડો મુકી અહીં સુવાનું કારણ ? "

" કારણ કંઇ નહી. "

" તો એ ?—હું કારણ સમજ્યો છું. " ભુપસિંહ બોલ્યો " તું અહીં આવીને સુતી તે કારણ હું સમજ્યો છું. રાજબા ! મ્હેં અત્યારસુધી ત્હને આવી જાણી નહોતી. "

" ઠાકોર ! આપ શું કહો છો તે હું સમજતી નથી. "

" સમજતી નથી ? ન્હાના છોકરાને સમજાવતી હઇશ ? જે માણસે અનેક માણસો જોયા છે, જેના હાથથી હજારો માણસો માર્યા ગયા છે, જેના હાથથી સેંકડો જણની લક્ષ્મી લૂંટાઈ છે, તે શું ? ત્હારા આવા કહેવાથી સમજશે ? નહીજ. "

" પરંતુ-"

" ચુપ રહે ! હું કાંઇ સાંભળવા માગતો નથી. પણ તું અંહી કેમ આવી તે કહે "

" હું તે કહીશ-સાચે સાચુ કહીશ. પણ જરા થંડા પડો. સુવાના ઓરડામાં ચાલો. "

" ત્હારો સુવાનો ઓરડો સળગાવી દે. બસ. મ્હને કહે તું અહીં કેમ આવી ? "

" નહી. ચાલો સુવાના ઓરડામાં પછી કહીશ—નક્કી કહીશ. હું આપને કાંઈ સારી વાત કહેવા આવી હતી-વધાઇ કહેવા આવી હતી. પણ પેલા બેઠા હતા એટલે હું અહીં બેઠી અને ઉંઘી ગઈ. " રાજબા સમય વિચારી બોલી.

" શું ? તો કહે તો ભલા. "

" પણ સુવાના ખંડમાં ચાલો. "

ભુપસિંહ ચાલ્યો. અને બન્ને જણ સુવાના ઓરડામાં ગયા.

ભુપસિંહે પુછ્યું " બોલ હવે શી વધાઇ કહેવા આવી હતી? " તે બોલી " વધાઇ તો એ કે મ્હને સ્વપ્નું આવ્યું કે-ત્હમે કોઇ ઠેકાણે રાજા થયા અને રાજ્યગાદીએ બેઠા. "

" એમ ! એમ કે ! તો બધુ કહેતો ! પુરેપુરૂ " ભુપસિંહ ઠાળ-થી બોલ્યો.

" આપ ગાદીએ બેઠા પછી લોકોએ ગાદી ઉપરથી ઉઠાડી મુક્યા. પણ લશ્કરથી તમોએ રાજ્ય પાછું લીધું. "

" ઠીક ! તો મ્હને રાજ્ય મળે તો તું ખુશી ખરીને ! "

" હાજતો. હું ખુશી ના હઉ એમ હોય ? "

" તો આપણે શૈલપુરના રાજા રાણી થયા તો તું ખુશી ખરી ને?"

" શું ! શૈલપુરના ! પણ તે બનેજ કેમ ?"

" તું જાણીતી નથી ? અહાહાહા " ભુપસિંહ હસ્યો અને બોલ્યો " વસંતદેવ રતિસુંદરીની પાછળ શોધવા ગયો છે તે પાછો આવવાનો નથી અને આવશે તોએ ત્હેને ગાદી મળવાની નથી. "

" કેમ ? "

" જયાં સુધી ભુપસિંહ જીવતો છે ત્યાંસુધી વસંતદેવ શૈલપુરની ગાદીએ બેસશે નહી. "

" પણ તે આવશે તો શું કરશો ? "

" શું કરશો ! ત્હેના શરીરના કડકા કરીશ, કાપીશ અને મીઠુ ભ-રીશ. સમજી. "

" ખુન ! ! "

" હાજતો. રતિસુંદરી જેવું. "

" રતિસુંદરી જેવું ! શું ત્હેનું ખુન થયું છે? ત્હમે તો કર્યું નથી ને!"

" હું કરૂં ? ખુન ! એમ કેમ બોલી હજી તો રતિસુંદરીને ત્હારી પાસે લાવવી છે".

" આ શું બોલોછો ? કંઇ શરમાઓ.

" શરમાય શું કામ ? ત્હારા ઉપર શોકય લાવવી છે રતિસુંદરીને સમજી ? " ભુપાસિંહ હસ્યો.

" તો ત્હમારૂં કાવત્રું હું સમજી. વસંતદેવને મારી, રતિસુંદીને પકડી, તમારે ગાદી લઇ, રતિસુંદરી સાથે લગ્ન કરી કુળનું નામ બોળવું છે. રજપુતને એ છાજે ? "

" મ્હોટી રજપુતની છોકરી ના જોઇ હોય તો ? જે જે અમો રાજાઓ કરતાં હોઇશું તે તે છાજતુંજ કરતા હોઇશું. ગમે તેમ નહી કરતા હઇએ. "

" કપાળ મ્હારૂં કરતા હશો. ગરીબને કનડવા, મોટાને મારવા, અધિકારને માટે અન્નદાતાનો નાશ કરવો, માતા જેવી રાજ્ય માતા—રાણી—ત્હેની સાથે લગ્ન કરવાનો વિચાર—ફક્ત વિચાર કરવો તે શું રજપુતને છાજે ? કનડવા કરતાં કાંડા કેમ કપાતા નથી ? મારવા કરતા મૃત્યુ કેમ આવતું નથી ? અન્નદાતાનો નાશ કરવા કરતાં પોતાનો નાશ કેમ થતો નથી ? માતા જેવી રાણીના લગ્નનો વિચાર કરવા કરતાં હૃદય કેમ બંધ થતું નથી ?—મૃત્યું કેમ થતું નથી ? તેમજ રજપુતના મનમાં ડર હમેશ થવું જોઇએ. દુષ્ટ" કૃતઘ્ન, લુચ્ચા માણસોજ આવી જાતના કૃત્ય કરે છે. સારા માણસ આવું કોઇ દીવસ કરતા નથી. અરે ! કરતા નથી તો શું ? પણ વિચારતાએ નથી. આવા કર્મ કરનાર અધમ, પાપી, ચંડાળ હોય છે. ધિક્કાર છે તેવાને "

" ત્હારૂ ભાષણ પુરૂ થયું કે નહી ? "

" શું પુરૂ થાય ? કપાળ ? કહેવાનું તો ઘણું છે. હું જાણું છું—તમારી બધી વાત જાણું છું. આજસુધી લોકો કહેતા હતા તે ખોટું હશે એમ ધારતી હતી-બધી ખટપટ તમારી નહી હશે એમ ધારતી હતી. પણુ આજ મને પુરાવો મળ્યો છે-મને ખાત્રી થઇ છે કે તમો ગુન્હેગાર છો. હું તમને કહી શકું નહી પરંતુ રજપુતાણીથી રહેવાતું નથી. 'તેથીજ આ કહું છુ કેઃ—''પરસ્ત્રીને માત સમાન નહીં ગણુનાર, પરધનને પથ્થર સમાન નહી ગણુનાર, મનુષ્યો આંધળા છે—છતી આંખે આંધળા છે. આંધળાથી ભુંડા છે, દુષ્ટ છે." શું કહું ? પરંતુ આવા કામ કરતા પહેલા વિચારજો. આપણને શું નથી ? ધન છે, જોઇએ તેટલા વાહન છે, જોઇએ

તેટલા દાસ દાસીઓ છે. તો શું નથી ? સંતોષે સૌ સુખ છેજ. કોઇને મોટા મહેલ તો આપણને ન્હાના છે. કોઇની પાસ બહુ પૈસો તો આપણી પાસ આપણે જોઇએ તેટલો પૈસો છે. આપણે અ પણા રાજાજ છીએ. આપણા હક કોણ લેનાર છે ? આપણને-”

ભુપસિંહ અત્યારસુધી ચુપ હતો તે બોલ્યો–“ હવે બસ કર. કુમુદાએ ત્હને બહુ શીખવાડયું છે. ત્હેનું બોલેલું તું બોલ બોલ કરે છે તે હું જાણું છું. જેવા ~~કુમુદાના~~ હાલ તેવાજ ત્હારા થવા જોઇએ ”

“ કુમુદાનું શું થયું તે હું જાણતી નથી. પણ કુમુદા જેવી સ્ત્રી મ્હેં ભાગ્યેજ જોઇ છે. શું ત્હેના મ્હોડામાં શાસ્ત્ર ! તેવું શાસ્ત્ર ને શ્લોકો કોઈ સ્ત્રીને આવડેજ નહી ! કેવા ત્હેના નીતિ વચનો ! કેવી મહાભારત તથા રામાયણની નીતિમય વાર્તાઓ ! કેવા રૂષીઓ, મુનીઓના જીવનની વાતો! ત્હેના નીતિ વચનો તે તમને દરરોજ કહેતી ત્હેનું શું થયું ? પથ્થરપર પાણી ? ! “સંપ રાખો, સંતોષ રાખો, આનંદે ફરો.” વગેરે કેટલું બધું કહેતી હતી. ત્હેની જે વલે તે વલે મ્હારી થાય તો હરકત નથી. કારણ કે ત્હેના જેવી સાધુ સ્ત્રીની વલે કોઇ ~~દીવસ~~ ખરાબ થાયજ નહી જેવા કર્મ તેવા ફલ. એના કર્મનું ફળ એને મળેજ. જો હું કુમુદા પાસે હોઉં તો– તે મારા કરતાં નાની છે છતાં પણ તે મારી ગુરૂ અને હું વિદ્યાર્થિણ થઉં એટલું મને તેના માટે અભિમાન છે-”

“ તેમાંજ તો જો તે તારી શોકય થાત અને પછી તું આવું બોલત તો જુઅત. ”

“ ત્હમારી બુદ્ધિજ ભ્રષ્ટ થયેલી છે. ખરેખર ! વિનાશ કાળે વિપરીત બુદ્ધિજ છે ! નહી તો દરેક સ્ત્રી માટે અભિલાષા મનમાં થાતજ નહી. કુમુદા ઉપર દાનત બગડી, રતિસુંદરી ઉપર બગડી. પેલી બિચારી વિમલાની દુર્દશા કરી. કેટલીને ફસાવી ! અરેરે ! કેટલા પાપ કરશો ? બધા પાપમાંથી કયારે છુટશો ? હવે તો સુધરો. ઘડપણ આવવાનો વખત થયો. ”

“ સુધરીશું પેલે ભવ ! ઘરડી થઈ તું અને ત્હારી કુમુદા હજુ તો અમે જુવાન છીએ. સમજી. ત્હારૂ શાસ્ત્ર પુર થયું કે નહી. સાલી બૈરાની જાત. ત્હેની બુદ્ધિ કેટલી? પાનીએ સમજી. બૈરાની બુદ્ધિ પાનીએ.” ‘બુદ્ધિ’ ઉપર ભાર દઇ બોલ્યો.

“ એતો કહેવાનું છે. કહેનાર કોણ ? પુરૂષને ? કહેવત સ્ત્રીએ ગોઠવી હોતતો તે વળી પુરૂષની એવી ખરાબ કહેવત ગોઠવત કે પુરૂષો પોતાની ખોડ ભુલી જાત. સ્ત્રીને પુરૂષમાં ફેર શો ? શું ત્હેનામાં પુરૂષના જેટલી બુદ્ધિ-

ઓ નથી ? શુ ત્હેને બુદ્ધિ નથી ? શું ત્હેને મન નથી ? શું ત્હેને આત્મા નથી ? શું પુરૂષને ખાવાનું જોઇએ છે અને સ્ત્રીને નથી જોઇતું ? શું પુરૂષને સ્વાદ થાય છે અને સ્ત્રીને થતા નથી ? શું પુરૂષને સ્પર્શ થાય છે અને સ્ત્રીને થતો નથી ? શું પુરૂષને સુખ, દુઃખ, મોહ લાગે છે અને સ્ત્રીને લાગતા નથી ? શું પુરૂષ યોગવિદ્યાભ્યાસ કરી શકે છે અને સ્ત્રીઓ કરી શકતી નથી ? પરંતુ હાય ગુજરાત ! ત્હારી સ્ત્રીઓની હાલત કેવી આવશે તે કહેવાતી નથી. આ મુસલમાનો ચોતરફ આવ્યા છે. સ્ત્રીઓને કેળવણી મળતી બંધ થાય છે તો આગળ શી દશા થશે ? સ્ત્રીઓને પુરૂષ ઢોર જેવી ગણુશે ? ઠાકોર ! હવે બહુ થયું ! મ્હારૂં કાંઇ માનો ! રતિપુર પણુ માનો. ”

“ ત્હારૂં શાસ્ત્ર કયારે પુરૂં થશે હેં ! ” ભુપસિંહે હુંકારો કર્યો.

“ શાસ્ત્ર શેનું ? હું તો સાધારણુ વાત કરૂં છું. જેટલો પતિને ~~પત્નિ~~ ઉપર હક છે તેટલોજ ~~પત્નિને~~ પતિ ઉપર હક છે. ~~પત્નિ~~ ખરાબ હોય તો વાંક પતિનો અને પતિ ખરાબ હોયતો વાંક ~~પત્નિનો~~જ કહેવાય. મ્હને કહેવાનો હક છે તેથીજ કહુ છું. નહી તો કહેતજ નહીં. આપને સુધારવા –કુમાર્ગેથી સુમાર્ગે આણુવા, તેજ મ્હારો ધર્મ સમજું છું. કુમુદા અહીં આવી તે ~~દીવસથી~~ ત્હેની જોડેની વાતચીત ઉપરથી હું આપને ઘણાજ સુધરેલા ગણુતી હતી પરંતુ—”

“ સારૂં, સારૂં, હમે બગડેલા તો છો રહ્યા. તું સુધરેલી રહે. જો વસંતદેવ પાસે તે ~~ત્હારૂં~~ સાંભળશે. અત્યારેજ ત્હારો શિરચ્છેદ કરત, પણુ સ્ત્રી જાણી દયા આવે છે. માટે સવારના પહોરમાં ત્હારે અમારા મ્હેલમાંથી ચાલ્યા જવું. અહીથી ત્હારી મરજીમાં આવે ત્યાં જવું. સ્હવારે જો અમે ત્હને અમારા મ્હેલમાં જોઇશું તો ત્હારે ત્હારૂં માથુ ~~સલામત ધારવું~~ નહી.–અરે ! કોઇ છે કે !”

“ જી ” એક રજપુત હાજર થયો અને બોલ્યો.

“ સવારમાં બાઇને જ્યાં જવું હોય ત્યાં ગાડી જોડી મુકી આવો”

“ જેવી ઇચ્છા ”–રજપુત ગયો

“ હવે ત્હારી મરજીમાં આવે ત્હેને શાસ્ત્ર શીખવાડજે. જા. ” ભુપસિંહ ગયો.

રાજબા સ્વભાવે શાંત હતી. પરંતુ રજપુતાણીથી સાંખી નહી શકાયાથીજ આજરોજ આટલું બોલી હતી. ભુપસિંહ કેટલીવાર શાંત રહ્યો હતો. પરંતુ અંતે આવો હુકમ આપી ચાલ્યો ગયો જાણી દીલગીર થઇ,

હેને સ્વપ્નામાં પણ ભુપસિંહ આવી આજ્ઞા આપી મ્હેલમાંથી કહાડી મુક્શે ત્હેવી ભ્રાંતિ હતી નહી. "દૈવની ગતિની વિચિત્રતા"! આજ તેના મનમાં આવ્યું અને મનમાં બોલી. " હશે. જેવી તેમની ઇચ્છા. મ્હેં મ્હારો ધર્મ બજાવ્યો છે. મ્હારે શા માટે પાપમાં શામેલ થવું? એ જાણે ને એમની વાત જાણે. હું મ્હારે ચાલી જઈશ અને ઉત્પાતથી છુટીશ. તીર્થયાત્રા એ જઈ મ્હારા તથા તેમના પાપ ધોઇશ. તે મ્હને નહી ચ્હાય તો ભલે; પણ હું તો પ્રાણ જતા સુધી તેમને ચ્હાઇશ અને ઇશ્વર તેમને સદ્બુદ્ધિ આપો એમ નિત્ય માગીશ "

આમ બોલી તે ઉઠી અને કપડા વગેરે તૈયાર કરવા લાગી.

---

# પ્રકરણ ૫.

## રસ્તામાં.

આખી રાતનો ઉજાગરો કરી, સર્વ વસ્તુઓ ભેગી કરી, મુસાફરીની તૈયારી કરવામાં રોકાયલી રાજબાએ પ્રાત:કાળમાં ભુપસિંહના મહાલયનો ત્યાગ કર્યો. ત્યાગ કરતાં પહેલા તેને ભુપસિંહને મળવાની મરજી બતાવી પરંતુ ભુપસિંહને તેને જોવાની ઇચ્છા નહી હોવાથી એ આશાની-મહાલય છોડતાં છેલ્લી આશાની-નિરાશા થઇ. પરંતુ સ્હેજ પણ શોક બતાવ્યા વગર સ્વામિની આજ્ઞાને માથે ચઢાવનાર પતિવ્રતા રજપુતાણી મહાલયમાંથી બ્હાર નીકળી.

નિકળતાં ત્હેના મનમાં વિચાર થવા લાગ્યા. " મ્હારી માફક કેટલી અનાથ અબળાઓનો આ મહાલયમાં છેહ થયો છે? કેટલી અબળાઓ પતંગની માફક ઠાકોર જેવા દીવા ઉપર મોહલબ્ધ થઇ છે! કેટલીએ ઠાકોરના મધુર, મીઠા મમતા ભર્યા શબ્દથી મોહ પામી, પોતાની યુવાવસ્થાનો ક્ષય કર્યો છે? કેટલી અબળાઓને વગર ધાર્યે-મ્હારી માફકજ આ મહાલયનો તુરતાતુરત ત્યાગ કરવો પડયો છે અને પોતાનો નિર્વાહ કરવાને સાંસા પડયા છે?

" અજ્ઞાન મનુષ્યો ફંદામાં ફસાયા પછી છુટતાં કેવા તરફડીઆ મારે છે તે હું જાણું છું. પરંતુ મ્હને તે કરતાં આવડતું ન્હોતું. મ્હેં એક નિષ્ઠાથી-ખરા અંત:કરણથી સ્વામિ ભક્તિ કરી છે; મ્હારો ધર્મ બજાવ્યો

છે. પિતાએ ઠાકોર સાથે સંબંધ કર્યો ત્યારથી અત્યારસુધી હું તેમનેજ મ્હારા ઇશ્વર તરીકે ગણી રહી છું અને હવે રહીશજ. ઇશ્વરે આ મહાલયમાં રહેવાના દિવસો નિર્માણ કરેલા તેટલા દિવસ હું અહીં રહીછું: હવે પ્રારબ્ધે લખેલા અન્ય ઠેકાણે. પરભવે કરેલા કર્મોજ સર્વ વસ્તુ કરે છે ને કુમુદાનું કહેવું ખોટું નથી.

“ કુમુદા! કુમુદા !!” ગાડીમાં બેસતા રાજબા બડબડી “ ત્હારા દરેક વચનો મ્હને યાદ આવે છે-દરેક વાકય મ્હારા મર્મસ્થાને ચ્હેટેલા વારંવાર આંખ આગળ ખડા થાય છે. ખરેખર ! પ્રિય સખી કુમુદા ! તું અજબજ મુર્તિછું-હતી. ત્હારૂ શું થયું તે મ્હને ખબર નથી. અરે ! બિચારી ભોળી બાલા-! શી ખુબીથી વાત કરતી હતી ! અને ત્હારા શાસ્ત્રના વચનો !—તે રસિક મધુર વચનો !-અને ત્હારી કહેવાની કારીગરી. ત્હારા વચનો સાંભળતાં સાંભળનાર છકજ થતું!

“વાહ! વિધાતા! ત્હારી પણ અજબજ કૃતિ છે. ત્હેં ત્હેને એકદમ ગુમ કરી ! અચુચિંતી-એકદમ-ભયંકર-અંધારી રાત્રે ! તે કયાં ગઇ હશે ? કેમ ગઇ હશે ? ત્હેનો કાંઇ પત્તો નથી-ભાગ નથી. ત્હારી શોધ પણ કોણ કરે ? ત્હારી રાણી. રતિસુંદરી. પણ તે પણ ગઇ. અજબ ગજબ ! વિચિત્રતાજ ! !

“ કુમુદા ! હે કુમુદા ! ! તું છેલ્લી મળી-મળ્યા પછી તરતજ તેજ રાત્રે તું ગુમ થઇ—તું છેલ્લી મળી તે વખતના વચનો મ્હને અત્યારે યાદ આવે છે. ત્હેં મ્હને કહેલું કે “ બઇ મ્હોટાઇ હમેશા રહેતી નથી. અભિમાન રાજા રાવણ સરખાનો—જેની આજ્ઞાઓ સર્વ દેવો, મહાપુરૂષો બ્રહ્મર્ષિઓ, ૠષીઓ વગેરે માનતા, જેણે મૃત્યુને વશ કર્યું હતું; તેના સરખાનો—પણ ગયો છે. મોટાઈ અસ્થિર છે. લાંબો વખત કોઇકની-અને સારી નિષ્ઠાથી રહેનારનીજ રહે છે. કાલની વાત આપણે જાણતા નથી, જાનકીનાથ પણ જાણતા હતા નહી કે પ્રભાતે શું થવાનું છે. તે માટે મોટાઇમાં પણ સંતોષ રાખી, આવતી કાલે આપણી દશા ખરાબ થનાર છે એમ ધારીને સર્વદા રહેવું જોઇએ. ધન્ય કુમુદા ! ધન્ય છે ત્હને ! ત્હારૂ કહેવું આજ ખરૂ પડયું. બઇ કાલે હું ન્હોતી ધારતી કે ઠાકોરની આંખમાં હુ ગુન્હેગાર ઠરીશ અને આજ મ્હારે શૈલપુર છોડી ચાલવું પડશે-શૈલપુરને છેલ્લા પ્રણામ કરવા પડશે. જેવી હરીની ઇચ્છા ? ”

આ વિચાર ચાલતા હતા તે વખતે ગાડી પણ ચાલતી હતી. પાદરે વ્હેતી ભોગાવતીને તીરે ગાડી આવી પહોંચી. ભોગાવતીને જોઇ

ત્હેના વિચાર તરંગ બદલાયા.

" ભોગાવતિ ! આટલા વર્ષથી પાસે રહેતો ભોગાવતી ! હવે ત્હને હું છોડીશ ! ઠાકોરનો ગુસ્સો જોઇ તું શું આજ શાંત છે? ત્હારો રોજનો ઘોંઘાટ કયાં ગયો ? આજ કેમ તું દીલગીર છે ?

" ભોગાવતિ ! રાણકદેવીને રાખનારી ભોગાવતિ ત્હેં શું મ્હારી કુમુદાને રાખી છે. જો તેમ હોય તો મ્હને બતાવ-મ્હારી કુમુદાને બતાવ. શું એવી અદ્‌ભુત મૂર્તિની ત્હારે જરૂર અને અમારે નહી ?

" કુમુદા ! તું જ્યારે મળતી ત્યારે ઘણીવાર કહેતી હતી કે "ગંગા જેવી નદી ઉપર ધ્યાન ધરીને બેસીને ઇશ્વિર પ્રાર્થના કરવી તે ઘણુંજ રમ્ય લાગે છે-આનંદમય છે " " મ્હોટા પૈસાવાળા મનુષ્યોને સુખ વૈભવ માં ન્હાના લાગતા દીવસો અને ગરીબડા માણુસોને ભીખ માગવાથી લાંબા લાગતા દીવસોનો વિચાર કરતા આનંદે બેસી જગતની મુર્ખાઇ ઉપર હસવાનો વખત કયારે મળશે ? " તેમ પ્રશ્ન મુકતી હતી. તો શું તું આ ભોગાવતિને કિનારે કોઈ ગુફામાં ભરાઈ નહીં હોય ?

" કુમુદા ! ગાંડી કુમુદા ! ! પ્રિય કુમુદા ! ! ! તુ ત્હારા પોતાના વિચાર પ્રમાણે કરવાને તો નહી ગઇ હોય ? તું કહેતી હતી કે " જગત્ માં ઘણા સુખ છે પણ આત્માને જાણવો તેવું સુખ કશામાં નથી. " એવી એવી ડાહી વાતો-મ્હોટા યોગી જેવી વાતો કરતી-તું યોગિની તો નહી થઇ ગઇ હોય ? હશે. જેમ હશે તેમ પણ તું આજ મ્હને બહુજ યાદ આવે છે. ત્હારૂ નામ સાંભરતાં છાતી ભરાઇ આવે છે. પ્રિય કુમુદા ! ! "

ધીમે ધીમે શૈલપુરના કોટના કાંગરા ધીમે ધીમે અદૃશ્ય થવા લાગ્યા તે જોઇ વિચાર આવ્યો:

" અરે શૈલપુર હવે હું પાછી કયારે આવીશ ? એકવાર-જો એકજવાર-ઠાકોર મ્હને મળ્યા હોત તો સર્વ શંશય દૂર કરત. તેમની માફી માગત-નમ્ર થઇ તેમની ક્ષમા માગત-અને તે આપ્યા વગર રહેતજ નહી પણ હવે શું ? "

રાજબાની સામે તેની એક દાસી બેઠેલી હતી તે અત્યાર સુધી રાજબાની મુખાકૃતિ નિહાળ્યા કરતી હતી. મુખ ઉપરના આવેશ જોતી હતી. પરંતુ એક શબ્દ પણ બોલી ન્હોતી. તે બોલી " બા. આજ કેમ કાંઈ બોલતા નથી ? શા વિચારમાં છો ?"

"શું બોલું બ્હેન! બાનું નશીબજ ફરીવળ્યું. આભ ફાટયું ત્યાં કયાં

સીવાય ?" રાજબા ભુપસિંહના મહાલયમાંથી નીકળ્યા પછી પહેલ વ્હેલીજ બોલી.

રાજબાએ વાત ફેરવી ગાડીવાનને કહ્યું "આપણે શૈલપુર મૂક્યા પછી એકાદ ગાઉ આવ્યા હઈશું ?"

ગાડીવાને જવાબ દીધો "હા બા. આપણે દહોડેક ગાઉ આવ્યા હઈશું. બળદ સારા છે."

" રાજબાએ પુછ્યું "કેટલોક વખત થયો હશે ?"

" જી ! દહોડ પહોર દહાડો ચહડયો હશે."

આ પછી સર્વ નિઃશબ્દ થઇ ચાલવા લાગ્યા.

રાજબાએ ભુપસિંહના મહાલયનો ત્યાગ કર્યા બાદ તિર્થયાત્રા કરવાનો નિશ્ચય કર્યો હતો. ત્હેણે પ્હેલા ગીરનાર થઇ પ્રભાસપાટણ તથા દ્વારકા જવાનો વિચાર કર્યો હતો. ત્યારબાદ અન્ય સ્થાનકે જવાનો ઇરાદો રાખેલો હતો. ભુપસિંહના માણસોને ભુપસિંહે રાજબાને ગમે તે સ્થળે લઈ જવાની આજ્ઞા આપેલી હતી; આથી રાજબાએ પ્રથમ તેમને લઇ પ્રભાસપાટણ જવાનો વિચાર રાખ્યો હતો અને ત્યાર પછી તેમને રજા આપી પોતે કોઇ સંઘમાં ચાલી જવાનો ઈરાદો રાખેલો હતો.

પ્રભાસ જતાં પહેલાં ત્હેણે રાણુપુર ગામે પહેલો મુકામ કરવાનો હતો. રાણુપુરમાં થોડા દીવસ રહી પછી તે આગળ જનાર હતી.

શૈલપુરથી રાણપુર આશરે ત્રીશેક ગાઉ દૂર હતું. રસ્તો બારવટીઆ, લુંટારા વગેરેને લીધે ભયાનક હતો. રાજબા સાથે થોડા સ્વારો ભુપસિંહે મોકલેલા હતા તે અને ત્હેની દાસીઓ મળી આશરે પચીશેક માણસ હતું.

રજપુતોના પડદાના રીવાજને લીધે રાજબા અત્યારસુધી ગાડીનો પડદો ઉંચો કરી શકી હતી નહી. પરંતુ હવે શહેરથી દૂર આવ્યા હોવાને લીધે ત્હેણે ગાડીનો પડદો ઉંચો કર્યો અને આસપાસની લીલા અવલોકવા લાગી.

આસપાસનો પ્રદેશ ફળદ્રુપ કહી શકાય એમ હતો. વર્ષાઋતુનો સમય હતો. તેથી જમીન ઉપર લીલી ઘાસ ઉગેલી હતી. રસ્તાની બે બાજુએ કોઇ કોઈ સ્થળે પાણી ભરાયેલુ હોવાથી ન્હાના તળાવો બનેલા હતા અને કોઇ કોઇ ઠેકાણે વરસાદનું પાણી ન્હાના વ્હેળાની મશ્કરી કરતા હોય તેમ કરચલી રૂપી હાસ્ય કરતાં વહન કરતાં હતાં.

ધીમે ધીમે તાપ વધવા લાગ્યો. સૂર્યે પોતાનો અધિકાર ખુબ જોરથી અજમાવવા વિચાર કર્યો હોય તેમ લાગતું હતું પરંતુ આકાશગામી

વાદળાઓ ત્હેના તાપને દૂર રાખવા યત્ન કરતાં હતાં.

આસપાસની લીલોતરી થોડીવારનીજ હતી. રાજબા વીગેરે થોડી વાર પછી આ ફળદ્રુપ પ્રદેશ મૂકી વેરાન મેદાનમાં જનાર હતા તે સર્વને ખબર હતી. તેથી ગાડી થોડેક ચાલ્યા પછી તે ગાડી અટકાવવામાં આવી અને રસ્તામાં જોઇએ તેટલું પાણી પાસેના કુવામાંથી ભરી લીધું. અને પછી ગાડી આગળ ચાલી.

પ્રાતઃકાળનો સૂર્ય-બાળસૂર્ય જે અત્યાર સુધી સર્વને આનંદ આપતો હતો તે હવે બદલાયો છે. અપૂર્ણ પાત્રી પુરૂષ પોતાના અધિકારના પ્રતાપે અન્ય મનુષ્યોને—જે મનુષ્યોને તે પોતાનાથી હલકા ગણે છે તેમને—પોતાના તાપે સંતાપે છે તે આબેહુબ દર્શાવવાને સૂર્યે પોતાના નિત્ય નાટકનો બીજો અંક ખોલ્યો. સૂર્ય પોતાનો પૂર્ણ અધિકાર પ્રાપ્ત કરી સકળ ગગન મંડળમાં-ઉંચામાં ઉંચે સ્થાને જઈ સ્તબ્ધ થયો.

અધિકારે મસ્ત થએલા પુરૂષના નોકરો પોતાની મરજી પ્રમાણે-પોતાના શેઠની આજ્ઞાનુસાર કિંવા તે સીવાય-પોતાની મરજી પ્રમાણે-ગમે તેમ જુલ્મ કરી શકે છે તે પ્રમાણે આ ગગન મંડળનો અધિકાર પ્રાપ્ત કરનાર-અધિકારમસ્ત ભાનુના કિરણોએ સકળ સ્થળે ઉંચે વા નિચે-પોતાનુ ગમન કર્યું; અને દરેક પશુ, પક્ષી અને પ્રાણીને સતાવવા લાગ્યાછે. અત્યારે તેમની સત્તાની પ્રબળતાને લીધે વનરાજોએ પણ પોતાના સ્થાનકો છોડી જેમ બને તેમ તે ઉગ્ર રશ્મિઓથી દૂર જવા યત્ન કરી છુપાઇ બેઠેલા છે તો ગરીબ પ્રાણીઓ પોતાનો આશ્રય શોધે ત્હેમાં શી નવાઈ?

અધિકાર મસ્ત અંશુમાલિના તાપથી તપ્ત થતાં આપણા પાત્રોએ રસ્તા ઉપરના એક ગામડામાં મુકામ રાખ્યો.

સૂર્યે-પોતાના નિત્ય નાટકનો તૃતિય અંક આરંભ્યો. પોતાની મહત્ શક્તિ-પોતાનું ઐશ્વર્ય-પોતાની પાસે કેટલા અલ્પ સમય સુધી રહે છે તે દર્શાવવાને તે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયો, અને ધીરે ધીરે પશ્ચિમ દિશા તરફ ગત શકિતને સંભારી પશ્ચાતાપ કરતો હોય તે મુજબ ગમન કર્યું. અને ધીરે ધીરે પોતાનું મુખ—પોતે, જેણે સ્વાધિકારે મત્ત થઇ આસપાસનો તથા અંતફળનો વિચાર કર્યા વગર ગમે તેમ વર્તન કર્યું તેણેજ આ સ્થિતિ ભોગવવા સમય આવ્યો એવું ધારી, વા જગતના લોકને હવે શું મુખ બતાવવું એમ ધારી ત્હેણે તેનું મુખ—રાત્રીરૂપી જવનીકામાં સંતાડી પોતાનું નાટક સંપૂર્ણ કર્યું.

પરંતુ તે નાટક સંપૂર્ણ થયું તે પ્હેલા ઘણીવાર ઉપર રાજબાએ

તે ગામ છોડયું હતું અને તેઓ રસ્તા ઉપર ક્યારનાએ ધીમે ધીમે પોતાની મુસાફરી લંબાવતા હતા.

સાંજના આશરે ચાર વાગતાના સુમારે રાજબા તથા તેની સાથેના મનુષ્યોએ મુસાફરી શરૂ કરી હતી અને રાતના આશરે પાંચ ગાઉ ઉપર આવેલા રતનીઆ ગામમાં રાતવાસો કરવાનો હતો.

શાયંકાળનો સમય થયો. પક્ષીઓનો કિલકિલાટ વધ્યો. રાજબાના મનમાં ભિન્ન ભિન્ન વિચાર તરંગો ઉઠતા હતા. ગઇ કાલની આ વખતની સ્થિતિને તે અત્યારની સ્થિતિ સાથે સરખાવતી હતી; અને પોતાને ઠપકો દેતી હતી. તેટલામાં ત્હેને કાને એક કરૂણામય સ્વર પડયો.

રાજબા દુઃખી હતી; ત્હેણે દુઃખનો સ્વર સાંભળ્યો. સમાન હાલતના મનુષ્યોનો એક એક ઉપર ભાવ થાય છે તે ભાવ-( ત્હેનુ નામ શું ? ) ત્હેના હૃદયમાં વિકાસ પામ્યો. અને ત્હેણે સાથેના જસાજી નામના રજપુતને તે દુઃખી અવાજ કોનો અને કયાંથી આવે છે તે જાણવા મોકલ્યો.

થોડા સમયે જસાજી પાછો આવ્યો અને બોલ્યો " બાઇશ્રી ! એક ગાડીમાં એક ધવાયલો પુરૂષ અને તેની સ્ત્રી બેઠેલા છે અને ગાડીવાન કાંઇ જતો રહેલો છે અને જંગલમાં અત્યારે તેમની વ્હાર કરનાર કોઈ નથી તેથી મદદ માંગે છે. "

રાજબાએ કહ્યું "જસાજી ! તો તમો તેમને આપણી સાથે આવવા દો. દુઃખીને આપણે મદદ આપવીજ જોઇએ. "

" જેવી ઇચ્છા " કહી જસાજી ગયો અને થોડી વારે તે ગાડી લઇ આવ્યો.

આ ગાડીમાં આશરે ૫૫ વર્ષનો એક મનુષ્ય સુતેલો હતો અને તેને કાંઇ ગંભીર ઇજા થયેલી હોય તેમ લાગતું હતું. તેની પાસે ત્હેની સ્ત્રી નિરાધાર હાલતમાં બેઠેલી હતી. તે જાણે મુર્તીમત્ દુઃખ હોય તેમ ભાસ થતો હતો. તેની અવસ્થા જોઇ રાજબાને દયા આવી અને તેનો વૃતાન્ત પૂછયો.

તે બાઇએ કહ્યું " અમો દૈવકોપથી આવી અવસ્થાએ પહોંચેલા છીએ અને ગરીબ થયેલા છીએ. અમો પાટડીથી નીકળી પ્રભાસપાટણ જતા હતાં. આજ સવારે અમો આ પાસેના વાસણા ગામમાં રહેલા; ત્યાંથી ગાડી ભાડે કરીને નીકળ્યા હતા. ગામ બહાર નીકળ્યા પછી અમારા ગાડીવાળાને કોઇએ કહ્યું કે આગળ આંબાવાડીઆમાં લુંટારા છે તેથી તે ગાડાવાળાએ

ઉતાવળથી આંબાવાડીઉં પસાર કરવાના ઈરાદાથી ગાડુ ઉતાવળે ચલાવ્યું; અને તેથી અમારા કમનશીબે ગાડાનું પૈડું નીકળી ગયું; અને ધરી ભાગી. જેમ તેમ કરતાં તે સમુ થયું અને ગાડુ ચાલવા લાગ્યું. ગાડાવાળો બ્હીકને લીધે ઉતાવળ કરતો હતો તેવામાં કોઈ રજપુત ઘોડા ઉપર બેસી આવ્યો. તેણે તે ગાડાવાળાને બાંધ્યો અને પોતાની જોડે લઇ ગયો. અને ગાડું તથા બળદ એમને એમ રહેવા દીધા. અત્યારલગણ કોઇની મદદ મળી નહી. અત્યારે આપને શરણે આવ્યા છીએ."

રાજબાએ કહ્યું "આપણે આપણી વાતો મુકામ કર્યા પછી કરીશું. મારે પણ પ્રભાસપાટણ જવું છે તેથી આપણને સંઘાત થશે. હાલમાં સંધ્યાકાળનો સમય છે અને લુંટારાનો ભય છે. માટે જેમ જલદીથી જવાય તેમ સારૂ." આમ કહી ગાડી ચલાવવા આજ્ઞા મળી.

આજ્ઞા મળતાંજ સર્વ મંડળ ચાલ્યું. શાન્તકાળને લીધે સર્વ નિઃશબ્દ હતું અને આ વેરાન પ્રદેશ તો ઘણોજ શાન્ત હોય તે નિર્વિવાદ છે. આ સમય અને સ્થળ વિધાતાની કૃતિના અવલોકનારને ઘણોજ આનંદમય હતો. થોડે દૂર આંબાવાડીઉં આવતું હતું અને બીજા ચારે તરફ ઘણે દૂર સુધી દૃષ્ટિ પહોંચતી હતી. અને સઘળા આકાશે અત્યારે ભુરો રંગ ત્યાગ કરી ધોળો રંગ ધારણ કરેલો હતો તેથી તે વનની શોભા વધારે અદ્ભુત થયેલી હતી.

હવે ધીમે ધીમે સઘળા પૂર્ણ ઘટાદાર ઝાડો વચ્ચે આવ્યા. આગળ એક નદી હતી તે તેઓ ઉતર્યા કે તરતજ ચોતરફથી તેઓ એકદમ ઘેરાયા. જાદુગરના જાદુથી જાણે જમીનમાંથી માણસ નીકળ્યા હોય તેમ ચારે તરફ હથીઆરબંધ માણસો દેખાયા અને સ્વારીના માણસોને અટકાવ્યા. રજપુતો ગાંજ્યા જાય તેવા નહોતા. તેઓએ તરવારો ખેંચી. યુદ્ધ થવાની તૈયારી હતી પરંતુ લુંટારાનો સરદાર આગળ આવ્યો અને બોલ્યો 'ભાઇઓ! રજપુતો! આપણે લડવાનું કારણ નથી. આ ગાડીમાં કોણ મુસાફર છે? તે કહો અને પછી જવા જેવું હોય તો ચાલ્યા જાવાને અમો હરકત કરશું નહી."

સ્વારોનો ઉપરી બોલ્યો "તમારા બોલવા ઉપરથી તમો રજપુત છો એમ લાગે છે તેથી અમો ખબર આપીએ છીએ કે અમો રાજા વસંતદેવની રૈયત છીએ."

'એમ! તો તમને આગળ જવા દેવામાં નહી આવે?'

'શા માટે?'

'રાજ્યના અમાત્યની આજ્ઞા; અને આગળ મુસલમાનોનો ભય છે.'

'પરંતુ અમો જવાના.'

'ભાઇ હીમતસંગ અધીરો થા માં. અમારી જોડે ચાલ.' એક લુંટારો બોલ્યો.

હીમતસંગ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો "તમે મને ઓળખો છો? અને લુંટારા છો?'

'હા અમે એ છીએ-ચાલો સીદ્ધા અને છાનામાના. રજપુતનો વિશ્વાસ નથી? ગાડીમાં કોણ છે?'

'બાઇ છે.'

'બાઇનું નામ?'

'રાજબા' રથમાંથી ઉત્તર મળ્યો.

'ઠાકોર ભુપસિંહના ઠકરાલાં!' આશ્ચર્યથી લુંટારો બોલ્યો.

'હા.'

'ઠીક, ભુપસિંહના પત્નિ રાજબા! અને ગાડીમાંનો માંદો માણસ!! અને આ રજપુતો! આ સઘળાને આપણા ઉતારે મોકલવા કેમ ખરૂને બાપુ?' લુંટારો પોતાના સરદાર ભણી જોઇ બોલ્યો.

'હા. વિરદેવ! ખરી વાત છે, ભાઇઓ બાઇને મુકામે લઇ જાઓ. અને આ બધાને બરોબર સોઇ કરી આપો. આ માંદા માણસને પણ લઇ જાઓ અને હું આવું ત્યારે મારા આગળ હાજર કરજો શિવસંગ અને પુંજાજી મારી સાથે ચાલો. નાગજી આ બધાને તમે લઇ જાઓ. તેમને માટે તમે જોખમદાર છો. વિરભદ્ર ચાલો."

સરદાર વિરભદ્ર, શિવસંગ અને પુંજાજી ચાલ્યા.

# પ્રકરણ ૬.

## લુંટારાની ગુફા.

સરદારના ગયા પછી નાગજીએ પોતાના માણસો સહિત તે સ્વારીને જોડી અને સઘળા ચાલ્યા.

થોડે દૂર ગયા પછી નાગજી રથની પાસે આવ્યો અને રથને અટકાવ્યો. અને રાજબાને કહ્યું રથને બહુ ફરીને આવવું પડશે અને આ-

પણને આ પાસેના રસ્તે થઇ જવું સહેલું પડશે અને મ્હેં ડોળી મંગાવી છે તે આવે ત્યાં સુધી નીચે ઉતરો અને અહીં પથારી પાથરી બેસો તો હરકત છે? ડોળી આવશે એટલે આપણે જઇશું.'

રાજબાએ કહ્યું "હું રજપુતાણી છું અને હું નીચે ઉતરૂં તો કુળ-ને નીચુ પાડવા જેવું છે. તમો રજપુત છો તેથી જાણતા હશો કે રજપુ-તાણી પડદા બહાર નીકળી શકતી નથી."

નાગજી જો કે લુંટારો હતો—જો કે ધંધો લુંટારાનો હતો. પરંતુ જાતે રજપુત હોવાથી રજપુતના રીતરીવાજનો વાકેફગાર હતો. તેથી રાજબાને કહ્યું "રજપુતાણીને જો કે પડદે રહેવાનું છે. પરંતુ રજપુતની આગળ એમ હોય નહી. ઠાકોર ભુપસિંહને અમારે ભાયો છે અને અમો કોઇપણ બાધ ગણુતા નથી. તેમજ હું તમારૂ બચ્ચું છું.વળી હમણા નહી ઉતરો તો રથને ડોળી આવતા સુધી અટકાવવો પડશે અને તેની સાથે બધાને નકામા ખોટી થવું પડશે. તમારી સાથેના માણસોના ઘોડાઓ થા-કેલા હશે તેથી તેમને આરામની જરૂર છે. માટે ઉતરો તો ઠીક. નહી તો જેવી મરજી.'

" પરંતુ હું અજાણ્યા મુલકમાં અને અજાણ્યા માણસમાં કેમ—"

' અમો અજાણ્યા નથી જાણીતા છીએ, અને અમને મુકામે ગયા પછી ઓળખશો. અમો વસંતદેવના હીતેચ્છુઓ છીએ, યવન લોકના કટ્ટા દુશ્મન છીએ, ગુજરાત માતાના અમો પરમપ્રિય સેવક છીએ, ગુર્જર-ભુમીને સારૂ પ્રાણ સમર્પવા તૈયાર થયેલા રજપુતો છીએ; મહારાજાધિરાજ કરણસિંહના રાજ્ય શ્રષ્ટતાને માટે જાન આપવા તૈયાર થયેલા રજપુતો છીએ. પછી વિશ્વાસ આવે તો ઠીક નહી તો ઇશ્વરેચ્છા.'

' વિશ્વાસ ના હોય ?' એમ કહી રાજબા નીચે ઉતરી.

રથની ગાદી બહાર કહાડી ઝાડ તળે પાથરી અને તેના ઉપર રાજ-બાને બેસાડી તે જોડે તેની દાસીઓ બેસાડી. બાદ રાજબાની જોડેના માણુ-સોને બરોબર પ્હેરામાં રાખી નાગજીએ રવાને કર્યા. ફકત બે ત્રણ રજપુ-તોને રાજબાની પાસે રહેવા દીધા હતા.

સાયંકાળનો સૂર્ય પશ્ચિમ દિશાએ ઢળવા લાગ્યો. પરંતુ આ નિરતરૂ મરૂભૂમિમાં સાયંકાળદર્શક પક્ષિઓનો કિલકિલાટ નથી. જે મૃદુતા—જે માધુર્ય આવી જગ્યાએ લાગે છે તેવું તરૂ ભૂમિમાં લાગતું નથી.

ચોતરફ નજર નાંખતા દૃષ્ટિ મર્યાદાવર્તુલ અછિન્ન ભાસે છે અને ચોતરફ—ઉત્તરમાં આંબાવાડીઆનો અમુક ભાગ બાદ કરતા—એક સપાટ

મેદાન દેખાય છે. થોડે થોડે અંતરે ઉભા રહેલા ઝાડો નભમંડળને જાણે ટકાવી રાખતા હોય તેવી રીતે દેખાય છે. અધુરામાં પુરૂ ચોમાસુ હોવાથી કોઇ કોઇ વખત વિદ્યુતના ચમકારા, વાદળાના ગગડાટ વિગેરે ચિન્હો રમ્ય લાગતા હતા. આ નિર્જન વનમાં આ સુભૂમિકાનું દર્શન તે અન્ય સ્થળે અલભ્યજ છે.

ધીરે ધીરે સૂર્ય અસ્ત પામ્યો. રાત્રિએ ધીરે ધીરે પોતાનો અંધપટ પ્રસરાવવા માંડયો. ગગન મંડળ અત્યારે તારામંડળથી શુશોભિત નથી. રાત્રિએ મનુષ્ય જાતી ઉપર અંધકારપટ પાથર્યો તેજ રીતે ઘન મંડળે તારામંડળ ઉપર અંધકારપટ પાથર્યો હતો. કોઇ કોઇ ક્ષણે વાદળાઓ એકમેકથી દૂર જતા હતા. તે સમયે કોઇ તારા અહીં અને કોઇ તારા તહીં એમ દૂર દૂર દેખાતા હતા અને તે અલ્પ સમય દર્શન દઇ અદૃસ્ય થતાં હતાં.

આ પ્રમાણેની આ નિર્જનભૂમિવનલિલા નિહાળતી રાજબા બેઠેલી હતી. અલ્પ સમય બાદ ડોળી આવી, રાજબા તથા દાસીઓ તેમાં બેઠી, અને સર્વ મંડળ ધીમે ધીમે ચાલ્યું. રાજબાની ડોળીની ચારે બાજુએ હથીઆરબંધ સ્વાર હતા. કેટલાકના હાથમાં નગ્ન સમશેર હતી, અને કોઇના હાથમાં ભાલા હતા. કદાવર શરીરના રજપુતો અને મધ્યે આ સુંદરી જાણે મહાદેવી ભયાનક અસુરનો વધ કરવા જતી હોય તેમ ભાસ થતો હતો. એક પણ શબ્દ બોલ્યા વગર દરેકજણ સરદારની પાછળ જતું હતું. રાત્રિ અને તે સાથે વર્ષાની વાદળીઓના અંધકારનો છેદન કરવા સ્વારોની આસપાસ થોડી મસાલો હતી અને તે મસાલોના અજવાળે સર્વ કોઇ ચાલ્યા જતા હતા. ડોળી બે ઘોડાઓ ઉપર ગોઠવેલી હતી તેથી તેઓ ઝપાટાબંધ પંથ કાપતા હતા. અને આ નિર્જન અરણ્ય મૂકી તેઓ ધીરે ધીરે એક વનસ્પતિવાળી ખીણમાં ઉતર્યા.

સર્વે સ્તબ્ધ હતું. મસાલના અજવાળા શિવાય સર્વત્ર અંધકાર હતો રાજબાના મનમાં અંધકાર નહોતો તેની ડાબી આંખ ફરકતી હતી. તેને શુભ શુકન થતા હતા. આ શુકન શા સારૂ થાય છે તે વિશે ભિન્ન ભિન્ન વિચાર આવતા હતા. વિચાર તરંગોથી કંટાળી તેણે બ્હાર જોયું.

આસપાસનો દેખાવ ભયાનક હતો. દૂર વાઘની ગર્જના સંભળાતી હતી. જંગલી પ્રાણીના અવાજ કાને આવતા હતા. અને એકલા મનુષ્યનું હૃદય ફાટી જાય એવી વનના હાથીઓની ગર્જના થતી હતી. રાજબા કાંઇ શકથી—કાંઇ નિવૃત્તિથી આ સર્વ જોતી હતી. ઘડીકમાં તેની આસ-

પાસના મનુષ્યોને જોતી હતી. ઘડીકમાં સૃષ્ટિ સૌંદર્ય નિહાળતી હતી-ઘડીકમાં આમ અને ઘડીકમાં તેમ જોતી હતી. અંતે ત્હેણે નિશ્વાસ મૂકયો અને બોલી:—

"અહાહા ! અત્યારે જો મ્હારી કુમુદા હોત-અત્યારે જો તે મ્હારી પાસે હોત તો આ દેખાવ કેવી સારી રીતે ચિત્રતા આ દેખાવ ઉપરથી મનુષ્ય જીવન વગેરેના કેવા દૃષ્ટાંતો આપતા મ્હાન્ રૂષીઓ, મુનીઓ-કવિઓના શબ્દોથી કેવી સરસ રીતે-કેવું છટાદાર વર્ણન કરત? પરંતુ હત ભાગ્ય હું કે તે રત્ન ગુમાવ્યું-હા તે મ્હેંજ ગુમાવ્યું-ખરેખર તેની દોષિત હુંજ છું. ઠાકોરનો ત્હેના ઉપર ભાવ હતો. તે તેની જોડે કદાચ લગ્ન કરત તોએ શી હરકત હતી ? પરંતુ ઠાકોર-હા ! ઠાકોરનું શું ? ઠાકોરને રાજ્યનો લોભ લાગ્યો છે. રાજ્ય લોભનું અનર્થ સમજ્યા નથી. ખુસામતીઆઓ ચ્હડાવે છે. પોતે હવાઇ કિલ્લા બાંધે છે. ગુજરાતની તાજી બિનાથીજ શિખામણ લેતા નથી. તો પછી શું થશે ? ઇશ્વરની ઇચ્છા. કુમુદા હોત તો વખતે તેમને રાજ્ય લોભ લાગત નહી. અથવા લાગત તોએ આમ બનત નહી. કુમુદા તે દિવસે પૃથુરાજની વાત કરતી હતી અને કહેતી હતી કે તે વખતે જો હિંદુ રાજાઓ સંપથી અને ઇર્ષ્યા અને લોભ વગર રહ્યા હોત તો અત્યારે તુરકડા અંહી પેદા હોત નહી-ગુજરાતની આવી દશા આવત નહી. ખરી વાત છે. એ સ્ત્રીના જેટલી પણ અક્કલ પણ તેમની કેમ નહી ચાલતી હોય ? વિનાશ કાળે વિપરિત બુદ્ધિ. હરી હરી. પરંતુ રાજ્યલોભ લાગવાનું કારણ ? રતિસુંદરી ? હા એજ રતિસુંદરીના સૌંદર્યને નીરખી, મોહ પાસમાં પડી તેમણે પોતાની બુદ્ધિ ગુમાવા માંડી છે. રતિસુંદરી જોડે સંસર્ગ કરાવનાર કોણ ?' થોડીવાર વિચાર કરી બોલી "કુમુદા? હા કુમુદા પણ તેમાં તેનો સ્વાર્થ ? હુ ધારૂ છું કે કુમુદાને લગ્ન કરાવવામાં રાણી સ્હાયભૂત થાય તો કુમુદાને કાંઇ લાભ ખરો ? એ તો કોણ જાણે. એ બિચારી સંતોષી છે. રાણીનો ભાવ શો ? એ પણ ઇશ્વિર જાણે રણમલ કૃતઘ્ન છે. ધન્ય છે એવા રજપુતને—"

ડોળી અટકી. ત્હેના વિચાર અટકયા. કોઇ માણસે ડોળી અટકાવી અને પુછ્યું ' કોણ છે?'

" સરદાર શ્રીની આજ્ઞા. " જવાબ મળ્યો.

ડોળી ચાલી. અત્યારપર્યંત રહેલા અંધકારમય જંગલમાં હવે દીપ પ્રકાશ જણાવા લાગ્યો. ઉપર ઉંચે એક ટેકરી લાગતી હતી તે ટેકરી ઉપર તાપણી સળગાવી ઘણા જણ બેઠેલા હતા. ધીમે ધીમે સૌ જણ ટેકરી ઉપર

સ્હડયા અને ટોકાયા અને તેજ જવાબથી આગળ વધ્યા.

વળી પાછા ટેકરી ઉતર્યા અને એક ખીણુમાં આવ્યાં. આવી અંધઃકારમય રાત્રીના સમયે પણ આ ખીણ રમણીય લાગતી હતી. તે ખીણના અંત્ય ભાગ ઉપર **લુંટારાની ગુફા**-(?) કહો કે ગમે તે કહો તે-હતી.

દ્વાર આગળ ડોળી અટકી. અને રાજબાને ઉતરવા કહેવામાં આવ્યું: રાજબા ધીમે અને સવિનયે ઉતરી તેને ઉતરવામાં થોડી સ્ત્રીઓએ મદદ કરી. અને તેજ સ્ત્રીઓ રાજબાને રસ્તો બતાવવા આગળ ચાલી. રાજબા ત્રણ પગથીઆ ચડી એક બારણામાં પેઠી. એ દ્વારની અંદર એક અતિ રમણિય ચોક હતો. આ ગુફા મ્હોટા મ્હેલ જેવી લાગતી હતી. આ ચોકની ચારે બાજુએ છોથી છોયેલા-પથરાના-ઓટલા હતા મધ્યભાગે એક મોટો ઓટલો હતો. આ ઉપરથી રાજબાએ આ લુંટારાને મળવાની જગ્યા હશે એમ ધાર્યું. ચોકની પાછળ એક મોટી છીંડી હતી. અને તેની બન્ને બાજુ ઉપર ઓટલા હતા અને તેના ઉપર ઓરડીઓ હતી. આ વખતે રાત્રિ હોવાથી દરેક જણ પોતાની ઓરડીમાં રસોઈ કરવાને ગુંથાયેલું હતું તેથી ઘણાએ રાજબા તરફ લક્ષ આપ્યું નહી પરંતુ રાજબા દરેક તરફ લક્ષ આપતી હતી; અને આટલી બધી સ્ત્રીઓ અને પુરૂષોને જોઇ તે આશ્ચર્ય પામતી હતી.

આ લુંટારાની ગુફા હતી કે ન્હાનુ સરખું નગર હતું તેનોજ તેને સંશય થવા લાગ્યો. આ પછી ફરી પાછી તે બીજા બારણામાં પેઠી. ત્યાં આગળ એક મોટુ મકાન દેખાયું. આ મકાન ઘણુંજ સારી રીતે સણુગારી સુશોભીત બનાવવામાં આવ્યું હતું અને તેને રાજ્યમ્હેલની માફક બનાવવામાં આવેલું હતું. આ ઉપરથી તે મકાન લુંટારાઓના સરદારને રહેવાનુ હશે એમ અનુમાન થતું હતું.

રાજબા વગેરે સર્વ મંડળના આવવાના અવાજથી આ મહાલયમાંથી ઘણી સ્ત્રીઓ તથા નોકરો બ્હાર નીકળી આવ્યા અને નૂતન આગંતુક મનુષ્યને જોવા ઉત્સુક થયા. રાજબાએ પોતાનુ મુખ ઢાંકેલું હતું તેથી કોઇ તેને ઓળખી શકયું નહી.

રાજબાના આવ્યા અગાઉ જે વખતે ડોળી લેવા માણુસ આવ્યું તે વખતે ખબર આવેલી હતી કે કોઇ ઉંચ ઘરની રજપુતાણીને રસ્તામાં અટકાવેલી હતી અને તે ત્યાં આવવાની હતી તેથી તેને માટે એક ઓરડો ખાસ તૈયાર કરી મૂકેલો હતો અને સર્વે કોઇ તે રજપુતાણી કોણુ હતી તે જાણવા સારૂ ઇન્તેજાર હતા.

આ ઇંતેજારી પૂર્ણ કરવા સારૂજ આ સઘળાં માણસો બ્હાર આં- વેલા હતા. તેમાંથી કોઇને રાજબા ઓળખી શકી નહી અને આ વસ્તિ- વાળો મ્હેલ તેને શ્મશાનસમ લાગવા માંડયો.

પરંતુ થોડીવારે સઘળી ગરબડ–જેનું કારણ આટલા બધા માણસોની દોડા દોડી અને ઉત્સુકતા હતી તે–બંધ થઇ. તેનું કારણ તરત જણાયું. કોઇ રજપુતાણી–જે દેખાવ અને ચાલ ઉપરથી આ મકાનની માલીક હો- ય એમ લાગતી હતી તે–અને બે સહચરીઓ તેની જોડે હતી–તે આવ્યાં.

આ ત્રણેમાંથી કોઇએ પણ રાજબાને ઓળખી નહીઃ પણ રાજબા- એ હેમાંની એક જણને જોઇ–ઓળખી–તેનું હૃદય ભરાયું–દોડી–તેને બાઝી પડી અને બોલી. " કુમુદા ! ! "

તે કુમુદાજ હતી–રાજ્ય સહચરી કુમુદાજ હતી-જેને માટે ઘણી શોધ થતી હતી, જે મળવાથી ઘણો ભ્રમભેદ ખુલ્લો થનાર હતો–જેના જડવાથી કેટલા શંશય દૂર થનાર હતા તે કુમુદા અહીં ક્યાંથી ?

કુમુદાએ સ્વર ઓળખ્યો અને બોલી " રાજબા ! હાં ક્યાંથી ?"

રાજબાની છાતી ભરાયલી હતી. આંખમાંથી આંસુ—હર્ષના આંસુ વ્હેતાં હતાં–તે બોલી " હું હમણા કહી શકીશ નહી. જરા બેસવા દે"

" હા ! કુમુદા . સ્હામા ખંડમાં બધી ગોઠવણ કરી છે ત્યાં બાઇ- ને લઇજા અને સોઇ કરી આપ. " એક સ્ત્રીએ કહ્યું.

" લક્ષ્મીબા આ રાજબાને ઓળખો છો ? " કુમુદાએ કહ્યું.

" ના. હું ક્યાંથી ઓળખું ? "

" તે મ્હારાજા વસંતદેવના ઠાકોર ભુપસિંહની સ્ત્રી છે. રાજબા આપ લક્ષ્મીબાને ઓળખો છો.

" ના. હું ઓળખી શકતી નથી. "

" બા. આ આ બ્હારવટીઆના સરદાર વિજયસિંહનાં પત્નિ છે." કુમુદા હસીને બોલી. લક્ષ્મી તરફ જોઇ તે બોલી " હાસ્તો. રાણી તો પ્હેલા હતા. હાલતો બ્હારવટીઅણનો?" હાથનો ટીકડો બતલાવી કુમુદા હસી અને બોલી.

સર્વે હાસ્યે નિમગ્ન થયા.

કુમુદા ~~હસતિ હસતિ~~ રાજબાને લઇ ગઈ. સર્વે મંડળ વિખરાયું.

પ્રિય પાઠક ! હવે આપણે થોડો સમય પાછળ જઇ પ્હેલાની બિના જાણવી પડશે.

---

# પ્રકરણ ૭.

—:o:—

## મધ્યરાત્રીનો ભોગ.

શુકલપક્ષની પૂર્ણીમા-માસનો વચલો દિવસ-આખા મહિનામાં સુશોભિત રાત્રિ-આ સર્વ આજરોજ છે.

દિવસ અસ્ત થયો છે. રાત્રિએ પોતાનો અધિકાર પ્રાપ્ત કર્યો છે. ગગનમાં ચંદ્રે પોતાનો પ્રકાશ પૂર્ણ કળાએ પ્રસરાવ્યો છે. આપણા પ્રકરણનું સ્થાન-જીર્ણમંદિર-ચંડિકા દેવીનું મંદિર છે. જીર્ણમંદિરની બ્હારની બાજુએ નીચેના શબ્દો મનમાં બોલતી એક મુર્તિ દશ્યમાન થાય છે.

" જ્યાં સુધી કુમુદા મ્હારી પાસે છે-જ્યાં સુધી તે મ્હારી સહચરી છે-અથવા જ્યાં સુધી તે હયાત છે ત્યાં સુધી હું નિર્ભય નથી. જે કૃત્યો આ હસ્તે કરેલાં છે તેમાં આ એક અધુરૂં છે. અને તે કૃત્ય કરવા હું તૈયાર છું. કુમુદાના ગુમ થવાથી હું શૈલપુરની પટરાણી જીંદગીપર્યંત કાયમ રહીશ ? હા. કારણ ? તે હું સમજી શકતી નથી. મનુષ્યજાતિને દુર્લભ એવા રાજ્ય વૈભવમાં તે દરરોજ વિઘ્નરૂપ છે, પણ કુમુદા ? ત્હારો ઘાટ હવે ઘડાઇ ચૂકયો છે—ત્હારૂં આયુષ્ય હવે પૂર્ણ થાય છે.

" કુમુદા ! કુમુદા ! ! બાળસ્નેહિનિ કુમુદા ! ! ! તું નિરપરાધીણું. તું નિરપરાધિણું ? જો તું નિરપરાધી, તો હું શું કામ ખુન કરવા તત્પર થઇ છું ? ત્હારૂ ખુન ? અહાહા [ તે વિચાર મ્હને કેવો કંપાયમાન કરે છે ? વ્હાલી કુમુદા ! ત્હારૂ ખુન ? તે શબ્દજ કેવા ભયાનક ભાસે છે. કુમુદા ! ત્હારૂ ખુન ? અને તે વળી મ્હારે હાથેજ ! આશ્ચર્ય !

" કુમુદા ! આપણો સ્નેહ ! કેટલા વર્ષનો ? જીવનનો ? હા ! તે આજ વિપરિત થશે ? અફસોસ ! હું ત્હારૂ ખુન કરી હત્યારી થઇશ ? શામાટે ?

" મ્હારૂં કામ કોઇ જાણુશે નહી—હા કોઇ જાણુશે નહીં નહીજ જાણે ? કોઇ પણ ? ના. તે વાત આ ભવમાં તો છૂપીજ રહેશે. કોઇ જાણુશેજ નહી ! ભોગાવતિ નદી તેની લાસને રાખશે તો શૈલપુરમાં તેના ખુનની શી ખબર પડશે ? ખબર નહીજ પડે. કોઇ નહીજ જાણે.

" સર્વસાક્ષીભૂત પરમાત્મા ! તું જાણીશ ? હા-તું જાણીશ. પણ શું કરૂં ? પરવશ હું-હું હા ! પરવશ બાલા-શું કરૂં ?

" બીજા કોઈને શંશય ! કેમ થશે ? કદાચ કોઈ પુછશે-કોઇ રાજ્ય મ્હેલમાંથી પુછશે તો તેને મેં અમરગઢ મોકલી દીધી છે તે જવાબ સાગા કોણ શંકા ધરશે ?

" આવું હડહડતું જૂઠું બોલતા તારી હીમત ચાલશે ? હા. તો પછી હૈયે બ્હીક ધરવાનું પ્રયોજન મિથ્યા છે. આ કૃત્યથી મળેલો મ્હોટો લાભ—જીંદગીપર્યંત અભયપદને પામ્યો-આહા ! ક્ષણભર સુખ-કુમદા ત્હારા વચન પ્રમાણે ક્ષણભર સુખને સારૂ મનુષ્ય કેટલા તરફડીઆ મારે છે? તે ખરૂ છે. વ્હાલી કુમદા ! હવે પછી ત્હારા વચનો કયાં સાંભળીશ ?

કુમુદા તારૂ ખુન ! તે થશેજ. અને તે છુપુ રહેશે. પ્રપંચનો કાળો પડદો તે ઉપર સદાને માટે ઢંકાયલોજ રહેશે. ખચીત ! તું આજ રાત્રે આ રળીઆમણી રાત્રે—તારો દેહ છોડીશ—તું આ દુનિઆમાં હતી ન હતી થઈશ. મારો આ ભેદ હવે પછી સર્વદાને માટે છુપોજ રહેશે— ગુપ્ત રહેશે.

' ત્હારો ખુનથી—ત્હારા નાશથી—ત્હારા મૃત્યુથી મને મોટો લાભ થશે. શો ? તે તો કોણ જાણે પણ લાભ તો થશેજ. પરંતુ—" તે વિચારમાં લબ્ધ થઈ બોલી " અખીલેશ્વર પરમાત્મા પાસે શો જવાબ દઇશ ! મારે જવાબ આપવો પડશે ! શું ઈશ્વર છે? જો હોય તો મને આવી બુદ્ધિ કેમ થાય છે ?

' **લાલચ અને લોભ** તમે દુનીઆનું સત્યાનાશ વાળ્યું છે. જેઓ ત્હમને હમેશા ચ્હાય છે—ખરા મનથી તમારૂં પુજન કરે છે તેઓનેજ ત્હમે ગરદન મરાવો છો. દુનીઆની બ્હોળી સપાટી ઉપર તમોએ અદ્યાપિ પર્યંત કેવો કેવો કાળો કેર વર્તાવ્યો છે. હજુ પણ કેર ! કર્યા કરો છો. તમારી મોરલીપર નૃત્ય કરનાર મનુષ્યોને અંતે કેવા બનાવો છો તેનો ખ્યાલ આવતો નથી. તેનાં કેટલાં દૃષ્ટાંતો છે ? કેટલા દૃષ્ટાંતો મારી વ્હાલી કુમુદાએ સંભળાવ્યા છે તે છતાં કેટલાં મનુષ્યો તમારી મોહજાળમાં સપડાય છે ? કયા પુત્ર, પિતા, સ્ત્રી, સ્વામી, મિત્ર, બન્ધુ, ભગિની વગેરે તમારે વશ થયા નથી ?!

' ખેર ! હવે લાંબો વિચાર કરવાનો નથી. જેમ બને તેમ જલ્દિથી હાથમાં લીધેલું કામ પૂર્ણ કરવું જોઇએ. મુકામે જલ્દિથી પહોંચવું જોઇએ.

' કુમુદા! મારી વ્હાલી પ્રીતિપાત્ર કુમુદા !! અમરગઢનો આપણો વૃત્તાંત હજુ મને સાંભરે છે. મન માનતું નથી. તે પાછી પાની કરે છે.

પણ લોભને વશ થયેલી આ શૈલપુરની પટરાણી એ યાદદાસ્ત ઉપર, આપણા સ્નેહ ઉપર અત્યારે શ્યામપટ ઓઢાડી દે છે.'

સ્ફટિક અને કાચ સમાન શ્વેતજળમય સુંદર અને પવિત્ર ભોગાવતિ સરિતાને તીરે આવેલા શૈલપુરના પાદરે ચંડિકા દેવીના મંદિરમાં ત્રિવિસ વર્ષની વયની એક સ્ત્રીમુર્તિ સન્મુખ પડેલા પથ્થરપર બેસી ઉપલા શબ્દો મનમાં બોલતી હતી. રાત્રિ અડધી ગયેલી છે—મધ્યરાત્રિ થયેલી છે. થોડીવાર પછી વિસ વર્ષની એક સ્ત્રી મંદિરમાં દાખલ થઇ ત્હેને જોઇ ત્હેણે કહ્યું.

'કુમુદા, સર્વ સાહિત્ય આવી રહ્યા હોય તો કાર્ય શરૂ કરીએ. રાત્રિ થોડી છે અને આપણે મહેલે વહેલા પહોચવું. જોઇએ આજ તું આ ચંડિકાની મૂર્તિ આપણુ સમક્ષ વાત કરતી ભાળીશ, મારા પ્રયોગો કેવા તાત્કાળીક છે તે તુ જાણી આશ્ચર્ય પામીશ. તારી મનકામના પૂર્ણ થશે, અને તેથી કેવા લાભ મળનાર છે તે પણ તું જાણીશ. આપણો શક દૂર થશે અને આપણે નિર્ભય થઈશું. "

' હું પણ મારૂં ધારેલું ફલીભુત થશે કે ?'

' હા. તે તું હમણાજ જોઇશ. માટે તૈયાર થા. '

' પણ મહારાજાનો વ્હેમ આ પ્રયોગથી જશે કે ? '

' હા ! હા ! તે તું જાણીશ અને હું પણ જાણીશ. ચાલ ઉતાવળ કર. '

' તો તે પણ પ્રયોગ આ સાથે કરશોને. ? "

' ના તે પછી થશે. હાલ હું તારી મનકામનાઓ પૂર્ણ કરવાનો પ્રયોગ કરૂ છું. '

' તો જેવી બાઈની ઇચ્છા પણ તે બાબત પણ વાર લગાડવા જેવું નથી કારણ કે બધી વાતની ખબર જો વસંતદેવ, મહારાજા નાગદેવને કહી દેશે તો પછી આપણી શી દશા ? '

' અરે તે તો તેમનાથી કહી શકાશે નહી ! મારા પ્રેમમાં ચકચુર બનેલા તે તેવી વાત ઉપર જરાએ ધ્યાન આપશે નહી. '

" તો જેવી ઈચ્છા. તમારા કામમાં કાંઇ કચાશ હોય !"

" કોઇ દહાડો પણ તું ધારી શકે છે ? હું કાચી હોઉ તો મહારાજાને પુતલી માફક શી રીતે નચાવી શકું ? ચાલ જલ્દિ કર અને જાદુવિદ્યાનો અને તંત્રવિદ્યાનો મારો અભ્યાસ ભાળ. "

શૈલપુરની પટરાણીનું રૂપ હમણા અત્રનતું ભાસતું હતું. ત્હેની ઉમર

આશરે ૨૨ વર્ષની હતી. ત્હેણે બદામી રંગનું લુગડું અને ગુલાબી ચોળી પહેરેલી હતી. અને લુગડા ઉપર કમરપટો કસકસાવી બાંધેલો હતો. લુગડાનો કાછોટો મારેલો હતો જેથી સાક્ષાત જગદંબા સ્વરૂપ તે દેખાતી હતી. કમરપટામાં હિરાજડીત મુઠની એક કટાર ખોસેલી હતી અને કમ્મરે સમશેર લટકતી હતી. તે સ્ત્રી જાતી હતી અને આવા વસ્ત્રાભરણોથી આ મધ્યરાત્રે અને વળી આ એકાંત, જીર્ણ મંદિરમાં હતી તે વીરપુરૂષને પણ પાણી ભરાવે એમ દીસતી હતી. તેના નેત્રો રકતવર્ણાં થયેલા હતા અને આ મંદિરમાં જાણે વનરાજે પોતાની ગુફા કરી આશ્રય લીધો હોય તેમ તે દેખાતી હતી. ત્હેના ભવ્ય કપાળ ઉપર ભભુત—તેના ગળા ઉપર ભભુત—કપાળપરનું ભયંકર તિલક—તે સર્વે મુર્તીમંથી ચંડિકા દેવીનીજ જીવતી આકૃતિનુ ભાન કરાવતા હતા. તે બોલીઃ—

'કુમુદા! તો તું મ્હારી યાદી પ્રમાણે બધી ચીજો લાવી છે નેં? કાંઇ રહી નથી ગયું? જોજે સરત ચુકથી કાંઇ રહી ગયું હોય; નહીં તો વખતે વિઘ્ન આવી પડે.'

"કાંઇ રહી જાય? યાદી પ્રમાણે સર્વ સાહીત્ય લાવી છું. હું ભુલી જાઉં એવી છું.?"

"ના તું તેવી નથી"

"તેમ હોય તો શૈલપુરમાં એક ઘડી પણ રહેવું ભારે પડે બ્હેન! આજકાલ કરતાં અમરગઢથી આવે પાંચ વર્ષ થયા!"

"કુમુદા, લે ચાલ. મેં તને અગાઉ સુચના આપ્યા પ્રમાણે બધું ગોઠવ. યજ્ઞનીવેદી તો તું ગઇ તેટલીવારમાં મેં તૈયાર કરી છે. ચુનો છાંટીને પવિત્ર કરી છે. જે પ્રાણીનો ભોગ આપવો છે તે આપણી પાસે તૈયાર છે—અરે! તે તું લાવી છે. તેના લોહીથી આ વેદી લીંપવાની છે. અને પછી પણ તે કામમાં આવશે. મારે તું લાવી છું તે પ્રાણી કાપ"

કુમુદાએ બકરો આણ્યો હતો તેને છરીથી ચીરવા માંડયો પટરાણી શૈલપુરની પટરાણી—આ સઘળું જોતી હતી. ગરીબ પ્રાણીની હત્યાથી તે પ્રાણી તરફડતું હતું તે જોઇ તેને દયા આવી અને કુમુદાને નહી મારવા વિચાર કર્યો.

"ગરીબ કુમુદા! તને મારવાથી મને શો ફાયદો" એમ તેને વિચાર આવ્યો. પરંતુ તરતજ તેણે તે વિચાર ફેરવ્યો અને કહ્યું "વેદી લીપી નાખ!" કુમુદાએ લોહીથી તે લીંપી અને રાણીએ બધી વિધી અથથી ઇતિ પર્યંત કરી.

સઘળી ક્રિયા પૂર્ણ થતાં રાણીએ કુમુદાને કહ્યું " પ્રિય સખી ! હવે તું ઉઠ ! અને દેવીને પગે લાગ અને સર્વ પાપની ક્ષમા માગ ! તારી ઇચ્છિત મનકામના પૂર્ણ થશે અને દેવી આપણી જોડે સાક્ષાત્ વાત કરશે."

ભોળી બાપડી કુમુદા ! કપટી રાણીના વચનો સાંભળતાંજ જમીન ઉપર પડી અને દેવીને પ્રણામ કર્યા. બીચારી ઉઠવા જતી હતી તે વખતે તરતજ પાછળથી દુષ્ટ બુદ્ધિ રાણીએ ગરદન ઉપર શમશેરનો ઘા કર્યો.

ઇશ્વર કૃપાથી તે ઘા પ્રાણઘાતક હતો નહી. કુમુદા ઉઠી અને નાઠી. રાણી તેની પાછળ ઉઘાડી તલવારે ધસી. જેથી કુમુદા "અરે કોઇ રાજ્ય મહેલની કુમુદાને બચાવો. બા સાહેબ મારો ભોગ આપે છે તેથી રક્ષણ કરો ! રક્ષણ કરો ! " એમ બૂમો પાડતી નગર તરફ દોડી.

પ્રભાત થવાને થોડીવાર હતી. જેથી પહેરેગીરો ઘણા જાગતા હતા. કુમુદાની બુમો સાંભળી દરવાજાના પહેરેગીરો તેની મદદે દોડી આવ્યા કુમુદાને ઘા વાગેલો હતો તેથી તે લોહીથી ખરડાએલી હતી. તેની પાછળ દોડતી રાણી—લાલ નેત્રોવાળી અને ઝગઝગતી તલવારવાળી રાણી—જેનો પોશાક ભયંકર હતો તેને તેમણે જોઇ અને તેઓ ભય પામ્યા. આખરે હિમતથી પાછળ પડેલી રાણીને કોઇ રાક્ષસી, ભુત કે ચુડેલ ધારી સમશેરનો ઘા કર્યો અને રાણી મરણતોલ થઇ પડી.

પ્રભાતમાં આ ઠેકાણે રાણી ન્હોતી.

---

# પ્રકરણ ૮.

## વસંતદેવનો વિરહ.

કવિઓ, કથાકારો અને કાવ્યકારો પોતાની કૃતિમાં સ્ત્રીઓને અબળા ગણી ભીરૂનું ઉપનામ-વિશેષણ આપી—તેને પરવશપણાની સાબીતી આપે છે. પરંતુ જે મનુષ્યને સ્ત્રીજાતીનો પાકો અનુભવ છે તે તેમ કરતા ખંચાય છે. " કદાચ તેઓના માનવા અને ધારવા પ્રમાણે કોઇક સ્ત્રી, સત્ય અને અચળ શિયળની ટેક પાળતી, પતિપ્રયાણ હોઇ આર્ય નીતિ રીતિને અનુસરતી પદ્ધતિની પૂજારી હોય તો તે વાત ન્યારી છે. પણ સ્વાભાવિક રીતે સ્ત્રીઓના મનનો પાર કવિઓ પણ પામી શકયા નથી. " સ્ત્રીચરિત્રોના હજારો ઇતિહાસો, કથાઓ વગેરે, પુરાણો વિગેરેમાં ઘણા છે

અને તે પૂર્ણ રીતે પુરાવો આપે છે કે સ્ત્રીજાતિ જો કે અબલા કહેવાય છે પરંતુ કોઇ કોઇ સમયે તે પ્રબલા બને છે.

પુરૂષો લોભ, લાલચ, ક્રોધને વશ થઇ અગણીત ગુન્હાઓ કરે છે. અને તેથી તેમને કઠોર કહેવામાં આવે છે. અને સ્ત્રીજાતિને કોઇ પણ ગુન્હો કરતાં દયા આવે છે એમ કહેવાય છે એ ગમે તેમ હોય પરંતુ શૈલપુરની પટરાણી કુમુદાનો વધ કરવા તત્પર થએલી-અને તે ગુન્હો કરવામાં લોભ, લાલચ કે ક્રોધ શું હતો તે સમજાણુ પડતી નથી. બાલપણથી પોતાની જોડે ઉછરેલી, નાનપણમાં જોડે રમેલી, યૌવને પણ સાથે ફરેલી, આખો દિવસ અને રાત્રિનો ઘણો ભાગ સાથે રહેનારી સહચરીને વગર ખબર આપે તલવારનો ઘા કરી પ્રાણુનષ્ઠ કરવા તત્પર થયેલી રાણી કઠોર પુરૂષને ક્ષણુવાર કેમ ના ભુલાવે !

કુમુદાની પાછળ દોડતી રાણી પહેરેગીરોના ઘાથી ઘવાઇ, મૃત્યુ તુલ્ય અવસ્થામાં પડી, પણ તે સ્થળથી પણ અદ્રસ્ય થઇ એ આશ્ચર્ય જેવું—પ્રભાતમાં જ્યારે પહેરેગીરોએ તપાસ કરી ત્યારે તેમને તે આશ્ચર્ય જેવું લાગ્યું. તેથી વધારે આશ્ચર્યની વાત એ બની કે કુમુદા પણ તેજ રાત્રે ગુમ થઈ. આ વિષય ઉપર કોઇપણ મનુષ્યને ખબર મળતી તો એજ કે "રાત્રે રાજ્યસહચરી કુમુદાનું કોઇ બાઇ ખુન કરતી હતી તેને રાજ્યના અનુચરોએ બચાવી હતી અને ખુન કરનારીને થોડા ઘા કરેલા હતા." આ શીવાય કાંઇ પણ વધુ પત્તો મળતો હતો નહીં.

પહેરેગીરોએ રાણીને ઘાયલ કરી અને તે લોકો પાછા ગયા તે વખતે સર્વ પાપ પ્રગટ થવાની બ્હીકે જીવના જોખમે રાણી રક્તધારા, જે તલવારના ઘાના લીધેથી વ્હેતી હતી, તેની—દરકાર રાખ્યા વગર ત્યાંથી નાઠી. કુમુદા પણ ગભરાટમાંને ગભરાટમાં કાંઇ દૂર જતી રહી.

ઉપર જણાવ્યા પ્રમાણે કુમુદાનો વધ કરવામાં પટરાણીને ગમે તે લાભ હોય અથવા સ્વાર્થ હોય, અથવા ગમે તેમ હોય પરંતુ તેનું ખરૂં કારણ તથા ચંડિકા દેવીના મંદિરના ભોગ વિશેની હકીકત હાલ તો અંધારામાંજ રહી હતી.

જે રાત્રે શૈલપુરની રાણીએ પોતાની સહચરી કુમુદાનું બલિદાન આપવા તૈયારી કરી હતી અને તેના હાથમાંથી કુમુદા છટકી ગઇ હતી—જે રાત્રે રાણી અને કુમુદા બન્ને ગુમ થયા હતા તે રાત્રે આસરે પ્રભાત પહેલા બે એક ઘડી પહેલા શૈલપુરના મહારાજા વસંતદેવ, જે પોતે આરામથી નિદ્રાભવનમાં પોઢેલા હતા તેઓ ઉઠયા અને પાસેના પલંગ પાસે

જ્યાં પટરાણી સુતી હતી ત્યાં દૃષ્ટિ નાખી તો ત્યાં રાણી ન્હોતી.

દેવિ વિનાનો નિસ્તેજ પલંગ જોતાં વિલાસી રાજાને પોતાનું દિવાનખાનુ-મનુષ્યના દેહમાંથી આત્મા ગયા પછીના ખોલીઆ જેવું-નિસ્તેજ ભાસવા લાગ્યું. દેવીના ગુમ થયાથી પોતાનું ભવ્ય દિવાનખાનું શ્મશાનવત્ ભાસવા લાગ્યું. તે જાગ્યો-અને વિચારવા લાગ્યો “અહા ! આ શું ! મ્હને સ્વપ્નમાં ભાસ થયો કે મ્હારી પરમ પ્રિય મૂર્તિને લુંટારા-બદમાસો પકડી લઇ જાય છે અને દેવીના મંદિરે ગરીબ બાળાનો વધ કરે છે અને વધ કરતાં તેમને અટકાવનાર કોઇ નથી. આ જોઇ હું અટકાવવા જાઉં છું એટલામાં મ્હારી આંખ ઉઘડી. તો શું તે સ્વપ્ન નહી અને ખરી વાત છે? શું મ્હારી મનોરમાને લુંટારા ઉપાડી ગયા હશે?! કુમુદા ! એ કુમુદા !” એ પ્રમાણે બોલતો તે જરૂખામાં-જ્યાં કુમુદા સુતી હતી ત્યાં-ગયો કુમુદા નહી જોયાથી તે અધિક આશ્ચર્ય પામ્યો અને બડબડવા માંડયું. “ આ શું આશ્ચર્ય ! બન્નેમાંથી કોઈ નથી. રાણીએ ગઇ અને તેની સહચરી પણ ગઇ. અહા ! અહા ! આ શું. ! રાત્રે મ્હે જરાપણ ધાર્યું ન્હોતું કે મ્હારી પ્રિય સુંદરી-રતિસુંદરી-મ્હારો ત્યાગ કરી જશે. અફસોસ ! આ શું ! કુમુદા કયાં ? ”

પોતે પાછા ફર્યા અને પાછા પલંગ ઉપર બેઠા અત્યારે મ્હેલના મનુષ્યોને જગાડવા કે કેમ તેના તેને વિચાર થવા લાગ્યા. અંતે મ્હેલના દાસ દાસીઓને તેમણે બુમો પાડવા માંડી.

મ્હારાજાની બુમો સાંભળી કીડીઓનું દર ઉભરાય તેમ દિવાનખાનાના બારણા ફડાફડ ઉઘાડી દાસ દાસીઓ અંદર આવ્યા. તેઓમાંથી કોઇપણ રાણી અથવા કુમુદા વિષેની બાતમી આપી શકયા નહીં. પ્રભાત થતાં રાજ્ય મહેલમાં અને આખા નગરમાં વાત પ્રસરી ગઇ કે રાજ્ય મહેલમાંથી દેવી અને તેની સહચરી કુમુદાનું કોઇ હરામખોરો હરણ કરી ગયા છે.

બપોર થયું—મહારાજાની તબીયત અત્યારે સારી નથી. પાંચ વર્ષથી જેનો સહવાસ નિરંતર હતો તેવી તેમની પ્રિયતમા આજ ગુમ થયાથી-પાછલા આનંદમય દિવસો-જે સંસર્ગમાં પસાર થતા હતા તે સંભારતા તેમનું મન ઉદ્વેગ પામતું હતું. રાજ્યનું સઘળું કામકાજ આજ ઘણુંજ કંટાળા ભરેલું લાગતું હતું. આખા રાજ્ય દરબારમાં-બલ્કે આખા નગરમાં આજ શોક પ્રસરી રહ્યો હતો-સર્વ ઉદાસી દેખાતા હતા.

દિવસ જેમ તેમ વિતિ ગયો. સાયંકાળ.-મહારાજાની મનશકિતમાં મ્હોટા ફેરફાર છે—તે ગભરાયા કરે છે, ચારે તરફ તપાસ કરવા ગયેલા

મનુષ્યોમાંથી કોઇ પાછું આવ્યું નથી. થોડીવારે થોડા પહેરેગીરો આવ્યા અને તેમને દેવીનો ભાગ્યો તુટયો હેવાલ નિવેદન કર્યો. મહારાજા રોષમાં બોલી ઉઠયા “ હવે દેવી મળશે નહી ! ”

પહેરેગીરો નિરાશ વદને પાછા ફર્યા. મહારાજાએ પોતાના સચિવ –અમાત્ય રણુમલને બોલાવ્યો.

રણુમલ આવ્યો અને પ્રણામ કરી ઉભો.

વસંતદેવ મહારાજાએ ત્હેની તરફ જોયું–પુનઃ નિચું જોયું–પુનઃ રણુમલના મુખ તરફ જોયું અને કહ્યું. “ રણુમલ ! આવ્યો ? ”

“ જી હા. ”

“ નીચે બેસ. ”

રણુમલ બેઠો. મહારાજાની આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં.

રણુમલ બોલ્યો “ બાપુ ! આમ કેમ રૂઓ છો ? શાંત થાઓ ! આપને રૂદન કરતાં જોઇ મ્હારૂં હૃદય ભરાઇ જાય છે. ”

“ ભાઇ રણુમલ ”–વસંતદેવ આગળ બોલી શકયા નહી.

“ મહારાજ! બાપુ ! આપને શું કહેવું છે? આપે -” રણુમલથી વધુ બોલાયું નહી. આખમાંથી આંસુ નીકળ્યા.

“ રણુમલ ! ”

“ જી. ”

“ રણુમલ ! ” વંસતદેવ આંસુ રોકી બોલ્યા.

“ જી. આપની આજ્ઞા ? ”

“ તું મ્હને ભેટ ! એકવાર ભેટ ! છેલ્લીવાર પણ ? ”

“ બાપુ ! છેલ્લીવાર કેમ ! લો હું ભેટું છું. ”

રણુમલ અને રાજા અરસપરસ ભેટયા અને બન્ને જણ થોડા સમય સુધી એજ રીતે રહ્યા. બન્નેના ચક્ષુઓ તેમના મનની લાગણીનો ઉદ્‌ભવ બતાવતીજ હતી.

થોડીવારે મહારાજા બોલ્યા “ રણુમલ ! તુ જાણે છે કે ! મ્હેં ત્હને અત્યાર સુધી મ્હારા ન્હાના ભાઇ જેવો ગણ્યો છે ”

“ બાપુ ! તે કેમ વિસરૂં ? ”

“ ત્હને મ્હારા વિશે કાંઇ લાગણી છે ”

“ કેમ બાપુ ! એમ પુછો છો ? ” રણુમલ રોઇ પડયો.

“ ત્હેં આજની બધી વાત જાણી ? ”

“ જી હા ”

" રાણી ક્યાં ગઇ ? "

" બાપુ તપાસ કરશું "

" પણ ક્યાં કરશું ! આ શું થયું ? " રાજા રોયો.

" હા બાપુ ! અચાનક આમ કોઇએ ધાર્યું નહોતું. "

" ધાર્યું ન્હોતું પણ થયું કેમ ? મ્હારી રતી ક્યાં? "

" બાપુ હિમ્મત ધરો. આપ જમી લીઓ. સવારનું આપે ભોજન કરેલું નથી "

" જમશુંજ તો પણ શું ખાઉં ?"

" બાપુને ભાવે તે. થવાનુ થયું તેમાં આપણો શો ઉપાય ? "

રાજાએ રણમલ સ્હામુ તાકીને જોયું અને બોલ્યા. " રણમલ ! "

' જી. '

' તું ભાનમાં છે ? '

' કેમ ? '

' તું શું બોલે છે તે જાણે છે ? '

' જી. '

' શું ત્હારે હવે તપાસ કરવી નથી ? '

' કેમ બાપુ તપાસ કરશુંજ. પ્રાણ જતાં સુધી કરીશ. '

' રણમલ ? '

' જી '

' તું મ્હારો ભાયાત છે અને મ્હારૂ અન્ન ખાધું છે ! '

' જી હા '

' તું નિમકહલાલ છે. '

રણમલ બોલ્યો નહી.

' બોલ ! કેમ ચુપ રહે છે! શું ત્હને પેલા ભામટાએ ચ્હડાવ્યો છે!

' કોણે ! બાપુ ! '

રાજાએ શકથી સ્હામુ જોયું.

' બાપુ ! શક ના લાવો ! હું આપનો બાલક છું અને કયા ભામટાએ મ્હને ચ્હડાવ્યો છે ? '

' ભુપસિંહે. '

' જી ના ! મ્હારે ત્હેનો સંસર્ગજ નથી. '

' ખરૂં કહે છે !

' બાપુના પગના સમ ! હવે ખાત્રી ?

'તો જોજે મ્હારા વિશ્વાસનો ઘાત કરતો ના.'

'રજપુત પોતાનો શબ્દ પાળશેજ.'

'તું રજપુત છે ?'

'ત્હેમાં શક શો ?'

'ધન્ય છે. રણમલ !'

'જી'

'આજ મ્હારા મનની સ્થિતિ કેવી લાગે છે ?'

'બાપુએ કંકાશવીજ. બા ના ગુમ થવાથી મન મુઝાય તે સ્વાભાવિક છે'

'રણમલ ?'

'જી'

'મ્હારો જીવ ગભરાય છે મ્હને હવે જીવવાની આશા નથી'

'બાપુ શાંત થાઓ અધીરા થાઓમા. બા મળશેજ'

'હેં ! શું કહે છે' રાજા ઉભો થયો.

'બાને હું હમણાંજ સોધી લાવીશ આપનુ કામ કહો'

'કયાંથી લાવીશ? હેં! રતિસુંદરી !' રાજાએ મ્હોટી બુમ પાડી અને આસપાસ ફરવા માંડયું.

'બાપુ !' રણમલ ઉભો થયો અને રાજા પાસ જઇને બોલ્યો.

'શું કહે છે?'

'આપે મ્હને શું કામ બોલાવ્યો.'

'શું કામ ! તું જુએ છે ને રાણી ગઇ, કુમુદા ગઇ. ત્હેનું શું થયું તે પત્તો નથી. તું રાજ્ય સંભાળ હું સોધવા જઇશ. રાણીને શોધીશ.'

'બાપુ ! મ્હને આજ્ઞા આપો હું જાઉં.'

'ના ના ! મ્હારૂં મન ઠેકાણે નથી. મ્હને જવા દે. તું રાજ્ય સંભાળ અને પેલા બામટાથી ચેતતો રહેજે. ભુપસિંહથી. સમજ્યો ?'

'જી હા'

'તો ચાલ હું ત્હને સઘળું સોંપુ. રાજ્યના બધા ઠાકોરો ભાયાતોને બોલાવ.'

'જેવી આજ્ઞા'

રણમલ ગયો.

સાયંકાળે સર્વ દરબારી મંડળ વેરાઇ ગયું હતું. તેમને સમજાવી પાછા બોલાવી મહારાજાએ પોતાના રાજયનો સ્વતંત્ર કારભાર રણમલને સોંપ્યો.

મહારાજાએ આજ કાંઈ ખાધુ નથી. ભુખ તો લાગેજ. સાંજરે ખાધું ના ખાધુ કર્યું અને પોતાના દિવાનખાનામાં ગયા ત્યાં પોતાની મેળે બડબડવા માંડયું.

" રતિ! રતિ!! વ્હાલી રતિ!!! તું ગઇ ગઇ. વિધાતા! ત્હારી અજબ કૃતિ! ગઇ હાય મ્હારી રતિ!" વળી બોલ્યોઃ—

' હે પ્રભુ ત્હારામાં જરા પણ દયા નથી? મ્હારી વ્હાલી સુંદરીને ત્હેં ક્યાં મોકલી.?'

વળી તરંગ ચાલ્યા " અફસોસ! મ્હારી પ્રાણાધીક રતિસુંદરી! ત્હારા વિયોગે હું કયમ ટકીશ! મ્હારી જીવનહાર! ત્હારા શીવાય આ શૈલપુરમાં કેમ કરી એકલો રહી શકીશ? વ્હાલી ત્હારા પ્રેમ ખાતર આ રાજ્ય મ્હેલ તજીશ! જરૂર હું તજીશ. પ્રથ્વી આખી ફરીશ અને ત્હારો પત્તો મેળવીશ. વ્હાલી, તારાથી વિરકત થઇ રાજ્ય વૈભવના દેખાતા સુખો ભોગવવા તે કરતાં ધગધગતી અગ્નિ જ્વાળામાં પડી પ્રાણ અર્પણ કરવાને હું શ્રેષ્ટ સમજું છું. ત્હારા વિના મ્હારે આ રાજ્યમહેલ, રાજ્ય વૈભવ, ખાવાનું, પહેરવાનું, ફરવાનું, મ્હારે શા કામનું? ત્હારા અમરગઢથી આવ્યા પછી આ આખી સૃષ્ટીમાં શ્રેષ્ટ ત્હમનેજ ધારતો હતો, આખી સૃષ્ટીસોંદર્યનું અવલોકન ત્હારાજ ચક્ષુથી કરતો હતો; હું રસોઇઓ—મિષ્ટ રસોઇઓ ત્હારાજ હસ્તે જમતો હતો. ત્હારાજ કર્યું કરી હું સાંભળતો હતો, ત્હારાજ મનની શકિતએ હું અદલ ન્યાય આપતો હતો. તું તેજ હું હતું. હા રતિ! તું ગઇ! મ્હારી સર્વે ઇન્દ્રિઓ ત્હારા વગર નકામી થઇ ગઈ છે. તે પોતાનું નિત્ય કર્મ કરતી નથી તેમાં મ્હારો શો દોષ?

" વ્હાલી! હું છતી ચક્ષુએ ત્હારા વગર ભાળતો નથી, છતાં કાને ત્હારા વગર સાંભળતો નથી, છતી નાસિકાએ ત્હારા વગર ગંધ ગ્રહતો નથી, છતી ત્વચાએ સ્પર્શ કરી શકતો નથી. મ્હારૂ શરીર વ્હેર મારી ગયું છે. તો હે સુંદરી! હવે તું આવ! મ્હને ના સતાવ!

" પણ તું ક્યાં છે! તારા વિના આ વસંતદેવ પ્રાણ શી રીતે ટકાવી શકે! મ્હારા ઉપર જરા પણ દયા ના આવી? પ્રેમબંધથી બંધાએલા આ બેહાલ વસંતને છોડી હો મ્હારી રતિ તું ક્યાં જતી રહી!

" રતિ! રતિ! મ્હારા પ્રેમની મુર્તિ! રાજ્યની કીર્તિ! તું કેમ જતી રહી? તું તથા ત્હારી સહચરી બન્ને ક્યાં જતાં રહ્યાં!!

" કુમુદા! તું એકલી હોત તો એ મ્હને શાન્ત પાડત પણ તું ક્યાં! અરે રે!!" વગેરે વિચારમાં મહારાજા નિંદ્રાવશ થયા.

બીજે દીવસ—આજ પણ એજ અવસ્થા. બપોરે રણુમલને બોલા- વ્યો અને કહ્યું:—

" ભાઇ રણુમલ ! મ્હારી મનશક્તિ મ્હારા હાથમાં નથી. રાણી- ના જવાથી મ્હને તરેહ તરેહના વિચાર આવ્યા કરે છે. અને રાણીનો પત્તો નથી. તેથી હું તેને સોધવા જવાનો ઇરાદો રાખું છું.

" તને મ્હેં ગઇ કાલે રાજ્ય સોંપ્યું છે. તેનો વહિવટ બરાબર કરજે ! રાજ્યની રૈયતને કર જેમ ઓછા આપવા પડે, રૈયત જેમ સુખી રહે તેમ આચરજે.

" લોકના સુખે આપણે સુખી, તેમનું હીત તેજ આપણું હીત અને તેમનો સંતોષ તેમાંજ આપણો અભ્યુદય છે. માટે, તું સારી રીતે રાજ્યકારભાર કરજે.

" ભુપસિંહ ભોળો અને ચઢાઉ હોવાથી ખટપટીઓ છે. તે હું જાણું છું. પ્રધાન લુચ્ચો છે. માટે તે બેમાંથી એકેનો વિશ્વાસ રાખીશ- મા. રાજ્યકોશમાં જોઇએ તેટલું ધન છે માટે વધારેનો લોભ કરીશમા.

" આસપાસ પરદેશી લોકો તીડની માફક પડેલા છે. તેઓ રાજ્ય હોઇયાં કરવા તલપી રહેલ છે માટે તેમને કોઈ પણ બાબતમાં વચ્ચે પડવા દેતો નહીં.

" આટલું બરાબર સમજજે. જા. "

રણુમલ એક પણ શબ્દ બોલ્યા વગર નમન કરીને ચાલ્યો ગયો.

મહારાજાએ આખો દિવસ દુઃખમાં કહાડયો. આખો દિવસ વીતી ગયો અને શૈલપુરના મહારાજા વસંતદેવનો દુઃખનો ચિતાર નજરે નહી દેખી શકાયાથી સૂર્યદેવે પોતાનું આસન છોડી દીધું અને તે પર ચંદ્રને અભિ- ષેક કર્યો અને પોતે દૃષ્ટિમર્યાદામાંથી દૂર ગયો. ત્યારે એક અનુચર મહેલ માં મહારાજ પાસે આવ્યો અને નમન કરી બોલ્યો "મહારાજ આખો દિ- વસ ખોળ કરી થાકી ગયા પછી થાક ખાવાને મિષે હું શહેર બાહાર આવેલા જીર્ણ, ચંડિકાના મંદિરમાં ગયો તો ત્યાંથી મ્હને આ દેવીના પગનો કયડો મળ્યો. અને ત્યાં આગળ કોઇનું કમકમાટ રીતે ખુન કરવા માં આવ્યું હોય એવો દેખાવ ભાળ્યો. જે દેખાવ મ્હેં ભાળ્યો તેનું વર્ણ- ન હું કરી શકું એમ નથી માટે આપ તે સ્થળે પધારી તપાસ કરો તો દેવીના ગુમ થયાનો કાંઇ વૃતાંત આપ મેળવી શકો ! !"

મહારાજ પ્રતિ ઉત્તર આપે તે પહેલા દીવાનખાનામાં બીજા પહેરે- ગીરો આવ્યા અને નમન કરી કહેવા લાગ્યા. "શૈલપુરના દક્ષિણ દરવાજાની

ચોકી કરતા અમો રાજ્યના નિમકહલાલ પહેરેગીરો જણાવીએ છીએ કે ગઇ પરમ દીવસે રાતના કોઇ રાજ્યમ્હેલની કુમુદા નામની દાસી મદદ માગતી દરવાજા તરફ દોડી આવતી હતી. તેને જોઇ અમો તેને મદદ કરવા ગયા. ત્હેની પાછળ એક ઉઘાડી શમશેરે રક્તથી ખરડાએલા વસ્ત્ર-વાળી, લાલચોળ નેત્ર અને લાંબા, છુટા ચોટલાવાળી એક ભયંકર મૂર્તિ દોડતી હતી. આ રાક્ષસીને ભાળી અમો તેની તરફ ધસ્યા અને તેને ઘા કર્યા અને તે શહેરમાં ના આવે માટે બંદોબસ્ત રાખ્યો. સવારમાં તે સ્થળે તપાસ કરતાં કોઇ પણ ન્હોતું."

નવા પહેરેગીરોનું વૃત્તાંત સાંભળી પહેલો આવેલો પહેરેગીર કહેવા લાગ્યો "મહારાજ જે દક્ષિણ દરવાજાનો હેવાલ આપે સાંભળ્યો તે દરવાજાથી થોડે દૂર તે જીર્ણ મંદિર ભોગાવતીને કાંઠે આવેલું છે."

આટલું કહી પહેરેગીરો ગયા.

મહારાજા વિચારવા લાગ્યા "અરે! આ પહેરેગીરોના વૃત્તાંત ઉપરથી મ્હારે શા નિર્ણય ઉપર આવવું? આશા કે નિરાશા? રાણી જીવતી કે મરેલી હશે? આશા અમર છે. નિરાશા! તું હતભાગિણી છે. બહારવટીઆજ ચંડિકા દેવીને ભોગ આપવાના હેતુથી પદ્મિમણિને ઉપાડી ગયા હોય તે સંભવિત છે. ત્હેનો જો ભોગ અપાયો હોય—ત્હેનું જો ખુન થયું હોય–તો હવે નિરાશાજ! ગરીબ રાણીએ મરતા મારેલા તરફડીઆમાં પગના જોરથી નીકળી પડેલો કચડો તેજ તેની સાબીતી. તો કુમુદાનું શું? તેની પાછળ દોડતી રાક્ષસી કોણ? તે રતિસુંદરી તો ના હોય? પણ તે હોયજ કેમ? પોતાના પ્રાણથી વધારે વ્હાલી સખીનો ઘાત કરવા રાણી ધારે તે તદ્દન અશંભવિત! અને તેમ કરવાનું કોઇપણ કારણ હોય નહી. કદાચ એમ હોય કે હિમતવાન કુમુદા રાણીને છોડાવવા ગઇ હોય અને તેને છોડવી બન્ને જણ પાછા શહેર તરફ આવતા હોય અને પહેરેગી-રોએ ભુલથી રાણીને ઘા માર્યા હોય અને તે મૃત્યુ તોલ અવસ્થામાં પડી હોય તેમને પાછા બ્હારવટીઆ લઇ ગયા હોય એ સંભવિત નથી? નક્કિ—નક્કિ તેમ થયેલું. ઓ દુષ્ટ વિધાતા! ત્હેં આ શું કર્યું! વ્હાલી રતિસુંદરી ખુનીઓનો ભોગ? દેવી ચંડિકાનો ભોગ?! અફસોસ! ઓ દુષ્ટ દૈવડા! ત્હેં વસંત દેવનું સત્યાનાશ વાળ્યું. તો તું હવે મ્હને શું કામ જીવવા દેછે? અગર ઓ કરપિણ ખુનીઓ હવે મ્હારા ઉપર કૃપા કરી જે શમસેરથી મારી પ્રિયાનો પ્રાણ લીધો છે તેજ શમસેરથી મ્હારા ધડથી માથુ જુદું પાડો. મને આ અપાર દુઃખ સાગરમાંથી મુક્ત કરો. મ્હારે

આ અસાર સંસારનું હવે શું કામ છે. ? હવે મ્હારે આ રાજ્ય વૈભવનું શું કામ છે? એ ખુનીઓ ! દયા લાવી મ્હને તે દેવી ચંડિકાનો ભોગ આપો. તમો દયાહિણ હોતો તો જરૂર મ્હને છોડવશો અને દયા હોય તો મ્હારે ખાતર—આ શૈલપુરને ખાતર—આખા ગુજરાતને ખાતર-દયા લાવી મ્હને આ સંકટ મુકત કરો. મ્હારો પ્રાણ લો.

" વ્હાલી મનોરમા ! રતિસુંદરી ! મ્હારી પ્રેમમુર્તિ ! મ્હારા હૈયાની હાર ! તું નિર્ભય રહેજે ! આ વસંત મહેલ ત્હારા પ્રેમ ખાતર હું તજીશ. આજેજ તજીશ. હમણાંજ તું જ્યાં હઇશ ત્યાં આવીશ. જો ત્હારા ખુનીઓ મ્હારો પ્રાણ નહીં લે તો હું જાતેજ દેવી ચંડીકાને મ્હારો પ્રાણ સમર્પીશ અને તહને-જ્યાં તું હઇશ ત્યાં મળીશ. કુમુદા પણ ત્હારી સાથે હશે. કુમુદા ત્હારા શબ્દો યાદ આવે છે. ત્હેં શું કહ્યું હતું? " અતિશય પ્રેમ સારો નથી. તે ફકત જ્યાં સુધી વિયોગ ના થાય ત્યાં સુધીજ સારો છે. " તે વાત ખરી છે. આ પ્રેમને ખાતર હું અત્યારે તે જીર્ણ મંદિરે—ચંડિકાના મંદિરે જઈ આ દેહમાંથી પ્રાણને છુટો કરી તમને બન્નેને મળીશ.

" રાણી ! ત્હારે સારૂ શૈલપુરનો પણ આજ ત્યાગ કરૂં છું. અને શૈલપુર સાથે આખા જગતનો પણ ત્યાગ કરૂં છું. અને ત્હારા પ્રેમખાતર મ્હારા પ્રાણનો ત્યાગ કરીશ. "

---

## પ્રકરણ ૯.

—:o:—

## આ શું ? પત્ર.

---

વિયોગીઓનો સુર્ય, શૃંગારનો પોશાક, તારારૂપી મોતીઓનો હાર, મહાદેવના માથાનું ભુષણ, પ્રૌઢ કામદેવ રૂપી સર્પના માથાનો મણી, કામદેવના મસ્તકનો સેંથો, સ્ત્રીઓની કટીમેખલાનું મધ્ય મણી, ચકોર પક્ષીઓના સમુદાયનો ચિન્તામણિ, લક્ષ્મિનું ક્રિડા સરોવર, રતીનું રમણસ્થાન, દિશારૂપી સ્ત્રીઓનું દર્પણ, બળીના રોપાનું પુષ્પ, ત્રીભુવનને જીતનાર કામદેવનું છત્ર, તારારૂપી ગૌમાં વિહાર કરનાર બળિભદ્ર, બરફ જેવા દેખાતા ચંદ્રદેવે પોતાનું આગમન સુચવવા પોતાના શાંતિકર કિરણો પ્રસરાવ્યા—

ચંદ્રકિરણો આનંદમય હોય છે. સંયોગીનેજ. વસંતદેવ સંયોગી ન હોતો, વિયોગી હતો. તેનો આખો દિવસ દુઃખમાંજ પસાર થયો હતો. સુર્ય

જેમ તેને દુ:ખમય લાગતો હતો તેમ ચંદ્ર પણ શિતરશ્મિને બદલે ઉષ્ણરશ્મિ સમ તેને ભાસ્તો હતો.

આજરોજ કૃષ્ણપક્ષની તૃતિયા છે. આસપાસ સૌ શાંત છે. વસંત ૠતુ છે. તે આનંદદાતા છે. વસંત ૠતુની આનંદમય ચંદ્રરશ્મિ નેત્રોને આનંદ આપનાર બને છે. ઇન્દુના કિરણો પૃથ્વિપર પડી આખા શરીરને આહલાદક બનાવે છે. આ ૠતુમાં પક્ષી, પશુઓ તથા મનુષ્યોને સર્વેને આ રાત્રિ ઘણીજ આનંદમય ભાસે છે. પરંતુ આ સમયે એક કરૂણમય સ્વર શૈલપુરની દક્ષિણે ભોગાવતિ નદી ઉપરની ઝાડીમાંથી નીકળી આસપાસની ગુફાઓમાં પ્રતિઘોષ કરે છે.

તે બોલનારના શબ્દો ઘણાજ ભાગ્યા તુટયા સંભળાતા હતા અને તે બોલનાર કયે સ્થળે છે તે જાણવું ઘણુંજ કઠણ હતું. પરંતુ જ્યારે જ્યારે તેના વાકયો લાંબા હતા ત્યારે ત્યારે તે મનુષ્ય ચંડિકા દેવીના રસ્તા ઉપર હોય એમ લાગતું હતું.

તેના ઉદ્દગારોમાં મુખ્ય ઉદ્દગારો " હે દૈવ " " વિધાતા " "જેવી ત્હારી ઇચ્છા " " હવે કેમ જીવાશે. " " હે મ્હારા સર્વસ્વ " આટલાજ ચંડિકાદેવીના જીર્ણ મંદિર આગળ ઉભેલાથી સંભળાતા હતા. બીજા બધા તે ઘણાજ ધીમે બોલતો હતો.

તે મનુષ્ય દેવિના મંદિર અને શૈલપુરના દરવાજાની મધ્ય ભાગે હતો. પાસે જતાં તે પુરૂષ અન્ય કોઇ નહીં પણ શૈલપુરના મહારાજા વસંતદેવ—પોતાની રાણી-રતિસુંદરીના વિરહે પિડાતા, શોકાગ્નિથી દગ્ધ થતા, નિશ્વાસ નાંખતા જતા જણાતા હતા.

" આ વખતે તેમના ઉદ્દગાર નીચે પ્રમાણે ચાલતા હતા. "

" આહા ! હે દૈવ ! હવે આશા નથી-મળવાની આશા હવે તદ્દન ફોકટજ છે. વસંત ! હે વસંત ! આ વસંત ૠતુમાં ત્હેં ત્હારી રતિ ગુમાવી તો ત્હારી કીંમત રતિ જેવી નહીં ? ! વિધાતા ! જેવી ત્હારી ઇચ્છા ! લુંટારાને હાથે ફસાયલી નાજુકવેલિ ! નાજુક કલ્પલતા ! ! તું હવે કયારે મળીશ ? અરે તું શી રીતે મળીશ ? ત્હારા વગર હવે કેમ જીવાશે ? ત્હારી આશા તે નિરાશાજ છે. આ વસંતૠતુ આવી—આ ૠતુમાં પ્રાણી માત્રને વિયોગ લાગે છે તો મ્હને કેમ નહી લાગતો હોય ? તેનો ત્હેં કેમ વિચાર નહીં કર્યો ? હે મ્હારા સર્વસ્વ ! હવે કેમ જીવાશે ?

" મુર્ખને હાથે અમૃત પુષ્પ આવ્યા પછી તે પુષ્પને બચવાની

શી આશા ? કસાઇના હાથમાં ફસાયલું બાપડું ગરીબ પ્રાણી જીવન મુ-કત થયા વગર શી રીતે બચે ? ના. ના. નહીજ બચે ! હે દૈવ ! તું અભાગીજ છે. મ્હારી રતિને ત્હેંજ દુષ્ટ લુંટારાના હાથમાં ફસાવી. હવે કેમ જીવાશે ? હવે દુષ્ટ દયાહીન લુંટારાના પંજામાં ફસાયલી ગરીબડી ગાય જેવી મ્હારી રતિ શી રીતે બચશે ? તે મ્હને શી રીતે પાછી મ-ળશે ? કયારે પાછી મળશે ? સ્વપ્નાંતરે પણ નહીં તો હે હતભાગી વસં-ત હવે કેમ જીવાશે ? હે વિધાતા ! તું કરે તે ખરૂં. હે રતિ ! હે મ્હારા સર્વસ્વ !! હે મ્હારી પ્રાણાધિક રતિ !!! ત્યારે આ ભવમાં ત્હારા ભેટો ફ-રીથી નહીજ થશે? ત્હારૂ હૃદય કેવું કઠણ? શું મ્હારા આવા રૂદનથી ત્હારૂં વજ્ર જેવું હૃદય નહી પીંગળે ! ના ના તું મ્હારી વ્હાલી ! હે મ્હારા સર્વસ્વ ! તું એવી નિષ્ઠુર હૃદયની નથી. તું દયા કરીશજ અને મ્હને મળીશ. હો દૈવ ! હે વિધાતા ! ત્હારી કૃતિ અજબજ છે.

'હે રતિ ! હે મ્હારા સર્વસ્વ !! જેવી ત્હારી ઇચ્છા, પણ તું એક-વાર આ વિરહી વસંત ઉપર દયા કર અને મ્હારા નેત્રામાંથી નીકળતાં અશ્રુબિંદુઓને તું લ્હોઇ નાંખ. હે રતિ ! મ્હને ધીરજ આપ. ત્હારા વગર આ સંસારમાં મ્હને ધીરજ આપનાર કોણ છે?

'અરે તે સુખી દીવસો ! જયારે મ્હારી વ્હાલી રતિ મ્હારે ગળે બાઝી પોતાના કોમળ હાથ મારી ડોકપર નાખી, આ હીણભાગીની ગર-દન ઉપર પોતાનું માથુ ટેકવી, પોતાની બધી વાત વ્હાલમાં સમજાવતી તે દીવસો કયારે પાછા મળશે?

'હા દૈવ ! અફસોસ ! વિપત્તિમાં પ્રિય પણ અપ્રિય થઇ પડે છે. મ્હારા કાન પણ મુંઝાય છે. તેઓ મ્હારી પ્રિય કોમળલતા રતિસુંદરીના મુખકુસુમમાંથી નીકળતા ગુંજારવ સાંભળવા ઉત્સુક થઇ રહ્યા છે. નેત્રા પણ મહારી વહાલી રતિસુંદરીને અસંખ્ય સમય જોઇ તે છતાં પુનઃ દર્શન કરવા આકાંક્ષા રાખે છે. મ્હારા જીવન પર્યંતના મિત્રો પણ આજ આપત્તિ કાળમાં દુઃખ દેછે ચક્ષુઓને ના કહ્યાં છતાં, તેઓ ધીરજ ધર્યા વગર અ-શ્રુપાત કરે છે. જે વાત મ્હારાથી બની શકતી નથી અને પરના ઉપર આધાર રાખે છે તે હું શી રીતે કરી શકું ! હું મ્હારા આંખ, નાક, સર્વેને શી રીતે આનંદ આપી શકું ? હે રતિ ! તું આ મ્હારા નિશ-દિનના મિત્રોને આનંદ આપવા આવ.

" ભલે મિત્રો પણ શત્રુ થાઓ ! દુઃખમાં બધાએ દૂર થશેજ. દુઃખમાં સાથે રહેનાર મનુષ્યો વિરલાજ છે. જ્યારે મ્હારા બાલ સ્નેહિઓજ

દુ:ખ દેવા તત્પર થયા તો વસંત ત્હારા જેવો દુ:ખી કોણ ? વસંત ! વસંત ! રતિ જતાં તું પ્રાણ વગર જીવે છે. રતિ જતાં ત્હારૂં સર્વસ્વ ગયું છે. આટલા મ્હોટા ગુજરાત દેશમાં કિંવા આખા જગતમાં અત્યારે ત્હારો સંગી કોઇ નથી. અરે તું કેવો ભાગ્યહિન !

"" હે વસંત ! જ્યારે ત્હારી જીવનદોરી ત્હને મુકીને જતી રહી તો તું શા માટે ફોકટ ફાંફા મારે છે! ત્હારો આશારૂપી કોટ તુટયો છે. હવે તે સંધાવાનો નથી.

' આત્મઘાત !–હા ! તેજ આત્મઘાત–શીવાય બીજો એકે માર્ગ મ્હારે સારૂ ઉઘાડો નથી. તો હે વસંત ! કર આત્મઘાત ! સબુર. એવાં હિચકારો માર્ગ વિચાર મા. એ હિચકારો માર્ગ વસંતદેવ લેશે નહી. આવા દુઃખથી ડરી જઇ કાયર અને ભીરૂનુ લાંચ્છન કદી કાળે વસંતદેવને માથે ચ્હોંટશે નહી. કુમુદા ત્હારૂ કહેવું—આત્મઘાતી મહાપાપી તેજ ત્હારૂ કહેણુ—મ્હને અત્યારે પાપમાંથી બચાવે છે તો હે કુમુદા ! તું મ્હને આ શોકમાંથી બચાવ.

'. જગન્નિયંતા પ્રભુની આજ્ઞા શીવાય હું એવું દુષ્ટ કર્મ નહી કરૂં. ' કર્મ ક્ષય વગર મુક્તિ નથી ' તો કર્મનો ક્ષય થવોજ જોઇએ. પ્રારબ્ધમાં પ્રિયા વિયોગ લખેલો તે થયા વગર કેમ રહે? મહાત્મા રામચંદ્રજીએ પોતાના વિપત્તિ કાળે જો ધૈર્ય ત્યાગ કર્યો હોત તો તેમને સીતાજીનાં ફરી સમાગમનું સુખ કયાંથી મળત ? આપત્તિ કાળે ધૈર્ય એજ સત્પુરૂષોની કસોટી છે. વખત વખતને ભૂલાવે છે. પ્રયાસ કરવાથી ફળની પ્રાપ્તિ થાય છે. ગમે તેવું અસહ્ય કાર્ય પણ ખંતથી પૂર્ણ થાય છે, મનુષ્ય પોતાને હસ્તે શું પૂર્ણ નથી કરી શકતા ? મનુષ્ય જો ધારે તો સમુદ્રવેગને પણ રોકી શકે છે. ગંજાવર ગિરીરાજને પણ ખસેડી શકે છે. કાને ન સાંભળેલી અને નજરે ન દીઠેલી એવી ગમે તેવી અટપટી બાબતને પણ મનુષ્ય તર્ક શક્તિથી ઉકેલી શકે છે. આ કુમુદાનું કહેવું હતું. તે સત્ય હશેજ. તો જે છબી નિરંતર મ્હારા હૃદયમાં કોતરાઇ ગયેલી છે એવી મ્હારી રતીને શું હું નહી શોધી શકું? ગીરી ગુફાઓ તપાસીશ, નદી- નાળા સોધીશ, ગીચ ઝાડીઓમાં ભટકીશ; પાતાળે પેસવાનો યત્ન કરીશ, આકાશે ઉડવા યત્ન કરીશ, પરંતુ મ્હારો પ્રીય પરમ પ્રેમમૂર્તિને હું મેળ- વીશજ–મ્હારો આત્મા કહેછે મેળવીશ. કુમુદા કહેતી હતી કે, જે મનુ- ષ્ય આત્મા કહે છે તે ખરૂ અને સત્યજ હોય છે' તો આજે મ્હારો આ- ત્મા કહે છે તે ખરૂં હોવુંજ જોઇએ.'

'મ્હને હજુ પણ રાણીની આશા છે.' આ વાકયને ઘણીવાર બોલ્યાં અને હર્ષ પામ્યા.

ચંડિકાનું દેહેરૂ દેખાયું. તે જોઇ તે બોલ્યા. અહા હા! આ મ્હારા ભાગ્યોદયની દોરીને તોડનાર દેવીનું જીર્ણ અને ભયાનકસ્થાન દૃષ્ટિ આગળ આવ્યું. જો પહેરેગીરોના કહેવા પ્રમાણે રતિસુંદરીનું ખુન જો અહીં થયું હશે તો તપાસ કરવાથી માલુમ પડશે.

'અત્યાર સુધી ગુલાબ જેવા સુવાસિત પુષ્પને પગ તળે મસળી નાખનાર મુર્ખને મ્હેં જોયો નથી. તો મ્હારી મધુરીનું લાવણ્યમય મુખ ભાળી બહારવટીઓ-ગમે તેવો દુષ્ટ દયાહીન હોય તોપણ-ખુન કરે નહીજ. ખચિત મ્હારી પ્રેમપુર્ણાને તે દુષ્ટો કોઇ ગુપ્ત સ્થળે લઇ ગયા હશે. અરે વિધાતા!! અરે દૈવ!! શૈલપુરના પ્રતાપિ મહારાણા વસંતદેવની પ્રેમાત્મા પટરાણી અને અમરગઢના નાગદેવની તનુજા ખુનીના કબજામાં કેદ!! આશ્ચર્ય!! આશ્ચર્ય!!!

જીર્ણ મંદિરના પડી ભાગેલા પગથીયાં હવે આવી લાગ્યાં. અરે! છેક નજીક આવ્યા છતાં કેમ મહારા પગ ઉપડતા નથી? શું તે ખુનીઓએ આ દેવિના મંદિરની ચોતરફ જાદુઇ શકિત પાથરી છે? કે શું મ્હારી પ્રેમમૂર્તિનો આત્મા મ્હને ના પાડે છે કે 'હે નાથ! હવે બહુ થયું. મ્હારો તમારો સંબંધ હતો તેટલો થઇ રહ્યો. માટે હવે ત્યાંથીજ પાછા ફરો. અહીં અંદર જશો તો મનને ખેદ થશે. હું મરણને શરણ થઇછું. તમારી ગોદમાં સુતેલી હતી ત્યાંથી ઉઠાવી બહારવટીઆઓએ આ મંદિરમાં જેના પગથીઆ ઉપર તમે પગ મુકી ઉભા છો તે મંદિરમાં—મ્હારૂ ખૂન કર્યું છે. આપના પવિત્ર પ્રેમનું સ્મરણ કરતી હું આ સુવર્ણમય સ્વર્ગમાં વરી છું. મ્હારાથી હવે પાછા અવાય એમ નથી. અને હું હવે લોભ, લાલચ, મોહ વગેરેથી સપડાયલા ભવસાગરમાં પાછી આવવા માંગતી નથી.'

'અરે! આ મંદિરના દ્વાર પણ બંધ છે. શું અંદર દેવિ ચંડિકાને શરમ આવતી હશે કે! જેના રાજ્યમાં હું આટલો વખત રહી, જેના આશ્રયમાં મ્હેં આટલો કાળ ગાળ્યો. તેજ રાજાની રાણીનું મ્હેં ખુન કરાવ્યું. લુંટારા પોતાનું પાપ કર્મ કરીને ચાલ્યા ગયા અને તેનો આરોપ મ્હારા ઉપર આવશે? આ બારણા આગળ ઉભેલા રાજા વસંતદેવને હું શો જવાબ આપીશ? અરે હું મ્હારૂ આ મુખ શી રીતે બતાવીશ! એમ શું દેવી શોક કરતાં હશે?

'ગમે તેમ હોય પણ હું મ્હારા બાહુબળથી દ્વાર ઉઘાડીશ.'

વસંતદેવે બારણું ધકેલ્યું અને તે ઉઘડયું.

મંદિરમાં દાખલ થતાંજ તેમની દ્રષ્ટિ અગ્નિકુંડ ઉપર અને જે સ્થળ ઉપર કુમુદાને પ્રણામ કરતાં રતિસુંદરીની શમશેરથી ઘા પડયો હતો તે સ્થળ ઉપર પડી. અગ્નિકુંડ અને આસપાસના રેલા જોઇ તેઓ મુર્છા પામતા ધરણી ઉપર ઢળતા બોલ્યા. 'હવે—તેને—મળવાની—આશા —નિરાશા!"

મૂર્છીત થયેલા વસંતદેવને અત્યારે શીતળ જળ દેનાર કોઇ નહોતું— ત્હેને આશ્વાસન દેનાર કોઇ નહોતું. મધ્યરાત્રી—કુમુદાના ભોગ પછીની ત્રીજી મધ્યરાત્રી થઈ હતી. મંદીરની આસપાસ વનચરો ભયાનકશબ્દે ગર્જના કરતા હતા. ભાગાવતિનો પ્રવાહ અત્યારે પુરવેગમાં વહેતાં મોટા ઘુઘવાટો થઇ રહ્યો હતો. તેના પડઘા પાસેના પર્વતોમાં સંભળાતા હતા. વનચરોના બરાડાંથી અને નદીના ઘોંઘાટે વસંતદેવમાં ચેતન આવ્યું. ઠંડા પવનને લીધે ત્હેનું મગજ શાન્ત થયું.–તેઓ જે ભુમી ઉપર પડયા હતા ત્યાંથી ઉઠી બેઠા થતા બોલ્યા–'આજ—આજ અગ્નિકુંડમાં મહારી પ્રેમાત્મા પ્રેમદાના અંગો બળી ભસ્મિભુત થયેલા છે. અરે આજ અગ્નિકુંડે મ્હારી રાજ્ય રિદ્ધિનો નાશ કર્યો. હે! ગોઝારા! દુષ્ટ!! અગ્નિકુંડ! તું શું હરખાય છે? ઓ નફ્ટ! નિર્લજ!! હું ત્હને જરૂર શિક્ષા કરીશ. સખત હૃદયના અગ્નિ કુંડ! તે પાપીઓ કઠણ હૃદયના હતા તો તું કેમ કઠણ હૃદયનો થયો? તેઓ અપવિત્ર હતા તોપણ ત્હેં શા માટે ત્હારી પવિત્રતાનો ત્યાગ કર્યો? દયા કયમ છોડી? અફસોસ! ખરેખર કુંડ! ત્હારો વાંક નથી. તું એકલો અને પાપીઓ ઘણા તો તું મુંગે મ્હોંએ શરણ થાય ત્હેમાં શું આશ્ચર્ય? અગ્નિકુંડે તો કાંઇ ન કર્યું! પણ આ દેવિ ચંડિકાએ પણ મ્હારી રતિ સારૂ કાંઇ ન કર્યું? અરે ઓ પવિત્ર દેવી! ત્હારાપર અપાર મમતા રાખી પૂજન કરી ત્હને સંતુષ્ટ કરનાર એવી મહારી પ્રિયાનાજ પ્રાણ ત્હેં ઉપર રહી લેવડાવ્યા? અરે! જેના રાજ્યમાં વસી ત્હમે લાંબો કાળ વ્યતિત કર્યો તેનાજ મૂળ કહાડયા?!

"ચંડિકા! ત્હમે કલંકિત છો—અથવા ત્હમે આજ કલંકિત થયા. શૈલપુરની પ્રજા હવે ત્હમને શા માટે માન આપે? પરંતુ—જો તે દુષ્ટ ખુનીઓએ રતિસુંદરીનો ભોગ આપેલો હોય, તો ત્હેના શરીરની રાખોડી તથા હાડકા આમાં હોવા જોઇએ. પણ તે નથી. અગ્નિકુંડ તપાસતાં પણ કાંઇ માલુમ પડતું નથી. તેથી નક્કિ—નક્કિ—મહારી પ્રિયાનો ભોગ

અપાયા પ્હેલું ત્હેનુ રક્ષણ થયેલું હોવું જોઇએ.

'હવે નક્કિ, બધો વૃત્તાંત મળ્યો. લુંટારાના હાથથી કુમુદાએ રાણીને છોડાવી. અને બન્ને જણ શહેર તરફ નાઠા. અને તેમની પછાડી ખુનીઓ દોડયા હશે, તેથી કુમુદાએ 'રક્ષણ કરો, રક્ષણ કરો', એમ બુમો પાડી હશે. પણ પહેરેગીરોએ ભુલથી રાણીને રાક્ષસી ધારી, કુમુદાને શહેરમાં લઇ દ્વાર બંધ કર્યા હશે. રાણી પાછી સપડાશે ધારી કુમુદા પાછી બ્હાર નીકળી હશે. અને લુંટારાના હાથમાં ફરીથી બન્નેજણ પડયા હશે. અને લુંટારાઓ શહેરમાં આ બાબતની બધી ખબર પડવાના શકે બીજે સ્થળે લઇ ગયા હશે. અને ચંડિકાદેવીનાં સ્થાનકે કરેલો અગ્નિકુંડ ઉપયોગમાં લેવાયો નહી હોય. કારણ પુંજાના સાહિત્યો તલ, જવ વીગરે હજુ વપરાયા વગર પડી રહેલા છે. જે લોહી કુંડની આસપાસ છે તે રાણીનું નહી પણ કોઇ પશુનું હોવું જોઇએ. તેથી હું ધારૂંછું કે મ્હારી રતી જીવતી છે અને લુંટારાના હાથમાં છે અને તે જરૂર મ્હને મળશે-જરૂર મળશે. પણ આ શું ! પત્ર.'

આખા દિવસના પરિશ્રમે વસંતદેવને થાક લાગેલો હતો તેથી તેઓ મંદિરની એક બાજુએ બેઠા. મધ્યરાત્રી વીતી જવા આવી હતી, અને પાછલી રાતની મંદ મંદ પવનની લહરીઓ આવતી હતી. તથા આખી રાતનો ઉજાગરો હતો તેથી ઉપલા વિચારનો ઘણો ભાગ વસંતદેવના મનમાં આડા સુતા સુતા આવતો હતો. છેલ્લા વિચાર સાથે એક પવનની જોશભેર લહરી આવી અને તેની સાથે એકદમ એક પત્ર ઉડતો આવી વસંતદેવની પાસે પડયો. તે પત્ર હાથમાં લઇ બોલ્યા "હે પત્ર ! આ અંધારી રાત્રે તું શું મ્હને ખોળતો ખોળતો આવ્યો છે ? શું તું મ્હારી પ્રાણેશ્વરીના સમાચાર લાવ્યો છે ? શું ત્હને મ્હારી પ્રિયાએ મોકલ્યો છે ? નહી તો તું છેક મ્હારી પાસે આવીને બેસત નહી. ત્હને હાથમાં લેતાં મ્હને આનંદ કેમ થાય છે ? મ્હારૂં મુખ ત્હને ચુંબન કરવા કેમ તલસી રહ્યું છે ? અને મ્હને ત્હારા ઉપર વ્હાલ શું કામ આવે છે ! ત્હને જોઇ મ્હારી વ્હાલીના ઉપર જેટલો વ્હાલ આવે છે તેટલો વ્હાલ કેમ મ્હારા હૃદયમાં ઉદ્ભવે છે ? અરે ! તું કેમ બોલતો નથી. બોલ. બોલ. વ્હાલા પત્ર ! તું બોલ. તું કેમ બોલતો નથી ! શું વ્હાલી રતિસુંદરીએ ત્હને બોલવાની ના પાડી છે ? કે શું તું મ્હારી મશ્કરી કરવા આવ્યો છે ? પણ હું સઘળું જાણી ગયો. તું ત્હેના હાથમાંથીજ આવેલો છું. કારણ કે

પ્રિયાના હસ્તના પ્રસ્વેદની સૌગંધથી તું અલંકૃત થયેલ છે. હું એ પ્રસ્વેદનો પાકો અનુભવી છું અને તે સુગંધી મ્હને ત્હને હાથમાં લેતાંજ પ્રસરી રહે છે.

" પણ તું કેમ બોલતો નથી ? હં હવે હું સમજ્યો. તું ત્હેની પાસેથી વગર રજાએ નાઠેલો છે અને તેથી તે માટે પશ્ચાતાપ કરે છે. પણ જા તહારી ભુલ અને ગુન્હો હું માફ કરૂં છું. અહાહા ! હજુ તું નહી બોલે !

" આ શું ! હું કોની સાથે વાત કરૂં છું. ખરે ! મ્હારૂં મનજ ભ્રમિત થયું છે. આ પત્ર અત્યારે રાત્રીને લીધે વાંચી શકીશ નહી માટે પ્રભાત સુધી ધૈર્ય ધરીશ–ગમે તેમ કરી ધૈર્ય ધરીશ. અને પ્રભાતે પ્રિયાના હસ્તાક્ષર નયને નિહાળીશ અને આનંદ પામીશ "

આખા દીવસના થાકને લીધે મહારાજા તુરતજ નિદ્રાધિન થયા.

અંતે પ્રભાત થયું. રાત્રિના થાકથી થાકેલો ચંદ્ર પાંડુરંગી બની અસ્ત થયો. સૂર્યે પોતાનો નિત્ય નાટક ભજવવાની તૈયારી કરવા માંડી. અને પોતાના નાટયપ્રયોગ પુર્વે સૂત્રધાર–અરૂણને જગત્ રંગભુમિપર સાવધાન કરવા મોકલ્યો.

આ સમયે મ્હારાજા વસંતદેવે નિદ્રાનો ત્યાગ કર્યો. ક્ષણુમય લાગેલી રાત્રિનો વિચાર કરી મહારાજા બોલી ઉઠયા " હે ! મૃત્યુભગિની નિદ્રા ! ત્હારી શક્તિ અપાર છે. ગમે તેવું અસહ્ય કષ્ટ,–ગમે તેવું દારૂણ દુઃખ પણ તું વિસરાવી દેછે. રાજા અને રંક, વિદ્વાન અને મૂર્ખ, જ્ઞાની તથા અજ્ઞાની, રાગી તેમજ વિરાગી સઘળાને તું ત્હારા પટમાં ગુલતાન બનાવી સર્વને સરખા બનાવે છે. સર્વ સુખ દુઃખ, મોહ મમતા સઘળાને તું વિસરાવે છે. ધન્ય છે ત્હને !

" અહાહા ! સૂર્ય ઉગ્યો. આ જીર્ણ મંદિરમાં પણ ત્હેણે પોતાનું તેજ પ્રસરાવ્યું. તો ચાલ હવે મ્હારી મધુરીના હસ્તાક્ષરેથી લિખિત પત્ર હું વાંચીશ અને આનંદ પામીશ. પણ આ શું ?—" પત્ર ખોલતાં મ્હારાજા આશ્ચર્યવત્ બન્યા અને બોલ્યા " આ શું ? આ તો ફાટેલો પત્ર છે. અડધોજ લખેલો છે. અરે આ અક્ષરો પણ મ્હારી પ્રેમમુગ્ધાના નથી. હું ઠગાયો–ફસાયો–હવે કેમ કરૂં ? " તોએ થોડીવાર વિચાર કરી તે બોલ્યા " હું તે પત્ર વાંચીશ ગમે તેનો હશે તોએ તે વાંચીશ અને શું લખેલું છે તે હું જાણીશ. " ત્હેમણે પત્ર હાથમાં લીધો અને વાંચ્યો.

પત્ર નિચે પ્રમાણેનો હતો:—

કોઇ દીવસ આ
વે આ પત્ર, અને
લખાયલો જોઇ
પને અપરિચિત નથી
આવે ખબર પડશે
મથી અત્યાર સુધી
રા જીગરથી સેવા કરી
બદલો મળશે એવી
લી ન્હોતી. શૈલપુરની
નહોતી અને જો મ્હેં
હું કદી પણ કરત નહી.
મૃત્યુ મુખથી બચી છું
કળ્યા પછી શું થશે ?
રાત્રે ચંડીકાનો ભોગ
મ્હને આણી હતી.
મદદ મળવાથી છુટી
યા છે અને તેઓ ક્યાં છે
ખબર નથી. તેમના જીવનો
અને મ્હારે ખાતર તેમનો
પ્રાણ જાય તો આપ શું કહેત ? તેથીજ હું અત્યારે શૈલપુર ત્યાગ કરીને જાઉં છું. આપે એક વખત કહ્યું હતું કે શીકારેથી પાછા ફરતાં અહીં મુકામ કરો છો તેથીજ આ પત્ર મ્હેં મુકેલો છે. તસ્દી માફ કરશો.

લી. એક
પરિચિત પણ અપરિચિત
**ભેદ ભરેલી બાળા.**

પત્ર વાંચ્યો અને તેઓ વિચારમાં પડયા "પરિચીત પણ અપરિચીત અને ભેદ ભરેલી બાળા ! એ કોણ ? મારી રતિ તો નહી હોય ? ' મૃત્યુ મુખથી બચી છું ' ' રાત્રે ચંડિકાનો ભોગ ' મને આણી હતી ' ' મદદ મળવાથી છુટી ' ' જીગરથી સેવા કરી ' આ બધું કોણ લખે ? મારી રતીએજ લખ્યું છે. ખરેખર મારો વ્હેમ ખરો પડયો છે લુંટારાઓએ મારી મનોરમાને ચંડિકાનો ભોગ આપવા આણેલી હતી. પણ મદદ મને

જ્યાથી તે બચી છે. મૃત્યુ મુખમાંથી બચી પણ ક્યાં ગઇ ? શૈલપુરનો ત્યાગ કરી હું જાઉ છું ' શા માટે ? અને મારે ખાતર ત્હેમનો પ્રાણ જાય તો આપ શું કહેત? આ શું ? તેને ખાતર કોનો પ્રાણ જનાર હતો ?

" તો આ પત્ર શું મ્હારી પ્રાણેશ્વરીનો નહી ? એમ કેમ બને ! ત્હેની સાબીતી ? ત્હેના હસ્તાક્ષર ન હોય. જો ત્હેના હસ્તાક્ષર નહી તો કોના ? મ્હારાથી ઓળખાતા નથી. ગભરાટમાં લખેલો આ પત્ર કોણે લખ્યો તે ધારણા કરવી અશકય. બીજી કાંઇ સાબિતિ. ફરી પત્ર જોતાં આ છેલું લખેલુંજ સાબિત કરે છે કે તે પત્ર મ્હારી રતિએ લખેલો છે. હુંજ, હુંજ, ત્હેને કહેતો હતો કે હું શિકારેથી પાછા ફરતાં આ જગ્યાએ વિશ્રામ લઉ છું. તે વાત તે જાણુતી હતી. તેથી આ પત્રની લખનાર તેજ. પણ આ વાક્યનો અર્થ શો ? " વસંતદેવે ફરી વાક્ય વાંચ્યું " અને મ્હારે ખાતર ત્હેમનો પ્રાણ જાય તો આપ શું કહેત ? તેથીજ હું અત્યારે શૈલપુર ત્યાગ કરીને જાઉ છું પણ ત્હેમનો પ્રાણ ! કોનો પ્રાણ ! આ શબ્દની બરોબર સમજણ પાડતી નથી. આ ઉપરથીજ તે તે પત્રની લખનાર નથી એમ લાગે છે. "પનૅ અપરિચિત નથી. " ' આપને અપરિચિત નથી ' એ વાત ખરી. ' મૃત્યુ મુખમાંથી બચી, એ વાત ખરી. ' જીગરથી શેવા કરી ' એ વાત ખરી, પણ આ શું ? કોનો પ્રાણ જાત ! આજ ભેદ ! ક્યાંથી ખુલે ? છેલ્લુ પરિચિત ; પણ અપરિચિત ભેદ ભરેલી બાળા " !

" ભેદ ભરેલી બાળા ! કોણ ? પરિચિત વળી અપરિચિત ; અને પાછી ભેદ ભરેલી એ કોણ ? કાંઇ સમજણ પડતી નથી.

" હવે શું કરવું ? રતિસુંદરીની તપાસ કરવી. હા ! તે કરવીજ. પણ આ પત્રનું શું ? આ પત્ર કોનો ? આટલુંજ હું પારખતો નથી તો હું રાજ્ય ચલાવવા તદ્દન ના લાયક નથી ? બીજુ અડધીઉ જડે તો બધુ સમજાય ? હા.

" પણ બીજા ભાગનું કામ શું ? આટલાથીજ ચોખ્ખુ નથી ? પોતે બધી પોતાની વિતેલી વાત લખી છે. છેવટે ગભરાટમાંજ છેલ્લા શબ્દો લખેલા હોવા જોઇએ અને ત્હેણે શૈલપુરનો ત્યાગ કર્યો હોવો જોઇએ.

" પણ ત્યાગ કરવાનું કારણ ? શું આ બે દીવસમાં તે મ્હારા મ્હેલે આવી શકત નહી ? શું તે ગુન્હેગાર હતી. ત્હેને શો ગુન્હો કર્યો હતો કે તે અત્યાર સુધી છુપાઇ રહે?

' અને તઓ ક્યાં છે. ' તેઓ કોણ ? લુંટારા ? હા તેજ. લુંટારા ક્યાં છે ત્હેની ત્હેને ખબર નથી. હા ખબર શેની હોય ! બીચારી ગરીબ

ગાવડી જેવી બાળા કસાઇના ફંદામાં ફસાઈ, છુટી પણ તેઓ ક્યાં છે હેની હેને શી ખબર !

ખરેખર ! હેને કુમુદાએજ બચાવી. હેને મદદ આપી અને બન્ને જણુ પાછા પકડાયા. એજ! એજ ! હવે પત્તો મળ્યો. આ પત્ર રાણીએ કહ્યાથી કુમુદાએ લખ્યો. પણ કુમુદાને પોતાનું નામ છુપુ રાખવાનું પ્રયોજન ?

' હવે શું કરવું ? વિચાર ? વિચારથી શું વળશે ? હવે તો પ્રારબ્ધ. પ્રારબ્ધ સામે પુરૂષાર્થની જરૂર છે એમ કુમુદા કહેતી હતી તો ચાલો કરીએ પુરૂષાર્થ પણ તેથી શું વળશે ? હા વળશે. મ્હારી જમણી આંખ ફરકે છે અને શુભ શુકન થાય છે તો નક્કિ મ્હારી પ્રિયતમા મળશે. નક્કિ મળશે.

" કુમુદાની ભાળ મળે તો ? તો તો બધી વાત જણાય. લુંટારા—તે દુષ્ટ હત્યારા—ક્યાં છે તે જણાય તો તેમને શાસન અપાય પણ તે દુર્લભજ.

' ચાલ જીવ. રાજ્યની ચિંતા રાજ્ય સાથે રાખ. ચાલ પ્રિય રતિને શોધવા.

' શું રતિ જડશે ? હા જડશેજ મનમાં સંશય કેમ થાય છે ? કેમ નહી જડે ? ક્યાં શોધીશ ! વન વન રખડીશ, ઝાડીઓ ઢુંઢીશ, તળાવો જોઇશ, ગુફાઓ જોઇશ અને શોધીશ.

' પણ નહી જડે તો ? તો તો લાચાર. પ્રાણુત્યાગ કરીશ. મ્હારી પ્રિયતમા સારૂ આખર સુધી રવડીશ અને હેનો પત્તો મેળવીશ. પછી ના જડે તો મ્હારૂ હત ભાગ્ય. પણ જડશેજ. મ્હારી મનોરમા જડશેજ.

અંતે નહી જડે તો મ્હારે જીવવું શા કામનું છે. રજપુતો બીજી વખત લગ્ન કરે છે. પણ હું તે કરી શકીશ નહી. કુમુદાની શિખામણ હું અંત લગી વિસરીશ નહી. અને મ્હારા પવિત્ર પ્રેમને ઝાંખ લાગવા દઇશ નહી. જેને મ્હેં મ્હારી કહી, જેને સારૂ મ્હેં આ જીવન ધર્યું. તો હેના નાશે હું કેમ જીવન ધારીશ ? મ્હારે મ્હારી રતી તેજ સર્વસ્વ. રાજ્યને શું કરૂં ? બધી મોજ મજાહને શું કરૂં ? મ્હોટા મ્હેલો, શયનગ્રહોને શું કરૂ ? દાસ દાસીઓને શું કરૂં ? અરે હું મ્હારા આ દેહને શું કરૂં ? પ્રિયા વિયોગે હું બધાનો ત્યાગ કરીશ અને મ્હારા પ્રાણુનો પણ અંતે ત્યાગ કરીશ.

" ચાલ વસંત ! શૈલપુર ત્યજ અને છેલ્લા દર્શન કર ! "

વસંતદેવનું હ્રદય ભરાયું. શૈલપુર તરફ દ્રષ્ટિપાત કરી ભોગાવતિ

તરફ જોઇ, ઉંચે આકાશમાં સૂર્યને નીરખી અશ્રુથી ભરેલા નયનો સહિત, નિરાશામય આશાએ ; મ્લાનવદને, શૈલપુરનો, પોતાની પવિત્ર હૃદયમયી પ્રેમમૂર્તિને માટે, ત્યાગ કર્યો. પવિત્ર પ્રેમની પરિસિમાયા!

---

# પ્રકરણ ૧૦

## ભિન્ન ભિન્ન વિચારોજ!

જે દિવસે વસંતદેવે શૈલપુરનો ત્યાગ કર્યો તે દિવસે બપોરે ભુપ-સિંહ ઠાકોર—(વાંચક હવે તો ત્હેને ઓળખે છે) પોતાના દિવાનખાનામાં નિરાંતથી બેઠો ન્હોતો. ત્હેના મનમાં આ સઘળા ભેદ સારૂ અનેક વિચારો આવતા હતા.

" શૈલપુરની રાણી, રતિસુંદરી ? હા એજ રતિ કેવું માધુર્ય અને આનંદ દેનાર નામ ? રતિ, રતિ, મ્હને અતિ આનંદમય રતિ ! ત્હારૂં નામ જપતાં મ્હારી જીવ્હા કંટાળનારીજ નથી. લક્ષ જપ કરૂં તો પણ મનને તૃપ્તિ થનાર નથી. રતિ ! વ્હાલી રતિ ! તું જો મ્હારી હોત તોજ તું આ ભુપસિંહ કેવો છે તે જાણત ! વસંતદેવે રાજ્યપાટનો ત્યાગ કર્યો, અરણ્યે રખડવા ધાયો તે કરતાં પણ આ ભુપસિંહ જરૂર વધારે કરત. તે પ્રેમ ખાતર, ત્હારા પવિત્ર પ્રેમ ખાતર આ પ્રાણ જાત; ભુપસિંહ આ જગતની સપાટી ઉપર હતો નહતો થાત-તો પણ તે સઘળું હું અલ્પજ ગણુત. વસંતદેવ હજુ પ્રેમ શું તે જાણતો નથી. પવિત્ર પ્રેમ શેમાં રહેલો છે તે જાણતો નથી. ક્યાંથી જાણે ?

"કુમુદા ! અરે કુમુદા ! ! સત્ય શિયળ અને પવિત્રતાની પ્રાંકો રાખ નારી કુમુદા ! ! ! ત્હારે લીધેજ હું રતીનો સહચારી થયો-થાત. કુમુદા ! મ્હે ત્હને પહેલ વ્હેલી જોઇ તેજ વખત તું મ્હને અજબ મૂર્તિ ભાસી ! ત્હારૂ વર્ણન ભારતીદેવી સહસ્ત્ર જીભથી કરવાને અશકત ! એમ ધાર્યું. ત્હારી વાતચીત ઉપરથીજ ત્હારે માટે મ્હેં તત્ક્ષણે સારો વિચાર બાંધ્યો.

" મ્હારા જેવા ડહાપણના ભંડારને જ્યારે ત્હેં ત્હારા નેત્ર કટા-ક્ષોથી ચીરી નાંખ્યું અને મ્હારા હૃદયના મર્મ ભાગનું છેદન કર્યું ત્યારે હું મૃત્યુ લોકમાં છું કે સ્વર્ગમાં છું તેનોજ મ્હને પ્રશ્ન થતો.

લાવણ્યમયી કુમુદાના પ્રથમ દર્શને હું મોહલબ્ધ થયો પણ એક

વિચાર-અરે મ્હારા મંદ મનનો એક તરંગ-જે મ્હને તે વખતે આવેલો અને જે મ્હને સ્વર્ગમાંથી નર્કમાં નાંખવા જોર કરતો હોય તેવો તે વખત આવેલો-અહા હા ! તે વિચાર હું મ્હારા જન્માન્તરમાં પણ ભુલી શકીશ નહી. પરંતુ જ્યારે મ્હેં તે મૃગનયનિ મધુરના હોઠપર પતિના દાંતની નિસાની જોઇનહી—ખરે ખર ! મ્હારા સુભાગ્યેજ મ્હેં જોઇ નહી. ત્યારે હું પરમાંનંદે લિન્ન થયો. મ્હારા ભગ્ન મનને મ્હે તરતજ ઉત્તેજીત કીધું, અહા હા ! તે સમય હું કદાપિ વિસરનાર નથીજ.

"કુમુદા ! મ્હેં તહને જોઈ ત્હારે મ્હેં મનમાં નક્કિ ધાર્યું હતું કે મ્હારી બાજી સફળ થશે. હું ત્હારી જોડે પ્રેમથી બંધાઇશ-મ્હને ત્હારો પ્રેમ સંપાદન થશે એમ પુર્ણ ખાત્રી થઇ અને મ્હેં ધૈર્ય ધર્યું હું ત્હારી પ્રીતિરૂપ રંગે રંગાયો. પણ ત્હેં ત્હારો પાર ના પામવા દીધો.

"કુમુદા ! ત્હારા સદ્‌ગુણોને ઇર્ષ્યાને લીધે દુષણ દેવું એ ઘણુંજ ખરાબ છે તે મ્હારે કબુલ કરવું જોઇએ.

'કુમુદા ! ત્હારી નીતિ રીતિ પવિત્ર હતી તે બાબતમાં જરા પણ શંશય નથી. પ્રાચિન રૂષીઓ, મુનીઓ અને કવિઓએ જે શીયળ, પ્રેમ, ભકિત, વૈરાગ્ય વગેરેના ગુણાનુવાદ ગાયેલા તેના શ્લોકો ત્હેની જીહ્વાગ્રે હતા. ત્હારા અને મ્હારા વચ્ચે એક પણ મુલાકાત એવી ગઇ ન્હોતી કે જેમાં એકાદ બે પણ શ્લોક ત્હારા મુખમાંથી નિસર્યા ન હોય, અને ત્હેના અર્થ પણ કરાયા ન હોય.

"મ્હને ફકત તેજ કંટાળો હતો. છે. ત્હારા શ્લોકો સાંભળ્યાથી મ્હારા કાન કંટાળી ગયેલા છે, અને મ્હારૂ મન ત્હારા દરરોજના શ્લોક રૂપી ટાયલાથી જડવત્ થઇ ગયેલું છે.

"કુમુદા ! ત્હારી તર્ક તથા વિવાદશક્તિ પણ અગાધ હતી. કોઈના ગમે તેટલા વાંધા, ગમે તેવા વાંધા ત્હારા સ્હામા આવતા તે સઘળા ત્હારા એકજ ઉત્તર-શ્લોક-રૂપી શસ્ત્રથી સઘળા ભિન્ન ભિન્ન થઈ જતા !

કુમુદા ! મ્હેં જ્યારે ત્હારી સાથે લગ્ન કરવાની માંગણી કરી, ત્યારનો ત્હારો જવાબ !---તે એકજ જવાબ!-મ્હને નિરંતર પીડા કરતો હતો, અને ત્હને વારંવાર ખુશ રાખવા હું ઉપાય આદરતો હતો તે સઘળા પ્રતાપ ત્હારી કાંતિનાજ.

"ત્હારો જવાબ—તમારૂ મન તથા અંતઃકરણ સ્વચ્છ છે? અને મ્હને તમારી સાથે લગ્ન કરવાથી પાછળ પસ્તાવું નહી પડે એવો વિશ્વાસ રહે એવી ખાત્રી થશે પછીજ હું લગ્ન સારૂ હા પાડીશ. અહા હા !

શો ત્હારો જવાબ-ખરેખર તે ત્હારો જવાબ ત્હારા જેવી સ્ત્રીને શોભે તેવોજ હતો.

' કુમુદા ! ત્હારા શિયળની પવિત્ર ભડ ભડ બળતી દિવ્ય જ્યોતિની જવાળા ત્હારી કાન્તિ ઉપર પ્રકાશ પાડતી હતી તેજ જવાળા અત્યાર સુધીના મ્હારા કુતર્કો અને ભિન્ન ભિન્ન વિચારોને ભિન્ન ભિન્ન માર્ગે જતાં ભિન્ન ભિન્ન રીતે અટકાવતી હતી. ત્હારા પવિત્ર મનની મ્હારા વિશે ખાત્રી થાય અને તું ખુશીથી મ્હારી સાથે લગ્ન કરવા હા પાડે તેની હું નિરંતર વાટ જોયા કરતો હતો. ત્હારો તથા મ્હારો સંબંધ-લગ્ન નહી થવાની-ફક્ત થોડી મુલાકાતો કરવાનો અને ત્હારી મધુરી વાણી સાંભળવાનોજ હતો. જ્યારે હું આપણા લગ્ન સારૂ અતિ આતુર થયો, ત્યારે પણ ત્હેં ના પાડી અને હજુ પણ મ્હારી પરીક્ષા લેવી બાકી છે એમ કહ્યું. અહા હા ! તે શબ્દો ત્હારા સુકોમળ કંઠમાંથી કેવી રીતે ઓપીને નીકળેલા તે બેહદજ છે.

' કુમુદા ! ત્હારી વાતચીત ઉપરથી હું પાર પામી ગયેલ કે તું ત્હારી બાળ સહચરી રતિ સુંદરીની કબુલાત વગર તું લગ્નની પવિત્ર ગાંઠે બંધાઈ શકે નહીં કુમુદા ! હું ત્હારાજ લીધે તે શૈલપુરની પટરાણીનું મુખ જોવાને હું ભાગ્યશાળી નીવડયો.

" અહા હા ! મેં કેવા સુસંજોગો વચ્ચે તે સુંદરીને મેં ભાળી. મારા મનના સઘળા મનોવિકારો બદલાયા-જ્યોતિષ ચક્રો બદલાયા. કુમુદાની કાન્તિ જે મને અપ્રતિમ લાગતી હતી તે મને રતિ સુંદરીના રૂપ આગળ તુચ્છ ભાસવા લાગી. કુમુદાની કાન્તિમાં અજાયબ જેવું કાંઇજ ન્હોતું રતિનું રૂપ ! કુમુદા જેવી કરોડ કાન્તિને ભેગી કરીએ તોપણ ત્હેની સાથે તુલના કરી શકેજ નહી. હું હવે પસ્તાયો. કુમુદા સાથે મેં તાર પછી અને અદ્યાપિ પર્યંત લગ્ન સંબંધી મેં વાત કહાડી નહીજ. કોઇ કોઈ સમયે રાણીની મુલાકાત અને રાજ્ય કુટુંબમાં પગ પેસારો રાખવા સારૂજ મારે સહેજ અણુસારો કરવો પડતો. પણ તે ઉપલકીઉજ. ભોળા મનની કુમુદા નક્કિ મારા કપટ ચરિત્રે લપટાઇ અને ત્હેણે મારો તથા રાણીનો સંબંધ ઘણોજ વધારી આપ્યો. અને અત્રે અમો એકાંતમાં શેત્રંજ રમતા તે પણ વખત કોને લીધે ? કુમુદાનેજ !

" રતિસુંદરીપર જ્યારે મ્હારી જીત થતી ત્યારે કુમુદા આનંદમાં આવતી અને મર્મ વાકયો કહેતી અને તેના પ્રતિ ઉત્તરમાં એક વખત રતિસુંદરીએ આપેલો જવાબ હજુ સુધી મ્હારા અંતરમાં કોતરાયલો છે. "આ-

ખર તે પુરૂષ અને આપણે અબળા તેથી પુરૂષ અબળા ઉપર જીત મેળવે તેમાં શી નવાઇ ? પણ જ્યારે અમારે હાથે માહત થાય ત્યારેજ તેમનો અભિમાન ઉતરે. સ્ત્રીઓ કાંઈ આજકાલની જીતાયેલી નથી પણ તેમને હાથે પુરૂષો જીતાય ત્યારેજ' ખરી વાત છે"—આવા મધુ બિંદુઓ રતિના મુખમાંથી કેટલીવાર સ્રવતા !

"હું તે વાક્યનો મર્મ સમજ્યો. બિચારી કુમુદા કાંઇ સમજતી હોય તેમ લાગતું નહીં. તે બાપડી તેના શ્લોકથી મ્હારો બચાવ કરતી. અને મ્હને જીતાડવા અનેક દાવપેચ બતાવતી; અને મ્હારી ભુલ સુધારતી. અને કોઇ કોઈ વખત જ્યારે રતિસુંદરી ચીડાતી ત્યારે કહેતી કે 'બ્હેન ! હજી તો પાસેરામાં પ્હેલી પુણી છે. લગ્ન થશે ત્યારે થશે પણ અત્યારથી પ્રિયની સોડમાં કેમ પેસે છે? અત્યારથીજ તેમનો પક્ષ લે છે તો લગ્ન પછી તો કોણ જાણે તું કેમે કરીશ ? !" આથી કુમુદા શાંત પડતી અને હું વિચારમાં પડતો તેથી મ્હારી બાજી તરતજ બગડતી.

"કુમુદા હમેશાં રાણીની પાસેજ રહેતી. આ મ્હારા તથા રાણીના પ્રેમમાં મ્હોટી અડચણ હતી. મ્હને કુમુદાનો ભય હતો—અને હોવોજ જોઇએ. જો કુમુદા અમારી પાસે ના હોત તો રતિસુંદરી મ્હારી સાથે ક્યારનીએ પ્રેમપાસમાં પડી હોત અને આ ભુવસિંહ રાજ્યનો માલિક પણ બન્યો હોત.

"રતિસુંદરી ! જો કુમુદા ત્હારી પાસ ના હોત તો હું મ્હને ઘણો જ ભાગ્યશાળી સમજત—ત્હારા તે દીવસના બોલો—' ઠાકોર તમોને શિકારનો બહુ શોખ છે અને મ્હારી ઇચ્છા એકવાર શિકાર જોવાની છે પણ કુમુદા મ્હારા કામમાં વચ્ચે પડી નીતિશાસ્ત્રથી મહારો વિચાર ફળીભૂત થવા દેતી નથી—તે બોલો હજુ મને યાદ છે. ત્હારા એ સુવર્ણમય શબ્દો ! માહરા વિચારને કેટલા મળતા આવે છે તે જોઈ હું તેજ દીવસે અત્યંત મગ્ન થયો હતો. ખચિત તહારા મનમાં મહારે માટે અવર્ણનીય પ્રેમ હતો. અને આથીજ તું કુમુદાને મહારી સાથે લગ્ન કરવા બાબત હરકત નાંખતી હતી.

"હું કુમુદાના ભોળપણથી બ્હીતો હતો. રખેને તે મહારા પાપી વિચારો—પાપી શા માટે ?—મહારા વિચારો જાણે અને તે પ્રગટ કરી દે તેથી મહારે શૈલપુર છોડવું પડે ! અને રાજ્યપાટની સઘળી આશાની નિરાશા થાય. તે મહારા મનમાં મોટી ફીકર હતી. અને રાણીને પણ કુમુદા અમારા પ્રેમમાં કાંટારૂપ—અભેદ કોટરૂપ—કુમુદા લાગતી હોવીજ જોઇએ.

" પણ શૈલપુરની પટરાણી કુમુદાનો બોલ શા માટે ઉથાપી શકતી નથી ? તે વિચારવા જેવો પ્રશ્ન છે. મ્હારાથી તે સમજાતો નથી. કુમુદા જેટલું પાણી પાય છે તેટલુંજ રાણી પીએ છે. કુમુદાની રાતે રાત અને દહાડે દહાડો રાણી કહે છે. કુમુદાની ઇચ્છા તેજ રાણીની ઇચ્છા. તહેનું ખાસ કારણ શું હોવું જોઇએ ? શું પટરાણી પરવશ હશે ? હા તેવુંજ હશે. કુમુદા વારંવાર કહેતી કે રાણીની રજા શીવાય તે પરણી શકે નહી તો પછી રતિ કુમુદાને વશ કેમ ? કુમુદા અને રતિસુંદરીનો સંબંધ તો રાણી અને અનુચરીનોજ ને ? પણ કર્તવ્ય આશ્ચર્ય પમાડે તેવા છે. બન્નેના સહવાસથી જે કાંઇ મેં જાણ્યું છે તેમાં જો હું ભુલતો ન હોઉં તો રતીના મનનો પાર જાણતા તેજસ્વી તર્કશાસ્ત્રીને પણ ઘડીક ગોથાં ખાવાં પડે. તો કુમુદા ભોળા મનની તે તો નિર્વિવાદ-ચોક્કસ-શંકા રહિત નહી તો તે રતિ તરફની મ્હારી વૃત્તિ સહજમાં સમજી શકત. પણ તે મને હું ખરા પ્યારથી તેને ચ્હાઉં છું એમ ધારતી હતી-તેને પૂર્ણ ખાત્રી હતી. કુમુદા એક દિવસ શૈલપુરની પટરાણીનો કાંઇક ગુપ્ત ભેદ ખોલવાની વાત મને કરતી હતી પણ તે માટે સમય હજી આવ્યો નથી એમ કહી તે વાયદો લંબાવતી હતી.

" કુમુદા તું મ્હને ક્હેતી હતી કે 'આપણા લગ્ન થયા પછી પટરાણીની એવી વાત કહીશ તેથી તમો આશ્ચર્ય પામશો. તું મારા મનને રીઝાવવા સારૂ છુપો ભેદ કહે તે કેવું નવાઈ જેવું ! એ ત્હારો કેવો ભોળો સ્વભાવ ! પણ એ ગુપ્ત ભેદની કુંચી જે કુમુદા પોતાના હૃદયમાં રાખે છે તે કુંચી જો આ ભુપસિંહ પાસે આવે તો-રતિ ! રતિ !-અરે મન મોહન મોરલી રતીને મ્હાત કરી મ્હારા પગ પાસે પ્રણામ કરાવું. રતિને એક મર્કટ સમાન નચાવું. અરે ! રતિસુંદરીને તો શું પણ આખા રાજ્ય ચક્રને એ કુંચીથી ભ્રમણ કરાવું. કુમુદાને મેં પ્રપંચથી ભોળવવા અનેક અખતરા કર્યા પણ કદાચ તે ચેતી જાય અને મ્હારી મનભાવના જાણી જાય એ મને મોટી બ્હીક હતી.

" પણ હવે મ્હારે ડરવાનું નથી. કુમુદા જ્યારે પોતેજ કહે છે કે શૈલપુરની પટરાણીને મારી હથેલીમાં રમાડું છું. તો રતિસુંદરી કુમુદાને ખરા અંતઃકરણથી ધીક્કારતી હોવી જોઇએ. કુમુદાનું ખરાબ થાય તેમાંજ પોતાને લાભ છે એમ સમજતી હોવી જોઇએ. તો મ્હારે પણ તેમજ ઇચ્છવું જોઇએ.

'રતિસુંદરી! તું ત્હારા પ્રેમમાં કુમુદાને ખીલી રૂપ ગણતી હોવી જોઈએ. અને પોતાની વચમાં ત્રાહીતનો હાથ હોવાથી મ્હારી સાથે ગુપ્ત પ્રેમે જોડાવાને ખમચાતી હોવી જોઇએ. તો હવે કુમુદાને ગમે તેમ કરી દૂર કરવીજ જોઇએ.

'રતિસુંદરી અને કુમુદા કાંઇ વિચિત્ર સંજોગો મધ્યે ગુમ થયેલા છે. જે લોક ચર્ચા લોકમાં ચર્ચાય છે તહેમાંથી હું કાંઇ સાર કહાડી શકતો નથી.

'વસંતદેવ પ્રિયાની શોધમાં રાજ્ય તજી ગયા છે તે વાત તો નક્કિજ છે. પણ રતિસુંદરીને રાજમહેલમાંથી ઉપાડી લઈ જઇ દેવી ચંડિકાના મંદિરમાં ભોગ આપવા લઇ ગયા. અને કુમુદા ત્હેને છોડાવી લાવી. પણ દક્ષિણ દરવાજાના પહેરેગીરોની ભુલે તેઓ પાછા સપડાઇ ગયા એ વાતમાં મહને સંદેહ પડે છે.

'વળી વાત ચર્ચાય છે કે કોઈ રાક્ષસી જેવી સ્ત્રી રાજ્ય અનુચરી કુમુદાની પાછળ ઉઘાડી તલવારે ધશી આવતી હતી. તે મહારી કલ્પનામાં જરા બંધ એસતી લાગે છે. એ ધસી આવતી સ્ત્રી બીજી કોઇ નહી પણ રતિસુંદરીજ હોવી જોઇએ. કુમુદાને પોતાના કાર્યમાંથી વેગળી કરવા તેનેજ કોઇ બાજી યોજેલી હોવી જોઇએ.

'કુમુદા અને રતિસુંદરી શૈલપુર તજી ગયા તે નક્કિ. પછી તેમનું શું થયું તે ખબર પડતી નથી. લુંટારાઓની વાત ખરી કે રતિસુંદરી રાક્ષસી ધરાઇ તે વાત ખરી, કે કુમુદાએ રતિસુંદરીનો પ્રાણ બચાવ્યો તે વાત ખરી? તે કાંઇ ખબર પડતીજ નથી.'

'વસંતદેવે રાજ્યકારભાર રણમલને સોંપ્યો. તો સઘળા ભેદનો ભ્રમ શોધવાનો ત્હેણે, વસંતદેવ ક્યાં રખડે છે તે જાણવાનું પણ ત્હેણેજ. કુમુદાની શોધ કરનાર કોણ? કોઈ નહી. બ્હારવટીઆની શોધ કરવાની? તો કરે કોણ? શોધ જેને કરવી હોય તે કરે મ્હારે તો કરવાના ફક્ત ભિન્ન ભિન્ન વિચારજ.

---

# પ્રકરણ. ૧૧.

## હિતશિક્ષા.

**વ્હાલીના** વિયોગે પિડિત વિરહી વસંતદેવે શૈલપુર ત્યજ્યું--શૈલપુરની સાથે-પોતાની પવિત્ર પ્રેમમૂર્તિ ખાતર, શૈલપુરના રાજ્ય મ્હેલનો ત્યાગ કર્યો-શૈલપુરના રાજા તરીકેના સર્વ સુખનો ત્યાગ કર્યો.

બજારમાંથી કોઇપણ ચીજ-નિર્જીવ ચીજ-જે ચીજ બે ચાર માસ ચાલી-અથવા અમુક વર્ષો ચાલી-ઘસાઇ ફાટી તુટી અને નાશ પામનારી છે; તેવી ચીજને સારૂ ઘણીજ સાવચેતી વાપરી, ઘણો વિચાર કરીને, તે ચીજ ખરીદાય છે. તે ચીજ જો પ્રસન્ન પડે તોજ ખરીદાય છે. તો પવિત્ર પ્રેમ-જે ચીજ-અત્યુપયોગી ચીજ-જે ક્ષણભંગુર નથી, જે ચીજ આપણી આખી જીંદગીપર્યંત ટકી રહેનાર છે; અને જે ચીજ આપણને અપ્રિય લાગતા ત્યાગી શકાય એવી નથી, તે ચીજને સારૂ કેટલાક મનુષ્યો બેદરકાર રહે છે. તહેનો વિચાર કરતાં, મનુષ્યને તેવા મનુષ્યો-જે મનુષ્યો પવિત્ર પ્રેમ શું છે? તે શી અને કેવી ચીજ છે? તે નહી જાણતા મનુષ્યો-કેવળ પાષાણથી પણ ભુંડા અને નીચ પ્રાણી ભાસે છે. જે પોતાના બાળકને માટે આખા જીવનપર્યંતનો સોબતી શોધતા, જોકે જરા વિચાર તો કરતાજ હશે-તે બાલકને યોગ્ય ઉમરે નહી આવવા દેતાં પહેલાં, તે બિચારા બાળકને-જેને પ્રેમ શું છે તે ખબર નથી-જેને સંસાર શું છે તે ખબર નથી-જેને પોતાના જીવનપર્યંતના સોબતીની રીતભાત, ગુણ, સ્વભાવ વગેરેની પરીક્ષા કરવાની-અરે! સમજવાનીજ શક્તિ નથી તેવા બાળકને લગનની પવિત્ર ગાંઠે-ન છુટે એવી ગાંઠે તેના બીજા સંગી સાથે જોડી આ લોક તથા પરલોકના સર્વ સુખને નષ્ટ કરનાર માતપિતાને વસંતદેવનો વિરહ હાસ્યજનક લાગશે.

પ્રેમ અલૌકિક છે. આ વિશ્વના પ્રારંભથીજ રાત્રિ અને દિવસ, સુખ અને દુઃખ, આનંદ અને શોક, પુરૂષ અને સ્રી વિગેરે યુગ્મો ઉત્પન્ન થયેલ છે. જો તે યુગ્મની ઉત્પત્તિજ ન હોત-સંભવનાજ ન હોત તો આ જગત્ ચક્રનું ભ્રમણ ક્યારે બંધ થયું હોત તે કહેવું અશક્ય થઈ પડે. ન્હાના-અલ્પ પ્રાણીથી માંડીને સર્વ પદાર્થો જોતાં દરેકમાં યુગ્મ છે: એમ

માલુમ પડશેજ. દરેક પ્રાણીમાં હેત થોડા અથવા વધુ અંશમાં રહેલું છે. અને તે હેત વૃદ્ધિ પામતા શુદ્ધ પ્રેમનું રૂપ લે છે. જ્યારે મનુષ્ય બાલ્યાવસ્થા તથા યુવાવસ્થાની મર્યાદા લીટી ઉપર આવી પહોંચે છે, ત્યારે તેના તન તથા મનના સ્વભાવમાં અગત્યના ફેરફાર થાયછે. આ લીટી ઉપર ઉભો રહીને જ્યારે તે મનુષ્ય પાછળ ભૂતકાળ તરફ નજર કરેછે, ત્યારે ત્હેને ભિન્ન ભિન્ન વિચાર કરવાના કારણ મળે છે. પ્રથમ તો ત્હેને દીલગીર થવાનું તેજ કારણ મળે છે કે બાલ્યકાળ પાણીના રેલાની માફક ચાલ્યો ગયો- અને મૃત્યુની સન્મુખ જવાને જે નિર્માણ થયેલો સમય હતો તેમાંથી તેટલાં વર્ષ ગયાં. માતા ત્હેના બાલકને મ્હોટો થતો જોઇ જે આનંદ માનતી તે આનંદ આજ શોકમય લાગે છે; કારણ કે પાણીના પરપોટા જેવા આ દેહે બાલ્યકાળમાં આટલો સમય ગુમાવ્યો છે. બાલ્યકાળ પાછો આવવાનો નથી–બાલ્યકાળની નિર્દોષ રમતો–બાલ્યકાળનું શુદ્ધ મન, આનંદી સ્વભાવ તથા ચિંતારહીત મનોવિકારો ! સર્વે ગયા. તે પાછા આવવાના નથી. જે રમતો બાલ્યકાળમાં કરેલી, તે રમતો હવે રમાવાની નથી; જે શુદ્ધ મનથી બાલ્યકાળમાં વીચાર કરેલા અને હવાઈ કિલ્લા બાંધેલા તે સમય પુનઃ આવવાનો નથી. જે આનંદી સ્વભાવથી માતપીતા તથા સંબંધીઓને આનંદ આપ્યો; તે સમય પાછો આવશે નહી; અને ચિંતા રહીત મનોવિકારો ચિંતા રહીત રહેશે કે કેમ ત્હેનો શક થાય છે. આત્મા, બુદ્ધિ અને મન સર્વે પોત પોતાનું કાર્ય નિર્દોષતાથી કરતા હતા તેજ આત્મા, બુદ્ધિ અને મન તેવા શુદ્ધ રહી પોતાનું કાર્ય કર્યા કરશે કે કેમ ? તે પણ એક વિચારવા જેવો પ્રશ્ન બને છે. પાપ રહિત આત્મા હોવાથી દુષ્ટ કાર્યની પ્રેરણા થતી નહી; પાપ રહિત બુદ્ધિ હોવાથી કોઇનું ખરાબ કરવામાં તર્ક દોડતો નહી તેમજ વિશ્વમાં સંતોષ થતો નહી; પાપ રહિત શુદ્ધ મન હોવાથી બીજાના કાવા દાવાની સમજણ પડતી નહી, બીજાના કપટ કૌશલ્યની ખબર પડતી નહી, અને વેરની લાગણીનો ઉદ્ભવ થતો નહી. તે બધુ શું હવે થશે ? આ ભૂતકાળનુ દર્શન કરી વર્તમાન સ્થિતિનું અવલોકન કરતાં તરતજ તે સુખ તથા શાન્તિ ગઇ અને તે પુનઃ આવશે કે કેમ તેનો પ્રશ્ન થતા મ્હોટી હાય મારવાનું કારણ મળે છે.

હવે જો તે પોતાની નજર ફેરવી પોતાના પ્રયાણ કરવાના રસ્તા તરફ–ભવિષ્ય તરફ દૃષ્ટિપાત કરે છે તો તે તરફની આશાઓ ઘણીજ સારી લાગે છે. અત્યાર લગણ સંસાર શું છે તેજાણવા જરાપણ તસ્દી લેવી પડી હતી નહી, તે લેવી પડશે એજ વિચાર દુઃખરૂપ છે. નહિતર

અનેક સુખો મ્હારે માટે છે એમ કલ્પનાશક્તિ દોડે છે. પરંતુ જ્યારે તેની માફક તેજ લીટી ઉંપર ઉભા રહી આગળ ચાલ્યા ગયેલા મુસાફરોની સ્થિતિ તે જુએ છે, ત્યારે તે પોતાની કલ્પના એ કલ્પેલા સુખો શાન્તિકર ચંદ્રના પ્રકાશને નાશ કરનાર અંધકાર જેવા ભાસે છે. અને તેજ ક્ષણે જે ભૂતકાળ ગયો તેજ સારો ગયો છે, અને ભવિષ્ય ઘણો બુરો આવશે એમ મનમાં થાય છે. અને ભવિષ્ય કાળનો વિચાર આવતાજ હૃદયમાં કમકમાટી થાય છે અને મૃત્યુ સન્મુખ જવાનો વિચાર આવતા મન ત્રાસે છે. અને ભવિષ્ય ! તે સુખમય કે દુઃખમય તેજ વિચારમાં તે આંદોલન કરે છે. અને તેના વિચારનો અંત શો તે ખબર પડવી મુસ્કેલ છે. આ ચિંતાઓનો નાશ કરનાર મિત્ર આ ક્ષણેજ તેની પાસે આવી સાંત્વન આપે છે; અને તે શાન્ત કરનાર અન્ય કોઈ નહી પણ પ્રેમની લાગણી–શુદ્ધ પ્રેમ-છે–જ્યારે પ્રેમનો ઉદ્ભવ થાય છે ત્યારે મનુષ્યના ભવિષ્યના ભયાનક વિચારો શાન્ત પામે છે: અને તે મિત્રને આનંદમય માની, તેની સાથે ગાઢ મિત્રતા બાંધવા તત્પર થાય છે. જ્યારે પ્રેમની મૈત્રી થાય છે ત્યારે અંતઃકરણમાં પ્રીતિનો અખુટ ઝરો વ્હેવા માંડે છે; અને તેમ થતાં પ્રીતિના ઝરાને વહન થવાને જગ્યા તો જોઇએજ. તે જગ્યા ક્યાં ? તે શોધવાને તે મનુષ્ય ઉત્સુક બને છે, અને તે વિચારમાં હૃદય–શુન્ય બની સંસાર અસાર ભાસતા સ્મશાનવત્ નીરખે છે. આસપાસ નજર નાંખતા અનેક તરેહના તરૂઓને નીરખે છે. અને તે તરૂઓમાંથી કોના આશ્રયે જઇ પોતાના પ્રેમઝરાને વ્હેવડાવવો ? તે વિચાર સ્ફુરવા માંડે છે. અંતે પોતાના ઝરાને વહેવડાવવાને તેજ તરૂની છાયાએ જાય છે કે જ્યાં તરૂ સારી રીતે વહેવડાવનારને આનંદ આપી, તે ઝરાને પોતાના મૂળમાં લઇ, બન્નેના જીવને આનંદ આપે. તરૂરૂપી પોતાના જીવન પર્યંતના અંગ સાથે સબંધ જોડાતાં તે મનુષ્ય અત્યંત આનંદિત થાય છે અને ભવિષ્ય વિષેના ભયંકર વિચારો શાંત થઇ આત્મા, બુદ્ધિ અને મન એ ત્રણેને એકમય બનાવી, એક એકના હૃદયમાં એક એક વાસ કરી, તે પ્રેમને અતિ બુલંદ દરજ્જે ચ્હડાવે છે અને અંતે આત્મામાં આત્માનો લય કરી પરમાત્મા સંગે લય કરવાને આ પ્રેમજ સાધનભૂત બને છે.

આવા અલૌકિક પ્રેમને મુર્ખ જનોજ હાસ્ય ગણે છે. આવો અલૌકિક પ્રેમ દરેક પ્રાણીમાં હોવો અશક્ય છે. પરંતુ થોડે અથવા ઘણા અંશે હોય છેજ તેની વૃદ્ધિ કરવી તે દરેક મનુષ્યની ફરજ છે. અને તેની વૃદ્ધિ કરવાથીજ દરેક મનુષ્ય આત્માનું શ્રેયઃ છે.

આ અપૂર્વ પ્રેમના પ્રભાવથીજ વસંતદેવ રતિસુંદરીના પ્રેમમાં મુગ્ધ બનેલો હતો અને એનાજ પ્રભાવે શૈલપુરના સુખને સ્મશાનવત્ બનાવ્યું હતું.

દેવીના મંદીરમાંથી નીકળતા તે ભોગાવતીને કિનારે પહોંચ્યાં અને નદી ઉતરતાં પહેલાં ત્હેણે આસપાસ જોયું અને ઉદ્‌ગાર કર્યા. " હે ! ભોગાવતિ ! તહમને જોઇ મ્હને જુદા જુદા વિચાર આવે છે મ્હેં તહમને અસંખ્યવાર જોયેલાં અને આજ જોઉં છું. ત્હેમાં ઓછો ફેર લાગતો નથી. જ્યારે જ્યારે તહમારા વ્હેતા જળનો કિલકિલાટ મ્હારા શ્રવણે પડતો ત્યારે ત્યારે તે મ્હને ઘણોજ આનંદમય લાગતો. પરંતુ આજ તેથી જુદીજ અસર થાય છે. આજે તે કઠોર લાગે છે. "તહમારા દર્શન ! જે આ મ્હારા નેત્રોને આનંદ દેતા ! તે આજે ત્હેને દુઃખ દઇ ત્હેમાંથી અશ્રુઓ વ્હેવડાવે છે. નેત્રો તહમને દેખી અતિ દુઃખી થાય છે. હે ! ભોગાવતિ મ્હારા મનને થાય છે કે તહમારા જેવી સુસરિતાને કિનારે સુંદર મંદિરમાં તે લુંટારાઓએ હિમતથી મ્હારી પ્રેમાંગનાનું ખુન કરવા ધાર્યું ત્હેની તહમે ખબર કેમ ના લાવ્યા ? મ્હારા વસંતમ્હેલની બાજુએથી વહન કરતાં તમોએ જો ધાર્યું હત ! તો મ્હારી પ્રાણવલ્લભાની ખબર તહમે સ્હેજમાં આપી શકત. જો તે વખત-હા તે વખત-તેજ વખત મ્હારી નાશ પામતી પ્રેમમૂર્તિનો સંદેશો લાવ્યા હોતા તો હું તમારો ઉપકાર-અથાગ ઉપકાર-જરૂર કદી ભુલત નહી-પ્રાણાન્તે પણ ભુલત નહી. અરે ! ભુલતતો શું ! પણ તહમને હું ઘણાજ શુશોભિત બનાવત. પરંતુ તહમને તે નહીં સુઝયું. નહીતર તમે તેમ કરવાને કદીપણ વિસરત નહીજ, એમ મ્હને ખાત્રી છે. તહમને શું એમતો નહીજ થયું હોય કે મ્હારાજાને નિદ્રામાંથી નહી જગાડવા ? ખરેખર ! એમજ થયેલું; નહી તો તહમે કેમ ભુલત ? પરંતુ જો તહમે તે રાત્રે મ્હને ઉંઘમાંથી-મ્હારી ગાઢ નિદ્રામાંથી-ઉઠાડયો હોત; તો હું ક્રોધ કરત નહી. હું તહમારા તે અવિનય માટે જરૂર ક્ષમા આપત. પરંતુ ભાવિતે બનેજ; એ કુમુદાનું કહેવું ખોટું નથી.

' હે ભોગાવતિ ! હું—આ રાજા વસંતદેવ—જે તમારા તટ ઉપર પ્રિયા સંગે બેસી આનંદ કલ્લોલ કરતો, ત્યારે મ્હને-વસંત-દેવને પ્રેમાલી પ્રિયમૂર્તિ સંગે બેસતાં આનંદના આંસુ આવતાં તે હું આજ અહીં અશ્રુઓ ઢાળુછું. પરંતુ આજ આ આનંદના આંસુ નથી; પરંતુ શોકના આંસુ છે. સુખના શિતળ આંસુઓ અને આ વિરહના અગ્નિરૂપ આંસુઓમાં કેટલો બધો ફેર છે, તે હું આજે સમજ્યો, વિરહિનેજ વિરહની

ખબર પડે છે તે વાત ખરી છે. હું ધારતો નહોતો-અરે મ્હારા સ્વપ્નમાં પણ નહતું કે મ્હારે અત્યારે, તે પ્રેમમૂર્તિના વિયોગે, દુઃખથી આ દશાને આધિન થઇ, શૈલપુરની ભોગાવતિ નદીના તટે ઉભા રહી, શોકવાળા હૃદયે, મ્લાન મુખે, પ્રિયા વિયોગે, આંસુ ઢાળવાં પડશે. મ્હેં ધાર્યું નહોતું કે વસંતદેવ, વખતની વિપરીતતાને લીધે, વ્હાલીના વિયોગે, વન વન ભમશે.

'પરંતુ થવાનું થયું. હવે કેમ કરવું? પ્રેમ—તે સ્વર્ગ સુખનો સ્વાદ કરાવનાર પ્રેમ–આજ દુઃખનું કારણ થઇ પડયો છે. મ્હને આનંદ હતો, ઉમંગ હતો, સુખ હતું. આજ શોક છે, સ્થિરતા છે, દુઃખ છે. કરૂં શું ? મ્હારો ઇલાજ નથી. ચાલ પાપી ખોળીઆ ! તું ચાલ! અને નદી ઉતર.'

આટલું બોલી, લાંબો નિઃશ્વાસ મુકી, અડબડીઆ ખાતાં, વસંતદેવે નદી ઓળંગી.

'હવે નદી ઉતર્યો તો ખરો. પણ જવું કેમ? ઉત્તરમાં, દક્ષિણમાં, પૂર્વમાં, પશ્ચિમમાં, નૈરૂત્યમાં, ઈશાનમાં, વાવ્યમાં, કે અગ્નિમાં ? ખરેખર ! છેલ્લામાં જા. વાવમાં પડ કે અગ્નિમાં પડ, વાવમાં પડી આ દાહાગ્નિને શાન્ત કર. અગ્નિમાં ભસ્મિભૂત બની પ્રિયે પાસે જા.—અરે દિશાઓ ! તમે પણ મ્હારા મનને ચલાયમાન કરોછો. તો મ્હને—અરે આ પાપ પૂર્ણ વસંતના પાપી ખોળીઆને કેમ ચલાવતા નથી? શું હું એવો પાપી છું! અધમછું ! કે તમને પણ દયા આવતી નથી. હવે જવું કેમ? તે વિચાર, મનસ્વિરીતે જવામાં લાભ શો? પ્રિયા કયાં ગઇ હશે? તેનો ઉત્તર ઘણો ગહન છે. જો લુંટારા લઇ ગયા હશે તો તે ત્હેમની પાસેજ હશે માટે તે લુંટારાની શોધમાં જવું સારૂં છે.

ભોગાવતિની દક્ષિણ બાજુએ વસંતદેવ નદીને કિનારે કિનારે ચાલ્યો. ખાડાઓ ઉતરતાં અને ટેકરા ચ્હડતાં તેમના પગો ગમન કરતા હતા તે વખતે તેમનું મન ઘણીજ ઝપાટદાર ગતિથી આખા વિશ્વમાં ફરતું હતું. વિચારને લીધે તેમનું મન ઘડીકમાં રતિસુંદરીને શોધવા યત્ન કરતું ઘડીકમાં તેમની 'પ્રેમમૂર્તિ' ત્હેમના નયન સમક્ષ ઉભુ કરતું. ઘડીકમાં તેમની નજરસમક્ષ વસંતમ્હેલનું દીવાનખાનું આવતું. અને તેમાં રતિસુંદરીના દર્શન થતાં ઘડીકમાં લુંટારાઓ દેખાતાં. લુંટારાને ઉચકી જતા જોયા. રતિસુંદરીના તરફડીઆ તેના નેત્ર સમક્ષ ખડાં થવા લાગ્યાં. અને પોતાનું પરાક્રમ પણ આંખ આગળ ખડું થવા માંડયું. સમયે સમયે

ત્હેના ચક્ષુ સમિપ પોતાની પ્રેમાંગનાના પ્રેમ વચનો—મૃદુ, મધુર વાક્યો–કહેતા, દીસવા લાગ્યા. ત્હેના કાનો કોકીલાના સુસ્વર જેવા રતિસુંદરીના સ્વરો સાંભળવા લાગ્યા, ત્હેની ત્વચાને રતિસુંદરીના સ્પર્શનો અનુભવ લાગવા માંડયો. ત્હેના નાકે સુંદરીના મધુર 'મુખકમળ'માંના સુગંધીદાર પાનાની સુવાસિક ગંધ સુંઘવા માંડી. આ રીતે વસંતદેવને ભિન્ન ભિન્ન, ખિન અનુભવેલા, અનુભવ થવા માંડયા.

થોડીવારે ચંદ્રે પોતાનું મ્હોં છુપાવ્યું. વસંતદેવે તે તરફ જોયું અને નિ:શ્વાસ મુકી કહ્યું 'હે ચંદ્રદેવ ! ત્હમે કેમ નાશી ગયા ? આપણો આટલા દીવસનો સંબંધ શું ત્હમે વિસરી ગયા ? હશે ! ત્હમે પણ સંસાર વાસનામાં લુબ્ધ, તેથી પડતાની વાત ત્હમને કેમજ ગમે–! જ્યારે વસંતદેવ સુખમાં હતો, ત્યારે ત્હમે બધા મ્હને આનંદ આપતાં અને મ્હારી ઈચ્છા પ્રમાણે વર્તતા, પણ આજ જ્યારે આ દુર્ભાગી વસંતનું દૈવે વિપરિત થયું છે ત્યારે ત્હમે વિપરીત થાઓ તેમાં શી નવાઇ ! ત્હમે ગયા ! અને અહીં મુકયો ઘોર અંધકાર. હવે મ્હને કેમ કરીને સુઝ પડશે. દીશાઓ કેમ જડશે ?

આ પ્રમાણે વિચાર કરી વસંતદેવ ભોગાવતી નદી પાસે ગયા અને સાં બેશી વિશ્રામ લેવા ઇરાદો કરી બેઠા.

ધીરે ધીરે પ્રભાત થવાનો સમય થવા લાગ્યો. આકાશના તારા એક પછી એક અસ્ત થવા લાગ્યા. સૂર્યના સારથી અરૂણે પોતાના સ્વામિનું આગમન સૂચવવા પૂર્વ દીશામાં ગુલાલ નાંખી, તેને લાલચોળ બનાવી દીધી. તારાઓમાં શુક્ર તથા બુધનો તારો, જે જરા હિમતથી થોડીવાર ઉભા રહ્યા હતા તે પણ અંતે અદૃશ્ય થયા. આ સમયે રાજા વસંતદેવે પોતાનું સ્થાન છોડયું અને પોતાની મુસાફરી લંબાવી.

પગલે પગલે દુ:ખી હૃદયથી, મ્લાન મુખે, રાજા વસંતદેવ દક્ષીણ દીશા તરફ ચાલ્યો. મનમાં હજુ પણ તેમના વિચાર તરંગો ચાલ્યા કરતા હતા. થોડીવારે તેમના કાને એક મધુર ગીત સાંભળવામાં આવ્યું. ગીત નીચે પ્રમાણે સંભલાતું હતું.

( પદ. )

જગત જનની, ધરત ધરણી, પ્રબલ મનની, પ્રેમાલી હે !
સકળ સુખની, અચળ ભરણી, અમર તનની, આનંદી હે !
ધવલ પટને, સુરસરસદે; હૃદય સુખહે દેજે સાચું.
વદન શુભતે ! હૃદય શુધને અબલરૂપને પ્રેમે રાચું—જગત૦—

વસંતદેવ કાન દઇ ઉભો રહ્યો પુનઃસ્વર થયો.

પ્રે...મા...ળી—હે સકળ સુખની
આ...નં...દી...હે જગત જનની
વં...દન...વં દ...ન... ... ...

સ્વર શાંત થયો. સ્વરની દીશા તરફ વસંતદેવે પોતાની ગતી ફેરવી. સ્વર આવતો હતો તે ટેકરી ઉપર તે ચ્હડયો.

ટેકરી ઉપર ચ્હડતાં, એક દેવાલયનું શીખર તેના જોવામાં આવ્યું. હજુ ઉપર જતાં ત્હેણે એક ભીંત જોઇ. અને તે ભીંતને ઓઠે ચાલતાં એક નાનું બારણું તેના દીઠામાં આવ્યું. આ દ્વારમાં પેસતા સ્હામે એક ઓટલો હતો અને ત્હેના ડાબે હાથે એક દહેરૂં હતું. દહેરામાં પેસતાંજ વસંતદેવે એક ગંભિરાકૃતિવાળા યોગીરાજને જોયા. યોગીરાજ અત્યારે 'ભક્તિરસમાં લિન્ન થઇ જઇ, આનંદમય સ્વપ્નમાં પડેલા હોય તેમ દેખાતા હતા. અને તેમની છેલ્લી સ્તુતીના શબ્દોની અસરથી પોતે એક ધ્યાનથી યોગારૂઢ થયેલા લાગ્યા. વસંતદેવે આ મૂર્તિ જોઇ તેથી તેને આશ્ચર્ય લાગ્યું. આશરે એકાદ ઘડી યોગીરાજ સ્હામી તેણે દ્રષ્ટી રાખી પરંતુ તે ધ્યાન મસ્ત હોવાથી તેમની નજર વસંતદેવ તરફ જરા પણ આવી નહી.

યોગીરાજની દિવ્ય મૂર્તિ આ પ્રભાતને સમયે ઘણીજ રમ્ય લાગતી હતી. તેમનું લંબગોળ મુખ, અને તેના ઉપર યોગનિષ્ટતાના શુભ ચિન્હો, જોનારને ઘડી એક અજાયબી પમાડે તેવાં હતાં. તેમના હાથ અત્યારે ભિન્ન સ્થિતીમાં હતા. ડાબા હાથમાં યોગીરાજે સતાર ઝાલેલો હતો અને જમણા હાથની આંગળીઓ સતારનાં તારની ઉપર ગોઠવેલી હતી. તેમનું ડોકું જમણી તરફ ઢળેલું હતું. આવી મૂર્તિને જોતાં વિસ્મયિત વસંતદેવને નિદ્રા આવી ગઇ.

આખી રાતના ઉજાગરાને લીધે વસંતદેવને નિદ્રા આવતાં વાર લાગી નહી. આશરે ત્રણેક ઘડી નિદ્રા લીધા પછી ત્હેણે આંખ ઉઘાડી, આસપાસ જોયું તો તે જે જગ્યાએ સુતા હતા તે જગ્યા નહોતી. પરંતુ આ એક નૂતનજ સ્થાન છે. ત્હેને આથી કૌતુક લાગ્યું અને વિસ્મય થઇ વિચાર કરવા લાગ્યો. થોડીવારે તે હતો તે ખંડમાં યોગીરાજે પ્રવેશ કર્યો અને પુછ્યું " ભાઇ ! રજપુત ! ત્હમે કોણ છો ? "

નમસ્કાર કરી વસંતદેવ બોલ્યો " મહારાજ આપનો સેવક અને દુઃખથી પિડિત થાકેલો રજપુત મુસાફર છું. "

" નામ ? "

" વસંતદેવ. "

" રહેવાશી ? "

" શૈલપુર. "

" શૈલપુરના રાજા વસંતદેવ ! ? "

" હા. "

" ત્હમે શા દુઃખથી પિડિત છો તે જણાવશો . ?"

વસંતદેવે સઘળી હકીકત યથાસ્થિત કહી.

સઘળી હકીકત જાણ્યા પછી યોગીરાજે કહ્યું " રાજા વસંતદેવ ! ત્હમને ખબર નથી કે આસપાસ મુસલમાનો ભમ્યા કરે છે ! અને રાજ્યો પચાવવાને ઉત્સુક રહેલા છે. "

" હું જાણું છું. "

" તે છતાં ત્હમે ત્હમારૂં નામ કેમ જલદીથી આપી દોછો ? ત્હમારે ત્હમે કોણ છો અને ક્યાંથી આવેલા છો તે સઘળું છુપાવવુંજ જોઇએ. નહી તો રાજખટપટી મુસલમાનો ત્હમારા રાજ્યને તથા ત્હમને પોતાને નુકશાન કર્યા વગર રહેશે નહી તે ત્હમારે જાણવું જોઇએ.

" જી તે ઉપર આપ શું કહેવા માંગો છો ? "

" એકતો એ કે ત્હમે કોણ છો તે ત્હમો જ્યાં સુધી ત્હમારી રાણીની શોધમાં ફરવા ઇરાદો રાખો અને જ્યાં સુધી શૈલપુર પાછા જાઓ નહી ત્યાં સુધી કોઇને જાણવા દેવું નહી. અને છુપા રહેવા માટે બને તેટલી ગોઠવણ કરવી એ મ્હારે ત્હમને કહેવાનું છે. "

" તો મહારાજ આ દુઃખી વસંતદેવ આપની આજ્ઞાનુસાર વર્તશે."

" ભાઇ વસંતદેવ ! તું ત્હને દુઃખી ગણે છે અને એવાં બિજાં વિશેષણો ત્હારી જાતને માટે લગાડે છે. તેથી હું ત્હમને જે થોડી શિક્ષા આપવા ધારૂં છું તે સાંભળો. આજે ત્હમે મ્હને જુઓ છો તે હું એક વખત ઘણોજ સમર્થ નર હતો મ્હારે સર્વ પ્રકારનું સંસારમાં કહેવાતું સુખ હતું. મ્હારા હાથ નીચે હજારો નોકરો હતા. અને તે સમય એવો હતો કે મ્હારો એક શબ્દ પણ કોઇ ઉથાપી શકવાને હિમ્મત ધરતો નહી. હું કોણ છું તે વખત આવે કહીશ. જ્યાં સુધી મ્હારે ઉઘાડાપાડવાની મરજી નથી ત્યાં સુધી કોઇએ મ્હારી વાત જણાવવાનો આગ્રહ કરવો તે પણ ગેરવ્યાજબી છે. મ્હારે, જેને કવીજન 'રંભા જેવી સુંદર સ્ત્રી કહે છે તેવી, સ્ત્રી હતી. હું મ્હને તે સ્ત્રી બાબત ઘણોજ સુખી માનતો હતો અને જગતમાં મ્હારા જેવું નસીબદાર કોઈ નહીજ હશે એમ ધારતો હતો

જ્યારે હું તે પ્રેમાંગના સહીત રંગભોગ કરતો તે વખતનું સુખ મ્હને અનુપમ અને સ્વર્ગીય લાગતું અને તે સુખ-તે અલ્પસુખ-ચીરસ્થાઇ રહેશે એમ મનમાં થતું હતું. મ્હને તે સ્ત્રીથી બે પુત્રીઓ થઇ. પરંતુ દૈવયોગે જ્યારે મ્હારા સઘળા સુખવૈભવનો નાશ થયો-સંસારી સુખ ગયું, ત્યારે તે સ્ત્રીએ "મ્હારો"-ત્હેને હજારો વાર બલ્કે લાખવાર પોતાનો ગણુતી હતી; તેમ કહેતી હતી, ત્હેણે મ્હારો-ત્યાગ કર્યો અને તેની સાથે પોતાનો દેશ, ધર્મ અને નીતિ તે સઘળાનો ત્યાગ કરી, અલ્પ સુખનો પુનઃ આશ્રય શોધ્યો. એક પુત્રી સમય આવે મૃત્યુને આધિન થઇ; અને બીજી જ્યારે ત્હેનો સમય આવ્યો ત્યારે આ દુઃખી પિતાના—હું દુઃખી કહુછું કારણુ કે મ્હને તે વખતે ઘણુંજ દુઃખ લાગ્યું. હાથથી ગઇ અને પોતાની માનો સંગ કર્યો. આ સઘળુ જ્યારે થયું ત્યારે મ્હને પણુ ત્હમારી મ.૫ક દુઃખ લાગ્યું.

"વસંતદેવ ! સંસારમાં દુઃખ શું છે તે હું ધારતોજ નહતો; અને તે ધારવું મ્હારૂ તે સમયે ખોટુ પડયું. આ અટપટા ભવસાગરમાં સુખ તો છેજ નહી. જેને આપણે સુખ માનીએ છીએ ત્હેનેજ બીજા દુઃખ માને છે. ભાવાર્થ એજ કે જેને આપણે સુખ માનીએ છીએ તે મનથીજ માનીએ છીએ. ખરી રીતે સુખ તો છેજ નહીં. જ્યાં જ્યાં દુઃખ નથી ત્યાં ત્યાંજ સુખ છે એટલે દુઃખનો અભાવ તેજ સુખ. દાખલા તરીકે આપણે ભુખથી પીડાઇએ છીએ તો તે વખતે આપણુને ઘણુંજ દુઃખ લાગે છે, અને તે વખતે ઘણાજ આકુળ વ્યાકુળ થઇ જઇએ છીએ. પરંતુ એ વખતે ખાવાનું મળે છે અને તેથી ભુખની તૃપ્તિ થાય છે ત્યારે આપણુને સુખ લાગે છે. આ સુખ લાગવાનું કારણુ શું ? ક્ષુધાનો નાશ. એટલે ક્ષુધારૂપી દુઃખ દૂર થવાથી રહેમીઅત મળતાં, સુખ લાગે છે તેજ રીતે આ સંસારમાં દુઃખ તો હર હમેશ છેજ અને તેની શાન્તિ થાય છે ત્યારે મનુષ્યને સુખ લાગે છે જેમ ખોરાક પેટમાં પચી ગયા પછી ભુખ પાછી લાગે છે તેમજ સુખ વિસારે પડયા પછી દુઃખ લાગે છે. ઘણીવાર આપણે અતિશય ખાઇએ છીએ તો અજીર્ણુ થતાં, પેટમાં દુખવા આવતાં, ભુખ મટયાનું સુખ વિસરાઇ જાય છે. તેમ અનહદ સુખ પણુ કોઈ વેલા દુઃખનું કારણુ થઇ પડે છે, દરેક ચીજમાં અતિશય વર્તવું એમ શાસ્ત્રાજ્ઞા છે. અતિશય સુખ પણુ તજવુંજ કારણુ સુખ છેજ નહી.અને જે છે નહી જે મિથ્યા છે તેની પુઠે મંડયા રહેવું તેથી દુઃખનો ઘટાડો થવાને બદલે વધે છે. સુખ છેજ નહી એમ હું કહેતો નથી. સુખ કોઇ ઠેકાણે

તો હશેજ પરંતુ તે દુઃખના પ્રમાણમાં એટલું જુજ છે કે તે ગણી શકાયજ નહી. મ્હારા આટલા અનુભવમાં મ્હેં શોધી કહાડયું છે કે સુખ સંતોષમાં અને સંસાર વાસનાથી દુર રહેવામાં છે. જ્યાં સુધી સંતોષ છે. જ્યાં સુધી હું અપુર્ણ નથી એમ મનમાં છે. ત્યાં સુધી મનુષ્ય લોભ, લાલચ અને મોહે ફસાતો નથી; અને તેમ થતાં તે દુઃખ પ્રાપ્ત કરતો નથી. સંસારવાસના પણ દુઃખદજ છે. જ્યાં વાસના લાગી કે ત્હેની તૃપ્તિ કરવા તરફ મન દોડે છે, અને તે તૃપ્તિ ન થતાં દુઃખ લાગે છે. આથી સંસાર વાસનાથી દૂર થવામાં સુખ છે એમ હું માનું છું.

“ આ સંસારમાં દુઃખ છે તે બધાને માલુમ પડતું નથીજ. પરંતુ તે દુઃખ, અલ્પ સમયના સુખોનો અમુક કારણોને લીધે નાશ થતાં, જણાઇ આવે છે. જ્યારે આપણને આપણી સ્થિતિનું ભાન આવે છે, અને આપણને લાગે છે કે આપણે દુઃખી છીએ, ત્યારેજ આપણને દુઃખ છે તે કરતાં પણ વધારે લાગે છે. કોઇ એક પરદેશી રાજ્ય બીજા રાજ્ય ઉપર વિજય મેળવી રાજ્ય કારભાર કરે, તો તે રાજ્ય ચલાવવાનું ખરેખરૂં મુખ્ય સાધન એજ છે કે પ્રજાને અજ્ઞાન રાખવી. જો પ્રજા અજ્ઞાન હશે તોજ તે રાજ્યની સલામતી છે. જ્યાં સુધી પ્રજામાં વિધ્યા અને જ્ઞાન વધ્યા નથી ત્યાં સુધી પ્રજા—પરતંત્ર પ્રજા—સંતોષથી ઉપરી રાજ્ય—વિજયી રાજ્ય તરફ, જ્યાં સુધી તે રાજ્ય ઉપર ઉપરથી લોકને સારી રીતે રાજી રાખે, ત્યાં સુધી-સંતોષની નજરથી જુએ છે; પરંતુ જ્યારે વિદ્યાની વૃદ્ધિથી જ્ઞાનની વૃદ્ધિ થતા પોતાની સ્થિતિનું ભાન જ્યારે જીતાયલી પ્રજા ને થાય છે ત્યારેજ તેમને દુઃખ લાગે છે અને મનમાં વિચાર કરે છે કે ‘ અરેરે! શું આપણો દેશ એટલો બધો હિજડા જેવો થઇ ગયો છે ? કે શું આપણે આપણો રાજ્ય કારભાર કરવાને અસમર્થ છીએ ? કે શું આપણામાં કોઇ રાજા થવાને લાયક નથી કે જેથી આપણે પરદેશી લોકોના જુલ્મી રાજ્યના જુંસરા તળે ભાર ભરવાના બલદીઆની માફક મુંગે મ્હોએ જોયા કરીએ ! ’ આ પ્રમાણેના વિચારનો ઉદ્દભવ જ્યારે જીતાયલી પ્રજાના પ્રત્યેક મનુષ્યને થાય તોજ તે દેશનો ઉદય છે અને તે દેશ ? શ્રેય છે.

આ ઉપરથી મ્હારા કહેવાનો ભાવાર્થ એ છે કે જ્યાં સુધી મનુષ્ય પોતાની સ્થિતિ જાણતો નથી, ત્યાં સુધી પોતે સુખીજ છે, એમ ધારે છે. જો પરાધિન પ્રજાના દરેક જણને પોતાની સ્થિતિની ખબર ન હોય, તો ધૈર્ય, ખંત અને સ્વદેશ હિતની લાગણી ત્હેનામાં કેમ કરીને આવે ! અને પરધર્મી રાજ્ય તરફ તિરસ્કાર વૃત્તિથી શાથી જુએ? આ પ્રમાણે

જ્યાં સુધી આપણને દુઃખનો ભાસ થતો નથી, જ્યાં સુધી આપણને દુઃખ નથી એમ માનીએ છીએ અને દુઃખ પણ સુખજ લાગે છે. અને ભાન થતા જે દુઃખને સુખ માનીએ છીએ તે સુખને દુઃખ માન્યુ હોત ત્હેના કરતાં પણ વધારે દુઃખ આપણને લાગે છે, કારણ કે પહેલેથીજ દુઃખ માન્યુ હોત તો ત્હેમાં સંતોષ આવતા વધારે દુઃખ લાગતજ નહી. દુઃખ દેખાતા મન ચિંતા કરે છે, અને ચિંતામાં વિચાર કરતાં આપણો સમય ઘણો નકામો જાય છે.

'વખત નદીના જળની માફક વહી જાય છે. તે કોઇ પણ મનુષ્ય સારૂ વાટ જોતો નથી. ત્હેની આંખમાં રાજા તેમજ રંક, ગરીબ તેમજ શ્રીમંત, વિદ્વાન તેમજ મુર્ખ સર્વે સરખાજ છે. સમય જો કે તેનો ઉપ-યોગ સારો કરે તો ઘણોજ છે, પણ પ્રત્યેક પળનો સુમાર્ગે ઉપયોગ કરનાર મનુષ્યો ભાગ્યેજ મળે છે. અને જ્યાં સુંધી પ્રત્યેક પળનો સુમાર્ગે ઉપયોગ આપણે કરતા નથી, ત્યાં સુધી આપણા આત્માનું કોઈ દીવસ સારૂ થતું નથી. આપણને આ સંસારમાં જન્મી એટલા બધા કામ કરવાના છે કે તે પૂર્ણ કરવા અવકાશ મળતો નથી અને તે અપૂર્ણ રહેવાથી આપણી વાસના રહી જાય છે અને તે વાસનાને લીધે આ અતિ દુઃખમય ભવ સાગરમાં ફરીથી જન્મ લેવો પડે છે.

" માટે મનને ચિંતા કરવા દેવી નહી જોઇએ. માટે સૌથી સરસ ઉપાય એ છે કે આખા જગત્માં સુખ નથી; અને આખુ જગતજ જ્યારે દુઃખમય છે ત્યારે આપણને સુખ કયાંથી હોય એમ ધારવું. એમ ધારવાથી સંતોષ વૃત્તિ ઉત્પન્ન થાય છે. અને તેમ થવાથી આનંદ થાય છે. અને તેમ થવાથી સંસારની ભિન્ન ભિન્ન જંજાળો દૂર થાય છે. અને તે દૂર થતાં, આપણે નિઃસ્પૃહિ બનીએ છીએ. અને તેમ થતાં આખુ જગત્ બ્રહ્મમય લાગે અને હું બ્રહ્મ છું એમ ભાસે છે. અને તેમ ભાસતાં તેજોમય પરબ્રહ્મ સહિત આપણો તેજોમય આત્મા એક થાય છે અને એક થતા આપણો નિર્વાણ થાય છે.

" આ જગત્માં સ્ત્રી કોઇની થઇ નથી; અને થવાની પણ નથી. મ્હાત્મા રામચંદ્રની સ્ત્રી સીતા પણ રામચંદ્રની થઇ નથી. જે જન્મ્યુ છે તે જવાનું છે, જેનો ઉદય છે તેનો અસ્ત છે, જે ચ્હડે તે પડે, તેથી સંયોગ સાથે વિયોગ તો લખેલોજ છે. એટલે વિયોગે દુઃખ પામવું તે તદ્દન અણઘટતું છે. રામચંદ્ર પણ 'હે સિતા! હે સિતા' કરીને વન વગડે રોયા, તેના જેવા પરમાત્માવાળા પુરૂષ જ્યારે રૂદન કરે તો આપણે

કોણુ માત્ર ? તે સત્ય છે. પણુ જેવી રીતે દર્પણુમાં મુખ દેખાય છે તેવી રીતે સ્ત્રીનું હૃદય અગ્રાહ્ય છે. તેના હૃદયમાં શું છે તે જાણી શકાય તેવું નથી હોતું. સ્ત્રીના કપટ ચરિત્ર આગળ હજારો મહા પુરૂષોએ માથા નમાવ્યા છે. અને હજારોએ સ્ત્રી જાતી આગળ માન મુકેલાં છે. પર્વતની અંદરના ઝીણામાંનો ઝીણો અટપટો માર્ગ શોધતા જેટલી માથાકુટ પડે છે તેટલી માથાકુટ સ્ત્રીનો ભાવ—વ્હાલ-પ્યાર જાણવામાં પડે છે. ત્હેનું ચિત્ત કમળ પત્રપરના જળ બિંદુના જેવું અસ્થિર છે. ત્હેનું ચિત્ત દ્રઢ નહી હોવાથીજ વિદ્વાન લોકો તે તરફ ધિક્કારમય દૃષ્ટિથી જુએ છે. તે કહેવાતી અબળા કોઇ વખત પ્રબળા બને તો તેનું પ્રાબલ્ય એવું બતાવે કે દુનીઆ છક થઇ જાય. સ્ત્રી જાતમાં આરંભથીજ દુર્ગુણો ભરેલા છે. કવિઓ ભલેને ત્હેના વિધ વિધ ભાગોને વખાણે. માંસના લોચા રૂપી સ્તનોને ભલે તેઓ કનકના કળસની ઉપમા આપે; પણુ તે અંતે શું છે? અંતે તે ગંદા દુર્ગંધી પદાર્થનો બનેલો કળસ છે મુખમાં કેટલી પ્રકારના મેલ ભરેલા છે તે છતાં તે લોકો ચંદ્રને સરખાવે છે, તેમાં સ્ત્રીના મુખને ચંદ્રની ઉપમા આપતાં ચંદ્રને લજ્જાવવા જેવું છે. આ રીતે પ્રત્યેક અંગને તે લોકો ભિન્ન ભિન્ન ઉપમાઓ આપે છે. આવા કવિજનોને પણુ ઘણી વખતે સ્ત્રી જાતી ઉપર ધિક્કાર ઉત્પન્ન થયેલો છે; તો આપણે કોણ? તેથી સ્ત્રીની જાતિનો વિશ્વાસ કરવો અને તેનાં મોહપાસમાં લુબ્ધ થવું; તે મુરખ માણસના લક્ષણ છે; તે આપણા જેવા પુરૂષોના નથી. માટે તમે હવે તમારી રાજધાનીમાં જાઓ અને રાજ્ય સંભાળો, આસપાસ મુસલમાન લોકોનો ભય છે તે વિસરી જઇ, સ્ત્રીને સારૂ રાજ્યપાટ ખોઇ બેસસો અને દેશને પરતંત્રતાની બેડી પહેરાવશો. ”

વસંતદેવે કહ્યું 'મહારાજ આપ કહો છો તે યથાસ્થિત હશે. હું આખી રાતનો થાકેલો છું. તેથી આજ હું અહીં રહીશ. આપ જો મ્હને રહેવા દેશો તો હું અહીંજ રહીશ અને આપનો ઉપદેશ સાંભળી મ્હારા આત્માને પાવન કરીશ.'

'તમારે અહીં રહેવું હશે તેની હરકત નથી પણ મ્હને જે ચિંતા છે તે તમારા રાજ્યની છે માટે ત્હમારી જે ઇચ્છા હોય તેમ કરો.'

'નહી મ્હારાજ. હવે મ્હને સંસારની ખટપટમાં પડવું નથી. હવે હું રાજ્ય નગરમાં શું મુખ લઇને જાઉં ? માટે હું તો આપની પાસે રહીશ અને છુપો રહી બધી બાતમી કહાડીશ. અને આપની પાસે યોગનો અભ્યાસ કરીશ.'

'ઠીક. તો જેવી ઇચ્છા. સ્હામેની ઓરડીમાં જઇ કફ્ની લઇ આવો અને સન્યાસીનું રૂપ લેવા તૈયાર રહો. હમણા લુંટારાના સરદારને આવવાનો સમય થયો છે માટે તમે જેમ બને તેમ તાકીદે વેશ બદલી લો.'

વસંતદેવે વેશ બદલ્યો. અને શૈલપુરનો રાજા રાજ્ય મુકી સન્યાસી થવા તૈયાર થયો. જહાંગીરી મુકી ફકીરી લીધી.

યોગીરાજે પોતાની શિક્ષા શરૂ કરી 'ભાઇ ! આ જગતમાં જ્યારથી જન્મ થયો ત્યારથી મૃત્યુ થશે તેની ખાત્રીજ છે. પરંતુ કયારે અને કયે ઠેકાણે થશે તે કોઈ જાણી શકતું નથી. ભવિષ્યને પરમાત્માએ જાણવા સરજ્યું નહીજ હોય. કદાપિ કોઇ જાણી શકે તો તે અટકાવી શકે એમ નથીજ. જે થનાર છે તે થશે. એ ઔષધ લેવાથી ચિંતા રૂપી ઝેર દૂર થાય છે અને આત્મા શાંત થાય છે. મ્હેં ઘણા પુરૂષો જોયા છે કે જેઓ પોતાના સંસારી કામથી પરવારતા નથી. સૂર્યોદયથી રાત્રી સુધી જેઓ નિરંતર પોતાવા કામમાંજ રોકાયલા હોય છે. તે લોકોને બીજી કાંઇ સુઝ પડતી નથી. તે લોકોને અંતકાળે પોતે કીધેલી ભુલ સાંભરે છે અને તેમને પશ્ચાતાપ થાય છે. આ જગતમાં જન્મ ધરવાનું પ્રયોજન શું ? આત્માને જાણવો અને મનુષ્ય માત્રનું શ્રેય શેમાં છે તે જાણવું. તે જાણવું તે કાંઇ સ્હેલું નથી. યત્ન કરવો તે મનુષ્યનું આવશ્યક કર્મ છે ત્હેમાંજ આનંદ છે; ત્હેમાંજ જ્ઞાન છેઃ—

બારણું ખખડયું અને યોગીરાજની શિક્ષા બંધ રહી. યોગીરાજે બુમ પાડી પુછ્યું "કોણ"?

"માણુસ" જવાબ મળ્યો.

"તે જાણ્યું પણ કોણ છે?"

"હું"

"હું કોણ?"

"આત્મા"

"કોનો?"

"જેનો છે તેનો."

"તો એ?"

"વિજય સિંહનો"

"સબુર ! બારણા ઉઘડે છે."

બારણા ઉઘડયા અને વિજયસિંહ દાખલ થયો.

યોગીરાજે પુછ્યું "કયમ વિજયસિંહ ! કયાંથી આવ્યા ?

"જવાબ પછી મળશે પણ આ બીજા મહારાજ કયાંથી આવ્યા તે કહો."

" એ મહારાજ પણ પરદેશથી આવેલા છે અને અહીં થોડા દીવસ રહેનાર છે. "

" છોટા મ્હારાજને પણ પ્રણામ કરવા જોઇએ. "

" અલબત "

પ્રણામ કરીને વિજયસિંહ બેઠો અને ત્હેને પોતાનો વૃતાન્ત શરૂ કર્યો " મહારાજ આપણે ગુજરાતની ખબર કહાડવા મોકલેલા જાસુસોથી ખબર આવી તે એ છે કે અલફ્ખાંએ ખંભાત લુંટયું, ત્યાંથી ઘણી દોલત ભેગી કરી અને એક ખુબ સુરત ગુલામ વેચાતો લીધો. ત્હેને દીલ્લી મોકલ્યો ત્હેનું નામ બાદશાહે નાયબ મલેક કાફુર રાખેલું છે. તે હાલ દીલ્હીમાં કરતો કારવનો થઇ પડયો છે. બાદશાહ ત્હેના ઉપર પુર્ણ વિશ્વાસ રાખે છે. ત્હેણે અલફ્ખાં ઉપર તોહમત મુકયું છે તેથી અલફ્ખાં પોતાને નિર્દોષ ઠરાવવા પુરાવો ભેગો કરે છે. બીજી ખબર મળી છે કે ગુજરાતના નાયબ પ્રધાન માધવને નોકરી ઉપરથી દૂર કર્યો છે"—

" શું ! "

" હા મહારાજ ! નવા સુબાએ માધવને નોકરી ઉપરથી દૂર કર્યો અને ત્હેના ઘરબાર લુંટી લઇ ત્હેને કેદમાં નાંખ્યો છે. દેશદ્રોહીને ઇશ્વરે ઠીક બદલો આપ્યો. આટલી ખબર પાટણથી આવેલી છે."

" ખરેખર ! વિજયસિંહ ઇશ્વરને ઘેર ન્યાય છેજ. મ્હેં તમને પહેલેથી નહોતું કહ્યું કે નિમક હરામીના કેવા ખોટા હાલ થશે. તેના જે હાલ થનાર હતા તે દરેકજણ ધારતા હતા અને હું પણ ધારતો હતો બીજી કાંઇ ખબર ? "

" હા મહારાજ ! શૈલપુરના રાજ્યમાં હમણા ખટપટ ઉભી થયેલી છે એમ સાંભળવામાં આવ્યું છે ખરી ખાત્રી સારૂ ત્યાં જાસુસ મોકલ્યા છે."

" ઠીક "

" જાઉં છું. "

" કેમ આજ એટલામાં ? "

" કામ છે. "

" ઠીક. "

વિજયસિંહ ગયો.

રાત્રિ થઇ. વસંતદેવ તથા યોગીરાજે વન ફળનો આહાર કર્યો અને ઉંઘ્યા.

સહવારમા વસંતદેવ અહીં નથી !

આ પ્રકરણની થોડી બીના જાણવા સારૂ આપણે જરા પાછુ જવું પડશે.

—•◦✿◦•—

# પ્રકરણ ૧૨.

## ગુજરાતનું રાજ્યતંત્ર.

**આપણી** કથા ઇસ્વી સનના ૧૩ મા સૈકાના છેલ્લા વર્ષો તથા ૧૪ મા સૈકાના શરૂઆતની છે. આપણી વાર્તાના સમય પહેલાં આપણી ભુમી-(ગુજરાત)-ઉપર અનેક રાજાઓએ રાજ્ય કર્યું હતું અને અનેક રાજાઓએ સાર્વભૌમ પદ ધારણ કર્યું હતું.

પાશ્ચાત્ય પ્રજાઓ હિંદુ લોકો પાસે રાજ્યની રીદ્ધિસિદ્ધિ સમૃદ્ધિદર્શક, મ્હાન પુરૂષોના જીવનદર્શક અને અખુટ આનંદરૂપ ઇતિહાસ નથી એમ માને છે. અને તે સત્ય છે. હિંદુ લોકોમાં અસલથીજ ઇતિહાસ લખવાનો ચાલ નહી હોવાથી કોઇએ લખેલો નથી. ઘણોજ જુનો ઇતિહાસ પુરાણો વગેરેમાં અતિશયોકિત તથા કલ્પિત વાર્તાઓના મિશ્રણમાંથી જડે છે. ઇતિહાસના શોધકે જે કાંઇ શોધ કરવાની હોય તે દંતકથાઓ, ભાટ ચારણના ગીતો અને એવી બીજી તરેહના મૂળથીજ સઘળી શોધ કરવી પડે છે.

મુસલમાની રાજ્યમાં તવારીખ લખવાનો રીવાજ હતો. તે લોકો તવારીખ ઘણીજ અસલ રીતે લખતા હતા.

ઈ. સ. ૧૭૬૧ અથવા તે અરસામાં બાદશાહી દીવાન અલી મહમદખાને મિરાતે અહેમદી નામની કીતાબ લખી છે તેમાં ત્હેણે ગુજરાતનો ઇતિહાસ દર્શાવેલો છે. ત્હેમાં તે ગ્રંથકાર જણાવે છે કે ગુજરાત દેશ પ્હેલાં અસલ રજપુતો તથા કોળીની રાજ્યસત્તા હેઠળ હતો; અને કનોજનો હિંદુ રાજા ચક્રવર્તિ ગણાતો હતો, અને ગુજરાત તરફથી ત્હેને ખંડણી આપવી પડતી હતી. અલી મહમદખાનને વનરાજ પ્હેલાના ઇતિહાસની જરા પણ ખબર ન્હોતી એમ માલુમ પડે છે. તે વનરાજ ચાવડાની ઉત્પત્તિ નીચે પ્રમાણે આપે છે:—

તે લખે છે કે— " કનોજના રાજાને ત્યાં સામંતસિંહ નામનો એક ગુલામ નોકર હતો. ત્હેને રાજાએ કોઇ ગુન્હા બદલ દેહાંત દંડ કર્યો અને ત્હેણે ત્હેનું ઘર લુંટી લીધું. આથી ત્હેની સ્ત્રી ગુજરાત તરફ નાઠી અને ત્યાં ત્હેણે પુત્રને જન્મ આપ્યો અને આ બાલક તેજ ગુજરાતના અણહિલપુર પાટણનો વસાવનાર હતો. "

પરંતુ પાછળના સંશોધનો—મી. કીન્લોક ફાર્બસની રાસમાળાએ અને કર્નલ જેમ્સ ટૉડના સંશોધનોએ ગુજરાતના ઇતિહાસ ઉપર થોડો ઘણો પ્રકાશ પાડેલો છે. તે બતાવે છે કે ચાવડા વંશ પ્હેલા ઘણા વરસોથી ગુજરાતનું રાજ્ય હતું. અને વનરાજ જોકે નીચ જાતીનો લાગતો હતો પરંતુ તે રાજ્યકુળનો તો હતોજ.

ગુજરાતના પ્રથમ રાજ્યવીરોની હકીકત મહાભારતમાં મળે છે. જ્યાં ભગવદ્દરૂપ ગણાતા શ્રીકૃષ્ણને વિષે મથુરાથી દ્વારકા આવ્યાની વાત વર્ણવેલી છે—અને તેનો સમય ઇ. સ. પૂર્વે ૧૩૦૦–૧૪૦૦ મુકતા હતા, પરંતુ તે વખતના કેટલાક જ્યોતિષ ચક્રો તથા હાલના ઘણા સંશોધનથી મહાભારતના પાત્રો ઇ. સ. પૂર્વે આશરે ૫૦૦૦ વર્ષ ઉપર હતા એમ સાબીત થાય છે અને તેથી શ્રીકૃષ્ણ આપણી કથાની શરૂઆત પહેલાં આશરે ૬૩૦૦ વર્ષ પહેલાં ગુજરાતમાં રાજ્ય કરતા હતા. શ્રીકૃષ્ણને દ્વારકામાં આર્ય વસ્તિને વસાવતાં ઘણીજ માથાકુટ પડી હતી. તેણે વાઘેર લોકો સાથે યુદ્ધ કરવું પડયું હતું અને અંતે વિજય મેળવી દ્વારકાનું સંસ્થાન સ્થાપ્યું હતું. મહાભારત ઉપરથી વળી માલુમ પડે છે કે પાંડવો જ્યારે વનવાસ ગયા તે વખતે વૈરાટ નગરમાં ગયા હતા. ત્યાં રાણી સુદ્રિષ્ણા રાજ કરતી હતી. અને ત્હેનો ભાઇ કિચક કરીને હતો તે ત્હેના સેનાપતિનું કામ કરતો હતો. કિચક ઘણોજ વિષયી હતો તેથી ત્હેણે દ્રૌપદીના ઉપર દાનત બગાડી અને તેથી ભીમે ત્હેને મારી નાંખ્યો. હાલનું ધોલકા તે પાંડવ વખતનું વૈરાટનગર, એમ કહેવામાં આવે છે. પરંતુ કેટલાક લોકોનો મત તેથી જુદોજ છે. પરંતુ ગમે તેમ હોય તોપણ વૈરાટ નગર ગુજરાતમાંજ હતું તે આસપાસની બીનાઓથી માલૂમ પડે છે.

આ પછીથી મગધપતિ રાજા અશોકના સમય સુધી ગુજરાતના ઇતિહાસની કાંઇપણ બીના ખબર પડતી નથી. અશોકના મહારાજ્યમાં ગુજરાતનો સમાવેશ થયેલો હતો તે ગીરનાર ઉપરના આજ્ઞાપત્રો (Edicts) ઉપરથી સાબીત થાય છે.

આ ઉપરથી સૌરાષ્ટ્ર કે ત્હેનો થોડો ભાગ તે રાજાના તાબામાં હતો એમ ભાસે છે. સૌરાષ્ટ્રના રાજ્યકારભાર સારૂ જુનાગઢમાં તેમનો સરદાર રાખવામાં આવતો હતો. ( ઇ. સ. પૂ. ૨૬૩–૨૨૨ )

આ પછી ઇસ્વીસનના પ્રથમ સૈકામાં કાબુલ તથા યારખંડ અને આગ્રા સુધીના રાજા કનિષ્કે ગુજરાત જીત્યું હતું. આ કનિષ્કને કર્નલ ટૉડ શ્રીમદ્ રાજા રામના કુલનો વર્ણવે છે અને ત્હેનું નામ કનકસેન

કહી રામની સાથેનો સંબંધ બતાવે છે, અને બતાવે છે કે ત્હેણે પરમાર વંશના એક રાજા પાસેથી કેટલોક ભાગ ઝુંટવી લીધો હતો અને ઇ. સ. ૧૪૪ માં ત્હેણે વડનગર સ્થાપ્યું હતું. કનિક્ષકની જીત પછી ક્ષાત્રપ નામના રાજાઓએ ગુજરાતમાં કનિક્ષકના ખંડીઆ તરીકે રાજ્ય કર્યું અને તે ગાદીએ ૨૭ રાજાઓ થયા. પરંતુ આગળ જતાં તેમાંના કેટલાટ કનિક્ષકના મરણ પછી તેના વંશજોના સમયમાં સ્વતંત્ર થયા એમ તર્ક જાય છે. ક્ષાત્રપ રાજાઓ બહુ જોરાવર હતા. અને તે લોકોએ આખું કચ્છ જીતેલુ હતું. તેઓ સુર્ય અને અગ્નિ એ બન્નેને દેવ માનતા હતા. ત્હેણે મના સિક્કા ઉપર મેસીડોનીઆના રાજાનું ટોપ તથા પાછળ સુર્ય, ચંદ્ર તથા અગ્નિની આકૃતિ પાડતા હતા. આ પછી દક્ષીણના અંધારવંશી ગોતમ પુત્રે આ દેશ જીત્યો એમ માલુમ પડે છે અને તેના વંશજોનો અમલ ઇ. સ. ૩૩૦ થી આશરે ૧૦૦ વર્ષ સુધી રહ્યો ત્યારપછી કનોજના ગુપ્ત લોકના રાજા ચંદ્રગુપ્તે તેના પુત્ર કુમાર પાળ સાથે સૌરાષ્ટ્ર ઉપર સૈન્ય મોકલ્યું અને ત્હેમાં ત્હેની જીત થઈ અને વામનસ્થલી ( હાલનું વાંથલી ) ઉપર રાજ્યકારભારી તરીકે ચંદ્રપાલ નામના સરદારને મુકયો. ગુપ્ત રાજાઓમાં છેલ્લો રાજા સ્કંધગુપ્ત નામે હતો. ત્હેના વખતમાં ઘેલોટ વંશના ભટ્ટાર્ક નામના સેનાપતિએ એક મ્હોટા સૈન્ય સહીત સૌરાષ્ટ્રનો કબજો મેળવ્યો અને રાજ્ય અમલ સજજડ સ્થાપ્યો. સ્કંધગુપ્તના મરણ પછી ( ઇ. સ. ૪૬૮ અથવા તે અરસામાં ) અને હુન લોકોના હલાઓથી નરમ પડેલા ગુપ્ત રાજાના વખતનો લાભ લઇ ભટ્ટાર્ક સૌરાષ્ટ્રનો રાજા બન્યો અને ઈ. સ. ૪૭૫ ના અરસામાં વલ્લભિપુરની સ્થાપના કરી.

વલ્લભિપુરની જાહોજલાલીના વખતમાં તે નગર ઘણુંજ ધનાઢ્ય હતું. તે નગરમાં ૧૦૦ ઉપર બુદ્ધ લોકોના મઠ હતા એમ ચીનાઇ મુસાફર હુએનસેંગનું લખવું છે. અને તે નગરમાં ૧૦૦ ઉપર કુટુંબ એવાં હતાં કે તેઓની દોલત કરોડે ગણાતી. હુએનસેંગ આવ્યો તે વખતે વલ્લભિપુરની ગાદીએ કનોજના રાજાનો જમાઇ ધીરો ભટ્ટ રાજા હતો.

વલ્લભિપુરના રાજાઓ બહુ પરાક્રમી ન હતા એમ લાગે છે. તેઓએ સંપાદન કરેલું રાજ્ય સારી રીતે ચલાવતા હતા અને તેમના વંશના ૧૯ રાજાઓ વલ્લભિપુરની ગાદીએ બીરાજ્યા.

વલ્લભિપુરના નાશ વીશે વાત ચાલે છે કે ‘ વલ્લભિની પડોસમાં ચમારડી પાસે ઈસાવલ. ડુંગરની તલેટીમાં એક ધુંધલી મલ્લ નામે

જોગી પોતાના ચેલા સાથે આવી રહ્યા હતા. ત્હેનો ચેલો આખા ગામમાં ભટકયો પણ એક કુંભારણ વિના કોઇએ ભિક્ષા આપી નહી તેથી તેને ક્રોધ ચ્હડયો. આ વખત તેણે પેલી કુંભારણને સ્હેરમાંથી બાહેર નીકળી જવાનું કહી પાછળથી શ્રાપ દીધો કે "પટ્ટણ સો દટ્ટણ ઔર માયાસે મિટ્ટિ હોજ્ય" આ શ્રાપથી લાગલુંજ વલ્લભિનગર દટાઇ ગયું.' આ વાત માં કાંઇ સત્ય હોય એમ ભાસ થતો નથી કારણ કે હિંદુઓના દરેક જુના દટાઇ ગયેલા સ્હેર માટે આવા પ્રકારના અનેક ગપાટા ચાલે છે.

ગમે તેમ હોય પણ વળા ( પ્રથમનું વલ્લભિપુર )ની આસપાસનો મુલક જોતા અને ચમારડી સુધી દરીઆનું પાણી જતું હતું તે સાંભળતાં ઘણાને તર્ક ઉપજે છે કે દરીઆના કોઇ તોફાનથી વલ્લભિપુરનો નાશ થયો હોય.

મી. ફાર્બસની રાસમાળાના વાંચનારને નીચેની દંત કથા માલુમ હશેજ. તેજ તેના નાશનું કારણ હોય એમ કહી શકાતું નથી. તેમજ એમ બનવું અશકય પણ નથી એમ લાગે છે.

દંત કથા છે કેઃ–"એક કાકુ નામે મારવાડી વેપારીએ આ શહેરમાં આવી મ્હોટી દોલત મેલવી હતી. ત્હેની દીકરી પાસે એક રત્ન જડીત કાંસકી હતી તે તેણીની પાસેથી રાજાની દીકરીએ માંગી; પણ તે શાહુકારની દીકરીએ આપી નહી, તેથી રાજાએ તેની પાસેથી જોર જુલમથી છીનવી લીધી. આ કામથી કાકુને અતી ક્રોધ ચડયો એ ક્રોધમાં પરદેશ જઇ ઘણોક પૈસો આપવો કરી વલભીનગરનો નાશ કરવા સારૂ તે મ્લેચ્છ લોકની ફોજ લાવ્યો. મ્લેચ્છ લોકોએ આવી પવિત્ર સુર્ય કુંડમાં ગાયનું લોહી નાંખી અભડાવ્યો; અને વલ્લભિના રાજાને મારી નગર ઉજડ કર્યું."

ઓનરેબલ મી. માઉન્ટસ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન એમ ધારે છે કે તે પરદેશી રાજા નશરવાન–ધ–જસ્ટ હતો. પરંતુ તે વાત જરા શંકા પડતી છે. આરબ લોકોએ હુમલો કર્યો હશે એમ લાગે છે. અને નગરનો નાશ થતાં વલ્લભિનગરના લોકો બાલી, સુંદરી નાંદોદ અને પંચાશર તરફ જતા રહ્યા, પંચાશર ગુજરાતની રાજ્યધાની બન્યું અને ત્યાં ચાવડા લોક રાજ્ય કરતા હતા. આ ચાવડા લોકોને શિલાદિત્ય સાથે સંબંધ હતો કે કેમ તે શક ભરેલું છે આશરે ૬૯૬ માં જયશિખર નામનો રાજા પંચાસરમાં રાજ્ય કરતો હતો, ત્હેના વખતમાં દક્ષિણના કલ્યાણનગરમાં ચાલુકય વંશનો ભુવડ નામે રાજા રાજ્ય કરતો હતો. તે પણ ઘણો શુરો હતો. એ રાજા પાસે સોલ સુભટ હતા. તે ઘણા લાયક

અને રાજ્યના ખરેખરા હિતેચ્છુ હતા. તેઓએ લડાઇમાં કોઇ દીવસ પાછું પગલું ભર્યું નહી હતું. એ સુભટોમાં મીર સર્વ કરતાં શ્રેષ્ટ ગણાતો હતો. તે સર્વ કાળ રાજાની પાસેજ રહેતો હતો. જ્યારે જરૂર પડતી ત્યારે બીજા સુભટોને સૈન્ય લઇ બાહેરના દેશો જીતવા રાજા તરફથી હુકમ થતો પણ મીરને કોઇ દીવસ થયો નહોતો.

" એ ભુવડ રાજાએ પોતાના રાજ્યની આજુબાજુના સઘળા દેશો જીત્યા હતા. પણ ગુજરાત તેના તાબામાં આવ્યું ન હતું. ગુજરાતનો રાજા જયશેખર બળવાન, શૌર્યવાન, તેજસ્વિ અને ડાહ્યો હતો. તેની પાસે સંપત્તિ ઘણી હતી, અને સૈન્ય પણ અગણીત હતું. આ રાજા જીતાયો નથી એ વાત હજુ સુધી ભુવડ રાજાના જાણ્યામાંજ નહિ હતી. તેતો એમજ સમજતો હતો કે ગુજરાત સમેત સર્વ દેશ મ્હારે તાબે થયા છે.

" ભુવડ રાજાએ ઘણા દેશો લુટી દ્રવ્ય, હાથી, ઘોડા, રથ, ઉંટ આદી ઘણી સમૃદ્ધિ મેળવી હતી. તેને વિદ્યા હુન્નર ઉપર ઘણી પ્રીતિ હતી, તેથી દેશ દેશના વિદ્વાન અને કારીગરો કલ્યાણીમાં આવી વસ્યા હતા. ભુવડના દરબારમાં કામરાજ કવિ સર્વ કવિયોમાં શ્રેષ્ટ ગણાતો હતો. તેને રાજા પોતાના મિત્ર સમાન ગણતો હતો.

" એક વખત ભુવડ રાજા પોતાનો પાટવી કુંવર કરણ, મીર, વગેરે સુભટો, અને કામરાજ આદી કવિશ્વરોની સભા ભરી બેઠો હતો; તેવામાં ગુજરાતનો કવિ શંકર રાજાની કીર્તિ સાંભળી ફરતો ફરતો આવી પહોચ્યો, અને એક પોતાની રચેલી કવિતા કહી સંભળાવી, રાજા તેની કાવ્ય ચાતુરીથી ઘણો પ્રસન્ન થયો અને પોતાના કવી કામરાજને તેનો ઉત્તર આપવા આજ્ઞા કરી. પણ તેનાથી ઉત્તર અપાયો નહી તે જોઇ રાજાને ઘણો ખેદ થયો. રાજાએ શંકરને પુછ્યું તમો ક્યાંના રહીશ છો; ને એટલા દીવસ સુધી અપ્રસિદ્ધ કેમ રહ્યા ? કવિએ કહ્યું કે હું ગુજરાતમાં જયશેખર રાજાના રાજ્યમાં રહું છું. એમ કહી તેણે જયશિખરની બહાદુરીનાં ઘણું વખાણ કર્યાં તે સાંભળી રાજા ભુવડ ઘણો ખિન્ન થઇ પોતાના મ્હેલમાં ગયો, અને સુભટોને તેડાવી કહ્યું કે તમો તો કહેતા હતા કે ગુજરાત જીતાયું છે, પણ શંકર કવિના કહેવાથી તો તેમ થયું જણાતું નથી, માટે ખરૂં હોય તે કહો, ત્યારે ચંદ સુભટે કહ્યુ કે આબુગિરીથી આવતા રસ્તે જયશેખરના સાળા સુરપાળની ફોજ અમને ભેટમભેટ થઇ હતી, પણ તેને જીતવો વિષમ જાણી તે રસ્તો છોડી અમો બીજા રસ્તે થઇ સોરઠમાં ગયા.

" તે સાંભળી રાજાએ લશ્કર તૈયાર કરવા આજ્ઞા આપી "
(ભ. સં.)

ભુવડનું સૈન્ય ગુજરાત ઉપર આવ્યું અને લડાઇ થતાં જયશિખરે જીત મેળવી. મીર નાસીપાસ થઇ પાછો વળ્યો અને રસ્તામાં ત્હેને ભુવડ મળ્યો. ત્હેને ભુવડે હીમત આપી અને પોતે સૈન્યમાં સામેલ થઇ ચાલ્યો. પંચાસરને ઘેરો રાખ્યો. બાવનમે દીવસે પંચાસર પડયુ અને જયશેખર મરાયો. આ પ્રમાણે નાદાન દોસ્તે દુશ્મનની ગરજ સારી ગુજરાત પરદેશીના હાથમાં અપાવ્યું.

પરંતુ તેમ થવાને સર્જીત ન હતું. જયારે જયશેખર ઘેરાયલો હતો ત્યારે ત્હેણે પોતાના સાળા સુરપાળને બોલાવી ત્હેની સાથે ગર્ભવતી રાણી રૂપસુંદરીને જંગલમાં મોકલાવી દીધી ત્યાં આગળ રાણીએ એક પુત્ર-રત્નનો જન્મ આપ્યો, જેનો વનમાં જન્મ થવાથી તેનું નામ વન-રાજ રાખ્યું.

મિરાતે અહમદી આ સ્થળથી શરૂ થાય છે.

વનરાજે સ્વપરાક્રમ અને બાહુબળથી પોતાના પિતાનું રાજ્ય સંપા-દન કર્યું. અને ત્હેના વંશજોએ તે રાજ્ય ઘણુંજ વધાર્યું તે વંશનો છેલ્લો રાજા સાંમતસિંહ દારૂડીઓ હતો. ત્હેણે તેના ઘેનમાં પોતાના ભાણેજ મુળરાજને ગાદીએ બેસાડયો. ભાન આવ્યા પછી ત્હેણે ગાદી પાછી માગી. મુળરાજે મામાનું ખુન કર્યું અને આસપાસના માતુલ પક્ષના સગાઓનો નાશ કર્યો.

મુળરાજ સોલંકી વંશનો પહેલો રાજા હતો. આ વંશે ગુજરાતમાં ૧૬૦ વર્ષ રાજ્ય કર્યું અને તે વંશમાં ઘણા રાજાઓ પરાક્રમી અને મ્હા-ન્ નીવડયા. સોલંકીઓના સમયમાં ગુજરાત હિંદુસ્તાનમાં એક મહારાજ્ય ગણાવા લાગ્યું. આ વંશના ભિમદેવના વખતમાં ગીજનીના મહમદે ગુજ-રાત ઉપર સ્વારી કરી, સોમ્નાથનું દહેરૂં તોડયું. મુળરાજ પછી આ વંશનો પ્રખ્યાત પુરૂષ સિદ્ધરાજ જયસિંહ થયો. આ રાજાના વખતમાં મુસલમાન લોકોએ ખંભાતમાં વાસો કર્યો હતો. રાજા સિદ્ધરાજ જયસિં-હ વિદ્વાન, ન્યાયી, સદ્દગુણી, વિવેકી અને પરોપકારી હતો. આ રાજાના મરણ પછી સોલંકી વંશની પડતી આવી. છેલ્લા રાજા ભીમદેવે સાહાબુદ્દીન ઘોરી સાથે ટક્કર લીધી. ત્યારબાદ તે વંશના રાજાઓની કમ-તાકાતને લીધે હાથ નીચેના સરદારો સ્વતંત્ર થયા. અંતે વાઘેલ વંશના રાજાઓ પોતાની સત્તાને પ્રબળ બનાવી. વાઘેલ વંશના વખતમાં

ગુજરાતનું રાજ્ય પાછું પ્રબળ થવા લાગ્યું અને છેલ્લા રાજા કરણ વખતે ગુજરાત પ્રબળતર બન્યું હતું.

આપણી કથાની શરૂઆત વખતે રાજા કરણ વાઘેલાનું રાજ્ય તુટેલું હતું અને મુસલમાનોએ ગુજરાતનો કબજો લીધેલો હતો.

રાજા કરણ ગુજરાતનો છેલ્લો રજપુત રાજા હતો. ત્હેણે પોતાના બાહુબળથી તથા માનસીક સત્તાથી ગુજરાતની રાજ્ય વ્યવસ્થા સુધારી હતી. તે રાજા વિવેકી, નમ્ર અને બુદ્ધિશાળી હતો; રાજ્ય કારભારે કુશળ હતો. યોગ વિદ્યાભ્યાસ તથા વેદ વેદાંતનો ત્હેણે સારો અભ્યાસ કર્યો હતો. આટલા સદ્‌ગુણો સાથે ત્હેનામાં હઠ અને તુરંગી સ્વભાવ તે એજ મ્હોટામાં મ્હોટી ખામી હતી અને તેથીજ ત્હેણે રાજ્ય ખોયું હતું.

આ સમયે દિલ્હીમાં ખિલજી વંશનો અલ્લાઉદ્દીન રાજા પોતાના કાકા જલાલુદીનને કપટથી મારી ગાદીએ બેઠેલો હતો ત્હેની રાજ્ય લાલસા ગુજરાતની પડતીનું મુખ્ય કારણ હોવું જોઇએ એવું કેટલાક ઇતિહાસકારોનું માનવું છે, પરંતુ કેટલાક જુના કવિઓ તથા તવારીખ લખનારાઓ ત્હેની પડતીનું કારણ જુદુજ બનાવે છે કરણરાજાને માધવ નામે પ્રધાન હતો. ત્હેની સ્ત્રી બહુ ખુબસુરત હતી. રાજાને ત્હેણીને મેળવવા ઉત્કંઠા થઇ અને બ્હાનું કહાડી તે સુંદરીનું ત્હેણે હરણ કર્યું. આથી માધવે દીલ્હીના બાદશાહ પાસે જઇ સૈન્યની માગણી કરી ગુજરાત ઉપર સૈન્ય લાવ્યો અને પાટણ આગળ લડાઇમાં રાજા કરણની હાર થતાં, સમગ્ર ગુજરાતમાં મુસલમાની રાજ્ય સ્થાપન થયું.

---

# પ્રકરણ ૧૩.

## મતિમંદ માધવ.

ગુજરાતને પડતી દશામાં લાવનાર માધવનું ચરિત્ર આ સ્થળે આપવું યોગ્ય લાગે છે.

આ કથાના લેખકનો સ્નેહિ 'શિવાનુંજ' 'હતભાગ્ય માધવ' નામના લેખમાં લખે છેઃ—

* સુજ્ઞ વાંચકોને દૃષ્ટિ નાંખતાજ વિના વિલંબે જણાશે કે એ પ્રસિદ્ધ નર કોણ હતો. એ એક વડનગરા નાગર જ્ઞાતીના ગરીબ ગૃહસ્થને

* આર્ય-ભાનુ અંક ૨-૪.

ત્યાં જન્મેલો હતો. પુખ્ત ઉમરે પહોંચતાં ત્હેણે ધીરે ધીરે ગુર્જ્જર ભુપતિના રાજ્યમાં હલકી નોકરી મેળવી. પોતાની અક્કલ હુંશીઆરીથી આસ્તે આસ્તે લોકને પ્રિય થઇ, સરકારી નોકરોના માનીતા થઇ, યુક્તિ પ્રયુક્તિ વાપરી અને છેવટે સારંગદેવ રાજાના મરણ પછી કરણ રાજાને ગાદીએ બેસાડવામાં અગ્રણી થઇ એની મહેરબાની મેળવી. એવી હલકી નોકરીમાંથી પ્રધાનપદની માનવંતી પદ્વી મેળવી હતી. પ્રધાનપદપર આવ્યા પછી કેટલાક લોકોપયોગી કામો કરી ખેડુત વર્ગને, તેમજ વણીક વર્ગને, તેમજ લડાયક વર્ગને તેમજ બ્રાહ્મણ વર્ગને ખુશ કર્યા હતા. પણ એ સઘળું શાને વાસ્તે ? આપણી પવિત્ર ગુજરાતને વેરાન કરવા ? વહાલી ગુર્જરત્રાને પરતંત્ર કરવા ? અને આપણા સ્વદેશી બંધુઓને—ગુર્જ્જર માતાના વ્હાલા પુત્રોને—શું ધુળ ચાટતા કરવાને માટે ?

વાચક વૃંદ આ સઘળું વાંચી થોડોક સમય આશ્ચર્ય સાગરમાં તણાયા કરે એ સંભવીત છે; કારણ કે આવો અક્કલ હુંશીઆરી અને બુદ્ધિ ચાતુર્યવાળો માણસ કે જેણે થોડા ઘણા સર્વોપયોગી કામો પણ કરેલાં છે, તેણે દેશનું અકલ્યાણ કેવી રીતે કર્યું હશે ? પણ એના અવિચાર અને દુષ્ટકૃત્યથી તો ગુજરાતનું નશીબ ઉંધું વળી ગયું. જે દિવસથી એના નિંઘ કામનો અમલ શરૂ થયો તેજ દીવસથી આપણી વ્હાલી ગુર્જર માતાની સ્વતંત્રતાનો સુર્યાસ્ત થઈ ગયો ને તે એવો ને એટલે સુધી થયો કે સેંકડો વર્ષો સુધી આપણો ઉદય થાયજ નહી. ધિક્કાર છે એવા સ્વાર્થ સુખ તાકનાર દેશદ્રોહીને ! હાય ! હાય ! ! વ્હાલી ગુજરાત ! હાય !! વ્હાલા ગુજ્જર બંધુઓ ! ! એ પ્રસંગ એટલો બધો શોકજનક છે કે એ વાત વર્ણવતાં અંતઃકરણ શોકાંગારથી સળગી ઉઠે છે.

આસો સુદી દશમીની રાત્રીએ કરણરાજા નગરચર્ચા જોવા નીકળ્યો ને એએક વાગતામાં તો રાજ્યમહેલ તરફ પાછો ફર્યો એ દીવસે રાજાને જો દૈવી પ્રેરણાથી નગરચર્ચા જોવાનું મન ન થયું હોત તો એ વાત પણ ઘણે અંશે સંભવીત છે કે અદ્યાપિ પર્યંત પણ ગુજ્જરત્રા સ્વતંત્રતાના મીઠાં ફળ ચાખતી હોત. પણ એમ થવા દેવાની સર્વ શકિતમાન ઇશ્વરની ઇચ્છા નહિ હોય.

પાછા ફરતી વખતે વિષયી રાજાએ એક અનોપમ દેવાંગના સરખી રૂપવંતી મનોહર સ્ત્રી જોઇ કામવશ થયો ને ગમે તે પ્રકારે એ સ્ત્રીને પકડી મંગાવવાનો દૃઢ નિશ્ચય કર્યો.

એ સ્ત્રી આ વાર્તાના ×નાયકની પત્ની રૂપસુંદરી હતી. માધવને બીજે દિવસે પ્રાતઃકાળે રાજના કામ સારૂ તાબડતોબ બીજે ગામ જવાનો હુકમ થયો, ને તે પ્રમાણે ગયા પછી કામાંધ રાજાની આજ્ઞાથી માધવની સ્ત્રી રૂપસુંદરીને રાજ્યદૂતો જોર જુલમથી હરી ગયા. એ ઝપાઝપીમાં માધવનો નાનો ભાઇ કેશવ માર્યો ગયો. એની પાછળ એની સાધ્વી સ્ત્રી ગુણસુંદરી સતી થઈ.

બીજે દિવસે માધવ ગામથી આવ્યો ને તેને સર્વ વાતની માહિતી મળી જે ઉપરથી તે ઘણો શોકાતુર થયો. થોડાદિવસ અગાઉ પોતે કેવી સ્થીતીમાં હતો ને હાલ કેવી સ્થીતીમાં આવી પડયો એ વીષેનો વીચાર કરવા લાગ્યો ને એવી સ્થીતીમાં વૈરદેવીના ભયંકર પંજામાં સપડાયો. વેર લેવાની અનેક કલ્પનાઓ કર્યા પછી શું કરવું એ ન સુઝયાથી એજ વીચાર ઉપર મનન કરતો કરતો તે અર્ધ નિંદ્રાવશ થયો. તે વખતે ત્હેના જોવામાં એક અતીશય ખુબસુરત સ્ત્રી સન્મુખ ઉભેલી જણાઇ જેના આભાસથી તે પાછો જાગૃત થયો ને વૈરદેવી ધારી કરણ રાજા ઉપર વેર લેવાની યુકિત બતાવવાની વીનંતી કરી. જવાબ મળ્યો કે 'આરાસુર આવજે એટલે હું તને ઉપાય બતાવીશ.' આરાસુર જઇ માતાજીના દર્શન કરતી વખતે તેને એવું લાગ્યું કે માતાજી મ્લેચ્છ વેશમાં હતાં ને તેમના એક હસ્તમાં ખડગ હતું ને બીજા વડે એક પુરૂષને ચોટલીથી પકડેલો હતો પણ ચોટલી છુટી જવાથી માણસ મુકત થઇ નાશી જાય છે. આ ઉપરથી માધવે અનુમાન કર્યું કે દિલ્હિના મ્લેચ્છ પાદશાહ અલ્લા-ઉદ્દિન પાસે કરણ ઉપર વેર લેવા ચઢાઇ કરાવવી જોઇએ. એવા ઇરાદાથી એ દેશદ્રોહિ માણસે દિલ્હીનો રસ્તો લીધો.

કેટલાક સમયે ત્યાં પહોંચ્યા પછી ખીલજી પાદશાહના પાટવી શાહજાદા ખીજરખાંની જીંદગી પોતાની જીંદગીને જોખમમાં નાખી એકાએક બચાવ્યાથી ખુદ પાદશાહ સાથે વાતચીત કરવાની તક મેળવીને કરણ રાજાપર વેર લેવાના ગુપ્ત ઇરાદાથી ગુર્જરત્રાની દોલત તથા જાહોજલાલીથી વાકેફ કરી, આવો ફળદ્રુપ પ્રાંત મેળવવાની તક ન ચુકવી જોઇએ એવું દિલ્હિના અધિપતીના મનમાં બરોબર ઠસાવ્યું. એ મેળાપનું પરિણામ એ આવ્યું કે લડાઇના શોખીન એ તુર્ક પાદશાહે ગુર્જરત્રાપર વીના કારણે મોટું લશ્કર મોકલવાનું તે એ નીચ પુરૂષના કહેવાથી ગુર્જર ભુમીને ઉજડ બાવવાનું વચન આપ્યું.

× હતભાગ્ય માધવ.

દિલ્હિપતિના હુકમથી વજીર નુસરતખાં તથા રાજાના ભાઇ અલફ્‌ખાંની સરદારી નીચે માધવ સાથે એક મોટું બળવાન સૈન્ય મોકલવામાં આવ્યું. થોડી મુદતમાં ગુજરાતની સરહદપર આવી પહોંચ્યુ કે તરત નીચ બુદ્ધિના માધવે કેટલાક સરદારોને પોતાના જેવા દેશદ્રોહિ અને નિમકહરામી બનાવવા પ્રયત્નો કર્યાં. ધન્ય છે ત્હેમને કે તેઓ જરા પણ ડગ્યા નહોતા ને દેશ દાઝની ખાતર સ્વાત્માર્પણ કરવામાં લેશમાત્ર પણ આચકો ખાય એવા નહોતા. એ સમયના રાજપુત્રો સત્યવાદી, શુરવીરોના આબેહુબ નમુના હતા. રાજ્યમાં પેસતા પહેલાં માધવ પ્રધાનને મસલત કરવાની ખાતર રાત્રીના નવ વાગે અલપખાં તથા નુસરતખાંએ બોલાવ્યો. કેવી રીતનો હુમલો કરવો ને કયે કયે રસ્તેથી કરવો એ સઘળો નીશ્ચય કર્યા પછી માધવ મોડી રાત્રે પોતાના તંબુએ ગયો, ને નીદ્રા દેવીને પ્રસન્ન કરવાને ઘણા ફાંફા માર્યાં પણ ફાવ્યો નહિ ને કરેલી મસલતપર વીચાર કરતાં પોતાની આખી જીંદગીનો ચીતાર કલ્પના શક્તિમાં ખડો થયો. બધા બનાવો જોતાં ત્હેને લાગ્યું કે ' મારા અવિચારથી મારી વ્હાલી ગુજરાતપર અસંખ્ય આફ્તોનું વાદળું ચઢી આવ્યું છે! ને અલ્પ સમયમાં આફતોનો વરસાદ વરસશે એવી એને ખાત્રી થઇ. દેશાભિમાનને ધર્માભિમાનની વૃત્તિઓ, જે આ સમય સુધી વૈરના પ્રભાવ આગળ નિસ્તેજ થઇ ગઇ હતી તે સતેજ થઇ. મનુષ્ય પ્રાણીને અઘોર કાર્યો કર્યાનો જે અનહદ પશ્ચાતાપ થાય છે. તેવા દુર્ઘટ પશ્ચાતાપથી ભાનમાં આવેલા માધવનું અંતઃકરણ બળવા લાગ્યું, શોકસાગરમાં તે ડુબકાં ખાવા લાગ્યો, ને દેશની આફતના કારણરૂપ થવું એ વાતથી ત્હેનું અંતઃકરણ ચીરાવવા લાગ્યું. એક પ્રહર આવી સ્થિતિમાં ગાળ્યા પછી તે દુઃખી પ્રાણી નિંદ્રાવશ થયો અને સવાર થતાં લઢાઇના કામમાં સામેલ થયો. લઢાઇમાં કરણ તથા ત્હેના શુરા રજપુતો બાહાદુરીથી લઢ્યા પણ અંતે હાર થઇ ને ચારે દીશાએ વેરાઇ ગયા. ગુજરાતનું રાજ્ય એકે સપાટે કબજે થયું, ને માધવને સરત પ્રમાણે કારભાર મળ્યો. એની સ્ત્રી રૂપસુંદરી કે જે રાજ્ય મહેલમમાં હરણ થઇ ત્યારની સડયા કરતી હતી, ત્હેને યોગ્ય ક્રિયા કર્યા પછી સ્વીકારવામાં આવી પણ હવે માધવના દુઃખના દહાડા પાસે આવતા હતા. મુસલમાન સુબાઓ બદલાતા ગયા તેમ તેમ માધવનું માન ઘટતું ગયું. ધીરે ધીરે કારભાર લઇ લીધો અને કંઇક વાંક પડતાં તુરંગ વાસી થયો.

મહા મહેનતે રૂપસુંદરી દાગીના લઇ નાહી. સજા કરનાર સુબાના બદલાયા પછી લાંચ આપી માધવ નાશી છુટયો. પોતાની સ્ત્રીને મળી,

કરેલાં દુષ્ટ કૃત્યોથી મુકત થવાને જાત્રા જવા નીકળ્યો, તે પાટડી ગામમાં આવી પહોંચ્યો. ગાંડા હાથીના જુલ્લમથી ગાડું ભાંગી ગયું જેથી પતી પત્ની ચગદાયાં ને ઘાયલ થયાં. પાટડીના ઠાકોર શુરવીર હરપાળને પોતાની સમક્ષ આવવાની વીનંતી કરીને પોતાનો બધો એહેવાલ કહ્યો. જ્યારે હરપાળને ખબર પડી કે એ પુરૂષ ગુજરાતને પાયમાલ કરનાર, લોકોને તુરકડાઓના તાબેદાર બનાવનાર તથા સર્વ પ્રજાના દુઃખ તથા ચીંતાનું મૂળ કારણ—માધવ છે ત્યારે દેશાભિમાનના આવેશમાં તેની તરફ ગાળોનો વરસાદ વરસાવ્યો. માધવ આથી અતિશય પસ્તાવા લાગ્યો જેથી હરપાળને શાન્તિ થઈ. સાંજે થતાં સ્ત્રી સાથે વીશ્વેશ્વરના દર્શન કરી પાપ મુકત થવાની આશાએ કાશીનો રસ્તો લીધો ને એ પ્રમાણે ગુજરાતના શત્રુને હાથના કરેલાં હૈયે વાગ્યા. * આ ઉપરથી સુજ્ઞ વાંચકોને ખબર પડશે કે દેશના સઘળા શુરવીરોમાં જો એક પણ અક્કલહિન માણસ દેશ દ્રોહિ, કુટુંબ દ્રોહી તેમજ નીમક હરામી નીકળે તો આખા દેશને ધુળધાણી કરે એમાં લેશ માત્ર પણ સંશય નથી.

જેવી રીતે પ્રતાપી સંગરાણાના લશ્કરમાંથી હરામી તુઅરના ફુટવાથી રાણાજીની જીતની બાજી છતાં હાર થઈ, ને તેથી મુગલ બાદશાહને હિંદમાંથી હાંકી કઢાયો નહીં, જેથી હિંદના નસીબમાંથી સ્વતંત્રતાના સુધા ફળ ચાખવાનું સદાને વાસ્તે ગયું. તેવીજ રીતે આ નીચ વૃતિના વૈરના આવેસમાં અંધ થઇ ગયલા પાપીષ્ટ માધવના અધમાધમ કૃત્યથી ગુર્જરત્રા સેંકડો વર્ષને માટે પરતંત્ર થઇને વીર પુરૂષના સંખ્યા બંધ મોતથી અને માધવ સરખા દેશદ્રોહિ મનુષ્યોના પેંદા થવાથી વીર વાંઝણી થઇ.

## શિખરિણી.

અરે રે પાપીષ્ટા ! ક્રુર પુરૂષ તૂં તો કયમ થયો. ?
બધા તારી માના ગુણ, જરૂર તૂં તો ભુલી ગયો. !
ફસાવી ત્હેને તો તુરક મરદોના કર મહીં.
લીધો ત્હેં શો લ્હાવો અધમ મતિ આંવી ઉર લહિ. ?

× × × ×

માધવના કૃત્યથી વાઘેલ વંશનો અંત આવ્યો અને તે સાથે ગુજરાતનું હિંદુ રાજ્ય પડી ભાગ્યું—રજપુત રાજ્ય રગદોળાયું. ગુજરાતનું

* આ અરસામાંજ આપણી કથાની સ્થિતિ છે.

હિંદુ રાજ્ય અનેક સૈકાઓ પર્યંત રહ્યું હતું. ગુજરાતના ઘણા રાજાઓ જગતના ઇતિહાસે પ્રખ્યાત થયેલા એનેક શુરવિર સેનાપતિઓ, રાજાઓ વગેરેની પંક્તિમાં મુકી શકાય એવા થયેલા છે. પરંતુ હતભાગ્ય ગુજરાત કે તેઓના નામજ રહેલાં છે. ગુજરાતમાં અદ્યાપિ પર્યંત તે રાજાઓના નામ અમર રાખી ત્હેમની રીતી, કરણીનું જગતને ભાન કરાવનાર, તથા ત્હેમના શૌર્ય, વિનયઆદિ દર્શાવિ પાશ્ચાત્ય પ્રજાના મ્હાન પુરૂષોથી તેઓ જરા પણ ઉતરતા નહતા તે દર્શાવનાર, ઇતિહાસકાર બન્યો નથી. ગુજરાતનો આખો ઈતિહાસ—જો કે તે બરોબર પુરેપુરો ખબર નથી તદપિ જેટલો છે તે વાંચતા ગુજરાતીઓની હાલની તથા તે વખતની સ્થિતિમાં કેટલો બધો ફેરફાર છે નો ચિતાર સ્વતઃ ત્હેઆઓડુગ દૃષ્ટિ સન્મુખ ખડો થાય છે.

ગુજરાતના રાજ્યનો વાવટો ઉત્તરે આબુ પર્વતની પણ પેલી તરફ ઝાલોર સુધી ઉડતો હતો. કચ્છ અને દક્ષિણનો કેટલોક ભાગ ગુજરાતના તાબામાં હતો. અને એક વખત એવો પણ હતો કે માળવાનું રાજ્ય ગુજરાતના રાજ્યનું ખંડીઉ રાજ્ય ગણાતું હતું. સિંધ ઉપર જીત મેળવી હતી. રાજાઓ જો કે હર હમેશ યુદ્ધમાં સામેલ રહેતા હતા તે છતાં પ્રજાના સુખની વૃદ્ધિ કરવાની તેઓ કાળજી રાખતા હતા, અને તેમના સંતોષેજ પોતાનો અભ્યુદય છે એમ માનતા હતા.

જે સમયે વનરાજે રાજ્ય સ્થાપન કર્યું તે વખતે ગુજરાત દેશનો ઘણો ભાગ ઉજ્જડ તથા વેરાન હતો. દેશમાં લક્ષ્મી હતી નહી. લોકો ખાવા પીવામાં હેરાન હતા. અને પરદેશી લોકોને લુંટીને જેમ તેમ કરીને પોતાનું ગુજરાન ચલાવતા. પરંતુ જ્યારે ગુજરાતના રાજ્યનો અંત આવ્યો ત્યારે દેશમાં ઠેરઠેર લક્ષ્મી રેલછેલ કરતી હતી. લોકો ઠેરઠેર વસેલા હતા ચિત્રકળા, અને કૌશલ્યને રાજાઓ તરફથી આશ્રય હતો. આ વિશેનો પ્રત્યક્ષ પુરાવો આબુ પર્વત ઉપરના દેવાલયો તથા એવા બીજા અન્ય ઠેકાણે છે. પ્રજાને રાજા ઉપર પ્રિતિ હતી અને રાજાને પ્રજા ઉપર વિશ્વાસ હતો. લોકોને રાજાના અધિકારીઓ તરફથી કદાપિ પણ અન્યાય થતો નહી તથા જુલમનું નામ જણાતું નહતું. લુંટફાટ અને ધાડ, ચોરી ક્વચીતજ સંભળાતાં વેપારની વૃદ્ધિ થતાં વસ્તિ આબાદ બની હતી.

ઇસ્ત્રીસનના સાતમા સૈકામાં ચીનાઇ મુસાફર હુએનસેંગ આવ્યો તે વખતે વલ્લભિપુરના લોકો વિદેશીય વેપાર ઘણોજ કરતા હતા. સૌરાષ્ટ્ર દેશમાં ઘણાજ સારાં બંદરો હોવાથી તે દેશ પરદેશી વેપાર માટે ઘ-

ણીજ સુગમ હતો અને જળ માર્ગે વેપાર કરવાથી પરદેશનો ઘણો પૈસો આવ્યો હતો. વળી એમ પણ કહેવાય છે કે હીંદુ રાજ્યની પુર્ણ જાહોજલાળી તે સમયે પાટન નગરમાં એક કરોડની દોલત વાળા ૧૦૦ કુટુંબો હતા એમ અમે ઉપર કહેલું છે.

ગુજરાતમાં મુખ્ય ધર્મો બૌદ્ધ, બ્રાહ્મણ અને જૈન હતા. એ ધર્મો વાળાઓ અંદર અંદર કલહ કર્યા કરતા હતા, પરંતુ રાજ્ય તર્ફથી કોઇ પણ ધર્મ વાળાને દુઃખ થતું હતું નહીં. પ્રજાના દરેક જણને મરજીમાં આવે તે ધર્મ પાળવાની છુટ હતી, રાજાઓ એક ધર્મ પાળતા હતા નહી. જે રાજાને જે ધર્મ સારો લાગે તે ધર્મ તે પાળતો હતો. ગુજરાતના સારા નસીબે કોઇ પણ હીંદુ રાજા એવો નીકળ્યો નથી કે જેને એક ધર્મ સારૂ બીજા ધર્મ વાળાઓને દુઃખ દીધુ હોય.

આ રીતે લોકો પૈસે, ટકે, રાજ્યે તથા ધર્મે એ સર્વ વાતે સુખી હતા અને દેશ પુર્ણ જાહોજલાળીમાં હતો અને તેથી આખા હીંદુસ્થાનમાં આ દેશની લક્ષ્મી સારૂ ઇર્ષ્યા થતી હતી.

# પ્રકરણ ૧૪

## મૃત્યુથી બીજી અવસ્થા.

**સમય**—બપોર થવા આવ્યો છે. **સ્થલ**—રામ ઘાટની તળેટી છે. આ સ્થળે કેટલાક ભૈયાજીઓ પથ્થરો એક ઉપર એક મુકી ત્હેના બનાવેલા ચુલા ઉપર ઘઉંની બાટીઓ શેકતા બેઠેલા છે. આસપાસ થોડે દૂર સુધી લીલોત્રી ઘણીજ આનંદમય લાગે છે. સૂર્ય ધીરે ધીરે માથા ઉપર આવવા યત્ન કરે છે. તે જોઇ ભૈયાજીઓ બાટી સેકી જલ્દી તૈયાર કરવા મચી રહ્યા છે. નજીકના વડની ઝાડની ડાળીઓ સાથે તેઓએ પોતપોતાના ઘોડાઓ બાંધેલા છે. ઘોડાપર બેસવાની ગાદીઓ અત્યારે ઉતારી લઇ લીલી ઘાસવાળી ભુમી ઉપર મુકેલી છે અને ઘોડાઓની લગામો ઘોડાઓની ડોકમાં લટકે છે. ઘોડાઓ વડ તળે ઉગેલું લીલુ ઘાસ મ્હોંમાં લઇ ચાવતા ઉભા છે.

મનુષ્યો અગીઆર છે. ૭ ભૈયાજી ચાર મેનાવાળા અને એક ઘવાયલી સ્ત્રી, તે સ્ત્રીનું વર્ણન કરતા કવી તરતજ ત્હેને 'અમરા વતિની

સુંદરીઓને ઘડીક પાણી ભરાવે એવી અલૌકિક પ્રતિમા' રૂપે વર્ણવે. આ સ્ત્રીની ઉમર આશરે ૨૨ વર્ષની હોય એમ લાગે છે. અત્યારે ત્હેનું મુખ જો કે ફીકુ પડેલું હતું તદપિ જ્યારે તે સ્ત્રી પોતાની પૂર્ણ તન્દુરસ્તી ભોગવતિ હશે તે સમયે ત્હેનુ મુખ ઘણુંજ રમણીય લાગતું હશે. અત્યારે ત્હેના શરીરમાંથી રકત ધારા વહન કરતી અટકાવવાને કેટલેક ઠેકાણે પાટાઓ બાંધેલ છે. અને તેમ કરવા છતાં પણ કોઇ કોઇ ઠેકાણેથી રકત ધારા વહન કરતી હતી. ભૈયાજીઓ નીચે જમીન ઉપર બેઠા હતા. અને તે સ્ત્રી પાસે પડેલા સુંદર મ્યાનામાં મસરૂની તલાઇ ઉપર બેભાન અવસ્થામાં પડેલી હતી. ત્હેનું વદન બેબાકલુ લાગતું હતું. અને ત્હેને ત્હેના શરીરના ઉપરના વસ્ત્રનું ભાન જરા પણ હતું નહીં. હૃદયની અંદર અતિશય ભયભિત થયેલી હતી એમ ત્હેના હૃદયના ધબકારાથી ધરાતું હતું. મ્યાનો ઉચકનારા મ્યાનાની પાસે બેઠેલા હતા. તેઓ કામતો ચલમ ફુંકવાનું કરતા હતા તદપિ તેમની દ્રષ્ટિ ભૈયાજીની બાટી ઉપરજ હતી. તેઓના નાકમાં તે શેકાતી બાટીઓનો પમરાટ ઘુસી જવાથી તેઓનું મન સ્વર્ગમાંથી નર્કમાં અને નર્કમાથી ભુમી તળમાં ભટકયા કરતુ હતું તેઓના ગાગર જેવા પેટમાં જાણે કુતરી વીઆઇને નાના ભોટીલા મુકી બહાર નીકળી ગઇ હોય અને માતાના વિયોગે ભુખ્યા ભોટીલાઓ ધાવવાને માટે ગર્જના કરતા હોય તેવો અવાજ તેમના પેટમાં થઇ રહયો હતો. તેઓની આંખો બીજા દેખનારને તો ચલમ સ્હામી લાગતી હતી તથાપિ તેઓ બાડી આંખે બાટી તરફ જોઇ રહેલા હતા.

ભૈયાજીની બાટી થોડો વારે શેકાઇ ગઇ અને તે શેકાયા પછી જોતજોતામાં ત્હેની વરાળ કયાં જતી રહી તે માટે પેલા બીચારા મ્યાનો ઉપાડનારા વિચાર કરે તે પહેલાં તો ભૈયાજીઓ ઘોડાપર જીન નાંખી હથીઆર સજી ઘોડેસ્વાર થયા. ભુખથી જેઓના પેટ કાશી યાત્રા કરવા ગયલા એવા ચાર હમાલોએ મ્યાનો ઉચકયો અને સઘળી ટોળી માર્ગે પડી.

દિવસ શિયાળાનો હતો. વસંતરૂતુ બેસી ગઇ હતી તેથી આ તડકા વખતે મુસાફરી કરવી કાંઇ દુઃખદ લાગતી હતી નહી. સઘળી સ્વારી ધીમે ધીમે ચાલતાં આશરે બે એક કલાક ચાલ્યા પછી એક ગામડામાં બપોરનો ઢાલો કરવા મુકામ નાંખ્યો. મ્યાના ઉપાડનારાઓએ તે ગામડામાં જઇ જે કાંઇ મલે તે લઇને ખાધું અને થોડીવારે તૈયાર થઇ પાછા આવી પહોંચ્યા. આશરે કલાકેક રોકાઇ સઘળાએ મજલ કાપવા માંડી.

૭ સાતેક કલાક સુધી મુસાફરી કરી અંતે તે ટોળી પોતનપુરના

પડી ભાગેલા દરવાજામાંથી પસાર થઇ રાજ્યમ્હેલ આગળ આવી પહોંચી. ઘોડેસ્વાર ભૈયાજીઓ ઘોડેથી ઉતરી પડ્યા અને મ્યાનામાં સુતેલી સ્ત્રીને આસ્તેથી ઉચકી મ્હેલમાં દાખલ કરી.

રાત્રિ થઇ ગઇ હતી. કૃષ્ણ પક્ષ હતી, તેથી પોતનપુરમાં આ લોકો આવ્યા ત્યાં સુધી ચંદ્રોદય થયેલો નહોતો. ઘવાયલી સ્ત્રીને મ્હેલમાં દાખલ કરી ત્યાં સુધી ચંદ્રે પોતાનું મ્હોં બતાવ્યું નહતું. હવે જ્યારે તે સ્ત્રી પોતાના કષ્ટથી કષ્ટાતી પલંગપર નંખાઇ ત્યારે ચંદ્રે પોતાના આલ્હાદક કીરણો પ્રસરાવી સર્વત્ર અજવાળુ કર્યું. ચંદ્રનું અજવાળુ પોતનપુરના રાજ્યમ્હેલ ઉપર પડતાંજ તે મ્હેલની સ્થિતિ કેવી હતી તે જણાઇ આવી.

પોતનપુરનો રાજ્યમ્હેલ ઘણો પ્રાચિન હતો. ત્હેનો કેટલોક ભાગ કાળના સપાટાએ કરીને પડી ભાગેલો હતો. પરંતુ ત્હેને સમરાવી લેવાને નાણાંની જોગવાઇ નહતી કે ત્હેના માલિકની આળસાઈ હતી તે ખબર પડવી મુશ્કેલ છે. ઘાયલ થયેલી સ્ત્રી સુતી હતી તે દીવાનખાનું જોતાં તે નિરંતર વપરાશમાં આવતું હોય તેમ ભાસ થતો હતો.

દીવાનખાનું ભવ્ય અને ઉંચું હતું. દીવાનખાનાને ચોતરફ બારીઓ હતી. એક બાજુની બારીઓ પોતનપુરના ભાગેલા કોટ તરફ પડતી હતી, અને ત્હેની સામેની બારીઓ પાસેના બાગમાં પડતી હતી ત્હેની જમણી તરફની બારીઓ મ્હેલના વિશાળ ચોકમાં પડતી હતી અને ત્હેની સામેની બારીઓ ન્હાના તલાવ ઉપર પડતી હતી. આથી કરીને ચારે બાજુઓ ખુલ્લી હતી. તેથી આ દીવાનખાનામાં પવન-મંદ મંદ અને શિતળ-આખો દીવસ આવ્યા કરતો હતો. હાલમાં વસંતરૂતુ હોવાથી સર્વ પક્ષીઓ આનંદમાં છે. બારીઓ બ્હાર-દૃષ્ટિ ફેંકતાં દરેક પક્ષી પોતાની માદા સહીત જોવામાં આવે છે.

વસંતરૂતુ યુવાવસ્થાએ આવનાર વિરહી મનુષ્યને ઘણીજ દુ:ખમય લાગે છે એમ કેટલાક કહે છે. જો તે સત્ય હોય તો અત્યારે આ સ્હામા બેઠેલાં પક્ષીઓ જે સુખનો સ્વાદ અનુભવતાં હશે તે અલૌકિકજ હશે ! અને તે સઘળા આનંદે આલ્હાદતાજ હશે !

મ્હેલ બ્હારનો દેખાવ આવો આનંદમય છે પણ મ્હેલની અંદરનો દેખાવ શોકમય છે. ઘાયલ થયેલી સ્ત્રી બેશુદ્ધ છે પાસે બે ચાર દાસીઓ આમ તેમ પવન નાંખે છે તથા ત્હેને જાગૃત કરવા યત્ન કરે છે. અને ત્હેના ઉપચારો કરતા પલંગ પાસે એક બાહોશ વૈદ્ય બેઠેલા છે.

મ્હેલની બ્હાર સૌ શાંત છે મ્હેલમાં સૌ શાંત છે. બ્હાર આનંદને

લીધે શાંતતા છે. અંદર શોકને લીધે શાંતતા છે. કોઇ કાંઇ શબ્દ બોલતું નથી. વૈદ્યની દવા ઘસવાના ઓરસીઆનો અવાજ કોઇ કોઈ વખત શાંતતાનો ભંગ કરે છે.

સમય ઝપાટાબંધ પસાર થવા લાગ્યો. મધ્ય રાત્રીનો સમય થવા આવ્યો. હજુ પણ તે સ્ત્રીની તેજ અવસ્થા છે. થોડીવારે તે વૈદ્યના ઉપચારે ત્હેનામાં ભાન આવ્યું અને શુદ્ધિ આવી. શુદ્ધિ આવતાંજ તે આ અપરિચિત સ્થાનને જોવા લાગી. ત્હેણે જે સુખનો ત્યાગ કર્યો હતો તે સુખ ત્હેને ફરી આવેલું લાગ્યું. જે જે બિનાઓ બની ગઇ તે તે બધી સ્વપ્નમય ભાસવા લાગી. ત્હેને વાગેલા ઘા ભુલાવાઇ ગયા અને તે કયાં છે ત્હેનાજ વિચાર ત્હેને થવા લાગ્યા.

ત્હેણે દાસીઓને અનેક પ્રશ્ન કર્યા પરંતુ ત્હેને કોઇએ જવાબ આપ્યો નહી. વાચા વગરની હાલતી ચાલતી પુતળીઓની માફક મૌનવ્રત અંગીકાર કરેલી દાસીઓને જોઇ તે આશ્ચર્ય પામી. તે મનમાં ધારવા લાગી. ' દૈવ ! ત્હારી ગતી વીચીત્રજ છે. એક દુ:ખમાંથી છોડાવી બીજામાં નાંખી. મૃત્યુ થયું હોત તો ઠીક પરંતુ ત્હેં આ મૃત્યુથી ઉતરતી અવસ્થામાં કેમ નાખી ? શું ત્હને દયા નથી? આ પાપીણીને તું કયાં સુધી જીવવા દેઇશ ?

એક દિવસ, બે દિવસ એમ અનુક્રમે ચાર દીવસ અંતે વીતી ગયા, ને પથારીમાંથી ઉઠી દીવાનખાનામાં ફરવા જેટલી હુંશીયારી આવતાં સારવારમાં રાખેલી સ્ત્રીઓ દીવાનખાનું છોડી ગઇ. દાસીઓની વિચિત્ર ઢબપર અનેક વિચાર કરતી તે હિણભાગ્ય સ્ત્રી પોતાના મનમાં ઘણી મુંઝાવા લાગી. એક મ્હોટા રાજ્યમહેલમાં જાતે તથા પંડે એકલી પડયાથી ત્હેના મનમાં તરંગો ત્હેને ઝંપીને બેસવા દેતા નહીં. અનેક તર્ક વિતર્કની ભ્રમ જાળમાં ગુંચવાઇ જતી ત્હેની મન શકિત મંદ થઇ જવાની અણી ઉપર આવી. વર્તમાન સ્થિતિ વિષે કયો માર્ગ અંગિકાર કરવો તે નક્કી કરતાં ત્હેનું મન ગુંચાવવા લાગ્યું. નાશી જવાનો લાગ સહેજ હતો. તે ઉપર ત્હેનો ખ્યાલ દોડી શકતો હતો, પણ તેમ કરીને પણ ભવિષ્યની આપત્તિ સાથ ટક્કરતો ઝીલવી કર્મે લખી હતી; તેમ ત્હેનું મન શાક્ષિ પુરતું હોય તેવી વર્તણુંક હતી. દીવાનખાનામાં કેટલાક આંટા મારી તે ત્હેનો દિવ્ય શણગાર નીહાળવા લાગી. સુંદર રંગીન ભીંતો સાથે ટાંગેલાં ખુબ સુરતીના અનેક ચિત્રો તે બેબાકળી થઇ તપાસવા લાગી. નકશી કામથી પુર એવી શુશોભિત દીવાનખાનાની છાજગમ ઘડી તે જોતી, તો ઘડીક

ઉઘાડી બારી કને જઇ બહારનો દેખાવ જોતી. મહેલની બહાર થોડે છેટે શહેરનો પડી ભાગેલો કોટ હતો. કોટનું છોલાણુ ઠેકઠેકાણે ઘસાઇ પીસાઇ ગયલું હતું. કેટલાક પથ્થરો રસ્તાપર પડી નાહક વટે માર્ગુને હેરાનગતીમાં ઉતારી પોતાનું નીમકહરામપણું સાબીત કરી આપતા હતા. બહારના દેખાવમાં એ બીનસમાર કોટ શિવાય નજર ખેંચે તેવું બીજું કાંઇ નહતું. મનરંજન કરે એવો એક પણ દેખાવ એ ભવ્ય મહેલની બારી વાટે જોવા માટે તે બાપડી ભાગ્યશાળી થાય તેમ નહતું.

દાસીઓને ગયાને એક કલાક વીતી ગયો તે દરમીઆન અનેકવાર તે બારી કને ગઇ, પણ એક પુરૂષ કે સ્ત્રીને જાહેર રસ્તાપર થઇ જતાં જોઇ શકી નહીં. જ્હેને જોઇ શકી તે માત્ર પડી ભાગેલા કોટના ગબારામાંથી થોડી થોડીવારે કુતરાઓ પસાર થઇ શહેરમાં આવતાં અથવા જતાં, કે કોઇ છુટું મુકેલું કે નધણીઆતું ઢોર કોઠની કડે કડે ઉગેલું ઘાસ ચરતું હતું તે હતું.

સખત મજુરી કરી, થાકી જઇ, કમરે હાથ મુકી મજુરો સમી સાંજે ઘર ભણી વળતા હોય, તેમ આખા દિવસની નોકરીના થાકે મંદગતિએ, તેજહીણુ થઇ ગયેલો સૂર્ય પોતનપુરના રાજ્ય મહેલની બારીવાટે દુરના ભાગમાં જગતના કિનારાના ભાલસમ દેખાતા મોટા વૃક્ષની પાછળ સંતાઇ ગયો ત્યારે તે બાપડીના પેટમાં ફાળ પડો, નિરાશ થઇ તે પલંગપર ચતીપાટ પડી. ત્હેના વિચાર તરંગ ચાલ્યા, 'અરે! હવે આ અંધકારમાં હું અહીં એકલી! દાસીઓ પણ ચાલી ગઇ. હું કયાં આવી અને કયાં છું તે પણ મ્હને માલુમ નથી. મ્હને પાછી દૈવે એકાંતમાં મોકલી. આ પાપિણીને શું કામ મૃત્યુના મુખથી બચાવી? જો તેમ ના કર્યું હોત તો આ દેહનો પાપી પ્રાણ ત્હારા સનમુખ ઉભો રહી ઇન્સાફ સાંભળી હે પ્રભુ! પોતાની શિક્ષા ભોગવતો હોત. હજુ પણ કર્મે કેટલા દુઃખ લખેલા છે તે માલુમ નથી. આ એકાંત સ્થળે મ્હને એકલીને આખી રાત—અંધારી રાતે કેમ ગમશે? હશે જેમ થનાર હોય તેમ થાય. કલંકિની ને વધારે શું જોઇએ?" આટલું બડબડી, લાંબી હાય મારી, પલંગપર પડેલી યુવતિએ પોતાના ચક્ષુ ઉંચે આકાશ તરફ કરતી હોય તેમ કર્યા અને ગંભિરાકૃતિથી વિચારમાં પડી.

તેજ ક્ષણે દીવાનખાનાનું દ્વાર ઉઘડયું. અને પુખ્ત ઉમરના એક વૃદ્ધ પુરૂષે અંદર પ્રવેશ કર્યો—પલંગકને આવી તે બોલ્યો.

"વિજયદુર્ગના વિજયસિંહ મહારાજે મને આજ્ઞા કરી છે કે

આપની પ્રકૃતિ હવે પુરતા આનંદને પામી હોય તો તેઓ ત્હમારી મુલાકાત લેવા આતુર છે. ”

“ વિજયદુર્ગનો વિજય ? આશ્ચર્ય પામીને ઘાયલ થયેલી સ્ત્રી મનમાં બોલી ઉઠી અને કહ્યું. ભલે આ કિંકરી, સંકટ સમયે રક્ષણ કરનારના દર્શન માટે અત્યંતાતુર છે. ”

વૃદ્ધ પુરૂષ ગયો અને તે સ્ત્રી વિચારમાં પડી. “ રાજા આવે છે તે તો ખરૂ પરંતુ અત્યારે—આ સમયે-આવવાનું કારણ શું ? રાત્રિનો વખત છે તો મ્હેં જો ના પાડી હોત તો સારૂ થાત સ્હવારમાં મળત. પણ હવે વિજયી વિજયદુર્ગના વિજયી વિજસિંહ સારૂ—ત્હેના આગમન અને વાતો સારૂ તૈયાર થા. ”

આ બોલી તે રાજાની વાટ જોતી પલંગપર બેઠી થઇ. પરંતુ તેમ તેનાથી વધુ વાર ટકી રહેવાયું નહી. ત્હેણે ઘાથી ઘણું લોહી ખોયેલું હતું અને હજુ પણ તદ્દન આરામ થયેલો હતો નહી તેથી તે પાછી પલંગપર પડી. મનમાં ત્હેને પોતાની દુદર્શાના વિચાર થવા લાગ્યા. પોતાના પાપ કર્મના વિચારો એક પછી એક ઉદ્દભવા લાગ્યા. અને તે સાથે પશ્ચાતાપની લાગણી અને છેલ્લા તે લાગણી સાથે ખુન કરતાં નહી થયેલી ભયંકર કમકમાટી થવા લાગી અને પારકો પ્રાણ લેતી વેળા નહીં પીંગળેલું એવું સખ્ત હૃદય પીંગળ્યું અને કોમળ બન્યું.

---

# પ્રકરણ ૧૫.

---

## કલંકિની.

---

તે વૃદ્ધ પુરૂષ તે યૌવનાનો ઉતર લઇને ગયો ત્યારબાદ થોડા સમયે રાજા વિજયસિંહ દાખલ થયા.

વિજયદુર્ગના વિજયસિંહ મહારાજની ઉમ્મર આશરે ૩૫ વર્ષની હશે. શરીરનો બાંધો મજબુત તથા કદાવર હતો. મુખાકૃતિ ભવ્ય હતી. નેત્રો શૌર્યનું તેજ દર્શાવતા હતા. ક્ષત્રીય રક્ત રગે રગ વ્હેતું હતું: મુખાકૃતિ ઉપરથી મનુષ્યની પરીક્ષા કરનાર મનુષ્ય મહારાજાનું મુખ જોઇ તરતજ કહી આપી શકે એમ હતું કે ત્હેનામાં સ્નેહ, વાત્સલ્ય, એક નિષ્ટા,

ધર્મિષ્ટપણું, ઉદ્યોગ તથા ખંત હોવા જોઇએ.

પોતનપુર વિજયદુર્ગથી બહુ દૂર હતું નહીં પોતનપુર અને વિજયદુર્ગ વચ્ચે નિર્મલ અને સ્વાદિષ્ટ જળવાળી ભોગાવતિ સરિતા વહન કરતી હતી. ભોગાવતી ઉપર રાજ્યને ખર્ચે એક સુંદર પુલ બાંધેલો હતો.

વિજયદુર્ગના રાજ્યનો વિસ્તાર મોટો હતો. એ રાજ્ય શૈલપુરના રાજ્ય કરતાં ઉતરતે દરજ્જે હતું નહિ, આ રાજ્ય વિજયસિંહના વડીલોએ રાજ્ય સેવા કરી ગુજરાતના આગળના રાજાઓ પાસેથી પ્રાપ્ત કર્યું હતું. ત્હેમના વંશજોએ અવાર્ય જાતના કેટલાક લોકો ઉપર જીત મેળવી અથવા અનેક બીજા કારણોથી ધીમે ધીમે રાજ્ય વધાર્યું હતું.

એક દીવસે સાયંકાળનો સુરમણીય પવન મૃદુ મૃદુ વાતો હતો. સુર્યદેવતા અસ્ત થવાની તૈયારીમાં હતા, આ વખતે મહારાજા એક બારીએ ઉભા રહી સૃષ્ટિ સૌંદર્ય નિહાળતા હતા, તેવામાં તેમને એક ભૈયાજીએ આવી એક યૌવના વિશે વાત કરી. અને તે સુંદરી નદીના કીનારે કેવી હાલતમાં મળી આવી હતી અને ત્હેના મનની સ્થિતિ કેવી હતી તે બાબતનું યથાસ્થિત વર્ણન કર્યું આ સાંભળી ત્હેમણે તે યૌવનાને પોતનપુરના રાજ્ય મ્હેલમાં ઉતારો આપવા હુકમ કર્યો હતો. ઘવાયલી સ્ત્રીની દવા કરવા એક હુંશીઆર રાજ્ય વૈદ્યને રોકેલ હતો અને દરરોજ તે અપરિચિત યુવતિની ખબર કહાડતા માલુમ પડયું કે ત્હેણી સારી સ્થિતિમાં છે તેથી ત્હેની સેવામાંના દાસ દાસીઓને દુર કરી જોયતાજ માણસો રાખ્યા. અને તે યૌવના હરી ફરી શકે એવી હાલતમાં છે તેથી તે તે સ્ત્રીને મળવા પોતનપુર આવ્યા હતા.

વિજયસિંહ દાખલ થયા કે તરતજ તે વનિતા ત્હેમના માનમાં ઉભી થઇ. વિજયસિંહ ' આમ કરવાનું પ્રયોજન નથી ' કહી તે પાસેના પલંગ ઉપર બેઠા.

જો કે તે સુંદરી નીચે મુખે જોઈ રહી હતી, તોએ તે શરમ દૂર કરી બોલી, રાજ્ય વંશીઓને અમારે—સ્ત્રી જાતને શી રીતે માન આપવું જોઇએ તે બાબત અમો સ્ત્રીઓ અભણ હોઇએ તો માફ કરશો પરંતુ જે જે રીવાજો હોય તે પ્રમાણે કરવુંજ યોગ્ય છે. '.

" તે બાબત વિષે મ્હારે કશું કહેવાનું નથી. પરંતુ જ્યારે તહમો માંદા છો ત્યારે તહમારે આચાર વિચાર વિચારવાનું કામ નથી. તહમારી તબીયત કેમ છે? ઠીક છેના ? "

" જીહા તબીયત તો હવે ઠીક છે "

" હું ફક્ત તેજ માટે આવ્યો હતો મારે બીજી પણ વિનંતી કરવાની છે "

" જેવી આપની ઇચ્છા. રક્ષકની આજ્ઞા માનવા કિંકરી તૈયાર છે."

" આપ કોણ છો ત્હેની ઓળખાણ આપશો ? "

" આપની પાસે મારે કહેવાનો કશો પણ બાધ નથી પરંતુ મ્હારૂં ઓળખાણ આપને થવાથી આપને કાંઇ લાભ થશે નહી."

" લાભ નહી થાય તો હાની થવાનો તો સંભવ નથી ના ? જો એમ હોય તો મારે જાણવાની ઇચ્છા નથી. "

" હાની થવાની અશક્ય છે. પરંતુ મ્હારા જેવી દુર્ભાગિણી સ્ત્રીનું વૃતાંત સાંભળવાથી આપના મનમાં વિચિત્ર અસર થશે. મ્હારા જેવી હતભાગિણી સ્ત્રીનું જીવનવૃત્તાંત કાળુ-સ્હામેના વાદળા જેવું શ્યામ છે. મ્હેં ઘણાં દુષ્કર્મો કર્યાં છે અને અંતે તેજ સર્વે પાપો નડયાં છે. "

" તદપિ જો હું ત્હમારા દુઃખમાં ભાગ લઇ શકું એમ હોય તો કહેવાને હરકત નહીં હોય ? "

તે સ્ત્રીએ પોતાનો બધો અહેવાલ કહ્યો.

વિજયસિંહ બોલ્યા. " ઠીક તો તમે અમરગઢના નાગદેવની પુત્રી છો ? હમારે મહારાજા નાગદેવ સાથે ઘણો ગાઢો સંબંધ છે, તેથી જો ત્હમારી ઇચ્છા હોય તો ત્હમને ત્યાં મોકલું.

" જી ના, મ્હેં હતભાગિણીએ ઘણાં દુષ્કૃત્યો કર્યાં છે. આપની જો કૃપા હોય તો મ્હને શૈલપુર મોકલો.

" શૈલપુર જઇ શું કરશો ? "

" મ્હારૂં બાકીનું જીવન ત્યાંજ ગાળીશ. "

" અમરગઢ જવાને વાંધો છે ? "

" મ્હેં એકવાર પિતાનું ઘર છોડયું છે. હવે પાછી શું મ્હોં લઇને જઉ ? મ્હારી વાત ઉપર હવે શી રીતે ભરોસો આવશે ? મ્હારી ખરી બીના પણ તે માનશે નહી. મ્હને શૈલપુર જવા દો. "

" જેવી ત્હમારી ઇચ્છા. પરંતુ જ્યાં સુધી ત્હમારી તબીઅત ઠીક થશે નહી ત્યાં સુધી આપને અન્ય સ્થળે મોકલી શકીશ નહી. "

" આપ મ્હારા રક્ષક છો. આપ સર્વ કરવાને મુખત્યાર છો માટે જેવી આપની ઇચ્છા "

" મ્હારી ઇચ્છા પ્રમાણે જો ચાલવું હોય તો ફરી ત્હમો ત્હમારા

પિતાને ત્યાં જાઓ—શૈલપુર જવાને કાંઇ અગત્ય નથી. ”

“ હું કલંકિની છું. મ્હારા માથે કલંક છે. હું ત્યાં જઇ શું કરૂં? હું મરવા પડી હતી તો મ્હને અહીં શા માટે આણી? મ્હને મરવા દેવી હતી. અહીં આવ્યા પછી વિધ વિધ ઉપચારો શા માટે કર્યા ? કલંકિની ને શા માટે જીવ આપ્યો? આપે આપનો ધર્મ બજાવ્યો છે, પણ કલંકિનીના મન કારી ઘા લાગ્યો છે. હવે જીવવું નકામું છે એક વખત જગતમાં હાંસી થાય પછી માણુસ શા માટે જીવે ? ”

“ પરંતુ ત્હમને બીજી યુકિતથી ત્હમારા પિતાને ત્યાં મોકલીએ તો હરકત છે? ”

“ મ્હેં મ્હારા પિતાનું ઘર છોડયું છે. મ્હેં દુષ્કર્મ કર્યું છે. અને મ્હેં હતભાગિણીએ ખુન કર્યું છે. મ્હારા પાપનું પ્રાયશ્ચિત કયારે મળશે ! તે કહેવાતું નથી. પરંતુ હું પાપિષ્ઠ છું. મ્હને હું જયાં હતી ત્યાં મોકલો. તેજ સ્થળમાં હું મારૂં આયુષ્ય પુર્ણ કરીશ. આપે મ્હારો પ્રાણ બચાવ્યો છે. આપે આપનો ધર્મ બજાવ્યો છે. પરંતુ હવે ફરીથી અમરગઢ કદાપી જઇશ નહી. આપ મ્હારા રક્ષકછો, મ્હારે જ્યાં સુધી આપના તાબામાં રહેવાનું છે ત્યાં સુધી આપની આજ્ઞા વિના કાંઇ કામ કરવું જોઇએ નહી. હું—કલંકિની મ્હને મટશે ત્યાં સુધી રહીશ, પછી આપની આજ્ઞા લઇ શૈલપુર જઇશ. અથવા મ્હારા અસલ સ્થળે જઇશ.”

“ ત્હમે પિતાને ત્યાંથી આવ્યાં છો તો ત્હમારે પાછા ત્યાંજ જવું જોઇએ નહી તો ત્હમારા ગુન્હાનો હુ ભાગીદાર ગણાઉં. ”

“ નહીજી. આપને મ્હારી સાથે કોઇપણ ગુન્હામાં સામેલ કરી શકશે નહી. ”

“ એ ખરૂ, પણ મ્હારે હાલ તો મ્હારો ધર્મ બજાવવો જોઇએ. ત્હમને મટે પછી હું ત્હમારી ઇચ્છાનુંસાર વર્તિશ હાલ ત્હમારે મ્હારી ઇચ્છાનુંસાર વર્તવાનું છે. ”

“ પરન્તુ મ્હારૂં.– ”

“ પરન્તુ બરન્તુની પછી વાત છે. હાલ ત્હમો દવા કરો. પછી બીજા વિચારો કરો. વૈદ્ય તથા હકીમ દરરોજ મ્હારી આગળ ફરીયાદ કરે છે કે ત્હમે બરોબર ઔષધ પીતાં નથી, અને માનસીક વિચારોથી મસ્તકની ખરાબી કરો છો. માટે હાલ ત્હમને અહી રાખવાનું કાંઇ પ્રયોજન જોતો નથી–– ”

“ મ્હને કાઢી મુકો. મ્હારે કોઇ ઠેકાણે રહેવાનો વિચાર નથી વળી ”—

ત્હમે મ્હને સમજતાં નથી; હું એમ કહેવા માગું છું કે ત્હમોને વિજયદુર્ગમાં મ્હારી દેખરેખ નીચે રાખવા પડશે. મ્હારી ખાતર નહી પરંતુ ત્હમારી ખાત્તર ત્હમારી તબીયતની ખાતર."

"જેવી ઇચ્છા હું મ્હારા રક્ષકની આજ્ઞામાં છું"

"ઠીક ત્યારે બીજા વિચારો કરતાંમાં. રાત્રિ બહુ ગઇ છે, માટે હું જાઉ છું અને કાલ સવારે હું માણસ મોકલીશ જે ત્હમને વિજયદુર્ગમાં લઇ જશે."

"જેવી ઇચ્છા."

વિજયસિંહ મહેલની બહાર નીકળ્યા અને છડીદારના પોકારથી લાગ્યું કે ત્હેમણે પોતનપુર પણ છોડયું.

વિજયસિંહે પોતનપુર છોડયું કે તરતજ ઘડીઆળમાં દસનો અવાજ થયો.

અવાજ સાંભળી તે સુદરી બોલી ઉઠી "કલાકે કલાક મ્હારા ગુન્હા ગણાવે છે એક બે-ત્રણ" "હું પરમ કૃપાળુ પરમાત્મા પાસે શો જવાબ દઇશ!" ખરે!! સર્વ મનુષ્ય જાણે છે કે ઇશ્વર પાસે જવાબ દેવો પડશે! પરંતુ પાપ કરતાં ટઅટકતાં નથી. "હું પાપીષ્ટા દુરાચરણી કુલ કલંક છું!" હું અહીથી નાશી જાઉતો? અમરગઢ મનુષ્યને અમરશકિત આપતો નથી?" "પાપી મનુષ્યને શું-તું-સંગ્રહે છે?" વિગેરે ભિન્ન ભિન્ન વિચારો મનમાં ઉદ્‌ભવવા લાગ્યા આખા દીવસના શ્રમથી તે કુલંકિની નીદ્રાવશ થઇ.

બીજે દીવસે પ્રભાતે તે સ્રીને કુલંકિની ને વિજયદુર્ગમાં લઇ જવામાં આવી.--

પ્રિય પાઠક કુલંકિની કોણ.

---

## પ્રકરણ ૧૬.

### વિજયદુર્ગનો નાશ.

કરણ રાજા ગુજરાતનું રાજ્ય મુકી નાસી ગયો છે. અથવા તેમ કરવાની મુસલમાન લોકોએ ફરજ પાડી છે. દિલ્હીના મુસલમાન પાદશાહની સત્તા હજુ સુધી પુર્ણ રીતે સ્થપાઇ નથી. ગુજરાતમાં બાદશાહે

અલફ્ખાંને પહેલો સુબો બનાવેલો છે.

અલફ્ખાંએ પાટણ લીધું અને ત્યાં આગળ કારભાર કરવા માંડયો. ત્હેણે ગુજરાત સર કરતી વખતે એમ ધાર્યું હતું, કે હિંદુ લોકોમાં શૌર્ય નહી હોવાથી એક વખત હાર્યા પછી પાછા સ્હામા થનાર નથી. આ ત્હેની આશા ભંગ થઇ હતી. ગુજરાતમાં ઠેકઠેકાણે બંડ થવા લાગ્યાં અને મુસલમાનોને રૈયતે ઘણાજ પજવ્યા. જો કે મુસલમાન લોકો તે વખતે દરેક ઠેકાણે જય મેળવતા હતા પરંતુ લોકોની લાગણી રાજ્યની કેટલી વિરૂદ્ધ છે તે અલફ્ખાં જાણી શકયો હતો. ત્હેનો વિચાર ગુજરાતને જે કાંઈ થોડા હક આપવાના હતા તે વિચાર આ તોફાનોથી બદલાયા હતા. અધુરામાં પુરૂં જ્યારે ખંભાત લુંટવા સૈન્ય મોકલવામાં આવ્યું હતું. ત્યારે રજપુતોની એક ટોળીએ તે લશ્કરને કનડવામાં બાકી રાખ્યું નહોતું. આ ડંશ તે કદી પણ ભુલ્યો નહી.

રાજા કરણે નીરાશ થઈ ગુજરાતને ત્યાગ્યું, અને ત્હેના રજપુતો છુટા છવાયા પથરાઈ ગયા. પરંતુ તે થોડા દીવસ માટેજ. તે લોકોથી પરદેશી રાજ્ય અને ત્હેમનો જુલમ સંખાયો નહી, તેથી તેઓ ગમે તેવા અવિચારના હલ્લાઓમાં પણ ભાગ લઇ મુસલમાનોને કનડવા તેમાંજ શ્રેય માનતા હતા. તેઓના મનમાં ગુજરાતની દશા ફેરવવી અને હિંદુ રાજ્ય ફરીથી સ્થાપન કરવું તે મુખ્ય હતું. રાજા કરણના ઠાકોરોમાં વિજય-દુર્ગનો વિજયસિંહ શૌર્યને સારૂ પ્રખ્યાત થયેલો હતો. ત્હેને અગ્રણી કરવા સારૂ તે લોકોએ નિશ્ચય કર્યો. દરેક વખત છુટા છુટા હલ્લા કરીને પજ-વવા તે કરતાં બધાએ એક સંપથી ફરીથી યત્ન કરવો એમ ત્હેમના મનમાં લાગવા માંડયું. આથી તેઓ વિજયસિંહ પાસે ગયા અને ત્હેને ત્હેમનો સરદાર બનવા વિનંતી કરી.

રજપુતો–તે વખતના રજપુતો–યશલોભી હતા. ત્હેમને મોટામાં મોટો લોભ નામ દિગન્ત વ્યાપી કરવાનો હતો. મૃત્યુને તેઓ ગણકારતા નહતા. સત્યને વળગી રહેનાર હતા અને સત્યથીજ જય છે એમ સદાને સારૂ ધારતા હતા. વિજયસિંહમાં રજપુતોના આ લોભ હતા. ત્હેણે આ વિનંતી ઘણીજ ખુશીથી સ્વિકારી. અને તે રજપુતોને લઇ તેણે અલફ્ખાંને પજ-વવા માંડયો.

ખંભાતના રસ્તાપર કનડનારી ટોળી તે વિજયસિંહની હતી, એમ અલફ્ખાંને ખબર પડી, તેથી વિજયદુર્ગ ઉપર હલ્લો કરવા સારૂ સૈન્ય મોકલવા અલફ્ખાંએ આજ્ઞા કરી. આજ્ઞા મળતાંજ હુસેન નામના સરદા-

રને; જેને બાદશાહ તરફથી ઘણું માન હતું ત્હેને, સરદારી મળી. અને ત્હેના હાથ તળે લશ્કર એકદમ વિજયદુર્ગ તરફ ચાલ્યું.

સુબાનું લશ્કર આવે છે જાણી વિજયસિંહે પોતાનું સૈન્ય તૈયાર કરવા ધમધોકારે તૈયારી કરવા માંડી. જે જે રજપુતો હજુ સુધી વિજયસિંહને મળ્યા નહતા તેમાંના ઘણાઓએ વિજયદુર્ગ તરફ જવા તૈયારી કરી, પરંતુ આ વખતે આસપાસના ઠાકોરો તરફથી મદદ જરા પણ આવી નહી. તે લોકોને અલફખાંએ ત્હેમની ગાદી ઉપર અભય બનાવ્યા હતા તેથી તેઓએ મહારાજ્ય સ્હામા થવાનું યોગ્ય ધાર્યું નહી. એમ ઘણા રજપુતો તે વખતે કારણ બતાવતા હતા. પરંતુ વિજયસિંહ ત્હેનું કારણું જુદુંજ ધારતો હતો કે રજપુતોનો અંતે વિજય થાય તે બહુ સંભવિત નથી તેથી જો આસપાસના ઠાકોરો રજપુતો ભેગા મળે અને કદાચ હાર થાયતો તેમને ખોવાનું ઘણું હતું. ત્હેમના રાજ્યોનો નાશ થતાં ક્ષણ પણ વાર લાગે નહી અને તેઓની અવસ્થા કરણ જેવી થાય. આ ત્હેનું ધારવું ખરૂં હતું ત્હેણે પણ કોઇ ઠાકોરોને કહાવ્યું નહીં.

*　　*　　*　　*

આજ કલંકિનીને આવે બે વર્ષ થયાં છે. હજુ સુધી તે વિજયદુર્ગમાંજ છે.

આજ રજપુત લશ્કર તૈયાર થઇ મુસલમાનો સ્હામે યુદ્ધ કરવા જનાર છે, તેથી આખા વિજયદુર્ગમાં આનંદ ઓચ્છવ થઇ રહ્યા છે, લોકો સઘળા આજ ઉલ્લાસમાં ફરે છે.

આજ મહારાજા વિજયસિંહે મ્હેલમાં સજ્જ થવા માંડયું છે. તેઓનાં મનની સ્થિતિ આજ ઠેકાણે નથી. કોણ જાણે શાથી ત્હેને આવતા યુદ્ધનું પરિણામ ખરાબ લાગે છે.

મુસલમાન લોકો થોડા દીવસમાં રાજ્યની હદ પાસે આવી પહોંચશે એમ ત્હેને ખાત્રી હતી તેથી ત્હેનો ઇરાદો રાજ્યની હદ આગળજ યુદ્ધ કરવાનો હતો. તે વિચાર સ્હામા ઘણા રજપુતો પડયા હતા. પરંતુ જ્યારે ત્હેણે તે લોકોને યોગ્ય કારણો બતાવી સમજાવ્યા ત્યારે તેઓએ ત્હેના વિચારને અનુમોદન આપ્યું તેથી ત્હેને હર્ષ થવો જોઇએ તે છતાં હૃદયમાં શોક છે.

લશ્કર સઘળું તૈયાર થયું છે; અને મહારાજાની વાટ જુએ છે. મહારાજા તૈયાર થયા પછી કેટલીક વાર સુધી વિચારમાં બેસી રહ્યા. અને અંતે ગંભિરાકૃતિ ધારણ કરી મ્હેલમાંથી બ્હાર નીકળવા તૈયાર થયા.

રસ્તામાં કલંકિનીએ ઓવારણા લીધાં અને તે સાથે જયઘોષ થયો.

મહારાજા સ્વારી સાથ જોડાયા અને જયઘોષ ફરીથી થયો અને લશ્કર ચાલવા લાગ્યું.

ઠેર ઠેર લોકોએ રાજા ઉપર પુષ્પ વૃષ્ટિ કરી અને કુમારિકાઓએ રાજાનો જય ઇચ્છયો. પ્રજા સઘળી આજ આનંદમાં છે,

મહારાજાએ વિજયદુર્ગ છોડયું ત્યારપછી થોડી વારે નગરમાં ગડબડ માલુમ પડે છે. રાજાના પ્રધાન તરફથી સઘળા લોકોને વિજયદુર્ગ ખાલી કરવાનો હુકમ થયો છે. આ સાંભળી લોકોનો હર્ષ શોકમાં બદલાઇ ગયો છે.

મહારાજાનું લશ્કર કુચ કરતુ અંતે ભોગાવતિ નદીના કિનારે કિનારે થઇ ઉત્તરમાં જ્યાં ત્હેમની હદ પુરી થતી હતી ત્યાં પહોંચ્યુ અને એક નાળા આગળ મુકામ નાંખ્યો.

* * *

મુસલમાન લશ્કર ધીરે ધીરે પાસે આવવા લાગ્યું અને ત્હેમને દુત મારફતે રજપુતો ભેગા થયાની ખબર મળી.

હુસેન બહુ સારો સરદાર હતો નહી તે અલપખાં સારી રીતે જાણતો હતો. તે છતાં બાદશાહનો માનિતો હોવાથી ત્હેને સરદારી આપવી પડી હતી. ત્હેની સાથે અલફખાંએ માધવને મોકલ્યો હતો. માધવની બુદ્ધિ હુસેનખાંને ઘણીજ કામમાં આવતી હતી. જ્યારે હુસેને સાંભળ્યું કે રજપુતો ભેગા થયેલા છે અને જ્યારે ત્હેણે કયાં ભેગા થયેલા છે તે જાણ્યું ત્યારે ત્હેના મનમાં કાંઇક ફીકર પેઠી તેથી ત્હેણે માધવને બોલાવ્યો.

હુસેનઃ—સરદાર ! રજપુતો નદીના સ્હામે કિનારે પડેલા છે. તેથી લડાઇ આપવી શું સલાહ ભરેલું છે ? આપણે હવે બીજો રસ્તો લેવો વ્યાજબી નથી ?

માધવઃ—મલેકજી ! મ્હારો વિચાર અહીંજ લડાઇ આપવાનો છે આપને શું પરિણામ વિષે શંકા છે ?

હુસેનઃ—નહીં જરાએ નહીં પરંતુ આપણે નદી શી રીતે ઉતરીશું ? શું આપણને નદી ઉતરવી ભારે નહી પડે ?

માધવઃ—એ ખરૂં. પણ જો રજપુતો નદી ઉતરી આપાસે આવે તોજ વિજય મળવાની આપણને આશા છે. નહીતો જરાપણ નહી.

હુસેનઃ—પણ તે કેમ બને ? તે લોકો નદી ઉતરશે ?

માધવ—તે બનવુ અશક્ય નથી કારણ કે ક્રોધ અને વેરથી ગાંડા

થયેલા રજપુતો આગળ પાછળનો વિચાર કર્યા વગર નદી ઉતરશેજ.

હુસેનઃ—મ્હને લાગતું નથી.

માધવઃ—પરંતુ મ્હનેતો તેમજ લાગે છે. મ્હને તે લોકોનો અનુભવ પાકો છે.

હુસેનઃ—તો ત્હમે શી સલાહ આપોછો ?

માધવઃ—મ્હારી સલાહતો એજ છે કે આપણે અહીંજ મુકામ રાખી પડવું. જ્યાં સુધી રજપુતો આગળ આવે નહી ત્યાં સુધી આપણે લડાઈ આપવી નહી.

હુસેનઃ—પરંતુ જો તેઓ આગળ નહી આવે તો ?

માધવઃ—તે આવશેજ. જો નહી આવે તો બીજી યુક્તિ કરી ત્હેમને નદી ઉતરવાને ફરજ પાડીશું.

હુસેનઃ—તો ઠરાવ નક્કી રાખો. પણ જોજો આની જોખમદારી તહમારે શીર છે.

માધવઃ—હા. ઠીક.

મુસલમાન લશ્કરે નદીની સ્હામી બાજુએ મુકામ કર્યો.

\+ × × ×

આણી તરફ વિજયસિંહે મુખ્ય રજપુતોની સભા ભરી ત્હેમની આગળ કહ્યું. “ ભાઈઓ ! હવે આપણે જે દીવસની વાટ ઘણા દિવસથી જોતા હતા તે દીવસ આવી પહોંચ્યો છે- આવતી કાલે ઘણું કરીને જરૂર આ સ્થળે તુમુલ યુદ્ધ થશે. મુસલમાનોનું લશ્કર મ્હોટું છે એ વાત ખરી પરંતુ તે લોકો આપણા જેવા બહાદુર નથીજ. તેથી આપણે સૈન્યની સંખ્યાથી બ્હી જવાનું નથી. મ્હને ખબર મળી છે તે પ્રમાણે તે લોકોનો સરદાર બહુ સારો નથી અને તે પૈલા નાગરા—જેનું નામ દઇ હું મ્હારી જીભ અપવિત્ર નહી કરૂં-તે દુષ્ટ નાગરાની સલાહ પ્રમાણે ચાલે છે. અને તે નાગરાનો હવે વિનાશકાળ પાસે આવ્યો છે તેથી ત્હેની બુદ્ધિ વિપરિતજ થયેલી તેથી તે જે સલાહ હુસેનને આપશે તે બધી ત્હેમના ગેર લાભનીજ થશે તે આપણે યાદ રાખવાનું છે વળી આપણી બાજુએ ઇશ્વર છેજ. એ અધર્મિ લોકોનો અહંકાર ઉતારવા સારૂજ ત્હેમને આપણને અહી કેમ નહી મોકલ્યા હોય ? આ બધા વિચાર કરતાં મ્હને આપણા વિજયની શંકા જરાપણ રહેતી નથી તેથી મ્હેં આજ રોજ આપને ભેગા કરેલા છે આવતી કાલ યુદ્ધ થવાનો સંભવ છે તેથી વાકેફ કરવા બોલાવ્યા છે.

“ હવે આપણા અને તુરકડાઓની વચ્ચે ફક્ત એક નાળુંજ છે હવે

તે આપણે ઓળંગીને જવું કે કેમ ત્હેનો પ્રશ્ન છે. આપણે જો નાળું ઓળંગીને જઇશું તો વખતે જો પાછા ફરવું પડ્યું તો નાળું આપણને નડશે અને આપણા સૈન્યને નુકશાન થશે. માટે મ્હારો વિચાર નાળું ઓળંગવાનો નથી. મુસલમાન લોકો જો નાળું ઉતરશે તો આપણે લડશું. નહીં તો આપણે આ બાજુ મુકામ રાખી પડી રહેવું સલાહ ભરેલું ધારૂ છું. ”

આ અભિપ્રાય ઘણાને રૂચ્યો નહીં પરંતુ સરદારની આજ્ઞા માથે ચ્હડાવવી જોઇએ તેથી સૈ સૌના સ્થાનકે ગયા.

આ બાદ વિજયસિંહે મુસલમાની લશ્કર નદી ઉતરતું અટકાવવા માટે ઠેક ઠેકાણે નાળાની આ બાજુએ લશ્કરની ટુકડીઓ મુકી અને બીજા દીવસને સારૂ તૈયાર થયો.

બીજો દીવસ થયો. આખો દીવસ ગયો પણ મુસલમાન લશ્કરે કાંઇ હીલચાલ કરી નહી તેથી વિજયસિંહે તર્ક કર્યો કે મુસલમાન લોકો એ પણ પોતાના જેવો ઈરાદો કર્યો હશે.

એક પછી એક દીવસ જવા લાગ્યા પણ બન્ને લશ્કરમાંથી એકે લશ્કર નદી ઉતર્યું નહી. હુસેને માધવની શીખવણીથી થોડી ટુકડીઓ ઘોડેસ્વારની તૈયાર કરી અને મુકામથી થોડે દૂર નાળા ઉપર રાખી અને તેમને રજપુતોને કનડવાનું કામ સોંપ્યું. રજપુતોની ટુકડી જે જે પાસે પડેલી હતી ત્હેમની સ્હામીજ પાસે મુસલમાનો પડેલા હતા. તે લોકો કોઇ કોઇવાર ભેગા થઇ જતા અને તેઓ લડતા. અને અંતે રજપુતોની ઘણે ભાગે હાર થતી. એમ દરરોજ બનતુ નહીં. પરંતુ મુસલમાન લોકો લુચ્ચાઇથી કોઇ કોઇ વખત રજપુતોના મુકામે પહોંચતા અને ઘાસની માફક કાપી નાંખતા. રજપુતો એવું શીખેલા ન હતા તેથી મુસલમાનો ઘણીવાર ફાવી જતા.

એક મહીનો નીકળી ગયો પણ કોઇ તરફની વધારે હીલચાલ જણાઇ નહી. આખરે રજપુત સૈન્યમાં અસંતોષ જણાવા લાગ્યો અને ઘણા લોકો વિજયસિંહને ધિકકારવા લાગ્યા. અને કટુ વચનો કહેવા લાગ્યા, વિજયસિંહને આ બાબતની ખબર મળી તેણે મુખ્ય રજપુતોને ભેગા કર્યા અને હવે શું કરવું તે બાબતનો અભિપ્રાય પુછયો.

રજપુતોમાંના ઘણાઓનો વિચાર લડાઇ આપવાનો હતો, તેઓએ દર્શાવ્યું કે ‘ આપણે અહીં પડી રહીએ છીએ તો એ નિરંતર થોડા માણસો ઘાસની માફક કપાઇ જાય છે. જેટલા મરે છે તેટલા

માણસ આપણામાં વધતા નથી. મુસલમાન લોકોનું સૈન્ય નિરંતર વધતું જાય છે. માટે જેમ દહાડા જાય છે તેમ આપણને ગેર લાભ છે અને પ્રમાંણમાં મુસલમાનો વધતા જાય છે. જો આપણે એકદમ યુદ્ધ કરીશું તો તે લોકો ગભરાશે અને આપણે સ્હેલાઇથી જીત મેળવી શકીશું તે લોકો આપણાથી ડરે છે તેથી તેઓ સ્હામી બાજુએ હજુ પડી રહેલ છે, અને જયાં સુધી ત્હેમનો ડર ઓછો થશે નહી. એટલે જયાં સુધી હજી પણ ઘણા માણસો ત્હેમને મળશે નહીં-ત્યાં સુધી તે લોકો ત્યાં પડયાજ રહેશે, અને વિશ્વાસ ઘાત કરશે, માટે આપણે લડવુંજ તે સારૂં છે, ”

વિજયસીંહે ઘણી રીતે રજપુતોને બતાવ્યું કે મુસલમાનો બ્હીકને લીધે પડી રહ્યા નથી તે છતાં તેઓએ માન્યું નહી. વિજયસિંહે ત્હેમને ઘણાએ સમજાવ્યા પણ તેઓ એકના બે થયા નહીં, અંતે વિજયસિંહે યુદ્ધ કરવાની હા પાડી અને સાથે કહી બતાવ્યું કે ત્હેમાં સાર નીકળવાનો નથી.

રજપુતોએ વિજયસિંહે હા કહી તેથી ઘણો આનંદ બતાવ્યો અને આખો દીવસ તૈયારી કરવામાં ગાળ્યો.

વિજયસિંહે ભિલ ટુકડીને રાત્રે હુકમ આપ્યો કે ત્હેણે આશરે તેરેક ગાઉનો ચકાવો ખાઇ મુસલમાન લોકોની પાછળ આવવું. તે સાંભળી ભીલ લોકો એકુચ કરી.

પ્રભાતની વાટ જોતા સુતેલ ઉત્સુક રજપુતો પ્રભાત થયા પહેલા કેટલીએ વાર પહેલા જાગેલા હતા; અને તૈયાર થઇ ગયેલા હતા. આજે આખી રાત વિજયસિંહને ઉંઘ આવી નહોતી. ત્હેના મનમાં ભયંકર પરિણામજ રમણ કર્યા કરતું હતું. સવારમાં તે પોતાના તંબુ બ્હાર ઘણોજ મોડો નીકળ્યો હતો. ત્હેનું મુખ જોતાં તરતજ કોઈ કહી શકે કે ત્હેની ઇચ્છા આજ યુદ્ધ કરવાની નહતી. આમ છતાં લશ્કરમાંના કોઇએ તેના મુખ ભણી દૃષ્ટિ કરી નહી. સર્વે આનંદમાં હતા તેથી ત્હેમનો સરદાર પણ આનંદમાં હશે એમજ તેઓ ધારતા હતા. અંતે વિજયસિંહ લશ્કરમાં મધ્ય ભાગે ઉભી કરેલી ઉંચી જગ્યાએ ગયો. લશ્કરે માનથી ત્હેને વધાવી લીધો બાદ ત્હેણે પોતાનું કહેવાનું શરૂ કર્યું.

‘ ભાઇઓ ! શુરાઓ ! આજ સઘળાએ ઇચ્છેલો દીવસ આવ્યોછે. આજનો દિવસ અસ્ત થયા પહેલા આપણે નક્કિ કરવાનું છે કે ગુજરાતમાં હિંદુ રાજ્ય સ્થાપન થશે કે ગુજરાત પરધર્મીઓના તાબામાં હમેશ સડયા કરશે. આ સઘળાનો આધાર તમારા ઉપર છે. આટલુંજ કહેવું છું

બહુ ધારૂં છુ." વિજયસિંહ વધારે બોલી શકયોજ નહી. પોતે પોતાની લાગણીઓ દબાવી સપાટાબંધ આગળ વધ્યો અને લશ્કર હર્ષના ઉદગાર કરતું ચાલ્યું.

હિંદુ લોકોએ નાળુ ઉતરવા માંડયું તે વખતે મુસલમાની લશ્કર સજ્જ થયેલું નહતું. હુસેન અચાનક તંબુમાંથી બહાર નીકળ્યો અને સ્હામે જોવા લાગ્યો તો લશ્કર તૈયાર થઇ આવતું હોય એમ લાગ્યું ત્હેણે માધવને બોલાવ્યો. માધવની ચપળ આંખ તરતજ ચેતી ગઇ અને રણશીંગડુ ફુંકાયુ કે સઘળુ લશ્કર તૈયાર થયું.

માધવે સઘળુ લશ્કર સારી રીતે સીદ્ધી લીટીમાં ગોઠવ્યું અને તીર વગેરેનો મારો શરૂ કર્યો. રજપુતોએ નાળુ ઓળંગવા માંડયું. બંદુક અને તીરોની દરકાર કર્યા વગર રજપુતો આગળ વધ્યા. ઘણાના પ્રાણ નીકળી ગયા તે છતાં બીજાઓયે ધસ્યા કર્યુ. અંતે લશ્કરનો ઘણોજ ભાગ કિનારાની પાસે આવ્યો. આ પરાક્રમ જોઈ હુસેન ગભરાયો. માધવને પણ આ કવાયતી લશ્કર જોઇ વિચાર થયો. ત્હેણે લશ્કરને પાછા હઠવાનો હુકમ કર્યો. હુસેને ઘણીએ ના પાડી છતાં માધવે હુકમ કર્યો. હુસેન જો કે લશ્કરનો સરદાર હતો અને માધવ ત્હેના હાથ નીચે હતો તે છતાં માધવના હુકમ સ્હામું હુસેન કશું બોલી શકતો નહી.

મુસલમાન લશ્કરને પાછું હઠતું જોઇ રજપુતોમાં નવું જોર આવ્યું તે લોકો જોરથી ધસ્યા. મુસલમાન લોકોએ પાછળ હઠવું જારી રાખ્યું.

આ પ્રમાણે એ એક કલાક સુધી પાછળ હઠવાનું ચાલ્યું હશે એટલામાં રાત્રે મોકલેલી ભીલની ટુકડી પણ પાછળથી આવી પહોંચી. હુસેન જે અત્યાર સુધી ઘોડેસ્વારની ટુકડી પાસે હતો, તે માધવ પાસે દોડતો આવ્યો અને ત્હેણે જ્યારે ખબર આપી ત્યારે માધવ પણ વિચારમાં પડયો. માધવે હુસેનને ઘોડેસ્વારની ટુકડી લઇ નાસવાનું બ્હાનું ક્હાડી નદી ઉતરી રજપુતોની પાછળ આવવા કહ્યું. હુસેનને આ શોખામણ સારી લાગવાથી તે ભીલ લોકની સ્હામો ધસ્યો. ભીલ લોકો સાથે લડાઈ થતાં થોડા મુસલમાનો પડયા. ભીલ લોકોને નુકશાન થોડું થયું. હુસેન ત્હેના સ્વારો સાથે નાઠો. આ જોઇ ભીલ લોકો ત્હેની પાછળ થોડે સુધી ગયા પણ તેમના સરદારની આજ્ઞાથી પાછા આવી મુસલમાન લશ્કરની પાછળ હલ્લો કર્યો.

મુસલમાનો જો કે બે તરફથી સપડાયા હતા તોપણ હિંમતથી લડયા. માધવે પોતાના લશ્કરને બે ભાગમાં વ્હેંચી દીધું અને દરેક

ભાગ બન્ને લશ્કરોના સ્હામો મોકલ્યો.

આશરે ત્રણેક કલાક સુધી મુસલમાનોની હારની બાજી લાગતી હતી. માધવે બંદુકો ફોડવાની હવે આજ્ઞા કરી. આજ્ઞા મળતાંજ ગોળીઓ છુટી અને ઘણા રજપુતો પડયા. પરંતુ બંદુકવાળા કરતાં તીરવાળા જાય એવા નહતા. તેથી મુસમાનોમાં પણ ભારે નુકશાન થયું. આ વખતે માધવની મોકલેલી મુસલમાનની ટોળી લઇને હુસેનખાં રજપુત લશ્કરની પછવાડે આવી પહોચ્યો. આ લોકો એવા અચાનક આવ્યા કે રજપુતોમાં નાસ ભાગ થઇ રહી. આથી વિજયસિંહે ભીલ લોકોના સરદારને કહાવ્યું કે ત્હેણે એકદમ ભેગા થવું. ભીલ્લ લોકોએ રજપુતોના ભેગા થવા ઘણી મહેનત કરી. અને મહા મુસ્કેલીએ તે લોકો ભેગા થયા. પણ તે પહેલાં ઘણા રજપુતો ઘાયલ થઇ જમીન ઉપર પડયા હતા અને ઘણાઓએ પોતાના પ્રાણ મુકી દીધા હતા. ' **અલ્હાહુ અકબર** ' ની બુમો ચોમેર ઘણા જોરથી સંભળાતી હતી. આથી વિજયસિંહે પોતાના લશ્કરને પાછા ફરવાની આજ્ઞા કરી.

સાયંકાળ થવા આવ્યો હતો. અને રજપુતોએ પાછા ફરવા માંડયું. માધવે તે જોયું. આ વખતે માધવના કઠોર હૃદય ઉપર દયાની લાગણી થઇ તેથી હુસેનના કહેવા છતાં, પોતાના લશ્કરને પાછળ પડતું અટકાવ્યું. રજપુતો સહીસલામત નદી ઉતરી ગયા અને વિજયદુર્ગ તરફ ચાલ્યા.

માધવ તથા હુસેનખાં પોતાના સૈન્ય સહીત વિજયદુર્ગ ભણી વધ્યા. રસ્તે જતાં મુસલમાની લશ્કરના રીવાજ પ્રમાણે લોકોના ખેતરો તેઓએ લુંટયાં, બાળ્યાં અને ખેદાન મેદાન કર્યાં. ગામડાઓની પણ તેઓએ તેજ અવસ્થા કરી અને બાળક કે વૃદ્ધ, પુરૂષ કે સ્ત્રી સર્વને વિજયદુર્ગ જવા આજ્ઞા કરી. અનાથ બનેલી સર્વે પ્રજા વિજયદુર્ગ તરફ ગઇ.

રજપુતો અને ભિલો સજ્જ થઇ વિજયદુર્ગના રક્ષણાર્થે તૈયાર બની ઉભા હતા. તેઓએ મુસલમાનોની એ દીવસ વાટ જોઇ પણ તે લોકો પોતાના કામમાં રોકાયલા હોવાથી આવ્યા નહી. તેઓને તે લશ્કરની જે કાંઇ ખબર મળી તે નાશી આવતા લોકો કહેતા તેજ. વિજયદુર્ગ બ્હારના આદમીઓથી ભરાવવા માંડયું, વિજયસિંહે તે સઘળા સારૂ બીજેજ ઠેકાણે ગોઠવણ કરી હતી તે પ્રમાણે લડાઇમાં કામ આવે એવા કેટલાક યુવાનોને વિજયસિંહે લશ્કરમાં રાખી લીધા અને બાકીનાને રાતો રાત મોકલાવી દીધા.

ત્રીજે દીવસે શાયંકાળે મુસલમાની લશ્કર નગર સમિપ આવી પહોં-

ચ્યું અને પડાવ નાખ્યો. આજની રાત્રી વિજયદુર્ગના કેટલાક લોકોને ઘણી-જ ચિંતાકર હતી. જોકે મહારાજનો હુકમ થયેલો હતો તદપિ ઘણાઓ હજુ પણ વિજયની આશા રાખી વિજયદુર્ગમાં ભરાઇ બેઠેલા હતા.

મુસલમાન લશ્કરમાં આજ કુરાંનની કલમો પઢાતી હતી તે જેટલા ધર્મિષ્ટ મુસલમાનો હતા તે સાંભળતા હતા. માધવે જોકે મુસલમાન ધર્મ ગ્રહણ કર્યો નહતો છતાં તે પોતાના ઉપરીને ખુશ રાખવા કુરાન સાંભળતો હતો.

હિંદુ લશ્કરના દરેક માણસે આજની રાત મંગળધ્વની કીધી હતી અને ત્હેમને જે જે આનંદ કરવો હતો તે તે આજ રાત્રે કરી લેતા હતા. એક તરફ રામાયણ તથા મહાભારત તથા શૌર્યવર્ધક સંગીત ચાલતાં હતાં બીજી તરફ મીત્રો પોતાની છેલ્લી મુલાકાત લેતા હતા. આ રીતે આખી રાત બન્ને લશ્કરમાં આનંદના અવાજો નીસરતા હતા.

પ્રભાત થયું, સુર્યે પોતાનો પ્રકાશ જગત્ રંગભુમીપર પાડયો તે વખતે મારવું કે મરવું એ નિશ્ચય કરી સજ્જ થયેલા દરેક હિંદુ લશ્કરના માણસો તથા પાકદીન ધર્મનો ફેલાવો કરવાને ઉત્સુક બનેલા મુસલમાનોને ત્હેણે આનંદથી તૈયાર થતા જોયા. બન્ને લશ્કરમાં એક વિજયસિંહ અને બીજો માધવ એ બેજ શોકગ્રસ્ત હતા. વિજયસિંહને હવે વિજયની આશા ઘણીજ થોડી હતી. માધવને આ શુરવીર રજપુતોની ટક્કર જોઇ ઘણુંજ લાગતું હતું. ત્હેણે પોતે કરેલાં કાર્યોનો ચિતાર પોતાની સમક્ષ ઉભો થતો હતો. અને પાટણ આગળના યુદ્ધનો સમય અને લશ્કરી તૈયારી તથા રજપુતોના સૈન્યની હાર તથા પાટણનું લુંટાવું અંતે રાજાના મ્હેલનો અગ્નિથી ભોગ અને તે સઘળાનું કારણ પોતેજ છે એમ ભાસ થતા તેના તેજ દેખાવ વિજયદુર્ગ જોશે અને જીવન પર્યંત દરેક જણ ત્હેને ગાળદેશે એ વિચારે તે ઘણોજ શોકગ્રસ્ત લાગતો હતો.

' હર હર મહાદેવ'ની ગર્જનાથી માધવ પોતાના વિચારથી જાગૃત થયો અને નિશ્વાસ મુકી ' અલ્લાહુ અકબર 'ની ગર્જના કરતા મુસલમાનોને હિમત આપવા ગયો. મુસલમાનોએ માધવની ખેરીઅત ઇચ્છી લશ્કરી માન આપ્યું અને ત્હેણે ઉત્તરમાં લઢાઇ શરૂ કરવા આજ્ઞા કરી.

જો કે રાજા વિજયસંહે ગામ લોકોને નગર છોડી જવા કહેલુ હતું છતાં જે રહેલા હતાં તે સઘળા-પુરૂષ અને સ્ત્રી-આજનું પરિણામ જાણવા ઉત્સુક બની વિજયદુર્ગના કોટ ઉપર બેઠેલા હતા. સઘળાઓ

યુદ્ધ જોવાને ઉત્સુક હતા અને આખો કોટ પ્રેક્ષકોથી ચિકાર બન્યો હતો હર હર મહાદેવની ગર્જના થતાંજ કિલ્લા ઉપરના લોકોએ પ્રતિઘોષ કર્યો અને પ્રતિઘોષ થતાં લશ્કર આગળ વધ્યું.

પુનઃ યુદ્ધનાદ થયા પછી બન્ને સૈન્યો એક બીજાઉપર તુટી પડયાં. મધ્યાન્હે મધ્યાન્હનો સમય છતાં વિજયદુર્ગની આસપાસ સાયંકાળનો સમય લાગતો હતો. રસ્તાની ધુળ લશ્કરના યુધ્ધને લીધે નીચેથી ઉંચે ચ્હડી પાછી પડતી હતી. તેનાથી સકળ ગગન મંડળ છવાયલુ લાગતું હતું બન્ને લશ્કર એવાં પાસે પાસે આવી ગયાં હતાં કે મિત્ર કે શત્રુ તે જાણવું અશક્ય થઇ પડયું હતું. ફકત ત્હેમના હરહર મહાદેવ કે અલ્લાહુ અકબરના સાદેજ હિંદુ કે મુસલ્લમાન ઓળખાતા હતા. આસરે કલાકેક આ તુમુલ તોફાન ચાલ્યું અને અંતે 'અલ્લાહુ અકબર' ની બુમો ઘણી સંભળાવાવાથી લડાઇનો અંત શો આવ્યો તે કિલ્લા ઉપરના લોકો સ્હેજે સમજી ગયા. અને મુસલ્લમાન સૈન્યને અંદર આવવાની વાટ જોવા લાગ્યા.

મુસલમાન સૈન્યના ધસારાથી હિંદુ સૈન્ય નગરમાં હઠયું અને હિંદુ લોકોએ મહામુશીબતે નગરના દ્વાર બંધ કર્યા આ ઉપરથી હુસેને માધવને લશ્કરને આરામ આપવા જણાવ્યું. માધવે હા પાડવાથી મુસલમાન લશ્કર આરામ લેવા ગયું.

સાંજરે વિજયસિંહે લશ્કરની હાજરી લઇ લશ્કર ગણી જોતાં ત્હેના સૈન્યમાંથી પોણો ભાગ ઓછો થયેલો માલુમ પડયો આ સમાચાર ઉતરી ગયેલે મ્હોડે ત્હેણે લશ્કરને જાહેર કર્યા. દરેક નિસ્તેજ વદન આ સાંભળી વધુ નિસ્તેજ બન્યું. વિજયસિંહે કહ્યું. ' ભાઇઓ ! રજપુતો! સરદારો અને મ્હારા દુઃખના ભાગીદારો ! આજે આપણે લડાઇનું પરિણામ જોયું. આપણે તુરકડાઓ સાથે ઘણીજ સારી રીતે ટક્કર લીધી તે બાબતનો શક નથી. પરંતુ યવનનોની સંખ્યા વધારે તેથી આપણે ફાવી શકયા નહી. હવે કેસરીઆ કરી તુટી પડવું તે મ્હને યોગ્ય લાગતુ નથી. કારણ કે તેમ કર્યાથી પ્રાણ નાશ શીવાય બીજું કશું કરી શકવાના નથી.

" મ્હારૂ બોલવું તે ઘણાને કાયરના જેવું લાગશે તે ખરૂં છે. પણ હું કાયરતાથી બોલતો નથી. હું મરવાથી ડરતો નથી. મરવું તો સરજેલું છેજ પણ ગમે ત્યાં અને મુર્ખાઇથી મરવું ત્હેમા હું ડાહાપણ ગણુતો નથી. જો આપણે કાલે કેસરીઆ કરી લડશું તો જગત તો પાછળ આપણને મુરખજ કહેશે. જો આપણને બીજો ઉપાય ન હોય તો કેસરી-

આ કરી મરવાનો ઉપાય હું ઘણોજ પ્રસન્ન કરૂં છું,

" કેસરીઆં કરી મરવાથી એમ ના જાણશો કે મુસલમાનોને નુકશાન છે. એથી ઉલટું તેઓને ફાયદો છે. આપણી પાસે અનાજ છે, ધન છે અને શસ્ત્રો છે. તે સઘળા જો આપણે મરશું તો તેઓના હાથમાં જશે અને આપણાજ અનાજ, ધન અને શસ્ત્રોથી ગુજરાતના બીજા આપણા સ્વદેશી બંધુઓને સતાવશે. આપણે જો દુર્ગનો ત્યાગ કરી ચાલ્યા જઇએ, અને સાથે સઘળુ લઇ જઇએ તો ભલેને તુરકડા નગરમાં પેસતાં. તે જ્યાં જશે ત્યાં ત્હેમને પાશેર દાણો પણ મળશે નહી. તેથી તેઓ નિરાશ થઇ પાછા ચાલ્યા જશે. મ્હારે ખોવાનું ઘણું છે. મ્હારૂ રાજ્ય હવે ત્હેમના હાથમાં જશે પણ હું ત્હેમને તાબે થઇશ નહી. હું રજપુતના નામને એબ નહી લગાડું. પરંતુ વેર તો લઇશજ અને તે લેવાનો ઉપાય ફક્ત એજ છે કે વિજયદુર્ગનો ત્યાગ કરી અરણ્યમાં જ્યાં આપણે સઘળી વસ્તી મોકલી છે ત્યાં જવું અને ત્યાં નવું રાજ્ય સ્થાપી અથવા બારવટુ કરી મુસલ્લાઓને લુંટવા, ઝુંટવા અને કનડવા; અને જેટલું આપણી શક્તિમાં છે તેટલું કરવું. એમાંજ આપણું હીત છે. આપણા દેશનું હિત છે અને આપણા ધર્મનું હિત છે. હું થોડીવાર અટકું છું અને મ્હારા સ્હામા જેને બોલવું હોય ત્હેને બોલવા બોલાવું છું. હવે સર્વ કોઇને પોતાનો મત દર્શાવવાની છુટ છે." થોડીવાર અટકી બોલ્યા મ્હારો મત સર્વને માન્ય છે એમ લાગે છે માટે હવે વખત ગુમાવવાનું કાંઇ કામ નથી માટે પરમેશ્વરનું નામ દઇ સઘળી ધન, દોલત, માલ ખજાના લઇને રસ્તે પડો, અને મુસલમાન લોકોનું જેમ ખરાબ થાય તેમ માંગો. હાલો મ્હારા ભૈયો. "

સર્વે ઉઠયા. અને અડબડીઆં ખાતા સજ્જ થઇ જવા સારૂ તૈયાર થઇ ઉભા.

વિજયસિંહ સર્વથી મોખરે ચાલ્યો અને નગરની ઉજ્જડ ભાગના દરવાજે થઇ શહેર મુકી ચાલ્યા. બ્હાર નીકળી વિજયસિંહે દુર્ગ ભણી જોયું અને નિશ્વાસ મુકી એકદમ ઘોડો દોડાવ્યો અને તે સાથે સઘળા ઘોડેસ્વારો દોડયા. પાયદળ પાછળ ધીરે ધીરે ચાલ્યું ગયું.

પ્રભાત થતાં મુસલમાનોને લડાઇ કરવાની હતી તેથી સઘળા આનંદમાં હતા, આજનું પરિણામ તેઓને આનંદે ઉન્મત્ત બનાવતું હતું તેથી રાત્રી આનંદમાં ગાળતા હતા. ત્હેમને હિંદુ લોકોનું લસ્કર ચાલી ગયું, તે ખબર પડી નહી.

પહો ફાટતાં મુસલમાન લશ્કર સજ્જ થઇ ચાલ્યું. અને કિલ્લાના દરવાજા ભાગવા યત્ન કરવા લાગ્યું થોડી મ્હેનતે કિલ્લાનો દરવાજો ભાંગ્યો પણ તેઓએ હિંદુ લશ્કરને જોયું નહી. સર્વે વિસ્મય પામ્યા. માધવ આશ્ચર્ય પામ્યો અને રખેને હિંદુ લોકો લુચ્ચાઇ રમતા હોય એમ હુસેનને લાગ્યું. સાવચેતીથી લશ્કર નગરમાં પેઠું અને ચોતરફ ફરી વળ્યું. અંતે ઉજ્જડ ભાગનો દરવાજો ઉઘાડો જોઇ તથા બીજી નીસાનીઓ જોઈ દરેકની ખાત્રી થઇ કે એ દરવાજામાંથી હીંદુ લોકો નગર છોડી ગયા. આ સાંભળી માધવ દીંગમૂઢ બન્યો ત્હેણે સ્વપ્ને પણ આમ ધાર્યું ન હતું. રજપુતો પાછી પાની કરી આમ છેતરપીંડી રમશે તે ત્હેના સ્વપ્નામાં પણ ન હતું. જે થયું તે થયું ધારી તે તથા હુસેન રાજ્ય મહેલમાં પેઠા અને લશ્કરે પોતાનું કામ શરૂ કર્યું. ઠેરઠેર આગ લગાડી અને લુંટફાટ કરવા માંડી પણ નગરમાં કાંઈ પણ નહી હોવાથી નીરાશ થઇબધા મ્હેલમાં આવ્યા. મ્હેલમાં પણ તેજ અવસ્થા આ જોઇ હુસેન ઘણોજ ચ્હીડાયો અને આખા દુર્ગનો નાશ કરવા હુકમ આપ્યો. માધવે ઘણાએ કાલાવાલા કર્યા તે નહી માંનતા સૈન્યને પોતાનો હુકમ અમલમાં લાવવા જણાવ્યું. સૈન્ય તૈયારજ હતું તેઓએ આગ અને ઓજારોથી આખા નગરને જમીન દોસ્ત કરી નાંખ્યું અને બીજે દીવસે પાટણ જવા નીકળ્યા.

---

# પ્રકરણ ૧૭

## યોગીરાજ.

વિજયસિંહે આ યુદ્ધ થવાના પ્હેલાં ત્હેનો અંત શો આવશે તે ધારી મુકયો હતો. ત્હેના મનમાં ઘણે ભાગે આ અંત આવશે એમ ખાત્રી હતી. 'મુસલમાન લોકનો દ્હાડો ચ્હડતો હતો અને જ્યાં જ્યાં તેઓ યુદ્ધમાં ઝંપલાતા ત્યાં ત્યાં તેઓનોજ જય હતો. એ વાત ખરીજ હતી. તેથી જો તેઓ વિજયદુર્ગ ઉપર આવશે તો પણ તેમનોજ જય થનાર', એમ ત્હેના મનમાં હતું. ત્હેના મનમાં ગમે તેમ હોય તોપણ આ વખતનું ગુર્જર ~~સૈન્ય ઘણું~~ઘણીજ ખરાબ હાલતમાં હતું તે કહેવામાં કાંઇ અસત્ય કહેવાય નહી. રાજા કરણ જોડેના યુદ્ધમાં પણ મુસલમાનોની યુદ્ધકળા

કૌશલ્યેજ જય મેળવ્યો હતા અને ત્યાર પછીના દરેક બંડો પણ તેથીજ સમાયેલા હતા. ગુજર્જર રાજાઓએ અને વાઘેલ વંશે પોતાની શ્રેષ્ટતા પ્રતિપાદન કરવા સારૂ યુધ્ધો કરેલાં જેથી ગુજરાતના શુરવીરોનો ઘણો ભાગે નાશ થયેલો હતો. જેઓ કેળવાયેલા અને કાબેલ હતા તેઓનો કાળ થયેલો હતો. વૃદ્ધ સૈનિકો કામના હતા નહી.

ચોમેર સળગેલી મુસલમાન દાવાગ્નિથી તેઓ અણજાણ નહી છતાં પોતાનો દેશ તે અગ્નિનો ભોગ બને તેવું સ્વપ્ને પણ ધારતા હતા નહી. જો કે રાજા કરણે ગાદીએ આવતાંજ આ સ્થિતિ દીઠી હતી અને મુસલમાનોને દેશમાં નહી પેસવા દેવા સારૂ સારૂં કેળવાયલું લશ્કર તૈયાર કરેલું હતું. પરંતુ તે સઘળુ ઘણુાજ જુના રિવાજ પ્રમાણેનું હતું અને મુસલમાનોના લશ્કરની કેળવણી તાજી નવી રીતની અને શ્રેષ્ટ હતી. હિંદુઓના શસ્ત્રોમાં તરવાર અને ભાલા મુખ્ય હતા અને અસ્ત્રોમાં ફકત તીર હતા. તીરકામઠા તો મુખ્યત્વે ભીલ લોકોજ વાપરતા હતા. મુસલમાન લોકોમાં મુખ્ય અસ્ત્ર બંદુક હતું. તે અગ્નિ અસ્ત્ર તેઓના પોતાના મૂળ મુલકમાંથી લાવેલા હતા. આ શસ્ત્ર પ્હેલા બધાને બહુજ અજાયબ પમાડતું હતું અને ત્હેના પ્રહારથી ઘણા શૈનિકો મૃત્યુને આધિન થતા. બંદુકો હાલની સુધરેલી બંદુકો જેવી નહી હતી તેથી દરેક બંદુક ફોડતા વાર વધારે થતી હતી તેજ ફકત તીર મારનારાઓને ફાયદાકારક હતું.

આ સઘળું જોતાં વિજયસિંહે આવો સમય આવશે એમ ધાર્યુંજ હતું. તેથી ત્હેણે વિજય દુર્ગની બાજુના મ્હારણ્યમાં થોડે દૂર ઝાડીમાં પુરાતની કોઇ સ્હેરના ખંડીએરમાં રહેવાનો ઇરાદો કરેલો હતો. તે પ્રમાણે ત્યાં રાજ્યમ્હેલની સઘળી ગોઠવણો કરી હતી અને જે રજપુતો તથા ભીલો યુદ્ધમાં આવેલા હતા. તેમના સ્ત્રી છોકરાઓને ત્યાં પ્હેલેથી મોકલેલા હતા. હવે જ્યારે તેઓ લડાઇમાં હાર્યા ત્યારે તેઓ એ વિજય દુર્ગ છોડયું અને આ ખંડીએરમાં રહેવા જવા નીકળ્યા.

રસ્તામાં ગામડાના જે લોકો રહેરમાં આવેલા હતા તે સઘળાને સહી સલામત બીજા રાજ્યમાં વસાવવા માટે બંદોબસ્ત કરવાનું કામ એક સરદારને સોંપી તે સઘળા ખંડીએર તરફ ચાલ્યા.

આ ખંડીએરની ગુફા આપણે જોઇ છે. અને વિજયસિંહને વિજયદુર્ગના રાજા વિજયસિંહને લુંટારાના સરદાર તરીકે આપણે જોએલો છે.

આ ગુફામાં વિજયસિંહ તથા બીજા હિંદુઓએ પોતાનો નિવાસ

ફર્યો અને તેઓએ મુસલમાનોને કનડવાનો ધંધો આરંભ્યો. મુસલમાન લોકો પોતાનું રાજ્ય હવે ધીરે ધીરે વધારવા માંડતા હતા અને તે સારૂં લશ્કરની ટુકડીઓ ઠામ ઠામ મોકલતા હતા. આ લોકો તે અસાવધ ટુકડીઓ ઉપર તુટી પડતા. અને ઘણુંજ દુઃખ દેતા. મુસલમાન અમલદારો જતા તો તેઓને પણ લુંટતા અને મુસલમાની રાજ્યની રૈયતને હરેક પ્રકારે દુઃખ દેતા.

વિજયસિંહને આ ગુફામાં આવી રહ્યા પછી હૃદયમાં ગુજરાતની દશા સારૂ બહુજ લાગણી થતી હતી. ત્હેના વિચાર આખો દિવસ તેનાજ થયા કરતા હતા. ગુફાના નિવાસ પછી આસરે ચાર માસ વીતી ગયા પછી એક દીવસે તે એકલો ફરતો હતો. ત્હેના મનમાં વિચાર આવવા લાગ્યાઃ—

“ખરેખર! વિધાતા ત્હારી કૃતિ અજબજ છે. આજથી ચાર માસ ઉપર મ્હારા વિજયદુર્ગની સ્થિતિ—મ્હારી સ્થિતિ, મ્હારી સાથેના માણુસોની સ્થિતિનો વિચાર કરૂં છું અને તે સાથે હાલની સ્થિતિને સરખાવું છું તો મ્હારૂં મન ત્હારી કૃતિથી મોહજ પામે છે. આજથી બે વર્ષ ઉપર મ્હેં સ્વપ્નામાં ધાર્યું નહતું કે વિજયદુર્ગ—મ્હારા વિજયનો વિજયદુર્ગ—મુસલમાનોના હાથમાં જશે અને ત્હેની સઘળી શોભા ગૌરવનો નાશ થશે. મ્હેં ધાર્યું નહોતું કે ગુજરાતના રાજ્યનો આવો અચાનક અંત આવશે. અને તે પણ દુષ્ટ નિમક હરામીના હાથેજ.

માધવ! માધવ!! તું ખરેખર કૃતઘ્નિ અને પાપી છે. ત્હારા પાપનો બદલો જરૂર ઈશ્વર ત્હને આપશેજ. જેણે બાળપણથી પાળ્યો, પોષ્યો અને મ્હોટો કર્યો—જેનું અન્ન ખાધુ ત્હેનો તું હરામ થયો. ધિઃક્કાર છે ત્હને! મૂર્ખ! ત્હારી આવડત કયાં ગઇ? ત્હારા મુત્સદીપણાપર કેમ પાણી ફેરવ્યું? માધવ! આપણે છેલ્લા મળ્યા તે વખતની ત્હારી વાતમાં જણાતો રાજ્ય તરફનો-રાજા તરફનો-અને અંતે મ્હારી જન્મભૂમિ તરફનો ભકિતભાવઃ તે શું! ક્ષણમાંજ નષ્ટ થયો? શું! સઘળા વિચાર એકદમજ ફેરવાયા. હું ત્હને મળ્યો ત્યારે મ્હારા મનમાં ત્હારા વિષેના સઘળા વિચાર કેવા હતા. હું જે ત્હને પુજ્ય માનતો, ત્હને ડાહ્યો, શુશીલ, કાર્યકુશળ અને મહાનુભવ માનતો તેજ હું આજ ત્હને ધિક્કારની દૃષ્ટિએ જોઉં છું. ત્હેં ત્હારા ડહાપણુ, શુશીલતા, કાર્યકુશળ અને અનુભવ ઉપર છીણી મુકી છે. ત્હને આ કુબુદ્ધિ કયાંથી સુઝી? વિનાશ કાળે બિપરીત બુદ્ધિ તે વાત ખરીજછે અને ત્હને આ વિપરીત બુદ્ધિજ સુઝી અને તું દિલ્હી ગયો.

"ત્હારે દિલ્હી જઇને શું કામ હતું ? જે રાજાને ત્હેંજ રાજ્ય આપાવ્યું હતું ત્હેને ગાદી ઉપરથી દૂર કરતા ત્હને કેટલી વાર લાગનાર હતી? પણ ત્હારી બુદ્ધિજ બ્હેર મારી ગઇ અને ત્હને ખોટા સલાહકાર મળ્યા. તેથીજ-તેથીજ-ત્હને આહાવું સુઝયું."

"ગુજરાતનું હિંદુ રાજ્ય નાશ પામશે એવું મ્હેં ધાર્યુંજ નહોતું. મુસલમાનોએ પાટણ ઉપર ચડાઇ કરી ત્યાં સુધી હું ધારતો નહતો. હું ધારતો હતો કે જો કદાચ રાજા કરણ હાર્યો તો બાદશાહ ખંડણી ઠરાવી રાજ્ય ત્હેનાજ કબજામાં રાખશે. હું કરણ રાજાને ઓળખતો નથી. અને ન્હોતોજ. પરંતુ ત્હેના શૌર્ય અને પરાક્રમની વાતો સાંભળી હતી. એ ખરું છે કે હું મ્હારા લશ્કર સહિત ગયો ન્હોતો તેનું કારણ અન્ય નહી પણ શરીરના દુરસ્તને લીધેજ. નહીં તો જો હું એકવાર ફકત એકવાર ગયો હોત તો—તો શું ? તો હું તો પ્રાણાન્ત પર્યંત લડત, મ્હારી ભુમી સારૂં પ્રાણ આપત—

"પરંતુ જ્યારે વિજયદુર્ગ ઉપર લશ્કર આવ્યું ત્યારે કેશરીમાં કરવાની વિરૂદ્ધ કેમ ? હા ત્હેમાં હું વિરૂદ્ધ હતોજ. હિંદુઓના ખરા હીરા પાટણ આગળ ખોવાયા. મુલ્યવાન-પાણીદાર-સરદારો પડયા. હવે રહ્યા તે માત્ર બીન અનુભવી અને વગર કિમતના-વગર કિમતના કેમ ? પણ અનુભવ વગરના તો ખરાજ પછી કેશરીયાંથી શું ફળ ? જગકિર્તિ ! તે કિર્તિ કયાં સુધી રહેનારી ? એક, બે, ત્રણ પ્હેડી સુધી રહેનારી પછી ? વીસરાવાનીની ! તેથી આપણી ભુમિને શો લાભ ? આજ વિચાર મ્હારા મનમાં ઘોળાતો અને તેથીજ મ્હેં ના પાડી જીવતો નર ભદ્રા પામે એમ મ્હેં ધાર્યું. વળી આ રીતે અરણ્યવાસી થઇ મુસલમાનોને કનડવામાં ફાવીશું તો ઠીક છે; નહી તો બીજો ઉપાય થશે: એમ મ્હારો ઇરાદો ખરો. આ અરણ્યમાં હિંદુ સૈન્યનો જમાવ કરી અને મુસલમાન સામે ટક્કર લઇએ તો લઇ શકવાને કોઇ પણ પ્રકારનો વાંધો આવે એમ નથી. એ પણ એક વિચાર મ્હારા મનમાં હતો. પરંતુ આશું ? આ અવાજ ક્યાંથી આવે છે ?"

વિજયસિંહના મનમાં વિચાર તરંગો ચાલતા હતા તેમજ ત્હેનું શરીર પણ ચાલતુજ હતું તે પોતાની ગુફામાંથી ઘણે દુર નીકળી આવ્યો હતો. રાત્રી ઘણી વીતી ગઇ હતી. ત્હેણે અવાજ કાને આવ્યો તે તરફ ગયો અને જે ટેકરી ઉપર અને મંદિરમાં આપણે વસંતદેવને જોયો હતો. તે ટેકરી ઉપર તે આવી પહોંચ્યો તે ગાયન સાંભળવા અટકયો.

અને હેની સાથે ગાયન પણ અટક્યું. થોડીવારે તંબુરનો ઝીણો સ્વર પુનઃ સંભળાયો અને ગાયન ચાલ્યું.

( પદ. )

દહાડા મ્હારા વાંકાં...થયા...રે હવે હું તો ભક્તિ રસે રાચું,
છોડી ગયાં વ્હાલાં...રે ભક્તિથી ભિક્ષુક થઇ યાચું—દહાડા;
હવે નહી કોઇ મ્હારૂં...રે ત્હારે શરણે...હું આવું,
ત્હારા ગુણને ગાઇ...ને...રે (મ્હારા) મનને હું રીઝાવું—દહાડા;
પ્રિયા પુત્રીને પ્રભાવ મ્હા...રો સર્વે થકી હું ત્યજાયો,
વિપત્તિમાં નહી...મિત્રો કો...ઇ સંપતે સા...થ ધાયો...રે—દહાડા;
ગૃહણ વખતે તારકો હસે...છે ભલે...ચાંદલો ડુ...બે,
જાણે નહી કે કોઇ સમે...રે તેઓની એ...દશા છે—દહાડા;
કુરણ ચાંદલો અસ્ત થયો...છે ભલે અદેખા રા...ચેરે,
સ્હાયનું જરીએ મનમાં ન ધા...રે...ન જાણે ત્હારા પછી,
મ્હા...રો...રે...દહાડા;
દશા દેશની આવી થઇ...છે દેખીને...મન ત્રાસે,
માતૃભુમિના માટે...રે કહો અંતર કોનું નહી દાઝે...રે—દહાડા;
મ્હારી ભક્તિનું ફલ સઘલું...રે...મ્હારી ગુર્જરી...ને—મલજો,
સ્વતંત્રતા ફલ આપો...રે મ્હારા ઇશ્વર હું વિનવું--દહાડા;

છેલ્લું પદ ઘણાજ લંબાણથી ગવાયું અને તંબુરો બંધ થયો. અને ગાનાર ગાનમાં લિન્ન થયું હોય એમ લાગ્યું. વિજયસિંહ દ્વાર આગળ ગયો તો દ્વાર બંધ દીઠું. તેથી બારણું ઠોક્યું ત્હેને જવાબ મળ્યો " કોણ છે. "

" કોઇ નહી. મુસાફર. "

" અત્યારે ક્યાંથી ? "

" બારણું ઉઘાડો. "

" નહી ઉઘડે. "

" કેમ "

" ત્હમે કોણ છો ? "

" મુસાફર. "

" ક્યાંથી આવ્યા. "

" થાકેલો છું "

" પણ ક્યાંથી આવે છે ? "

" ઘેરથી. ":

" ઘેરથી આવે છે । કોના ?"

" મ્હારા "

" તો સીદ્ધા સીદ્ધા ચાલ્યા જાઓ દક્ષીણ બાજુએ. ત્યાં તમને સારાં મિષ્ટાન્ન મળશે. અહીં ગરીબ મુસાફરને અત્યારે કશું મળવાનું નથી. " અંદરથી બોલનારે હસીને કહ્યું.

" શેના મિષ્ટાન્ન ? "

" દુધપાક પુરી ત્હમારા વાંસામાં. જાઓ ત્યાં તમારા કાકાઓ ખાસી મઝેની દક્ષણા લઇને ઉભા છે."

" અરે હું રજપુત છું. સાંઝ થઇ જવાથી થાકેલો છું માટે ઉઘાડો તો ઠીક. "

" પણ—"

" પણ શું ? "

" જરા દૂર જાઓ. "

" લ્યો દુર ગયો ઉઘાડો. "

બારણું ઉઘડયું તો, અંદર આપણે જોયેલા યોગીરાજનાં દર્શન થયાં. યોગીને તરતજ વિજયસિંહે પ્રણામ કર્યા અને કહ્યું "મહારાજ આજની રાત અહીં સુવા દો તો ઠીક બ્હાર ટહાડ પડે છે અને હું થાકેલો છું. "

" પરંતુ ત્હમે કયાંથી આવ્યા તે કહો ત્હમે કોણ છો તે જાણ્યા વગર હું કેમ હા કહું, "

" ત્હમે હવે હા કે ના કહો તો પણ હું અંદર આવ્યા વગર રહેનાર નથી અને અહીંથી જનાર નથી. "

" કેમ ? "

" મરજી. "

" નહીં જાય એમ "

" હા. "

" ત્હમે રજપુત છો ? "

" હા. "

" હું પણ રજપુત છું " યોગીરાજે હસીને જવાબ દીધો.

" ત્હેમાં શું ? હું હવે જનાર નથી. "

" હું મારીને કહાડીશ. મ્હને નથી લાગતું કે ત્હમે રજપુત છો.

કોઇ મુસલમાન તો નથીને. જોજે અભડાવતો. "

" મુસલમાન કયાંથી ! હું હું રજપુત છું."

" રજપુત આવા અવિનીત હોતા નથી. "

" પરંતુ હું છું-હું ન્હોતો ને હવે છું. "

" એમ કેમ. "

" હવે હું લુંટારો છું. "

" આ પાસેના જંગલનો કે ! વિજયસિંહના સાથનો હઇશ, "

"ના હું વિજયસિંહજ છું."

" તો ત્હમે આવા કેમ ? ઠાકોર વિજયસિંહ આવા અવિનીત હોય એમ હું ધારતો ન્હોતો. "

" પરંતુ મહારાજ મ્હારૂ મન ઠેકાણે નથી. મ્હને ભુખ લાગી છે. માટે જરા ખાવા દો પછી વાત કરશું. "

" એમ ! તો શું ખાશો ? "

" અત્યારે ગમે તે હશે તે ચાલશે, ભુખ ન જુએ ત્હાડો ભાત "

યોગીરાજે ત્હેને અંદર લીધો અને જમણી તરફની એક અડાળીમાં લઇ ગયા અને ત્યાં બેસાડયો. યોગીરાજે સ્હામે પડેલો એક પટારો ઉઘાડયો અને અંદરથી થોડા વનફળ અને શેકેલા ચણા કાઢી વિજયસિંહને આપ્યા ઘણા આનંદથી વિજયસિંહે તે ખોરાક ખાધો અને પછી બ્હાર નીકળી પાસેના ઝરણુમાંથી તાજું, નિર્મલ પાણી પીધું આ પ્રમાણે તૃપ્ત થયા પછી નિરાંતે બેઠો અને તે તે અડાલી નિહાલવા લાગ્યો.

તે અડાલી લંબચોરસ હતી. ત્હેની ત્રણ તરફ ભીંતો હતી અને એક બાજુ, જે સ્હામેના મહાદેવ તરફ પડતી હતી તે ઉઘાડી હતી. આ બાજુએથી અંદર પેસતાં જમણા હાથે એક ન્હાની ઓરડી હતી. તે ઓરડીમાં કાંઇ સરસામાન હોય એમ લાગતું હતું. તે ઓરડીની સ્હામી બાજુએ એક મ્હોટો લાકડાનો પટારો પડેલો હતો. તે પટારાની પાસે બે ત્રણ કોઠીઓ પડેલી હતી. તે અડાલીની વચ્ચે થોડી કામલીઓ પાથરેલી હતી અને કામલીની પાસે થોડા જુદી જુદી પ્રકારના વાજીંત્રો પડેલા હતા.

આ વાજીંત્રો તરફ થોડીવાર જોઇ તે ઉભો થઇ તે વાજીંત્રો પાસે ગયો અને દરેક હાથમાં લઇ તપાસવા લાગ્યો. યોગીરાજે આ જોઇ કહ્યું વિજયસિંહ, એ વાજીંત્રોની ત્હમે તાલીમ તો લીધી હશે ? "

" હા. મહારાજ "

" તો કાંઈ ગાઓ તો "

" જેવી ઇચ્છા "

વિજયસિંહે શરૂ કર્યું: —

પરદેશી પરધર્મિ રાજ્યે ગુજરાતે વાસો કરિયો;
સ્વતંત્રતાનો નાશ થતાં, ઝટ રજપુતે મેલી હડીઓ;
રજપુતોનો નાશ કરીને મુસલમાન આવી પેઠા !
દેશ લક્ષ્મિનો નાશ થયો છે ! હાલં ગુર્જરી શા ત્હારા ! !
કુમારપાળની જ્યાં કિર્તિઓ એક અવાજે વખણાતી,
સિદ્ધરાજની કાર્ય ભૂમિની આ પાટણ તે હતી નગરી;
મૂળરાજની મ્હાન્ મહત્તા, ભીમદેવની જે ખ્યાતિ;
જે નગરી વનરાજે સ્થાપિ તે પાટણની થઇ પડતી.
જ્યાં જ્યાં મંદિરો હું જોતો ત્યાં મસજીદો થઇ આજે,
શંખનાદની થતી ગર્જના મુલ્લાં ત્યાં પોકારે છે !
સુખ સ્હેલમાં રહેતા લોકો પુત્ર અને પુત્રીઓ સાથ,
જુલમ ગુજરે તેઓ ઉપર; રૈયતની લુંટાયે લાજ !
અદલ ન્યાયનું રાજ્ય હતું જ્યાં આજે પક્ષાપક્ષી,
રાજાની મરજીજ કાયદો વાત કહેવી ત્યાં શી બીજી ?
મરજી મુજબ ધર્મ પાળતા કોઇ નહી આડે આવ્યું,
તે દિવસને બદલે આજે કુરાન સાટ છે તલવારૂં !
ખુન્નસ કાં શરીરે ના વ્યાપે નિરખી સઘળું આ, આંખે ?
સ્વતંત્રતા કારણ છે મ્હોટું ઉન્નત જીવન ને કાજે,
વિચાર અને વિવાદ મુકીને હિમ્મતથી લ્યો હથીઆરો,
રણક્ષેત્રમાં ઝટ દોડીને " જય ગુર્જરી " પોકારો.

———:o:———

આ પદ શરૂ થયું ત્યારથી અંત સુધી યોગીરાજ એક ટસે અને એક ચિત્તથી સાંભળતા હતા. પદનું દરેકે દરેક વાકય ત્હેમને અસર કરતું હતું એમ ત્હેમની મુખાકૃતિ કહી આપતી હતી. છેલ્લી કડી ગવાતાં ઝનુનમાં આવી તે ઉભા થયા અને હાથમાં શસ્ત્ર લઇ રણક્ષેત્રે ધાવાને તયાર થયા હોય એમ વર્તન કર્યું. વિજયસિંહ પણ પોતાના ગીતના અંતર્ભાવને અધિન થઇ સૌર્યાવેશમાં તણાણો અને છેલ્લી કડી ગવાઇ રહેતા હાથનું વાજીત્ર ધીરે લઇને સરકી પડયું યોગીરાજની આંખ વિજયસિંહની

આંખ સાથે તારા મૈત્રક કરી સ્થાઇ રહી હતી. આ ભાવ ત્હેમનામાં થોડો સમય પ્રબલતાને પામ્યો અને મનુષ્યની બીજી ભાવનાઓ જે રીતે ઝનુની બની અસ્ત પામતા દીપની પેઠે શિથિલતા પકડે છે તે રીતે બન્ને આવેશ એકદમ સ્ફુર્યા અને એકદમ શાંત પામ્યા. આવેશો શાંત પડતાં બન્નેના ચક્ષુઓએ ભાવનાની ટોચે પહોંચતાં જે અશ્રુ બિંદુઓ ઝરે છે તે ઝરાવ્યા અને તેમ થતાં તારા મૈત્રક ભ્રષ્ટ થયું.

યોગીરાજ એકદમ બેસી ગયા અને બોલ્યા ' ભાઇ વિજયસિંહ ! ગુર્જરી ભુમિની દશા મ્હેં પ્રત્યક્ષ નજરે ભાળી છે અને તેવીજ દયા આજે ત્હમે આએહુબ મજ આગળ કહી બતાવી તેથી મ્હારામાં ' મારૂં કે મરૂં ' એવી રીતની લાગણી પ્રદીપ્ત થઇ. પરંતુ આપણે દિનભાગ્ય ખરાજ કે આપણી પાસે નથી માણસો કે નથી હથીઆરો, છે તો ખરા પણ તે તદ્દન નકામા જેવાજ સુધરેલી ઢબના શસ્ત્રો અને અસ્ત્રો શીવાય આપણે શું કરી શકવાના ? '

વિજયસિંહ ! એ ખરૂં છે ? પરંતુ તેવા શસ્ત્રો મેળવવા સારૂ આપણે યત્ન કરવો **જોઇએ જને ?** "

' હા. યત્નની જરૂર છે. પ્રયત્ન કરે પરમાત્માની પ્રેમ દૃષ્ટિ છે. યત્ન કર્યાથી સઘળુ ફતેહમંદ ઉતરે છે. ભાઇ વિજયસિંહ ! શુરવીર રણધીર ! આ ભાવ, તે અત્યારે ત્હારા ગીતમાં સમાયેલો છે તે ભાવથી જો દરેક ગુર્જર પુત્ર પોતાની ભૂમિને સ્વતંત્રતા અપાવવાને ઇચ્છે તો જરૂર ગુર્જરી દેવી પરતંત્રતાથી મુક્ત થાયજ. ભાઇ વિજયસિંહ ! મ્હને પાછલા દિવસો અત્યારે સાંભરી આવે છે અને તે દીવસ સાથે ગુજરાતની આજની સ્થિતિ સરખાવતાં મ્હારા મનમાં જે ભાવ થાય છે તે હું કહી શકતો નથી. સ્વતંત્રતાને સારૂ આપણા પૂર્વજોએ જે કર્યું છે તે જોતાં આપણે ત્હેમના પ્રમાણમાં કાંઈ પણ કર્યું નથી એમ કહી શકીએ. ગુજરાતના રજપુત રાજ્યના નાશ વખતે રજપુતોએ તથા ગુર્જર પુત્રોએ બતાવેલી બહાદુરી બેશક વખાણવા જેવી હતી પરંતુ આપણે આપણીજ ભુલના ભોગ થઇ પડયા. અંદર અંદરના કલહને કુસંપેજ આપણી માતૃ ભૂમિનું સત્યાનાશ વાળ્યું—"

" મહારાજ ! મ્હારા અનુભવ પ્રમાણે મ્હને તો એમજ લાગે છે કે સંસારમાં કંકાસ અને કજીઓ એ ચીજ દરેક સ્થલે હોય છે. અને ત્હેનું કારણ મનુષ્ય જાતની ઉત્પત્તિ સાથે ઇર્ષ્યાની ઉત્પત્તિ છે એમ હું માનુ છું. "

" નહીજ. વિજયસિંહ ! નહીજ. આપણે જો ન્હાના બાળકના અંતઃકરણની પૂર્ણ પરીક્ષા કરીશું તો તરતજ માલુમ પડશે કે ત્હેનામાં વાત્સલ્યતા અને બાલકીય શુદ્ધતા છે. તે વાત્સલ્યતા અને શુદ્ધતાનુ છેદન સમય જતાં કુસંગતિને લીધેજ થાય છે તે છેદન ના થાય તે સારૂ જો યત્ન કરાય તો જગત્‌ના દરેક મનુષ્યમાં વાત્સલ્ય અને બાલકીય શુદ્ધતા ઉચ્ચ પ્રકારે રહે અને તેમ રહેતા આખી અવનિમાં આનંદ આનંદ વ્યાપિ રહે "

" ધન્ય યોગીરાજ ! આપે ખરેખર ! ખુબ અનુભવ મેળવ્યો લાગે છે. આપના શબ્દો અક્ષરશ ! સત્ય જ છે. "

" ભાઈ ! મનુષ્ય પરીક્ષા કરવી તે દરેક મનુષ્યનું કર્તવ્ય છે અને તે પરીક્ષા કરવાથીજ સંસારનો અનુભવ મળે છે મનુષ્ય પરીક્ષા કરતાં ઘણા વિઘ્ન આવે છે અને તે વિઘ્નો જો આપણે વટાવી શકતા નથી તો નાસીપાસ થવું નહી જોઇએ મનુષ્ય પરીક્ષા કરતાં મ્હોટાઇ ન્હાનાઇનો સંવાદ કોઇ દી વચ્ચે લાવવો જોઇએ નહી મ્હોટા સાથે મ્હોટા થવું અને બાલક સાથે બાલક થવું આથીજ સર્વાંશે મનુષ્ય પરીક્ષા થઇ શકશે "

" વિજયસિંહે ફરીથી પોતાનુ વાજીત્ર લીધુ અને યોગીરાજને કહ્યું મ્હારાજ આપ મનુષ્ય જીવનના અભ્યાસી છો તેથી કાંઇ તે વિશે અનુભવ મળે એવી એકાદ ચીજ સંભળાવો. "

" જેવી ઇચ્છા " યોગીરાજે સતારના સુરથી શરૂ કર્યું !

( પદ. )

જાણે ઘણા જનો...રે...આ જગત્‌ની માયા ખો...ટી
ભ્રમણાથી જગત્ બધું સા...ચું
માનવ કયાં ભમે ભૂલમાં...રે...નથી કાંઈ ખો...ટું
એ બધું સાચું છે...સા...ચું
છે જીંદગી ઝેરરે માનવીએ બધી ઉ...પાધી મને એ...
ઉપાધી મને એ ઉપાધી
અમૃતની કુપ્પિ આ ભરે...લી મિષ્ટ સ્વાદિ...તને
મિષ્ટ સ્વાદ છે તે મ્હારો
જંગ છે જીવનરે ષડ્અરિની સાથે લડવું લડયા પછી
હારીને પડવાનું
સઘલા પડરિ તહમારા...રે મનથી કલ્પિત ને મનના
બધા ભ્રમો

જીંદગી છે વૃધારે, કર્મના કેદી બધા લોકો નસીબમાં
લખાયેલુંજ થાશે
નકદિ ધારવું જીવન વૃથા પણ કર્મ તણી કસોટીજ મ્હોટી
નસિબ જેવુ કાંઇ નથી ત્યાં...
વાવો ત્હેવું લણુશો...રે ત્હમારા કર્મો તણા ફલ મીઠડાંઃ--

વિજયસિંહ બોલી ઉઠયો ' ધન્ય યોગીરાજ ! ધન્ય આપે ! મનુષ્યને વર્તન કરવા યોગ્ય શ્રેષ્ટ માર્ગ-' ત્હમારૂં કર્મ કરો અને ત્હેના ફળ ત્હમને મલશે '--તે માર્ગ ઘણીજ સારી રીતે બતાવ્યો "

" ભાઇ વિજયસિંહ ! ' જગતમાં માયા છે-ભ્રમણા છે ' ' જીંદગી ઝેર જેવી છે ' ' તે સઘલી મિથ્થા ઉપાધી છે ' ' વલી ષડરીપુ સાથે યુદ્ધ કરવાનુ છે ત્હેમાં આપણે ફાવવાના નથી, ' ' જીંદગી વૃથા છે, ' ' આપણે કર્મના કેદી છીએ, ' અહાવી રીતના વિચિત્ર વિચારો આપણામાં બાલપણુના સમયે આસપાસના જનો ઠસાવે છે. આહાને લીધે આપણે તદ્દન નસીબ ઉપરજ સઘળું મુકીએ છીએ અને આ આનંદમય જગતને અસાર સંસાર સમજીએ છીએ. ભાઇ ! સંસારમાં સાર કેમ નથી ! સુખ કયાં નથી ! આ જીવન તે અમૃતની કુપ્પિ છે. ખરા હૃદયથી જીવન ગાલવાની ઇચ્છા હશે તો જીંદગી ખરેખરી સ્વાદિષ્ટ લાગશે. તત્વવેત્તાઓ ' આપણે ષડરિપુ સાથે લ્હડવાનુ છે ' એમ કહે છે પરંતુ ભાઈ! કામ, ક્રોધ, મોહ, મત્સર, લોભ, અહંકાર, એ સઘળુ નવરા બેઠેલાં તત્ત્વવેત્તાઓથી મનના ભાગ પડાયલા છે; અને તેજ ખરેખરા ભ્રમ છે એમ ધારવાથીજ આપણું શ્રેયઃ થવાનું. આપણે બધુ કરી શકીએ છીએઃ નસીબ જેવી ચીજ છેજ નહી. આપણા કર્મની કસોટી અંહી થવાની છે તેથી આપણે કાંચનરૂપ જીવન ગાળવા યત્ન કરી, સંસારને આપણી કસોટી જોવાદેવી અને આપણે નિઃસ્પૃહિ બની, નવરા તત્ત્વવેત્તાઓના ભાગ વિભાગ તરફ દૃષ્ટિ નહી નાખી સંસાર સત્ય છે, સંસાર સાર છે, સંસાર તેજ સુખ છે, આનંદ છે એમ માની આપણું કર્તવ્ય કરી જગત્ જનોને શુદ્ધ જીવન દર્શાવવું તે આપણો ધર્મ છે "

" ધન્ય મહારાજ ' આપે આ શિક્ષા સરસ આપી આપના આ અનુભવ સિદ્ધાંતોથી આપના પૂર્વાશ્રમનો ઇતિહાસ જાણવા ઈચ્છા થાય છે. "

" વિજયસિંહ ! કૃપા કરી તે પુછશો મા ! સમય આવે આપણે સારો સંબંધ હશે તો બધી ખબર પડશે. જ્યાં સુધી હું પોતે કોણ હતો,

કેવો હતો, અને હું કોણ છું તે કહેવાની મ્હારી ઇચ્છા નથી ત્યાં સુધી કોઇએ પણ મ્હને પુછવું નહી એમ મ્હારી ઇચ્છા છે. ”

“ હશે. મ્હારાજ આપ બીજી કોઇ ચીજ સંભળાવો ”

“ જો આકાંક્ષા હોય તો સાંભળો હું જે ચીજ ગાઉછું તે એક સમૃદ્ધિવાન જન જે અરણ્યવાસી થઇ વૈરાગ્યવસ્થા ભોગવવાં ત્યાગી બનેલો હતો ત્હેના વિષે છે. ”

“ ઠીક મ્હારાજ સંભળાવો.

“તે મનુષ્ય પોતાની ગત્ મહત્તાને કહે છે:—

( પદ. )

ક્ષણુ ભંગુર છે તું મ્હોટાઇ ન ગયું મ્હારૂં કંઇ ખોવાથી,
જંગલ મ્હારે શું ખોટું છે ? સરખા વનને મ્હેલ હુંથી—ટેક.
વસતો પ્હેલા કૃત્રિમ મ્હેલે, કુદરતી મ્હેલે હાલ વસું.
કૃત્રિમ મ્હેલે હતી ઇર્ષ્યા બહુ સ્થાન હતું તે કજીઆનું—ક્ષણુ.
પોલો ભપકો ત્યાં રે'તો બહું, માન હતું સઘળું પોલુ,
મ્હોડે બોલે સઘળા હાજી સત્તા જ્યારે મુજ સબલી—ક્ષણુ.
ઇર્ષ્યા નહી દેખુ હું અહીઆ, વાસ નહી કજીઆનો છે,
વૈભવ કાંઇ દીસે નહી જ્યાં તો પોલું શું જોવાનું છે?—ક્ષણુ.
હાજી બદલે કડવું, હિતકર કહેતા શું ડરવાનું છે?
છત્ર ખરૂ મ્હારૂ આકાશે નિત્ય અને વળી વ્યાપક જે—ક્ષણુ.
છત્ર હતું ત્યાં કપડાનું જે ટુંક મુદતમાં ફાટી જતું.
કૃત્રિમ મ્હેલે હતું સુખ સઘળું બીજારૂપે અહીં દેખુછું.—ક્ષણુ.
કાયા ત્યજીને દેહે બીજી, આત્મ વસતો બીજા રૂપમાં,
ત્હેવી રીતે મ્હારા સુખો રૂપો ધરતા તદ્દન નવા, ક્ષણુ.

વિજયસિંહ:—“વાહ ! યોગીરાજ અરણ્ય અને મ્હેલને આબેહુબ રીતે આપ સરખાવો છો.

યોગીરાજ:—ભાઇ ! સંતોષ હોય છે તો સર્વદા સઘળે ઠેકાણે સુખજ હોય છે. દરેક સ્થાન એકજ સરખા આનંદમય ભાસે છે. કૃત્રિમ મ્હેલ કરતાં આ મ્હેલમાં આત્માનું શ્રેય ! કરવા સારૂ ઘણી સગવડ મળી શકે એમ છે. આપણા આત્માને પરમાત્મા સંગે જોડવો તે આપણા આત્માની મહત્વા કાંક્ષા હોય છે. માટે સંસારમાં આત્માને આત્મા સંગે જોડતા શીખી પરમાત્મા સંગે લિન્ન થવા યત્ન કરવો જોઇએ.'

વિજયસિંહ:—મહારાજ ! આત્માને આત્મા સાથે જોડવાને સંસારમાં

રહીને શી રીતે બની શકે?

યોગીરાજ--ભાઈ મિત્રતા તે સર્વ જગત્ના મનુષ્યને આત્મા આત્મા સાથે કેમ જોડવો તે સિખવાડે છે શુદ્ધ સુહૃદયતા તેજ ખરી મિત્રતા છે. સાંભળ:--

( પદ )

સંસારના ખોટા વિલાસે મધુરતા તું શું જુએ ?
ખુશીથી ન્હાઈ વિષ પ્યાલો અમૃતને તું કયાં ખુએ ?
પકવાનના ફ્લ ભોગવે તું જ્યાં સુધી જીભપર રહે,
ટકતું નથી તે સર્વદા પણુ મિષ્ટ તું ત્હેને કહે!
વિલાસને વૈભવ બધા કોઇ દિન જ્યારે લાગશે
વ્હાએલ જે પ્હેલા હતા ત્હેને પછી ધીક્કારશે;
ક્ષણુ ભંગુર જો સઘળુ દીસે તો દુનીઆમાં શું નથી
વસતિજ એહેવી ચીજ કાંઇ જે રહે સ્થાઇ થઈ ?
ના ! ના ! નહિ એહેવું કશું સ્થાયિજ ચિજ છે મિત્રતા
જેથી જગત્માં સમપણું ને દૂર થાતિ ભિન્નતા.
મિત્રાઇમાં વાસો કરે ઉન્નત હૃદયના વાસિનો
આનંદનો કલ્લોલને સુહૃદય કેરી ઉચ્ચતા;
ભંડાર ત્હેનો ટુંક છે તેથીજ ત્હેની શ્રેષ્ટતા
ગણુતી નહી પણ ભાગ્યહિન છે જન ઘણા
જેનેજ તે વ્હાતિ નથી અધિકાર ત્હેનો નહિ ગણી.
મુશ્કેલી ત્હેની પ્રાપ્તિમાં તેથીજ ત્હેની શ્રેષ્ટતા,
સૃષ્ટિમાં છે અચલતા મિત્રાઇ કેરા પાઠમાં;
તે પાઠના સંગાથથી માનવ તણી છે ઐકયતા;
ઐકયની વૃદ્ધિ થતા આત્મા બધા જોડાય છે,
આત્મા તણુ મેલન થતાં પરમાત્મને પહોંચાય છે.
'નિર્વાણુની પ્રાપ્તિ'જ મ્હોટી જન જીવની વાંછના,
તે વાંછનાની પૂર્ણુતાનું મૂળ છે આ મિત્રતા;—સંસાર.

વિજયસિંહે આ પદ પુરૂં થતાં યોગીરાજને અભિનંદન આપતાં જણાવ્યું કે યોગીરાજે ઘણોજ સારો અભ્યાસ—મનુષ્ય જીવન તથા માનવ પરીક્ષાનો કરેલો છે. ત્હેના જવાબમાં યોગીરાજે કહ્યું:--" **તે અભ્યાસ મ્હેં મ્હારાથી બનતો કર્યો છે અને તે અભ્યાસ મ્હારા પછીના મનુષ્યો કરે એવી મ્હારી ઈચ્છા છે.** વિજયસિંહ હવે રાત્રિ ઘણી ગઇ

છે માટે આરામ લેવાનો વિચાર થાય તો આરામ લો.':

વિજયસિંહને જો કે હજુ પણ વધારે સાંભળવાની ઇચ્છા હતી પરંતુ યોગીરાજનીજ ઇચ્છા આરામ લેવાની દેખી તે બાબત હા પાડી, બન્ને જણુ કામલીઓ ઉપર પોઢયા અને ઘસઘસાટ ઉંઘ્યા.

પ્રભાતમાં વિજયસિંહ જાગ્યો તે વખતે યોગીરાજ જાગેલા હતા અને પોતાના નિત્ય કર્મ કરતા હતા. આ કર્મોની પૂર્ણતા થયા બાદ વિજયસિંહે યોગીરાજ પાસેથી રજા લીધી અને પોતાના આશ્રમે ગયો.

આ દીવસ પછી બન્નેના વચ્ચેનો પરિચય વધ્યો અને અંતે તે એટલે સુધી વધ્યો કે વિજયસિંહ યોગીરાજના મંદિરેજ પોતાનો ઘણો વખત ગાળતો.

---

# પ્રકરણ ૧૮.

## અલફખાં.

વિયોગીને વિપરીત વસંત ૠતુના દીવસનું બ્હાણું વાયું છે ગંભીર ભોગાવતી નદીએ અત્યારે ખરેખરી ગંભીરાઈ પકડી છે. મંદમંદ વાયુની શીતળ લહરીઓ સરીતાને કિનારે રહેતા અથવા કિનારા ઉપરના લોકોને આનંદ આપે છે. સુર્યોદય થતાં-આ ભુમીમાં અંધકારનો નાશ થતાં સ્થળ રમણીય લાગે છે, સ્હામે પર્વતની હારો મેઘમાલાની માફક કિંવા વનના હાથીઓના યુથની માફક શ્યામ રંગી બની જાણે તે મુલકને શ્યામ સાડી ઓડાડતો હોય તેમ ભાસે છે.

સુર્યોદય થતાં આપણા પ્રકરણને સ્થળે પક્ષીઓનો કિલકિલાટ બહુ નથી. નદીના કિનારે ઝાડો નહી હોવાથી--જો કે ભોગાવતી નદી ઘણા ભાગે ફલદ્રુપ પ્રદેશમાં વહે છે પરંતુ આ સ્થળે વૃક્ષ ઘટાઓ નથી એમજ નહી કિંતુ કિંચ્ચિત કિંચ્ચિત્ તરૂઓનો પણ અભાવ છે.

અત્યારે આ સ્થળે એક મનુષ્ય ઉભેલો છે. ત્હેની મુખાકૃતી જોતાં ત્હેની ઉમર આશરે ૫૫ વર્ષની લાગે છે. ત્હેનો ચ્હેરો ગંભીર છે અને વિચાર ગ્રસ્ત હોય તેમ લાગે છે. થોડીવાર સુધી તે ઉભો રહ્યો. થોડીવાર સુધી ત્હેણે આમથી તેમ ફેરા માર્યા. અને અંતે થાકીને આસપાસ જોઇને, એક શીલા ઉપર પોતાનું આસન લીધુ અને બોલ્યો!—

" યા અલ્લાહ ! પરવરદીગાર ! મ્હારી કયાં ભુલ થઇ કે મ્હેં એ કાફ્રરને વેચાતો લઇ બાદશાહની હજુરમાં મોકલ્યો. કમબખ્ત ! ખોજો ! જેનું કામ શું ? જનાનાની ત્હેનાત! તે જનાનાની ત્હેનાત કરતાં જેનો ડુચો નીકળતો હતો. જેને નફ્ફટ લુંડીઓની ખુશામત કરવી પડતી હતી જેને અડધા દીવસ ભુખ્યા રહેવું પડતું હતું, તે આજ મહારાજનો કરતો કારવતો થઇ પડયો. એ પણ આશ્ચર્યજ ! જે નફ્ફટ લુંડાને ખંભાત લુંટતી વખતે રોકડા એક હજાર દીનાર આપીને ખરીદ કરેલો તે હજાર દીનારી આજ હિંદુસ્તાનના શાહને હથેલીમાં નચવે છે તે ઓછી હીકમત !

" કુદરત ! કુદરત ! ! તું કરે તે કોઇ નહી કરી શકે ! યા તો કિસમત ! ત્હારીજ ખુબી ઓર છે ! તું રાજાનો રંક અને રંકનો રાય એક ક્ષણમાં બનાવે છે. ત્હેનો દાખલો આજ મોજુદ થયો. અલફ્ખાં ! તારીજ ભુલ ત્હને નડે છે. હરામજાદો નફ્ફટ ! હજાર દીનારી ! પોતાની ખુબસુરતીથી પાદશાનો માનીતો બન્યો. જમણો હાથ અને મુછનો વાળ બન્યો. અને અલફ્ખાં, જેણે હજારો ઉપર હુકમ કર્યા, લાખોનું લશ્કર દોર્યું, કરોડોનાં કામ કર્યા તે અલફ્ખાં, આજે નિર્ધન અવસ્થામાં-અથવા કંગાલ અવસ્થામાં પોતાના દેહની સલામતીનો શક ધરી, આબરૂ બચાવવા અમીરી મુકી ફકીરી હાલમાં ભમ્યા કરે છે ! જ્યારથી તે લુંડો બાદશાહની ખીજમતમાં રહી દેવગઢ લ્હડાઇ કરવાની અનુમતી લઇ ગયો અને 'રાજા કરણની બેટીને લાવી બાદશાહ પાસ રજુ કરી ખીજરખાં સાથ નિકાહ પઢાવ્યા ત્યારથી ત્હેના માન વધ્યા, બેગમ સાહેબનો માનીતો થયો અને બાદશાહનો જીગર બન્યો, અને શાહજાદાનો તથા ખુશામતીયાઓનો ચશ્મે-નૂર થઇ પડયો. શાહજાદો તેના ઉપર આફ્રીન થઇ ગયો.

" ખીજરખાં ! શાહજાદા ! ! તુ છેતરાયો. અલફ્ખાંની માફક તું પણ તે કુતરાના કપટે ઝપટાયો. તું જાણતો હતો કે તે ત્હારો દીલોજાન દોસ્ત છે. પરંતુ કાફ્ર કાફુર-જેને શાહે નાયબ મલેકકાફુર નામ આપી મલેકોને લજવ્યા તે કપટ કુશળ, નીમક હરામી, કાફ્ર કાફુર તેવો કેમ બને ? તેજ લુણ હરામી, નાપક ચંડાળ આજ ત્હને નશીયત કરાવવા તૈ-યાર થયો. શાહજાદા ! ત્હને તો વાંકમાં લીધો ત્હેમાં વખતે ત્હેનું કાંઇ વ-ળશે નહી પરંતુ આ ગરીબ અલફ્ખાંને, ઘરડી ઉમરે ફસાવનાર નાપાક દોઝખમાં જરૂર જશે. અરે ! ત્હેનું જે થવાનુ હોય તે થાય પરંતુ ત્હેમાં અલફ્ખાંનો શો વાંક ! કે ત્હેને આવું અણઘટતું સહન કરવું પડે ? શું

અલફખાં એ બાદશાહને ગુજરાતનું રાજ્ય આપ્યું તેથી ત્હેનો ગુન્હો કર્યો, શું જ્હેણે નાયબ મલેક કાફુરને વેચાતો લીધો ત્હેમાં વાંક ગણાયો ? શું કરણની ગાદી અપાવી ત્હેમાં કસુર કરી ? શું પેલી હુરમ, તે લુચ્ચુહરામી લુંડી—કરણની રાણી–ને મોકલી ત્હેમાં મ્હારી મૂર્ખાઇ ગણાઇ ? કે શું ? ત્હેનો કશો ખુલાસો થતો નથી. જો ગુજરાતનું સારૂ કરવાની ઇચ્છા, ગુજરાતીઓને હક આપવાની ઇચ્છા, અને હિંદુ મુસલમાન ને એક ન્યાયથી જોવા ત્હેમાં કાંઇ ગુન્હો હોય તો ત્હેનો હું ગુન્હેગાર ખરોજ. જો દ્રઢ મનથી અને એક નિષ્ટાથી કરેલી રાજ્ય શેવામાં રાજ્ય દ્રોહ હોય, તો હું રાજ્ય દ્રોહી ખરોજ, જો ગુજરાતનું રાજ્ય આબાદ બનાવવાનો યત્ન ત્હેમાં શહેનશાહતની પાયમાલી હોય તો તે પાયમાલી કરનાર હું ખરો !

"અલફખાનો વાંક શો ? અલફખાંનો ભોગ આપવાનું કારણ ? તે તો ત્હેમનો નાયબ મલેક કાફુર જાણે. પણ તોહમત શાં ? એક—શાહની જીંદગી લેવાનો ઇરાદો. અગર ત્હેની કોશીશમાં ભાગ લીધો. બીજુ ગુજરાતમાંથી દોલત લુંટી ગજવાં તર કરવાનું ત્રીજુ ગુજરાતના સુલતાન થવાનો ઇરાદો કરવાનું ચોથું કશું નહીં.

" તોહમત પ્હેલું કેવું નજીવું છે? શાહની જીંદગી લેવાનું પ્રયોજન શું ? અગર ત્હેની જીંદગી જાય ત્હેમાં મ્હને લાભ શો ? હું નીમકહરામી બની બીજાઓને મદદ આપી શાહનો જીવ લેવડાવું તો મ્હને કાંઇ નફો છે. ? શાહે આટલો ચ્હડાવી ગુજરાતના સુબાની માનવંત પદ્ધી આપી તે ઉપકાર શું અલફખાં વીસરી જશે ? શાહની મમતા માયા શું મુલ્ય વગરની થઇ પડશે ? અને શું આટલા ઘડપણમાં ખુદાનું નામ લેવું મુકી અલફખાં થોડા દીવસ સારૂ--થોડા સંતોષ સારૂ--શાહનું કાટલું કહાડવા કપટ કરે તે સંભવિત છે. ?

" ગુજરાતમાં પૈસો છે તે વાત બીન તકરારી છે. અને જુલ્મથી અને અન્યાયથી જેટલી દોલત લુંટવી હોય તેટલી લુંટી શકવામાં કાંઇ વાર થાય એમ નથી. પરંતુ અલફખાં કોઇ પણ દીવસ પોતાના નિશ્ચયથી ડગે એ અસંભવીત છે. હું પ્હેલેથીજ જાણતો હતો કે શાહ વ્હેમી છે. ત્હેણે કરેલાં કુકર્મો મ્હને યાદ છે અને તેવાજ કુકર્મો બીજા કરશે એમ ત્હેના મનમાં કેમ ના હોય ? ગુજરાતના લોક કબેલ અને કાયદો જાણનાર છે, તર્ક દોડાવવામાં કુશળ છે; તેથી તેઓને ઘણુંજ કામ પડે તોજ નજરાણું આપે છે. નહી તો કશું નહી ? આવકાર દેનારા આબાદ છે પરંતુ જ્યારે દમડી ખરચવાની વાત આવે ત્યાં તેઓ અચકાય છે. આ વા-

તે શાહને ખબર ક્યાંથી ? તે લોક વાયકા જાણે કે ગુજરાતમાં કાચું સોનું પાકે છે, અને દોલત ઘેર ઘેર છલકાય છે. પરંતુ જ્યાં ન્યાયથી પૈસો રાજ્યને લેવો હોય છે, ત્યાં દોલત ભેગી થતી નથી એ શાહ જાણતા હોય એમ લાગતું નથી. આથીજ શાહ અલફખાંને જુલમી અને દોલતમંદ ધારતા હશે કે અલફખાં ભભકાબંધ રહેનાર અને આનંદમાં દીવસ ગુજારનાર જુલ્મી હોય તો ત્હેમનો નાયબ મલેક કાફુર અનહદ જુલ્મી હોવો જોઇએ. પરંતુ કાફુર તો ચશ્મેનુર તેથી શું કહી શકાય ?

"ગુજરાતનું સ્વતંત્ર રાજ્ય કરવાથી અલફખાંને શો ફાયદો ? સુલતાન બની ત્હેને શું વધારે મળવાનું ? અલફખાં સ્વતંત્ર નથી ? ના ! શી બાબત ? કારણ કે ત્હેનો ઉપરી શાહ છે, અને ત્હેના કારભારીઓ પણ ઉપરીપણું બતાવવા દાવો રાખે છે આટલીજ પરતંત્રતા. નહીતો ? સ્વતંત્રજ છે. આ અલફખાં શા માટે વીસરી જઇ, લુણહરામી થઈ, લોકની દૃષ્ટીમાં અને ભવિષ્યના તવારીખ લખનારાઓની નઝરમાં હમેશ માટે શા સારૂ ગુન્હેગાર બને ? ગુજરાતમાં ગમે તેટલી દોલત હોય, રાજ્ય સ્થાપવાથી ગમે તેટલી સત્તા આવતી હોય તોપણ તે કેટલા દીવસ સારૂ ? અલફખાંને ક્યાં વધુ જીવવું છે કે ત્હેને પંચાતી હોય અગર જો ત્હેને વધારે જીવવાની આશા હોય—અને તે આશા દરેક જણને હોય છેજ તોપણ શું દોલત, સત્તા અને વૈભવ કબરમાં સાથે આવશે ? નહીજ ! કદી નહી.

"અલફખાં ઉપર તોહમત મુકાયાં ! અને શાહનો હુકમ નીકળ્યો કે અલફખાંએ ખીજરખાંને જીવ લેવાને ઉશ્કેર્યો અગર પોતે જાતે કોશેશ કરી, ગુજરાતના દોલતવાળા મનુષ્યોના ઉપર જુલ્મ કરી, દોલત લુંટી લીધી અને ગુજરાતમાં શાહના સ્વામાં બેદીલી ફેલાવી પોતે સુલતાન થવા ઇરાદો રાખ્યો એ બાબત તદન ખોટી છે એમ સાબીત કરી આપવું ! આ સઘળુ શી રીતે સાબીત થાય. સાબીત કરવાનું કોણે ? જે ફરીઆદ કરે ત્હેણે સાબીત કરી આપવું જોઇએ કે અલફખાંએ ગુન્હો કરેલો છે અને પછી જો અલફખાં ગુન્હેગાર માલુમ પડેતો બચાવનો પુરાવો લેવો જોઇએ પરંતુ આતો ફરીઆદી કહે છેકે અલફખાં ગુન્હેગાર—કાજીજી કહે છે 'હા ગુન્હેગાર' બાદશાહ કહે 'કાજીજી બરોબર કહે છે' નાયબ મલેક કાફુર કહે 'જીહજુર અલફખાં ગુન્હેગાર' બસ આ પુરાવો અને સાબીતી ગુન્હો કરનારને કહેવું કે તું ગુન્હેગાર છું એટલે તે ગુન્હેગાર છે ! આ ન્યાય ક્યાંનો ? હિંદુસ્તાનનો !

"ખરેખર ! અદ્દલ ઇન્સાફનો નમુનો જોવો હોય તો હમારા શાહનો અને ત્હેના સલાહકાર કાફરનો જુઓ. કાપુરની કાફર બુદ્ધિજ આ સઘળા ઉત્પાતનુ કારણુ છે કાપુરના ઉપર દરેક અમીર ઉમરાવ નારાજ છે અને ત્હેના તરફ ધીક્કારથી જુએ છે તે કાફર કાપુર સારી પેઠે જાણે છે. અને કાપુરનો ઇરાદો જો કે તે તદ્દન છુપો છે—જો કે કાપુર જાણે છે કે કોઈ જાણતા નથી પરંતુ તે સઘળા જાણે છે ત્હેનો ઇરાદો શાહની પછી અગર શાહને ઠાર કરી તખ્ત નશીન થવાનો છે.

"જો કોઇ કાપુર સ્હામે આરોપ મુકે તો સ્હામાવાળાએ સાબીત કરી આપવુ પડે કે કાપુર ગુન્હેગાર છે અને કદી ગુન્હો સાબીત કરી આપી શકે નહી તો ત્હેને શીક્ષા થાય. કદી કાપુર કોઇના ઉપર તોહમત મુકે તો તોહમતદારે સાબીત કરી આપવું કે તે ગુન્હેગાર નથી. આ પ્રમાણેનો ન્યાય ખુદ બાદશાહ કરે છે તો પછી અદાલતોમાં એવા ન્યાય કેમ નહી થતા હોય ! અને આ અલફખાંને અંતે ગુન્હેગાર ઠરવુંજ પડશે.

"અંધેર ! સઘળે અંધેર છે ચોમેરના અંધેરમાં કોઇ દેખતુંજ નથી આ અંધેરનો અંત શો ? અંત એજ આવશે કે કાપુર બાદશાહને ગમે તેમ ઉંધુ ચતુ સમજાવી, પાસેના ગાદી વારસોનાં ખુન કરાવી, પોતે નિશ્ચિંત બેસી, લાગ હોયતો શાહનું પણ ખુન કરી તખ્ત ઉપર બેસસે. આજ ત્હેનો મુખ્ય મુદ્દો છે એમ મ્હારૂ ધારવું છે.

"જ્યાં જ્યાં રાજ્યોમાં લોભને લીધે ખટપટો ઉભી થાય છે ત્યાં ત્યાં તે રાજ્યોની પાયમાલી અવશ્ય છેજ. સત્તાજ સર્વ અનર્થનું મૂળ છે. આકસ્મિક સત્તાને સારૂ ઘણા એક રાજ પુત્રોએ પિતૃ હત્યા કરી છે. અનેક રાજ્ય કુટુંબો સત્તાને સારૂ આ જગતમાંથી હતા નહતા થઇ ગયા છે તે દરેકની પડતીનું મુખ્ય કારણુ રાજ્ય લાલસાજ છે.

ખીજરખાં ઉપરનુ તહોમત ખોટું નહીજ હોય એમ મ્હારૂ માનવું છે. બાપ તેવા બેટા અને તુખમે તાસીર તેજ હશે ? અલ્લાઉદ્દીને કયાં સારી દાનતથી રાજ્ય મેળવ્યું છે. દક્ષીણ દેશ લુંટી, ઉજ્જડ કરી, પૈસો ભેગો કરી લસ્કરને પોતાના પક્ષમાં લઇ નિર્દોષ કાકાનુ તે ચંડાલે કેવું કમકમાટી ભરેલું ખુન કર્યું ! તે વાત સંભારતાજ મ્હારા રોમે રોમ ઉભા થાય છે અને અતઃકરણ ત્રાસે છે.

"અલ્લાઉદ્દીને જલ્લાલુદ્દીન ફીરોઝને માર્યો—દગાથી માર્યો. તે વાત બાજુ પર મુકીએ તો તે શીવાય પણ કેટલાં કુકર્મો ત્હેણે કર્યા છે. મ્હને સાંભરે છે કે જલ્લાલુદ્દીન કેવા નરમ સ્વભાવનો, દયાળું અને શાંત ગુ-

ણુનો હતો. ત્હેના વખતનું પ્રજાનું સુખ અને ત્હેનો ઇન્સાફ તે હજુ પણ મ્હારી સ્મરણ શક્તિમાં રમી રહેલો છે. તે સર્વ ધર્મને સરખા ગણુતો હતો. આ વાત સૌ મનુષ્યો જાણે છે. અને ત્હેના નામેજ સર્વ ધર્મના લોકો માનની લાગણીથી જુએ છે. અલ્લાઉદ્દીન લડાઇનો શોખી, ક્રૂર, દગાબાજ, હઠીલો વ્યસની અને ધર્મઝનુની છે તે વાત પણ સઘળા જાણે છે. મ્હને હજુ પણ જલ્લાલુદ્દીનના ખુનની હકીકત સાંભરે છે અને તે સંભારતાં કમકમાટી ઉપજે છે. તે અશક્ત ડોસાની વિશ્વાસ ભરી મુલાકાત, અલ્લાઉદ્દીનનો ઢોંગ અને બાદશાહનાં લાડ. તે સાથે અલ્લાઉદ્દીનના કપટી બોલ અને નમ્રતા, અને તેજ વખત પાછળથી બાદશાહના ઉપર ઘા અને શાહનું બચવું, અને બચતાં ત્હેનો પ્રાણાન્ત- આ સઘળું હજી સુધી મ્હને વીસરતું નથી. બાદશાહને મારી અલ્લાઉદ્દીને શાહજાદાની કેવી બુરી હાલત કરી ? મુલતાનના ઘેરા વખતે હું હાજર હતો ત્યાં આગળની લોકોની અરજ અને શાહજાદાને બચાવવાનું અલ્લાઉદ્દીનનું વચન હજુ પણ મને યાદ છે. ત્હેણે તે વખતે લીધેલી કસમો અત્યારે હું સાંભળતો હોઉં એમ લાગે છે.

" આ પછી શાહજાદાઓ અરકલીખાં અને કદરખાં અને બેગમ સાહેબ એ ત્રણેને કેવી રીતે દુ:ખી કર્યાં ! શાહજાદાઓની આંખો ફોડાવી અને થોડો સમય ત્હેમને તેજ અવસ્થામાં રીબાવી અને ત્હેમને ઠાર માર્યા તે બનાવ હજુ પણ મ્હને થથરાવે છે. બેગમ સાહેબની એકાંત કેદ અને લોકોનાં મ્હેણાં તે પણ હજુ હું વિસરતો નથી.

" આ સઘળા પાપોનો બદલો શાહને કેમ મળતો નહી હોય ? અને આથીજ ત્હેની બુદ્ધી ભ્રષ્ટ થતાં કાફુરની સલાહ કેમ તે નહી માનતો હોય ?

'ખિજરખાં હવે બચવો મુશ્કેલ છે. તે બીચારો એવો પુરાવો શી રીતે આપી શકે કે ત્હેણે બાદશાહને મારવાનો ઇરાદો કદી પણ કર્યો નહોતો. અરે સારી આલમમાં એવું એક પણ માણુસ નહી હોય કે તે એવી જાતનો પુરાવો આપી શકે, આ સઘળાનો અંત એજ આવશે કે તે દુષ્ટ કાફર કાફુર શાહજાદાને ફસાવશે અને વખતે જો ત્હેનાથી બની શકશે તો ત્હેના જાનને પણ જોખમમાં નાંખી ગાદી ઉપર આવવાનો પોતાનો માર્ગ મોકળો કરવાને તે પાછી પાની કરશે નહીં.

અલફખાં ! જો ખિજરખાંના ઉપર ગુન્હો સાબીત થશે તો ત્હારા બાર વાગ્યા સમજજે, ત્હારે ઘણું સંભાળવાનું છે. વખતે ખિજરખાં બચે

તોપણ તંહારો જાન જોખમમાં છે એ બાબત કાંઇપણ શંકા ધરવાનું કારણ નથી.

"બાદશાહે મલેક હુસેનની થોડા વખત સારૂ અલફખાંની જગ્યાએ નીમણૂક કરેલી છે એટલે તેનો અર્થ એજ સમજવાનો કે તેને નોકરીમાંથી દૂર કર્યો છે; અલફખાં ! ત્હને બાદશાહ શો હુકમ આપે છે. મારે ત્હમારી જગોનો કુલ મુખત્યાર નાયબ મલેક હુસેનને સોંપી દેવો. અને ત્હમારે ત્હમારો કુલ પુરાવો લઇ દિલ્હી આવવું અગર કમાલુદીન આવે ત્હેને રૂબરૂમાં પુરાવો આપવો. બન્ને તરફથી ભોગ છે. જો દીલ્હી જશે તો ત્યાં શો અંત આવનાર છે તે જાણેલો છે અને કમાલુદીનને પણ બરોબર સમજાવી મોકલેલો હોવો જોઇએ જેથી તેની તરફથી પણ ખરો ન્યાય મેળવવાની આશા ફોકટજ રાખવી.

" તો હવે કરવું શું ? શું રાજ્ય છોડી ચાલ્યા જવું ? તેવો હીચકારો માર્ગ અલફખાં કદી પણ પકડશે નહીં. અલફખાં—આ હતભાગ્ય અલફખાં પોતાનો બનતો યત્ન કરશે અને રાજ્યના ન્યાયાધીશથી ગુન્હેગાર ઠરશે તો પોતાની શીક્ષા જરૂર ભોગવશે. આ અલફખાં જેના હુંકારે હજારો મનુષ્ય થર થર ધ્રુજતા, જેના અવાજે લાખો નોકરો સ્હામા આવી ઉભા રહેતા તેની આ શી દશા ? જે ગુજરાતનો સુબો અનેક જાતની પ્રજા ઉપર સર્વે જાતના હક ભોગવતો હતો તે સુબો આજ પુરાવો શોધતો ભુખ્યો અને તરસ્યો ઠામ ઠામ રખડે એ શું ઓછું દયાજનક છે. ખુદા ! ખુદા ! તું કરે તે ખરૂં !

" હશે જે થવાનું—પણ આ ધબાકો શાનો થયો ? "

આટલું બોલી તે મનુષ્ય તે અવાજ આવ્યો તે બાજુમાં પુર વેગથી દોડી ગયો.

તે મનુષ્યના ગયા પછી આપણું સ્થળ પુનઃ નિર્જન અને ભયંકર લાગે છે. તે વનનો દેખાવ આપી વાંચકના હૃદયને કંપાવવાને લેખક યોગ્ય જોતો નથી પરંતુ વાંચક પોતાની મેળેજ આસપાસની ભયંકર ચીજો નિહાળી શકશે.

---

# પ્રકરણ. ૧૯

## પ્રાણાન્ત.

" નસીબ, નસીબ ત્હારી કૃતી અજબજ છે. ખરેખર ! આપણા મનમાં કાંઈ જુદુજ હોય છે અને શ્રીહરીના મનમાં કાંઈ જુદુજ હોય છે મન ! ત્હારો તોર તદ્દન નકામોજ છે. તુ ગમે તેટલા યત્નો કરે ! ગમે તેટલા પ્રયત્નો કરે ! પરંતુ ત્હારૂ ધાર્યું નિષ્ફળ જનાર છે વિધાતા ! વિધાતા !! ત્હેં આજ મ્હારી કુમુદાના શબ્દો ખરા ઠરાવ્યા ! તે કહેતી હતી કે ' જેને રામ રાખે તેને કોણ ચાખનાર છે ગમે તે થાય પણ થનારૂજ થયા કરે છે વિધાતાના લેખ ટાળ્યા ટળતા નથી, તેમ ભુસાયે ભુસાતા નથી, ભવિષ્ય મનુષ્ય જાણી શકતુંજ નથી !! ખરેખર ! જેને રામ રાખે ત્હેને ચાખનાર કોઇજ નથી. લખ્યા લેખ નથીજ ટળતા.

" મનુષ્ય અંહકારે ખેંચાઇ એમ ધારે છે કે હુ સઘળુ કરી શકું એમ છું. તે ધારે છે કે હું મ્હોટો છું, હું ડાહ્યો છું, હું બીજા મનુષ્યો કરતાં શ્રેષ્ટ છું પણ એમ નથીજ. આ હમણાંનીજ બીનાએ તે સાક્ષાત્ પ્રત્યક્ષ બતાવી આપ્યું છે.

" મ્હેં શુ ધાર્યું ! કેમ ધાર્યું ? અને શું થયું ? મ્હેં સ્વપ્નામાં પણ આમ બનશે એમ ધાર્યું ન્હોતું મ્હેં જેનો નાશ કરવા વિચાર કર્યો હતો તે બચતાં મ્હારો જ પ્રાણાન્ત સમય ! આશ્ચર્ય !! "

ઉપર પ્રમાણે વિચાર કરતી એક સ્ત્રી પ્રભાતના પહોરમાં ભોગાવતિ નદીના તટ ઉપર બેઠેલી હતી ત્હેના વસ્ત્રો લોહીથી ખરડાયલા હતા આંખમાંથી અશ્રુધારા અને શરીરમાંથી રકત ધારા વહ્યા કરતી હતી. આ સ્થાન–નિર્જન સ્થાન–ઘણુજ ભયાનક હતુ અને ત્હેમાં બેઠેલી આ સ્ત્રી ભયંકાર અને વિકાળ લાગતી હતી ત્હેનુ મુખ—જો કે સૂર્ય કિરણોથી અન્ય ચીજો એકદમ ઓલખાઈ શકાતી હતી તેવી રીતે–જલ્દી ઓળખાઇ શકે એમ ન્હોતું ઘણુંજ ધારીને જોતાં આ સુંદરી શૈલપુરની રાણી રતિસુંદરી ઓળખાઇ આંવતી હતી.

કુમુદાના ભોગ આપતી વખત ગઇ રાત્રે ધારણ કરેલો પોશાકજ અત્યારે રાણીના શરીર ઉપર હતો. ફેર માત્ર એટલોજ હતો કે તે ચીરાયલો અને લોહીથી ખરડાયલો હતો. વસ્ત્રનો અમુક ભાગ જે ઘણો ચીરાયલો

હતો અને જેમાંથી શરીરનો ભાગ દેખાતો હતો તે નિહાળતાં ત્હેણે ઠેક ઠેકાણે પાટા મારેલા લાગતા હતા ત્હેણે બાંધેલી વનસ્પતિએ ત્હેના ઘા ઉપર ઘણીજ અસર કરી હતી પરંતુ કોઇ કોઇ સ્થળેથી લોહી નીકળ્યાજ કરતું હતું.

રતિસુંદરી જેવી કપટ કૌશલ્ય ધરાવનારી હતી તેવીજ ઘણી બા બતોમાં કૌશલ્ય ધરાવનારી હતી. ત્હેણે બાળપણમાં ઘણી બાબતોનો અ-ભ્યાસ કર્યો હતો અને ઘણી બાબતનું થોડુ થોડુ પણ ખપજોગુ સંપુર્ણ ગ્યાન ધરાવતી હતી.

કુમુદાની પાછળ પડેલી રાણી પહેરેગીરોના હાથથી ઘવાઇ ને ભુમી ઉપર પડી ત્યાં તે બેશુદ્ધ રહી. સારા નસીબે ત્હેને પડેલા ઘા પ્રાણઘાતક નહોતા નહીતો શૈલપુરની રાણી-કુમુદાની '**બાળસ્નેહિની**'(!) કુમુ-દાનો પ્રાણ લેવા તત્પર થયેલી રાણી કુમુદાને બદલે પોતેજ પોતાના કર્મનો ભોગ થઇ પડત. અને આ દોરંગી દુનીઆમાં હતી નહતી થાત પરંતુ વિધાતાની કૃતિ ન્યારી છે. કર્માનુસારે ગતિમાં કદી પણ ફેરફાર થનાર નથી. રાણીને વાગવા છતાં શુરી રજપુતાણીને ભાન આવ્યું કે તરતજ તે બાગી. તહેના મનની દહેસત ખસી નહી. અંતે તે દોડતી દોડતી, જોરના અભાવે, ભોગાવતીના તીરે નીરજન ભુમીમાં દોડી અને પડી.

આ સ્થળે તે અચેતન અવસ્થામાં થોડીવાર પડી રહી ચેતના આ-વતાં તે આસપાસ જોવા લાગી. ચંદ્રમાના અજવાળે ત્હેની નજર કોઇ વનસ્પતિપર પડી અને તે તે લેવા તરતજ ઉઠી અને તે લાવી પોતાના શરીરના પ્રથક પ્રથક ઘા ઉપર ચ્ચોટાડી કે ધીમે ધીમે ઘાને રૂઝ વળવા લાગી. દવા ચોપડવાથી શરીરને જરા આરામ મળવાથી આખી રાતના ઉજાગરાથી થાકેલી રાણી નિંદ્રા વશ થઇ. પરંતુ તે નિંદ્રા વધારે ટકી નહીં. ત્હેના તનની સ્થિતિ જેવી રીતે ઉત્પાદક ગણી હતી તેવીજ ત્હેના મનની સ્થિતિ હતી. મનમાં ભિન્ન ભિન્ન વિચાર તરંગો ચાલ્યા કરતા હતા તેથી ત્હેની નિંદ્રામાં ખલેલ આવતા તે જાગી ઉઠી.

પ્રભાત થયું. આ નિર્જન સ્થળમાં આ શૈલપુરની રાણી. શીવાય અન્ય કોઇ પણ નથી, ત્હેવો પોતાના મનમાં વિચાર તરંગ ચાલવા લાગ્યો:-

" કુમુદા ! મ્હારી બાળ સ્નેહિની ! અંગત સ્નેહિની ! કુમુદા ! ત્હારૂં ખુન કરવાનું--અરે ત્હેનો વિચાર પણ કરવાનુ મ્હારે શું પ્રયોજન હતું ? ત્હેં મ્હારૂ શું બગાડેલું હતું ? ત્હારા મરણથી મ્હને શા ગામ

ગીરાસ મળવાના હતા ? ત્હારો વાંક શો ? ખરેખર ! મ્હેં મ્હારૂં કશું બગાડેલું ન હતું મ્હને ગામ ગીરાસ મળનાર ન્હોતા અને ત્હારો વાંક બિલ્કુલ ન હોતો પરંતુ ! હું ત્હને મારવા કેમ તત્પર થઇ !--તે વિચાર-જ મ્હને કેમ આવ્યો તે આશ્ચર્યજ !

" આ રતિસુંદરી-ત્હારી બાળપણની બ્હેનપણી—જેને તું સગી બ્હેન ગણતી હતી-અરે ! તે કરતા પણ વધારે ગણતી હતી-જેનામાં તું જગતમાં સૌથી વ્હાલાના કરતાં પણ વધારે વિશ્વાસ મુકતી હતી તેજ રતિસુંદરી આજ વિપરીત થઈ.

" ત્હેનું કારણ ? હું જાણુતી નથી, તું જાણીશ નહી, કોઇ જાણશે નહી.

" આ અરણ્યમાં હું એકલી નિરાધાર પડેલી છું મ્હને કોઇ બચાવનાર નથી, શાંતિ કરનાર નથી, પ્યાલો પાણી પાનાર નથી-આ રકત ધારા બંધ કરનાર નથી.

" આ સઘળાનું કારણ કોણ ? હુંજ હા ! હુંજ હતભાગિણી સઘળા દુ:ખનું કારણ છું. કુમુદા ! જો અપશુકનીયાત વખતે ત્હને મારવાનો મ્હેં વિચાર ન કર્યો હોત તો મ્હારૂં ધારયું થાત. ફળીભુત થાત-સઘળું અને પુરેપુરૂં, અને તું આ જગતમાં હતી ન હતી થાત મ્હારા કંટક રૂપ કુમુદા ! ત્હારો કુચો થાત. પરંતુ તું બચી તેજ વિચીત્રતા.

" 'અશરણ શરણ રક્ષા કરો' એ ત્હારા છેલ્લા શબ્દો હજુ પણ મ્હારા કાનમાં ભણકાર મારી રહ્યા છે. આ વાકયેજ શું ત્હને બચાવી ? ત્હને ઘા મારતી વખતે આ શબ્દો સાંભળતાં દેવી ચંડિકા જાણે વચ્ચે પડયા હોય તેમ મ્હને ભાસ થતાં ઘા ધીમો પડયો--જે સમયે મ્હેં ત્હારો પ્રાણ નાશ કરવા ઇચ્છા કરી તેજ સમયે મ્હારૂ મન ભરાયું અને હથીઆર ધીમું પડયું,

" હશે ! જે થનાર હતું તે થયું ? પણ ત્હારૂ કેમ થયું હશે. ! ત્હારી શી અવસ્થા થઇ હશે? નક્કિ નક્કિ તું મહારાજા પાસે ગઇ હશે અને આ સઘળી બીના કહી દીધી હશે, મહારાજા મ્હારા ઉપર ક્રોધે ભરાયા હશે. હવે હું કલંકિની શું મુખ બતાવીશ ?

" મહારાજાને ત્હારા સારૂ કેટલો વિશ્વાસ હતો ! તે વિશ્વાસ ઉપર મ્હેં પાણી ફેરવ્યું નાગદેવની તનુજાએ નાગદેવનું પણ નામ લોપ્યું આ પણ અજબજ.

" મ્હને આવી મતિ કયાંથી થઇ ? તેજ સુઝ પડતી નથી આખા

દીવસનો મ્હારો સહવાસ કુમુદા જોડેનો તો મ્હને ત્હેની સોબતની અસર કેમ ના આવી ? મ્હારામાં રાક્ષસી સ્વભાવ કયાંથી આવ્યો ! હું રાક્ષસી છું ? કે મ્હારો સ્વભાવ રાક્ષસી છે. તેજ હું સમજી શકતી નથી. અહાહા ! તે શું !!

" 'કર્માનુસારે ગતિ છે થનારી ' તેમ કુમુદા કહેતી હતી. તો શું ? આ મ્હારો વનવાસ મ્હારા કર્મને લીધેજ અને તે શાં અને કેવાં કર્મોને લધે ? હા. જે દુષ્ટ કૃત્ય મ્હેં આદર્યું હતું ત્હેનેજ લીધે મ્હારે અત્યારે આ વનવાસ સેવવો પડે છે.

" સિતાએ વનવાસ સેવ્યો તે પતિ આજ્ઞાથી. હું સેવું છું પતિની બ્હીકથી; હવે શૈલપુર જઇ શું કરૂં ? શૈલપુરમાં મુખ કેમ બતાવું આખા નગરના લોકોએ આ પાપિણી રાણીની કપટ જાળની વાત જાણી હશે. 'ભોળી કુમુદાના ભોળપણનો લાગ લઇ દુષ્ટ રાણીએ પ્રાણ નાશ કરવાનો ઇરાદો કર્યો ' તે વાત સઘળાના મનમાં પેઠી હશે તો મ્હારે કરવું શું ! અમરગઢ જાઉં ? ત્યાં જઈ મ્હારૂ કાળુ મ્હોડું કોને બતાવું ? પિતાજીને શો જવાબ દઉં ? કુમુદાનું કારસ્તાન જગપ્રસિદ્ધ થયેલું તો હું કોઇને મુખ શું બતાવું ?

" રજપુતાણીએ વિશ્વાસઘાત કર્યો ! અરરર ! એ વાતજ મનમાં સ્ફુરતાં મ્હને મૃત્યુ કેમ ના આવ્યું ? કુમુદાનો કાળ આણવા મ્હારી કુબુદ્ધિ કેમ થઈ. કુમુદા ! વ્હાલી કુમુદા !! હું અભાગણી ત્હારી ગુન્હેગાર છું ! હું આ કાળા કર્મથી બચી છું પણ લોક લજ્જાતો રહી છેજ. હું ખુની !? અરર એશું ! ખુન !? એ કેવો ભયાનક શબ્દ ! તે વળી મ્હારી સહચરીનું-મ્હારી વિશ્વાસપૂર્ણ બાળસખીનું ! તે કરવાને કાંઇપણ કારણ વગર હું ખુન કરવા તૈયાર થઇ તો હું કેવી અધમ કુજાત ? જગત્ના લોક કહે છે-અરે કુમુદાજ કહેતી હતી કે સર્વે કુકર્મો લોભ અને લલાલચથીજ થાય છે પરંતુ મ્હને લોભશો ? લાલચશી ? તેજ મહા પ્રશ્નો છે.

" હવે કરવું શું અને કેમ ? આ અરણ્યે પડી રહેવું ત્હેમાં ફળ શું ? કોઇ કોઇ દીવસે મ્હને જોશે અને કદાચ વાત જાણશે તો મ્હારો-આ વિશ્વાસઘાતી દુષ્ટાનો વિશ્વાસ કોણ રાખશે ? મ્હારૂં મુખ પણ કોણ જોશે ?

" હવે રૂદનથી પણ ફળ શું ? પશ્ચાતાપથી પણ શું ? પાપી મનુષ્ય પાપ કરી પાછળથી 'પસ્તાય છે' એ કુમુદાનું વચન ખોટું નથી અ-

હાહા ! દેવાંશી કુમુદા તારા વચનો કેમ વિસરાશે ?

"પેટમાં લાગી છે ભુખ અને દીલમાં થાય છે દુઃખ તેનો શોઉપાય ! ચાલ જીવ ગમે તેમ કરી યત્ન કર અન્ન મેળવ. જળ તો ઇશ્વર કૃપાથી અખુટ આ પાસેની નદીમાં ભરેલું છે.

" અહાહા ! જેની આજ્ઞા થતાં ભાત ભાતના ભોજન તૈયાર થઇ આમુખ કરતા તે રાણીને આજ પોતાના પાપી પેટને ભરાવા માટે નિરાશ બની શોધ કરવી પડે છે ! એજ વિધાતાની કૃતિ !"

રાણી ઉભી થઇ અને આસપાસ થોડીવાર શોધ કરી એક ઝાડની ડાળી, મહા મહેનતે ભાગી અને તે લાવી આસપાસના ઝાડો ઉપરથી ફળો પાડી તે-નાથી ખવાયાં તેટલાં ખાધાં અને નિર્મળ સરીતાના જળનું પાન કર્યું મુખ ધોઇને નદી કીનારે બેઠી અને બોલી "હે એકલપેટા દુષ્ટ પેટ ! ત્હેં તારૂં તો કર્યું પણ આ પાપીણી માટે કશું કર્યું નહી. હે મન ! હવે તું શું કહે છે ? તુ તારો અભિપ્રાય કેમ દર્શાવતુ નથી ?"

મધ્યાન્હ કાળના સૂર્યે પોતાની ઉષ્ણ રશ્મિઓ પ્રસરાવી. આથી જો કે વસંત રૂતુ હતી તો પણ મહેલમાં રહેનારી રાણીને અત્યારનો તાપ કષ્ટદાયક લાગ્યો. આથી તેણે ઉંચે આકાશ તરફ સૂર્ય તરફ જોયું પરંતુ સૂર્યના સ્હામું તે જોઇ શકી નહી. તેણે તેનું માથુ નીચુ નમાવ્યું અને બોલી " હે સૂર્ય દેવ ! હે જગતના પાળક, પોષક સમગ્ર સૃષ્ટિના આનંદ દાતા ! ત્હમે પણ અત્યારે કઠોર થવા માંડયું છે! ત્હમને જોઇ સકળ સૃ-ષ્ટિના મનુષ્યો નિદ્રામાંથી જાગૃત થતા આનંદ પામે છે પરંતુ હું-અભા-ગણી-રતિસુંદરી—આનંદ પામતી નથી. અને મને શોક થાય છે મને આ અગાધ નિદ્રામાંથી મોહરૂપી નિદ્રામાંથી જગાડનાર ત્હમેજ બનશો, એમ હું ધારતી હતી પરંતુ તેમ બન્યું નહી એટલુંજ નહી પરંતુ મને ત્હમે મોહ મુગ્ધ બનાવી. અત્યારે તમે કઠોર હૃદયના બન્યા છો. હે સૂર્યદેવ! આ પાપી બાળાને તમારા પવિત્ર અગ્નિથી શુદ્ધ કરો અને સકળ પાપ પાવન કરી આ બાળાને—આ પતિત પાપીણીને શાંતિ બક્ષો એ મારી નમ્ર વિનંતી ધ્યાનમાં ધરો. "

આટલી સ્તુતી કરી રતિસુંદરી પાસેના વડના ઝાડ તળે જઇ તે તરૂનો આશ્રય લઇ સુતી અને નિદ્રામાં પડી. ત્હેને આખી રાત્રિનો ઉજાગરો હતો. તે શ્રમ લાગ્યો હતો. આ સાથે તેણે ત્હેના મનના ઉભરા કહાડી નાંખી અંતઃકરણને શાંત પાડયું હતું. આ સઘળા મિશ્ર કારણોને લીધે તે મૃત્યુ ભગિની નિદ્રાના પાસમાં રહેલી સપડાઇ ગઇ તે વખત કેમ ગયો. તે ત્હેને

ખબર પડી નહીં.

નમતા પહોરે રાણી જાગી અને બોલી " અહાહા " જેને સુવાને માટે સુખ શય્યા હતી તે આજ આ પથ્થર ઉપર સુતી તે કેવું અ-જબ ! જેને ખમા ખમા કરી હજારો નોકરો સેવામાં રહેતા તહેની પાસેજ રહેનાર અત્યારે કોઇ નથી. જેનો હુંકારો થતા હજારો જણ દોડતા ત્હેના હુંકારા સાંભળનાર આજે કોઇ નથી. આ પણ કાળની અજબતાજ ! ગઇ કાલે-હા ! પછી ગઇ કાલેજ કોને ધાર્યું હશે કે શૈલપુરની રાણી વસંત દેવની પ્રિયતમા, નાગદેવની તનુજા આ સમયે એકલી, સખી હીન, દુ:ખદ અવસ્થામાં શોક દીલ અને ધીરજથી આ ભોગાવતીને કિનારે ફરતી ફરશે? નહીજ, તેમજ કોઇએ ધારેલું નહીજ થનારૂ થયું. કુમુદાનો વિયોગ, મહા-રાજનો વિયોગ, રાજમહેલનો ત્યાગ ! અહા હા તે બધુ કેટલું જલદીથી થયું તે વિચારતાંજ ઇશ્વર ગતિની અજબતા લાગે છે. હું આ કમભાગ્ય રાણી, જે રંગ મ્હેલમાં સુઈ આનંદે મ્હાલતી હોત, કુમુદાનામધુર સુ-નિતીમય વચનો સાંભળતી હોત, મહારાજના પ્રેમ પ્રસાદનો અનુભવ કરતી હોત તે રાણી આજ ચોધાર આંસુ. એ રડે ! હાય ! તે પણ ઇશ્વરની ગતિ અને કાળની બલિહારીજ " હે પ્રભુ ! તું રંકનો રાય અને રાયનો રંક કરે છે ત્હેનો પ્રત્યક્ષ દાખલો ત્હેં મ્હને બતાવ્યો છે ! રાજ્ય વૈભવે મહાલતી, અનુચરોથી આહલાદહતી આ રાણીને આજ વન વગડે ભમી અરણ્યે આહલાદવાનો સમય આવ્યો ! ભુપતિની ભાર્યા ભોગાવતી પાસે ભોગ ! મૃત્યુનો ભોગ ! અહા હા હવે તો બસ એજ ! તેજ તેજ હવે હું મૃત્યુ વશ થઈ આ દેહને ત્યાગીશ-જરૂર તેમજ કરીશ ! અરે ઓ સુર્ય દેવતા ! શું મ્હારૂ મુખ જોવું નહી ચ્હાયાથી ત્હમે ચાલ્યા જાઓ છો ? ઓ પક્ષીઓ ! શું ત્હમો આ દુષ્ટાના કર્મોને સંભારી પાસે આવવા બ્હીક ધારી, એક સંપે ભાગો છો ? શું ત્હમને મ્હારી દયા નથી ? શું આ શૈલપુરની રાણીનું આ સ્થળે કોઇ પણ નથી ?

" રાત્રિ થઇ પણ ચંદ્ર કેમ ઉગ્યો નહી ? શું તે પણ મ્હારૂ મ્હોં જોવા રાજી નથી ? શું તે પોતાના ઉજવળ, આનંદકારી પ્રકાશે આ પા-પીણીને પ્રકાશવા ધારતો નથી ? હાય ! તે સ્વાભાવિક છે. દુ:ખપર ડામ તે જગતના લોક કર્યા કરે છે. તો ત્હમે કેમ ના કરો ? ત્હમારો સમય છે ત્હમે તેકરોજ કુમુદાનો કાળ આણવા ગઇ, તે સમયે હે ચંદ્ર દેવ ! ત્હમે કેમ આનંદમાં જણાતા હતા અને વ્હેલા વ્હેલા ક્ષીતીજમાંથી બ્હાર આવ્યા હતા. શું ! તે વખતે ત્હમે આ મ્હારૂ ભવિષ્ય જાણતા હતા કે

આ આનંદે ઉન્મત બનેલી બાળા કુમુદાને કશું કરી શકવાની નથી ? તેમ ધારી મ્હારા કર્મ જોવા—મ્હારૂ હત્યારૂ ગોઝારૂ કર્મ જોવા ત્હમે કેમ ના આવ્યા હો ?

રાણી શાન્ત થઈ થોડીવારે ચંદ્રે પોતાના રૂપેરી કિરણોરૂપી સાડી પૃથ્વીને ઓઢાડી ત્હેનો પ્રકાશ ધીમે ધીમે સર્વ સ્થળોમાં પહોંચ્યો પરંતુ રાણીના અંતઃકરણમાં પહોંચ્યો નહીં ત્હેનું મન પ્રકાસ્યું નહીં અંતરનો અંધકાર ગયો નહી, ત્હેના મસ્તિકના વિચારો શાન્ત થયા નહી ઘણી વારે તે નિંદ્રા વશ થઇ.

પ્રભાતના પહોરમાં રાણી ઘણી મોડી ઉઠી, ભોગાવતીમાં મુખ ધોવા ગઇ અને ત્યાં બોલી, " હે માતા ભોગાવતી ! ત્હારા શીવાય સઘળા સ્વાર્થી છે. ત્હેંજ મ્હારી મિત્રતા રાખી છે. પ્હેલેથી અત્યાર સુધી—મ્હારા જન્મથી આ મ્હારા દુઃખ સુધી તુંજ મ્હારી સાથે રહેલી છે. તુંજ ખરી સહીઅર છે તો હવે મ્હારૂ મોત પણ ત્હારીજ પાસે થાય તેજ સારૂં છે હવે ફાવે તો તું અમરગઢ લઇ જજે, ફાવે તો શૈલપુર લઇ જજે ફાવે તો સમુદ્રમાં લઇ જજે. જ્યાં ત્હારી મરજીમાં આવે ત્યાં લઇ જજે તું જ્યાં લઇ જઇશ ત્યાં આ મ્હારો પ્રાણ રહીત દેહ આવશેજ.

" પરંતુ જ્યાં જ્યાં કોઇ ત્હને પુછે કે ત્હારી કેડે આ કોણ છે, ત્યાં ત્યાં તું સઘળું કહેજે—કુમુદાનું સહીપણું, ત્હેની સાથેનો સહવાસ, મ્હારાજાની મમતા, પિતાજીનો વૃતાંત, અને તે વચન તે સઘળું તું કહેજે. અને તે સઘળું એવી રીતે આબેહુબ વર્ણવજે કે ભવિષ્યમાં કોઇ પણ બાળા મ્હારા જેવા દુષ્ટ કર્મો કરતાં ખમચાય. હે મા ! ત્હારા શીવાય મ્હને રાખનાર કોઇ નથી.

" ચોમેર દ્રષ્ટી ફેંકતાં કોઇ પણ પ્રાણી આ રતિસુંદરીને શાન્તિ આપતું નથી. કોઇ પણ આ રતિ સુંદરીના નયનોને શાન્તિમય દર્શન આપતું નથી. ફકત હે મા ! ત્હારા અવગાહનથીજ મ્હારી સર્વે ઇન્દ્રીઓને શાન્તિ જરૂર મળશેજ એમાં કોઇ પણ પ્રકારની શંકા નથીજ. માટે હે મા! આ શરણાંગત દાસીને ત્હમારી સોડમાં લઇ ત્હમારી ઇચ્છા પ્રમાણે આ પાપી આત્માંના ખોળીઆને ગતીએ પહોંચાડજો.

" હે પ્રભુ—અશરણ શરણ પ્રભુ—આ પાપીષ્ટાના સર્વે કર્મોને માફ કરજો. અને જે જે ભુલ ચુક થઇ હોય તે ક્ષમા કરશો. આ બાળાને આ લોક કરતાં પરલોકમાં આનંદ મળશે. એમ ધારણા છે. આ જગતમાં જે જે બીચારા આ દુષ્ટના કર્મોને લીધે દુઃખ પામ્યા છે તે સઘ-

આને શાન્તિ બક્ષજો એજ મ્હારી છેલ્લી ઇચ્છા છે "

આટલું કહી રાણીએ નદીમાં ઝંપલાવ્યું !

## પ્રકરણ ૨૦

### વચન.

પાપી કૃત્યોના પશ્ચાતાપે બળેલી રાણીએ ભોગાવતીમાં ઝંપલાવ્યું. નદી હાલ પૂર જોશમાં ન્હોતી તેથી તે ઘણીજ શાન્ત છે. આસપાસની દ્રષ્ટી લીલાના તત્વો પણ અત્યારે શાન્ત છે. આથી રાણીના પડવાનો અ- વાજ નદીથી થોડે દુર સુધી સંભળાયો એટલુંજ નહી પણ તે અવાજનો પ્રત્યુત્તર આપવાને પણ પાસેની બખોલો ભુલી નહી.

વસંત રૂતુ દરેક રીતે આનંદમય છે. અને ત્હેમાં ગુજરાતના આ ભાગમાં વસંતરૂતુ ઘણીજ આવકાર દાયક થઇ પડે છે. આ રૂતુમાં સમ- શિતોષ્ણ હોવાથી પ્રાણી માત્રને સુખમય લાગે છે. ભોગાવતી નદીની ગતી અત્યારે ઘણીજ ધીરી હતી. એમ લાગતું હતું પરંતુ અંદર પાણી ઘણું હોવાથી રાણી પડતાની સાથે તણાઇ.

જો કે રાણીએ આપઘાત કરવાની કોશેષ કરેલી હતી, પરંતુ ત્હેના પ્રાણે પ્રાણાન્ત સમય જાણી નદીની બ્હાર નીકળવા ઘણાએ તરફડીઆ માર્યાં. રાણીને પોતાનો જીવ બચાવવાનું મન થયું અને ત્હેણે બુમ પા- ડવા મુખ ઉઘાડયુ. પરંતુ તે બુમ પાડી શકી નહીં અને ઉલટું તેના મુખ વાટે કેટલુંક પાણી ત્હેના પેટમાં ગયું. રાણી અસાવધ બની.

રાણીના પડવાના અવાજથી એક મનુષ્ય એકદમ નદીના કિનારે ઝપાટા બંધ ધસી આવ્યો. ત્હેની મુખાકૃતિ જોતાં તે મનુષ્યને આપણે થોડીવાર પ્હેલાં જોયેલો છે એજ મનુષ્ય છે એમ લાગે છે. તે આસપાસ કાંઇ પણ જોયા વગર એકદમ નદીમાં કપડાં સહીત ધસ્યો અને રાણીની પાછળ લાંબા વામ ભરતો ભરતો ચાલ્યો.

ત્હેણે રાણીને તરફડીઆં મારતાં જોઇ રાણીને નીચેથી ઉપર આવતા જોઇ. રાણી પુનઃ પાણીમાં ગઇ અને બીજીવાર ઉપર આવી આ રીતે અ- નેક વખત થતું જોઇ ત્હેનામાં જીવ છે એમ તે મનુષ્યને ખાત્રી થઇ. તે સપાટાબંધ ચાલ્યો. અને નદીના વેગે તેને ઘણી મદદ કરી. અને રાણી

પેંકડાણી અને ત્હેને લઇ તે મનુષ્ય નદીમાંથી બાહેર આવ્યો.

તે મનુષ્યે બ્હાર નીકળી રાણીને ઘાસ ઉપર સુવાડી અને પોતે પણ પાસેની ઘાસ ઉપર થાકને લીધે મુર્છા પામ્યો. મધુર સમિરની લહરીઓએ ત્હેને જાગૃત કર્યો. તેણે જાગૃત થતાંજ બચાવેલી વસ્તુ તરફ નજર ફેંકી. તેના હૃદયમાં હર્ષ ઉભરાતો હતો. એમ તેના મુખ ઉપરથી સાબીત થતું હતું. એક પ્રાણ બચાવ્યો તે વિચાર સ્ફુરતાથી ત્હેનું હૃદય આનંદિત થયું અને તેણે એક અબળાનો પ્રાણ બચાવ્યો છે એમ ધારવા લાગ્યો. ત્યારે તેનો આનંદ અવર્ણનીય થયો. આ આનંદમા તે પોતાનું દુઃખ વિસરી ગયો. પરોપકારની લાગણીએ તેનું સંકટ વિસરાવ્યું અને તેના હૃદયને ઉલ્લાસના હિંચોલે હિંચાવ્યું, તેની દ્રષ્ટિએ પરોપકારની લાગણી સાબાશી આપતી હોય એમ લાગ્યું અને ત્હેનો આભાસ થતાં પરોપકારીજનોને પરોપકાર કર્યા પછી જે શાન્તિ વળે છે તેવી શાન્તિ વળી. અતિશય થાકથી થાકેલો તે બ્હાર ભેખડ પાસેના લીલા ઘાસ ઉપર પડેલો હતો. પરંતુ તે હૃદયના હર્ષને લીધે તરતજ હુશીઆર થઇ જઇ ટટાર થયો અને બેઠો થઇ રાણીની પાસે ગયો. તેણે ત્હેના પેટમાં પેઠેલું પાણી કાઢવાનો યત્ન અરંભ્યો અને તેમાં ત્હેનો યત્ન સફળ થયો.

પાણી કહાડવાને ઉંધી નાંખેલી રાણીને ચતિ કરતાંજ તે મનુષ્ય ચોંકયો અને અળગો જઈ ઉભો. થોડીવારે તે પાછો આવ્યો અને પુનઃ મુખ જોયું. તે જોઇ તે વિચારમાં પડયો. થોડીવાર સુધી દહાડીએ મુઠી વાળી તે ઉભો રહ્યો. અને વિચાર કરવા લાગ્યો. થોડીવારે પુનઃ તે પાછો મુખ દર્શન કરવા લાગ્યો. પુનઃ મુખ જોઇ તે ઉભો થયો અને આસપાસ નિહાળ્યું, આકાશ તરફ દૃષ્ટિપાત કર્યો અને પોતે રાણીની પાસે આવી બેઠો. ધીરે ધીરે તે પોતાનું મુખ રતિસુંદરીના કાન પાસે લાવ્યો અને કાનમાં અવાજ આપ્યો. “ રતિસુંદરી ! ”

રતિસુંદરીને થોડું ઘણું ભાન આવ્યું હતું. તે નદીમાં પડી ત્યારથી ત્હેણે પ્રાણની આશા છોડી હતી અને ત્હેના મનમાં ભયાનક નર્કના વિચારો—જે વિચારો કુમુદાપાસેથી ત્હેનામાં પ્રવેશ થયા હતા તે વિચારો સ્ફુરતાં નર્ક દર્શન કરવા તૈયાર થયેલી યુવતિએ આ અવાજ સાંભળી યમરાજાના દરબારમાં હાજર થયેલી હોય એમ ધાર્યું અને કુમુદાના કહેવા પ્રમાણે ચિત્રગુપ્ત ત્હેને બોલાવતો હોય એમ ત્હેને લાગ્યું. ત્હેણે આ ભયમાં પોતાની આંખો ઉઘાડી અને સ્હામે જોતાં તે આશ્ચર્યવત બની. ત્હેનું ધારેલું નર્ક નથી પણ ભોગાવતિ નદીના કિનારાનું સ્થાન છે અને યમરાજાનો

દરબાર નથી પણ એક મુસલમાન સરદાર પોતાના શરીર પાસે બેઠેલો માલુમ પડે છે આ અપરિચિત અને અણજાણ્યો માણસ પોતાની પાસે નીરખી ને તે આશ્ચર્ય પામી અને જ્યારે ત્હેણે ત્હેનુ નામ દીધુ ત્યારે તે અધિક આશ્ચર્યે નિમગ્ન થઇ.

તે બોલી " આપ કોણ છો ? "

ઓળખાણુ પડે છે !

ના ?

હું ત્હમારો પ્રાણ બચાવનાર છું . "

મ્હારા પ્રાણદાતા ! પણ મ્હને કેમ બચાવી ? "

" ત્હમે કેમ ? મ્હને સુખમાંથી દુઃખમાં નાખી. આનંદે અખિલેશ્વરની હજુરમાં ઉભી રહી મ્હારા પાપની ક્ષમા માગવા જતાં મ્હને બચાવી મ્હારા દુષ્કર્મોનો પશ્ચાતાપ કરાવી રીબાવી રીબાવી મ્હારૂ મૃત્યુ કરવુ યોગ્ય ધાર્યુ ! મ્હારા જેવીને આપે બચાવી આપના હસ્તોને આપે દૂષણ લગાવ્યું છે." કેમ ? તે ત્હમે જાણુશો નહીં.

હું પાપીણી, કલંકિની—"આટલુ બોલી તે મુર્છાગત થઇ.

તે મનુષ્ય ભોગાવતીનું નીર લઇ આવ્યો અને તે રાણીના મુખરૂપર છાંટયું. રાણીની મુર્છા વળતાંજ તે બોલી:—

" સરદાર—તહમે મ્હને સુખમાંથી દુઃખમાં નાંખી છે એ વાત હું વીસરી શકતી નથી. આપને મ્હને નદીમાંથી કહાડવાનું શું પ્રયોજન હતું ? "

પ્રાણ બચાવવા ખાતર દરેક પ્રાણીએ એક બીજાને મદદ કરવી તે દરેક પ્રાણીની ફરજ છે. જો એક એકની મદદ ન હોય તો આ સંસારચક્ર ચાલેજ નહી. જો મનુષ્યને બીજા મનુષ્યની મદદની જરૂર ન હોત તો આ સઘળો સુધારો થાતજ નહી. આપણે જંગલી અવસ્થામાં સર્વદા પડયા રહેત- "

" તોજ આપણે સુખી થાત. મનુષ્યને જેમ જેમ સંસર્ગ વધારે તેમ તેમ ચિંતા વધારે છે. એ નિર્વિવાદ છે. જો તેથી મનુષ્યને મનુષ્યની મદદની જરૂર ના પડે તો જગતમાં સ્થળે સ્થળે સુખ દેખાય ! "

" પરંતુ સંસર્ગ વગર મનુષ્ય રહી શકતો નથી. જ્યાં સુધી આ જગતમાં જુદી જુદી ચીજોની જરૂરીઆત છે. ત્યાં સુધી મનુષ્ય તે મનુષ્ય વગર કદી પણ ચાલી શકે નહીં અને તેમ થતાં સંસર્ગ થયા વગર રહેજ નહી.

" પરંતુ દરેક ચીજની જરૂરીઆત મન ઉપર આધાર રાખે છે, ચંચલ મનના મનુષ્યોને જરૂરીઆત ઓછી હોય છે અને સ્થિર મનના મનુષ્યોને તે વધારે હોય છે એમ મ્હારી સખી કુમુદા કહેતી હતી "

"કુમુદા ! રતિસુંદરી ! કુમુદા હાલ ક્યાં છે ? "

"ત્હેની મ્હને ખબર નથી તે—રાણી અટકી થોડીવાર સ્તબ્ધ રહી.

" ત્હમારી સખીની વાત ત્હમે ના જાણો ? "

" અમુક સંજોગોથી હું જાણી શકિત નથી "

" તોએ ?

"તે મ્હને પુછશો નહીં આપ મ્હને કુમુદા વિશે કશું પુછશો નહી કારણ કે તેમ થવાથી મ્હારૂ દીલ દુખાય છે અને મનમાં શોક થાય છે"

" કુમુદા આરોગ્યતો છેને ? "

"મ્હને ખબર નથી. મ્હેં છેલ્લી જોઈ ત્યારે—" રાણી અટકી અને આંખોમાંથી અશ્રુબિંદુ પડયું "

" ત્યારે ? "

" ત્યારે આરોગ્ય હ—તી. "

" હાલ ક્યાં છે ? "

" તે જાણુતી નથી. અને જાણીશ તોપણુ હું કોઇને કહેવા માગતી નથી સરદાર ! આપ હવે સિધારો "

"ત્હમને સહિસલામત કોઇ સ્થાનમાં પહોંચાડયા પછીજ મ્હારાથી જવાય. ત્હમને આમ એકલાં મુકી 'હું કેમ જઈ શકું ?',

"હું અહીંજ પડી રહેવા ઇચ્છું છું. હું અહીંજ સહીસલામત છું. હું આજ સ્થળે રહી મ્હારો પ્રાણુનાશ કરીશ "

" સુંદરી—"

"મ્હારે કશું સાંભળવું નથી. આપ પધારો. આપનું નામ ઠામ તથા કામ મ્હારે જાણુવાની જરૂર બીલકુલ નથી. અને તે ન જાણ્યામાંજ હું મ્હને ભાગ્યશાળી ગણીશ ?

" કેમ ?

" નામ જાણ્યાથી હું દુઃખી થઇશ. "

" શામાટે ? "

" કારણુસર "

" શા ? "

" તે ત્હમે જાણો છો "

" તો ત્હમે મને ઓળખો છો ? "

" જરા જરા ! પન્રતુ મ્હારે તે મુખે કહી બતાવવાની જરૂર નથી. મ્હારે આપને ઓળખવાને પ્હેલાં જીજ્ઞાસા હતી પરંતુ હવે તે નથી. મ્હારે આપને ઓળખવા નથી આપ રસ્તે પડો અને મ્હને-આ કલંકિનીને-આ નિર્જન સ્થાનમાં પડી મૃત્યુને આધિન થવા દો "

" સુંદરી –"

" મ્હારે કશુંપણ સાંભળવું નથી "

રતિસુંદરી ! મ્હારે ફકત થોડુંજ કહેવાનું છે "

" મ્હારે થોડું પણ સાંભળવું નથી "

" કારણ ? "

" કાંઇ નહી "

" સાંભળવું પડશે. જુના વખતની વાત આજ મ્હને સાંભરી આવે છે તે માટે ત્હમારે જરૂર સાંભળવુંજ પડશે. "

" નહી સાંભળું. "

" તે વગર ચાલશે નહી "

" ચાલશેજ "

" હું કહુંછું તે સાંભળો "

રતિસુંદરીએ કાનપર હાથ મુકી કાન બંધ કર્યા.

" હવે શી રીતે સંભળાવશો ? " રતિસુંદરી બોલી.

તે સરદારે રતિસુંદરીના હાથ પકડયા અને કાન આગળથી દૂર કરી કહ્યું

" આ રીતે ! "

" ત્હમે મ્હને અડકી ધર્મ ભ્રષ્ટ બનાવો છો "

" કારણ "

" ત્હમે મુસલમાન છો અને હું રજપુતાણી છું "

" હું મુસલમાનછું એમ કેમ જાણ્યું "

" જાણ્યું ! "

" તોએ ? "

" અલફખાંને આ કલંકિની ઘણા વખતથી ઓળખે છે "

" તો હું અલફખાં- "

" બિન શંશય ? "

ત્હમે મ્હને ઓળખી શકયાં નહી ? "

" કોણ જાણે, પણ મ્હનેતો ત્હમે અલફખાં લાગો છો. " જરા વિ•

ચાર કરી બોલી " મ્હારા તર્કમાં ભુલ હશે ખરી ! કારણ કે ગુજરાતનો સુબો અહીં કયાંથી હોય ! સરદાર ! ત્હમે ગમેતો અમીર હો કે ફકીર હો પણ મ્હારે હવે આપનું કશું કામ નથી માટે સિધ્ધે રસ્તે પધારો અને મ્હને આનંદ આપો "

" શાથી ? "

" અહી એકલી પડવાથી. "

" પણ ફરીથી નદીમાં નહી પડો ત્હેની શી ખાત્રી ? "

" હું મ્હારી જાતની મુખત્યાર છું. કોઇને ત્હેમાં શા પંચાત "

" ગુજરાતના રાજ્યની રૈયતને આપઘાત કરતાં અટકાવી શિક્ષા કરવાનો મ્હરો અખ્તિઆર છે "

ત્હમે કોણ છો ? "

" અલફખાંજ "

" તો મ્હને ના કેમ કહી ? "

" ત્હમારી ખાત્રી કરવા "

" તો અહી કયાંથી ? "

" ત્હમે કયાંથી ? "

" હું કલંકને લીધે અહીં ભમું છું "

" હું પણ કલંકને લીધે અહીં વસુ છું "

" શેનું કલંક ? "

" ત્હમને શું કલંક ? "

" ખુનનું તહોમત "

" હેં ?!

" હા "

" ત્હમારા ઉપર તહોમત મુકનાર !

" મન ! "

" ખુન થયું છે ? "

" ના "

" તો શામાટે મન ત્હમારા ઉપર તોહમત મુકે ? "

" ત્હેની મુખતિઆરી. "

' તો શૈલપુર ચાલો. અમરગઢ ચાલો ! '

' ના હું અહીંજ રહીશ. બધાએ મ્હારા પાપી કૃત્યો જાણ્યાં છે. અને હું મ્હારૂં કાળું મુખ બતાવી શું કરૂં ? '

'ત્હમે નિર્દોષ હો તો તમને શું છે ?'

'કોની આગળ નિર્દોષ ?'

'તમારા મનથી ખાત્રી છેના !'

'પણ તેજ નથી. હું મ્હારા મનથી દોષિત છું જો કે મ્હે કર્મ ક-કર્યું નથી. પરંતુ તે કરવાનો પ્રયત્ન કરતાં હું દોષિત ગણાઉં છું. જે જે લોકો મારી વાત સાંભળશે તે તે લોકો જરૂર મ્હને નિર્દોષ ગણશે પરંતુ મ્હારો આત્મા મ્હને કહે છે કે તું દોષિત છું.'

'તો ત્હમે શું કરશો ?'

'પ્રાણ ત્યાગ ?'

'શા માટે'

'નામ છુપાવવા ?'

'તેથી ફાયદો ?'

'ગેર ફાયદો ?'

'ગેર ફાયદો એક ત્હમારે માથે કલંક ચ્હોંટશે. લોકોમાં ફિટ ફિટ થશે અને તેથી ત્હમને તો શું પરંતુ ત્હમારી પાછળ તમારા સ્નેહિઓને નીચું જોવાનું થશે ?'

'તેમાં ત્હમારે શું ?'

'મ્હારે તો કાંઇ નહી. તમો સ્વાર્થિ બનો તો તો કશું તમારે નહી. નહીતો સ્નેહિઓની આબરૂ જાળવવી ત્હેમનો મહતઓ હલકો ન પડે ત્હેની સંભાળ રાખવી તે દરેક મનુષ્યની ફરજ નથી ? એક એકને સારૂ જીવે છે. તો એક એક બીજાની ગરજ ના રાખે તો પછી સંસાર ચક્ર કેમ ચાલ્યા કરશે. ?'

'જગતમાં હજારો અધર્મ થયાંજ કરે છે. અને હજારો મનુષ્યો બીજાની કાંઇપણ ગરજ રાખ્યા વગર પોતાનું કાર્ય કર્યા કરે છે તો એ સંસાર ચક્ર કેમ ચાલે છે ?'

'દુનીઆની વસ્તીનો કેટલામો ભાગ ત્હેવાં કર્મો કરે છે ? હજારે એક હોય તો બહુજ ! પરંતુ અમુક જણ મુર્ખાઇ કરે તેથી આપણે મુ-ર્ખાઇ કરવી ? હજારો જણ પાપ કરે છે માટે આપણે પાપ કરવું ? હ-જારો જણ અધર્મી છે માટે આપણે અધર્મી બનવું ?'

'નહીજ'

"તો શા માટે ત્હમારે જગતના લોકને એમ નહી બતાવવું કે ત્હમે નિર્દોષ છો'

" તે બતાવી શકતી નથી '

' કારણ '

' કાંઇજ નહી '

' આ હઠ કે બીજુ '

' હઠ ! જક કે ગમે તે કહો તે. પરંતુ હું અંહીથી તસુમાત્ર પણ ખસનારી નથી "

' એમ ? '

' હા. '

' આંમાં મ્હારો દિવસ નકામો જાય છે તેથી ત્હમને ફાયદો શો ? '

' ત્હમે ત્હમારા વખતનો સદુપયોગ કરો હમે હમારો કરીશું. '

' પરંતુ મને એક વચન આપો '

' શાનું ? '

' કે તમે ફરીથી નદીમાં પડશો નહીં. '

' તે વચન હું આપી શકતી નથી '

' કેમ ? '

' હું કોઇની બંધાયેલી નથી '

અલફખાંએ ત્હેના કાનમાં કાંઇ કહ્યું કે તરતજ ત્હેણે હાથમાં વચન આપ્યું અને બોલી આવચને હું ચાલીશ પણ તેનું શું ! "

" જે થનાર હતું તે થયું હવે કેમ કરીએ ! "

' અને તે વચન ! ! "

અલફખાંએ ઉંચુ જોયું. રતિસુંદરીએ ત્હેના મુખ તરફ જોયું કોઈ કાંઇ શબ્દ બોલ્યુ નહિ. અને સ્તબ્ધ રહ્યા. "

થોડીવાર સુધી બન્ને શાંન્ત રહ્યા અલફખાંએ બેએકવાર ઉત્તર આપવા યત્ન કર્યો પણ તે આપી શકે તે પ્હેલા હથીઆરબંધ માણુસની એક ટોળીએ ત્હેમને ઘેર્યા !

---

# પ્રકરણ ૨૧.

## રાત્રીની ગોઠવણ.

લુંટારાની ગુફામાં રાજબાની સોધ કરવાની લક્ષ્મીએ આજ્ઞા આપી અને આજ્ઞા મળતાંજ કુમુદા રાજબાને ત્હેને માટે નકિક કરેલા ખંડમાં લઇ ગઇ.

આ ખંડનું બારણું ઉત્તર દીશા તરફનું હતું. બારણામાં પેસતાં જમણા હાથે એક સુંદર પલંગ બીછાવેલો હતો. ખંડની મધ્ય ભાગે એક સરસ હિંડોળો પીતલની સાંકળે બાંધેલો હતો. અંદર પેસવાના દ્વારની સ્હામી બાજુએ એક જાળી હતી. ત્હેની આસપાસ બે ગોખલા હતા. જહેમાંના એક ગોખલામાં દીવેલનું કોડીઉ ઝગઝગાટ બળતું હતું અને ઓરડાની અંદરની સઘળી ચીજોને પ્રકાશમાન કરતું હતું દ્વારમાં પેસતાં ડાબા હાથે એક સુંદર ઝરીથી ભરેલું પાથરણું પાથરેલું હતું અને ત્હેના ઉપર મુખમલની એક ગાદી પાથરેલી હતી. આ પ્રમાણે તે ખંડની સોઈ કરેલી હતી.

રાજબા આખા દીવસના બેસી રહેવાથી શ્રમિત થયેલી હતી. તેથી તે જેવી કુમુદાની સાથે ખંડમાં પેઠી કે તરતજ તે ઢોલીઆ ઉપર ઢળી કુમુદા પોતાના નિત્ય નિયમ પ્રમાણે એક હાથ રાજબાની ઉપર અને બીજો ખાટલા ઉપર એમ બન્ને હાથને ગોઠવી રાજબા તરફ પુંઠ ફરી બેઠી.

રાજબાએ પુછ્યું " કુમુદા ! તું અહીં ક્યાંથી ? "

" હું આવી પહોંચી મ્હારૂ જ્યાં નસીબ હતું ત્યાં બનનાર ભાવિ પરતું નથી તે જાણો છોના ? "

" હા ત્હારી શિક્ષાથી હું જાણું છું અને ત્હારા શિક્ષા વચનોના પ્રસાદના ફળ આજ પ્રત્યક્ષ અનુભવું છું "

" અનુભવજ મનુષ્યને પાકું બનાવે છે. જ્યાં સુધી આપણુને અમુક બાબતનો અનુભવ નથી ત્યાં લગણુ આપણે તે બાબત ઉપર અભિપ્રાય આપવા અશકત છીએ એ જરૂર જાણવું. જ્યારે આપણે જે સ્થિતી માં છીએ તેથી તદ્દન વિપરિત સ્થિતીનો આપણે અનુભવ થાય છે ત્યારેજ આપણુને કાળની અને ભાવિની વિપરીતતા તે શું છે તે માલુમ પડે છે. "

" કુમુદા ત્હારા આ વચનો સાંભળી મ્હને ત્હારા અમૃતમય વચનો યાદ આવ્યા કરે છે, "

" કુમુદાના આહલાદમય વચનો ! મ્હારા વચનો શાં ? હું એક ક્ષુદ્ર પ્રાણી તે તમને શાં અમૃતમય વચનો સંભળાવું? મ્હારૂ જ્ઞાન શું ? મ્હારી સ્થિતિ શી ? મ્હાન પુરૂષોની આગળ હું શી ગણતીમાં ?"

" કુમુદા ! તુંજ કહેતી હતી કે ડાહ્યા મનુષ્યો હમેશાં નમ્ર બને છે. ઝાડને ફળ આવવાથી નીચું નમે છે. વાદળામાં પાણી આવવાથી તે

નીચે જમીન ઉપર પડે છે. તેમીજ રીતે સજ્જન મનુષ્યોમાં જ્ઞાન આવવાથી નમ્ર બને છે. આ સિદ્ધાંત શું ત્હને લાગુ નથી?' આ સિદ્ધાંત તું બીજાને લગાડી શકે અને ત્હને પોતાને નહી ? તું નિરભિમાની છે, તે શાના પ્રતાપે ! જ્ઞાનનાજ. જો તું અજ્ઞાની હોત, તો તું આટલી નીરભિમાની હોત તો જુઅત આ નમ્રતાનું કારણ ત્હારૂં જ્ઞાનજ છે એમ મ્હારૂ ખરી ખાત્રીથી માનવું છે."

"એ સત્ય હશે પરંતુ જ્ઞાન એકલું મનુષ્યને નમ્ર બનાવતું નથી સોબત મનુષ્યના ઉપર- તન અને મન ઉપર—ઘણીજ અસર કરે છે આપણું મન એક કોરા કાગળ જેવું છે. ત્હેના ઉપર જેવી છાપ પાડવી હોય તેવી પડે છે, જેમ કાગળ ઉપર સારૂ અથવા નઠારૂ લખી સકાય તેમ મન ઉપર સારી યા નરસી છાપ પાડી શકાય, અને એ છાપજ જીવન્ત પર્યંત રહેવાની ત્હેમાં કાંઇપણ ફેરફાર થતો નથી, ડાહ્યા પુરૂષોની સોબતથી ડાહપણ, જ્ઞાનીની સોબતથી જ્ઞાન, બેવકુફની સંગતથી મૂર્ખાઇ વીગેરે ચીન્હો સંગતથીજ થાય છે. તો ત્હમારી સંગતજ મ્હારા આટલા જ્ઞાનનું કારણ કેમ નહિ હોય ? જો ત્હમે નમ્ર ન હોત તો અવિનયની છાપ મ્હારા મન ઉપર કેમ ન પડી હોત ? અને જો તે છાપ પડત તો અગણીત ઉપાયે તે છાપ ભુસાઇ જાત નહી. પછી હું ગમે તેટલું જ્ઞાન લઉં, ગમે તેટલા પુસ્તકો વાંચું, ગમે તેટલી શાસ્ત્રજ્ઞ બનું પણ અવિનય અને અભિમાન જો પ્રથમ મ્હારામાં આવેલું હોત તો તે કોટાવધિ યત્ન કરે દુર થાત નહી."

'કુમુદા ? તું ખુશામત કરતાં કયારની શીખી ?'

'હું ખુશામત કરતી નથી. મારે જગતના લોકની શી ગરજ ? ભલેને તે તેમનું ધાર્યું વિચાર્યું કરતાં તેમાં મારે શું ? આપણે કયાં અમર રહેવાના છીએ કે તેમની ગરજ આપણુને વારંવાર પડવાની છે ? આપણે તો આનંદ હર હમેશ નિરંતર રાખ્યા કરીએ છીએ કોઇને આનંદ તો આપણુને આનંદ કોઇને શોક તો આપણે નહી શોક. જે થયા કરે છે તે થવાનુજ થયા કરે છે. તેથી એક અમુક બનાવ શોકમય અને અમુક બનાવ આનંદમય કહેવો એ શું ? એ સઘળુ મનનુંજ કારણ છે. હીતોપદેશમાં કહેલુ છે કે 'કોઇ પણ ચીજ સ્વભાવથી સુંદર વા અસુંદર નથી. જેને જે ગમે તેને તે સુંદરજ લાગે છે તેજ રીતે કોઇ પણ બનાવ આનંદમય કે શોકમય નથીજ આનંદ અને શોક મનની કલ્પનાજ છે, આત્માને આનંદ નથી, શોકથી. હર્ષ નથી, ઉમંગ નથી. તે કશી પણ

લાગણી વગરનો છે. જ્યારે આત્માને-આપણા અંતર દેહને-લાગણી નથી તો આ આપણા બાહ્યદેહને લાગણી શું કામ રાખવી જોઇએ ? આત્મા આપણને શીધ્ધે રસ્તે દોરે છે. અને જે કાર્ય આપણા ધામક શરીરને પતન કરે એવું હોય છે તે કાર્ય કરતાં આપણને અટકાવે છે. તે બીજુ કાંઈ કરી શકતો નથી એમ મ્હારૂ માનવું છે. '

' આપણે આડી વાતે ઉતરી પડયા પણ તું અહીં કયારની અને કયાંથી આવી છું ? તારે માટે સ્થળે સ્થળે શોધ થયા કરે છે. '

' મારી શોધ ! ? શા માટે ? '

' તું જડવાથી મ્હોટો ભ્રમ ખુલ્લનાર છે એમ બધાનું ધારવું છે ! '

" શો ભ્રમ ? "

" રતિસુંદરીનો પત્તો "

" કોણ જાણે " " કેમ કોણ જાણે ? "

' મારે જાણવું છે કે રતિ સુદરીનું શુ થયું છે ? '

' તેજ બાબત તારાથી જાણવાને સઘળા ઉત્સુક છે પરંતુ તેમાં સઘળાની આશા નિરાશા છે. એમ મારૂ ધારવુ છે. કારણુ કે તુંજ તેનું શું થયું તે બાબતનો પ્રશ્ન કરે છે ! '

' મને રતિસુદરી બાબત કશી પણ ખબર હોત તો તમને તેના વિશે પુછત શું કરવા ? '

' તો તે રાતની વાત ખોટી ?

" કઇ રાતની ? "

" ચંડિકા દેવીના મંદીરની "

" શી વાત ? "

" શૈલપુરમાં એમ વાત ચાલે છે, કે લુંટારા લોકો રતિસુંદરીને મ્હેલમાંથી રાતો રાત ઉપાડી ગયા, અને તે સાથે તને પણ લઇ ગયા. બ્હારવટીઆઓએ રાણીનો ભોગ આપવા ધાર્યું પરંતુ તેં હિમતથી રાણીને બચાવી. ત્યારબાદ તમે બન્ને શહેર તરફ આવ્યા અને તેં પહેરેગીરોને બુમ પાડી દરવાજા ઉઘડાવ્યા. તે લોકોએ તને દરવાજામાં લઇ લીધી અને કોઇ ગફલતથી રાણી બ્હાર રહી ગઇ આથી તું રાણીની ફીકર કરી બ્હાર નીસરી ગઇ. અને તમે બન્ને લુંટારાના હાથમાં ફરીથી સપડાયા. આમ તર્ક જાય છે. વળી બીજી વાત પણ એમ ચાલે છે કે કુમુદાનું કોઇ રાક્ષસી ખુન કરતી હતી, ત્યાંથી તે નાઠી અને નગર તરફ આવી પહેરેગીરોને બુમો પાડી જેથી પહેરેગીરાએ દરવાજા ખોલી

તેને શહેરમાં લીધી, પરંતુ કોણુ જાણે શાથી તું પાછી અજાયબ રીતે ગુમ થઈ ગઇ. કુમુદા તું એક અજબ સ્ત્રી છે. તેથી તે બધાને ભ્રમમાં નાખ્યાં છે. રતિસુંદરી તો જરૂર કોઈ દુષ્ટના હાથમાં ફસાઇ અને ક્રુર પાપીઓના ફંદામાં પ્રસાઇ અને તે ભોગ થઇ. તેનો આત્મા કયારનોએ પરમાત્માની હજુરમાં પહોંચી ગયો. એમ બધાનું ધારવું છે. તું જીવતી છું, એમ સર્વે જણુ જાણે છે. તારે સારૂ ઘણી શોધો થાય છે, અને રતિસુંદરી સારૂં તો ખુદ મહારાજ તપાસ કરવા ગયેલાં છે. પરંતુ સર્વ કોઇ રતિસુંદરી મળવાની આશા ફોગટ ધારી બેઠા છે. સઘળાનું ધારવું એમ છે કે કાંતો તે બ્હીકથી નાસતાં પહેરેગીરોના હાથે ઘવાઇ હોય અથવા તો લુંટારાના હાથથી મરણુ પામી હોય. પરંતુ પાછલી વાત જરા વધારે સંભવિત લાગે છે. કારણુ કે જો તે પ્હેરેગીરોના હાથથી ઘવાઇ હોય તો તે જરૂર તેજ જગ્યાએ હોત. પરંતુ તે તે જગ્યાએ નથી. તેજ સાબીત કરી આપે છે કે તે લુંટારાના હાથે સપડાયી છે. અને મૃત્યું આધિન થઈ તેતો નિશ્ચયજ. તેની શોધમાં ઘણા માણસો ફરે છે. પરંતુ તેને આજ છ માસ થયા છતાં પત્તો નથી. હવે જે થાય તે ખરૂં—"

"લોકની મરજીમાં આવે તેવા ભિન્ન ભિન્ન તરક ઉઠાવે તે સ્વાભાવિક છે. ખરી વાત તદ્દન જુદીજ છે. તે સમય આવે સઘળાને ખબર પડશે."

"તુ મને કેમ નહી કહે?"

"ના"

"કેમ ?"

"તમારો વિશ્વાસ રખાય, ખરો પણ વા વાત લઇ જાય તે જાણોછોને ? અને ખરો ગુન્હેગાર પકડાવાથી ઘણુ અનર્થ થાય એમ છે. અને હું એવી નીચ નથી કે મારા હડહડતા શત્રુનું નામ દઇ તેના વિશે અસત્ય બોલું, હું તો મારે સાચે સાચું કહીશ."

"પરંતુ તે કયારે ?"

"મને યોગ્ય લાગશે ત્યારે. જયારે હું, રતિસુંદરી ને મહારાજ ત્રણે ભેગા મળીશું, ત્યારે વાત ખુલ્લી પડશે. અને પછી તમે સઘળી જાણશો. હું પોતે પણુ પછી કહેવામાં કશો બાધ ગણીશ નહી. જયાં સુધી હું એ વાતને ખાનગી ગણું છું ત્યાં સુધી તે વાત કોઇને કહીશ નહીં.'

"તારી મરજી. પણુ તેં મારી આશા ભાગી નાંખી.

" કેમ ? "

મને આશા હતી કે તું તારી સઘળી વાત મને કહીશ.

" પણ તે વાતમાં મર્મ ગૂહ્ય છે. "

" તુંજ ગુહ્ય છું "

" હું જે છું તે છું. હવે કાંઇ બદલાઇશ ? જન્મથી જેમ છું તેમ છું. તેમજ રહીશ અને તેમજ જઇશ. "

તારી ગુપ્ત વાતો કયાં સુધી રાખીશ. "

" જીવન પર્યંત. "

'તે કેમ રહેશે ? સ્ત્રીના હૃદયમાં કોઇ વાત છુપી રહે એમ હોયછે?'

' તે બીજી સ્ત્રીઓને સારૂ છે કુમુદા જેવીને સારૂ નહી. સ્ત્રીનો મોટામાં મોટો ગુણ શો ? તે એજ કે સઘળી વાત છુપી રાખવી. અને તે પોતાના તનના માણુસ શીવાય બીજા કોઇને પ્રાણાન્તે પણ કહેવી નહી. "

"શું તેણે પોતાની સહીયરને પણ ના કહેવી ? "

" ના. બધી સહીયરોને કહ્યાથી નુકશાન છે ? "

' તો તનનું માણુસ કોણ ? " "હમે સમજ્યા " 'ના'

' હમારા તનનું માણુસ કોણ ? '

' તું કહેને '

' ઠાકોર ! '

' હારૂ તનનું માણુસ કોણ ? '

' જે થાય તે '

' તોએ ? '

' ઇશ્વરેચ્છા '

હશે. એ વાત કરવામાં અત્યારે કાંઇ માલ નથી. મ્હને જરા તરસ લાગી છે તેથી જરા પાણી આપીશ ? "

" હા લ્યોને. હમારે સારૂ જળ પાત્ર તૈયાર રાખેલું છે. " એટલું કહી કુમુદાએ પલંગ નીચેના જળ પાત્રમાંથી થંડુ પાણી કહાડી રાજબાને ધર્યું રાજબાએ પલંગમાં બેઠા થઇ પાણી પીધું.

કુમુદાએ પુછ્યું " બા ઠાકોરતો ખુશીમાં છેને ? '

' હા બ્હેન ! '

' હમે કયાં જતા હતાં ! '

' નસીબ લઇ જાય ત્યાં '

'એમ કેમ ?'

'તો શું બ્હેન ?'

'તોએ ?'

'નહી કહું !'

'કેમ ?'

'તું ત્હારી વાત કહે તો હું મ્હારી વાત કહુંને ?'

'મ્હારી વાત તો છુપી રાખવાની છે.'

'તો હું ગુપ્ત રાખશ.'

'ખાત્રી ?'

'મ્હારો શબ્દ !'

'પણ ત્હમે હમણાંજ થોડીવાર ઉપર કહ્યુંને કે સ્ત્રીના મનમાં વાત કેમ રહે ?'

'કુમુદા ! તું પક્કી છે હો !'

'કેમ ?'

'ત્હને યાદ બહુ રહે છે. હું શું બોલી હતી તે હું તો ભુલી ગંઇ હતી અને ત્હને યાદ રહ્યું'

'છટ એટલું યાદ ન રહે ?'

'ના બા આપણને તો યાદ ન રહે. તું તો દેવાંશી મનુષ્ય છે'

'કારણ ?'

'કારણ કે ત્હારા જેટલું કોઇ પણ સ્ત્રીને યાદ ન રહે, અને ત્હારા જેટલું શાસ્ત્ર કોણ વાંચે !'

"યાદદાસ્ત કેળવાયલી કેળવાય છે. એમને એમ વૃદ્ધિ પામતી નથી, દરેક જણે અને મુખ્યત્વે કરીને સ્ત્રીજાતીને તો અવસ્ય ધર્મશાસ્ત્રોની નીતી વચનો બરોબર યાદ રાખવા જોઇએ. આપણા ધર્મ શા છે ! આપણી ફરજો શી છે ? આપણા હક શા છે ? તે દરેક સ્ત્રીએ જાણવું જોઇએ ધર્મશાસ્ત્રો તથા નીતીશાસ્ત્રો જેવાં પ્રત્યેક વચન પ્રમાણે ચાલનાર સ્ત્રી હર હમેશ આનંદમૌજ દીવસો કહાડે છે અને આ લોક તથા પરલોકમાં સુખ ભોગવે છે.

"કુમુદા ! આપણે જ્યારે જ્યારે મળતાં ત્યારે ત્યારે નીતિની વાતો તો કરતા હતાં પણ સ્ત્રીના શા ધર્મ છે તે તો ત્હેં કોઇ દીવસ બતાવ્યા નથી તે જાણવાની મ્હારી ઇચ્છા ઘણા દીવસથી થયેલી છે."

"ત્હમારી આગળ તો નહી પણ રતિસુંદરી આગળ તો મ્હે તે ધર્મ

અનેકવાર કહ્યા હતા. અને ધર્મશાસ્ત્રના શ્લોકો બતલાવ્યા હતાં. તેમને તે બાબતનો શોખ વધેલો હતો અને તે શીખવાને ઉત્સુક હતા તેથી મ્હેં ઘણા પુસ્તકો ત્હેને વાંચવા આપ્યા હતા. અત્યારે રાત્રિ ગઇ છે તેથી આપણે એ વીષે આવતી કાલે વાત કરીશું. લક્ષ્મિબાને પણ તે સાંભળવાની ઉત્કંઠા છે. તેથી ત્હેમને પણ આવતી કાળે સંભળાવીશું જેટલું હું શીખી છું તેટલું બતાવીશ. મ્હારી બુદ્ધીના પ્રમાણે જે અલ્પ જ્ઞાન હું ધરાવું છું તે સઘળું હું પ્રકાશીત કરવા યત્ન કરીશ. હું કશુ પણ છુપું રાખીશ નહી હું જીવું છું શામાટે ? આપણા બંધુઓને માટે, આપણ, સંબંધીઓને માટે, આપણા દેશને માટે, એમજ સર્વે મનુષ્યને થવું જોઇએ. દરેક મનુષ્યે પોત પોતાની યથા શક્તિ પ્રમાણે બીજા મનુષ્યને મદદ આપવી તે કર્તવ્ય છે. સર્વમાં સમભાવ રાખી, ઇર્ષ્યાને દુર કરી, આનંદમાં રહી સર્વ સાથે સાલસથી વરતવાથી આપણને કાંઈ નુકશાન નથી પણ ફાયદો છે. એમજ દરેકના મનમાં હમેશ રહેવું જોઇએ.'

" કુમુદા ત્હારામાં એ સઘળું છે."

" મ્હારામાં નથી. જો મ્હારામાં તે સઘળું હોત તો મ્હેં આ દેહને અત્યારે ઘણી ઉત્તમ ગતીએ પહોંચાડયો હોત ?

" પણ ત્હેં તેમ નહી પહોચાડયો હોય ?"

કુમુદા જવાબ આપવા જતી હતી તેવામાં બ્હારથી અવાજ આવ્યો " કુમુદા "

" કેમ " પ્રત્યુતર મળ્યો.

" લક્ષ્મિબા બોલાવે છે. જવાબ મળ્યો.

" રાજબા લક્ષ્મિબા બોલાવે છે. હું જાઉં છું. વિજયસિંહને આવવાનો સમય થયો છે અને આવ્યા હશે. ભોજન આવે તે આનંદથી જમજો. કાલે મળીશું "

" કુમુદા આટલું બોલી કાંઇ પણ જવાબ સાંભળ્યા વગર દોડતી નાઠી."

રાજબાએ પોતાની દ્રષ્ટી કુમુદાના જવાના રસ્તા ઉપર થોડીવાર રાખી અને ત્હેના વિશે મનમાં ભિન્ન ભિન્ન વિચાર તરંગ ઉઠવા લાગ્યા. અને તે સાથે તે બાળાના જ્ઞાનના ભંડારને લીધે ત્હેને વિસ્મયતા થઇ.

થોડીવારે ભોજન આવ્યું તે જમી અને આડી થઇ આખા દીવસના શ્રમથી તે નિદ્રામાં પડી અને ઘસઘસાટ ઉંઘી.

---

# પ્રકરણ ૨૨.

## સ્ત્રી ધર્મ.

પ્રાત:કાળ. વિજયસિંહની ગુફામાં પ્રાત:કાલની ખુશી ઓરજ ભાસે છે. નિર્જનવનમાં વસેલા ન્હાના નગરમાં છતી વસ્તીએ વસ્તિશુન્ય ભાસ થાય છે. સ્હવાર થતાં દરેક જણુ પોતપોતાનુ નિત્ય કર્મ કરવા રોકાઇ ગયેલા છે. રાજબા પોતાના નિત્ય નિયમ પ્રમાણે ઉઠી. આજ તેનુ મસ્તિક શાંત હતું. ગઇ રાત્રે નિદ્રા સારી આવેલી હતી.

ભુપસિંહે રાજબાને પોતાના મ્હેલનો ત્યાગ કરાવ્યો, તે સમય, જયારે રાજબા આ ગુફામાં પેઠી તે વખતે તેની આંગળ રમ્યા કરતો હતો. આ બનાવ આકસ્મિક હતો તેટલુંજ કુમુદાનુ મળવું પણુ આકસ્મિક બન્યું આ બન્ને આકસ્મિક બનાવોને લીધે રાત્રે સુતા પ્હેલા તેનું મન અનેક આવેગો વચ્ચે આંદોલન કરતું હતું. પરન્તું કુમુદા સાથેની વાત ચીતથી ત્હેના વચનોનું મનન તેના મનમાં થવા લાગ્યું તેથી આકસ્મિક બનાવો વિસારે પડયા અને તેમ થતાં ગાઢ નિંદથી તે ઘેરાણી. આ ઉંઘમાં તેને, અતિશય અકળાટે ઉકલેલા માથાઓ જે ઉત્પાત કરે છે, તે ઉત્પાતે જરાપણુ સતાવી નહી તેથી તે નિરાંતે ઉંઘી.

દાતણુ પાણી કર્યા પછી નાસ્તો કરીને ઘણુા જણાએ નિત્યના ઉધમ પ્રમાણે વિજયસિંહના માણુસોએ ગુફાનો ધીરે ધીરે ત્યાગ કરવા માંડયો તે રાજબા જોયા કરતી હતી. આ વખતે ઠાકોર વિજયસિંહે પ્રવેશ કર્યો અને રાજબાને જણાવ્યું ' રાજબા ! તમારી બધી બીના મેં જાણી છે. હું ઠાકોરને બરોબર ઓળખું છું અને અમારે તેમની સાથે ગાઢ પીછાન છે. તમોને તમારી કુમુદા સાથે મેળવ્યાં છે. ઠાકોર થોડા દીવસે શાંત થશે માટે તમારે અહીંથી આગળ જવાની જરૂર જણાતી નથી. સમય આવે તમારી સઘળી ગોઠવણુ થશે ત્યાં સુધી તમે અહીં ઘર સમજીને રહેજો, કુમુદા તમારી પાસે રહેશે, તમારી સાથેના માણુસોને વિદાય કરૂં છું. '

' જેવી ઇચ્છા ' ! રાજબાએ પ્રત્યુતર આપ્યો રાજબાની ઇચ્છા જાણી તેણુે રાજબાની સાથે આવેલા માણુસોને શૈલપુર વિદાય કર્યા અને પોતે પોતાના નિત્ય કર્મમાં ભળ્યો.

રેહવાર થઇ ગયા પછી આસરે ત્રણેક કલાકે યોગીરાજ તરફથી ખબર લઇ વિજયસિંહનુ માણુસ આવ્યું, તેણે કુમુદાને ખોળી કહાડી સંદેશો કહ્યો કે યોગીરાજ તેને મળવા માંગતા હતા અને તેણે તેમને સાંજરે મળવું. આ સંદેશાનો યોગ્ય પ્રત્યુત્તર આપી કુમુદા રાજબા સાથે ભિન્ન ભિન્ન વાતો કરવામાં રોકાઇ.

બપોરે ખાઇ પીને સઘળા પરવાર્યા તે વખતે કુમુદાએ લક્ષ્મી તથા રાજબાની ઇચ્છાથી ગુફામાંની સ્ત્રીઓની સભા ભરી અને પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું.

" જે પરમાત્મા ગણાય છે, જે અગ્નિ, તેજ, વાયુ, આકાશ, જળ અને પૃથ્વીમાં છે, જે જડ અને ચૈતન્યમાં છે, જે સઘળે વ્યાપ્ત છે. જે સર્વનો સાક્ષી ભૂત છે તે અનંત નામી અગમ્ય આત્માને પ્રેમ પૂર્વક પ્રણામ કરી મ્હારી આંતર ઇન્દ્રીયોને સતેજ કરવા વિનવું છું.

" બ્હેનો ! જગતની ઉત્પત્તિમાં કારણભૂત જોશો તો સ્ત્રીજ છે. આજ બીના સ્ત્રી સંસાર વાહનનું કેવું ઉપયોગી ચક્ર છે--પુરૂષનું કેટલું કામનું અંગ છે તે સિદ્ધ કરે છે. જો સ્ત્રી નહોત તો પુરૂષની ઉત્પત્તિજ નથી અને તેથી પુરૂષ તે સ્ત્રીના વડે અને સ્ત્રી તે પણ સ્ત્રીના વડેજ હોઇ સ્ત્રી પુરૂષ કરતાં આ બાબતમાં શ્રેષ્ટ છે એ સિદ્ધ થાય છે.

" જેમ પુરૂષની ઉત્પત્તિનું કારણ સ્ત્રી છે, તેમ સ્ત્રીનું ભૂષણ પુરૂષ છે. સ્વામિનો અર્થ શો ? 'સ્વ' એટલે પોતાનું અને 'અમિ' એટલે અમૃત એટલે ' સ્વામિનો અર્થ 'પોતાનું અમૃત' એમ થાય અમુક ફળ બે સ્વાદ લાગતા ફેંકી દેવાય છે, તેમ સ્વામિરૂપી ફળ કોઇથી ફેંકી દેવાતું નથી. માટે સ્વામિની પસંદગી તે ઘણા વિચારથી કરવાની છે. આ વિષય ઉપર હું જરા આગળ ઉપર વિવેચન કરીશ.

"મ્હેં પ્હેલા કહ્યું તે ઉપરથી કોઇ એ એમ સમજવાનું નથી કે સ્ત્રી પુરૂષ કરતાં ઉત્તમ છે. મ્હારો કહેવાનો ભાવાર્થ એ છે કે સ્ત્રી પુરૂષ કરતાં કોઇ પણ દરજ્જે ઉતરતે નથી. જેમ રાત્રિ અને દીવસ વીગેરે દ્વંદ્વો દુનીઆમાં હયાતી ભોગવે છે. તેમ સ્ત્રી અને પુરૂષ એક દ્વન્દ્વ છે. બંન્નેમાં લિંગ ભેદ શીવાય કશો પણ ફેર હું જોતી નથી શું સ્ત્રીમાં આત્મા નથી? શું ત્હેનામાં બુદ્ધિ નથી ? શું ત્હેનામાં મન નથી ? શું ત્હેનામાં ચૈતન્ય નથી ? શું ત્હેને આનંદ થતો નથી ? શું ત્હેને શોક થતો નથી ? શું ત્હેને મનોવિકારો થતા નથી ? શું ત્હેને લાગણી થતી નથી ? શું ત્હેને પુરૂષની પડીમ સુખ, દુઃખ, ત્હાડ તડકો લાગતો નથી ? શું અમુક બાબ-

તોમાં સ્ત્રી પુરૂષ સાથે સરસાઇ ભોગવી શકતી નથી ?

"આપણે સારી રીતે વિચારીશું તો લાગશે કે આપણે પુરૂષ કરતાં એક પણ અંશે ઉતરતી નથી. આપણને તથા તેમને બનાવનાર એક છે. આપણે તથા તે એક પૃથ્વી ઉપર રહીએ છીએ, એકજ મૂળથી પડેલું પાણી પીએ છે તે છતાં આપણને પુરૂષ ત્હેમનાથી હલકી શા માટે ગણતા શીખ્યા છે ? આ પ્રશ્ન વિચારવા જેવો છે આપણે આપણો પાછળનો ઇતિહાસ નિહાળીશું તો તરત માલુમ પડે છે કે આગળની સ્ત્રીઓને પુરૂષ કરતાં ઓછા હકક મળતા નહી. તો હાલ આપણો વખત આવો કેમ ?

મનુ મહારાજ કહે છે કે 'જ્યાં જ્યાં સુંદરીઓ સન્માન પામે છે ત્યાં ત્યાંજ દેવતા રમે છે' આ વાકયજ સિદ્ધ કરી આપે છે કે ત્હેમણે સ્ત્રીને પુરૂષ કરતાં કોઇ દીવસ પણ હલકી ગણી હતી નહી. શું પુરૂષો એમ ધારતા હશે કે તેઓ સ્ત્રી કરતાં વધારે જોરાવર છે તેથી ત્હેમને સ્ત્રીઓના હક્ક ઝુંટાવી લેવાનો હક્ક છે ? નહીજ શું સબલ અબલને કનડે તો અબલે પોતાની સત્તામાં હોય તેટલો યત્ન નહી કરવો ? શા માટે નહી.

"બ્હેનો ! પુરૂષોએ મનુષ્ય બુદ્ધિમાં વૃદ્ધિ કરવા જેવા યત્ન કર્યા છે તેવા આપણી સ્ત્રીએ પણ કરેલા છે. સ્ત્રીનું મગજ પુરૂષ કરતાં હરહમેશ ફલદ્રુપ છેજ; તે બાબત કાંઇપણ શંકા ધરાય એમ નથીજ. તો બહેનો ! આપણે શા માટે પુરૂષના જુલ્મી ઝુંસરા તળે દાસો માફક દબાઇએ છીએ. મારો કહેવાનો ભાવાર્થ એમ નથી કે સ્ત્રીએ પુરૂષનું કહ્યું નહી માનવું. પરંતુ મારૂં કહેવું એમ છે કે અમુક બાબતમાં જ્યારે સ્ત્રી પુરૂષનું વચન પાળવા બંધાયેલી છે, ત્યારે પુરૂષ અમુક બાબતમાં સ્ત્રીનું વચન પળવા બંધાયલોજ છે. આ પ્રમાણે બન્નેનો અરસપરસનો સંબંધ બન્ને જણ સમજે નહી ત્યાં સુધી 'દંપતિ' દાંપત્યનું રહસ્ય સમજી જીવતનું સાર્થક કરી શકેજ નહી.

"પરંતુ બ્હેનો ! આપણેજ આપણી સ્થીતિ બગાડનાર છીએ ! કારણ પુછશો? ત્હેનો જવાબ એજ છે કે આપણી જાતમાં શરૂઆતથી સ્નેહ રહેલો છે તે સ્નેહને આપણે ઘણોજ પ્રસરાવી, આપણા હક પુરૂષોને દબાવતા દેખતાં છતાં મૂઢ માફક બેસી રહ્યા. પુરૂષોએ આપણા હકો ઉપર તરાપ મારી અને આપણને ધીરે ધીરે આ અવસ્થાએ પહોંચાડી વળી આપણે આપણા ધર્મ-કર્તવ્ય કર્મથી ભ્રષ્ટ થયા. તે કર્તવ્ય કર્મો જયારે આપણે ફરી કરીશું

ત્યારેજ આપણી અહડતી થવાની અને આપણે પુરૂષની માનની નજરે જોવાવાના. આ માટે આપણા કર્તવ્ય કર્મ શાં છે તે જાણવાની જરૂર છે હું આજે આપને કર્તવ્ય કર્મ-સર્વે સ્ત્રીઓને કર્તવ્ય કર્મ યથાશકિત કહીશ. મને યોગીરાજે તેડવા મોકલેલી તે તેથી મારે ઉતાવળ કરવી પડશે માટે ક્ષમા માગી લઉં છું.

"સ્ત્રીના જીવનની અવસ્થાના રૂપાંતર જુઓ ધણા ગ્રંથકારો અનેક રૂપાંતર જણાવે છે પરંતુ હું તો ફકત ચાર મુખ્ય ભાગમાં વિષયને વ્હેંચી ટુંકામાં બને તેટલું સમજાવી દઇશ. પ્રથમ સ્ત્રી બાળીકા હોય છે પછી કુમારીકા, યૌવના અને વૃદ્ધા આ ચાર અવસ્થાઓમાં દરેક વખત શા આપણા ધર્મ છે તે બતાવું છું.

"આપણે આપણા બાળ કાળનો વિચાર કરો. આપણે કેટલા આનંદથી ફરતા હતા! કેટલા હર્ષથી કલ્લોલ કરતાં હતાં! આપણને આપણા ભવિષ્યની જરા પણ ચિંતા નહોતી. આપણે કેવા સ્વચ્છંદી હતા. કાલુ કાલુ બોલતાં, માતાના ઉછરંગે રમતાં અને ત્હેની આસપાસ ભમતાં તે સમય કેવો આનંદી લાગતો? આ આનંદના સમયે આપણે શા ધર્મ છે તે આપણે જાણવા જોઇએ છીએ. આ સમયે આપણો શિક્ષક આપણી માતા છે, અને માતાનો ધર્મ છે કે બાલાને બાલપણનો પણ શો ધર્મ છે તે ઠસાવવો. માતા આપણને જે ચીજ હીતની હોય તેજ કહે છે તે ઉપર મનન કરી આપણે તે કરવું. તેજ બાલાના ન્હાનપણનું ખરેખરૂં કર્તવ્ય છે.

"બાલ્યાવસ્થાથી અવસ્થાંતર થતાં બાલા કુમારી બને છે. કન્યાવસ્થા બાલ્યાવસ્થા અને યુવાવસ્થાની મર્યાદા લીંટી છે. આ અવસ્થા કઇ ઉમરે આવે છે તે નક્કિ થઇ શકે નહી. બાલ્ય કાળના મનોવિકારો, જે સમયે, બાલકીય અવસ્થા મૂકતાં, અન્ય પ્રકારના વિકારોમાં બદલાઇ જાય છે. ત્યારે કુમારી કાલ શરૂ થાય છે એમ મ્હારૂં માનવું છે. બાલકીય મન શુદ્ધતામાં આસપાસની અવસ્થાઓ તથા સંસ્થાઓના પ્રભાવે ફેરફાર થાય છે. આ ફેરફાર કોઇ બાલામાં વ્હેલો અને કોઇ બાલામાં મોડો થાય છે. જ્યારથી બાલા પોતાનું બાલપણુ મૂકી, અવયવની વૃદ્ધિ સાથે અનેક વિકારો તથા વિચારોની વૃદ્ધિ અનુભવતી, અન્ય અવસ્થામાં પ્રવેશ કરે છે. ત્યારથી તે કુમારી કહી શકાય. આ અવસ્થામાં પ્રવેશ કરવાનો સમય ખરેખરો બારીક હોય છે. આ સમયનાં રોપાતાં બીજો આગળ જતાં ફલદ બની પકવતાને પામે છે. આના મુખ્ય કારણો સંગત તથા

બચપણની કેળવણી છે. એ એના યોગે બાળા કુમારી અવસ્થામાં પોતાનું ખરેખરૂં સ્વરૂપ પ્રકાશે છે. સંગત—તે મનુષ્યના શ્રેય ને સારૂ સારી છે તેમ નરસી પણ છે. મનુષ્ય આત્માને શ્રેષ્ટતમ પંક્તિએ પહોંચાડવા માટે આત્માને પરમાત્મા સાથે ઐક્ય કરવાનો પાઠ પઢાવવો જોઇએ છે. આ પાઠનું મુળ સંગતી છે.

'કુમારી અવસ્થામાં સુસંગતીના પ્રતાપે ભવિષ્ય જીવન ઘણું ઉત્તમ નીવડે છે. આ અવસ્થામાં ત્હેણે પોતાના મન સાથે તનની પણ કસોટી કરવાનો કટાકટીનો સમય છે. આ કાલ એવો હોય છે કે મન તરંગો ઘણા ઉછાલા મારે છે. અને તે ઉછાલાને કાબુમાં નહી રાખવાથી આપણો મન ઉપરનો કાબુ ઓછો થાય છે અને તેમ થતાં તે આપણા ઉપર બલવત્તર બની આપણને સેવક બનાવે છે. જ્યાં સુધી અગ્નિ આપણા તાબામાં રહે છે ત્યાં સુધી આપણે ત્હેની પાસે ઘણું કામ કરાવી શકીએ છીએ. પરંતુ જ્યારે તે પુરજોશમાં પ્રદીપ્ત થઇ મ્હાનરૂપ ધારણ કરે છે, ત્યારે તે કાબુમાં રહેતો નથી. અને તે આપણને સતાવે છે. તેવી રીતે ઇંદ્રીઓ જ્યાં સુધી આપણી સેવક બની આપણું કામ કરે છે. ત્યાં સુધી આપણા આત્માનું શ્રેય ! થઇ શકે છે પરંતુ તે પુરજોશમાં આવી જઈ આપણા ઉપર—આપણી મનશક્તિના કમજોરને લીધે કાબુ મેલવે છે અને તે આપણને તદ્દન નિરાધાર બનાવી દે છે. આ કાજે ઇન્દ્રિય નિગ્રહ એટલે સઘલી ઇન્દ્રિયોને પોતાની ઇચ્છાનુસાર વર્તવા ન દેવી અને આપણા તાબામાં રાખીએ તે ઘણીજ અગત્યની અમુલ્ય વસ્તુ દરેક માણસમાં જોઇએ છીએ. આ ઇન્દ્રિય નિગ્રહ બાલા કરતાં શીખી હોય, તો ત્હેની પરીક્ષા આ સમયે થાય છે અને મનને તે કાબુમાં રાખી લે છે.

"ઘણા કહે છે કે **'મન'** એટલું બલવત્તર છે કે તે કદી પણ કાબુમાં રહી શકતું જ નથી. મ્હારૂં એમ માનવું નથી. આપણે જો બાલપણથી ટેવ પાડીએ તો આપણે આપણા મનને એવી સખ્ત રીતે જકડી શકીએ, કે તે આપણાં ગુલામ જેવું બની રહે છે. આ મ્હારૂં અનુભવ સિદ્ધાંત છે. માટે મનનો સંયમ કરી ઉછાલાઓને અટકાવવા તે કુમારીનો મ્હોટા ધર્મ છે. આ કર્યાથી બ્રહ્મચર્યને પાલી શકશે અને બ્રહ્મચર્યથી જ્ઞાન મળશે અને જ્ઞાનથી મોક્ષ મલશે. માટે બ્હેનો ! કુમારી અવસ્થામાં મન અને તનને કાબુમાં રાખવું તે પ્હેલો સિદ્ધાંત યાદ રાખવો અવશ્યનો છે.

"મનુષ્ય ન્હાનપણથી ઘણુંજ સાદું અને સ્વચ્છ મનવાલું હોય છે. ત્હેના ઉપર પડેલા આભાસોથી ત્હેના મનમાં ફેરફાર થાય છે. આ આભા-

સના પ્રભાવે ખરાબ બનેલા મનુષ્યોને જોયાથી બાલક, જે ઉમ્મરે વધતું જાય છે ત્હેને દુનીઆનુ ભાન આવતાં, આવા મનુષ્યોને જોયાથી વ્હેમાલ્લ ડગડગો ઉત્પન્ન થાય છે. અને તેથી તે પોતાના મનના ઉભરા-જે ભિન્ન ભિન્ન ભાવનાઓના ઉત્પન્ન થવાથી ઉદ્દ્ભવે છે તે ઉભરાઓ બીજા આગળ કહાડી શકતું નથી. આમ થવાથી તે મુંઝાય છે અને તે મુંઝવણીને લીધે ઘણું ગભરાય છે:—આ નિયમ પ્રમાણે બાલિકા કુમારી બનતાં, દોરંગી દુનીઆ જુએ છે અને તે જોઇ, કપટજાલો નીરખી, કવચિત શુદ્ધ, સ્વચ્છ મનનો સુહૃદયી નહી દેખી મનમાં મુંઝાઇ ગભરાય છે આ ગભરાટ દૂર કરવાનું સાધન તે તે છે કે ત્હેણે પોતાનો અંતરનો સોબતી શોધી કહાડવો. આવો સુહૃદયી લગ્નથી અવશ્ય મલે છે જ.

" અમ્હારામાં રીવાજ છે—આગળ ઉપર અમારો રીવાજ દરેક જાતમાં હતોજ—કે બાલા કુમારી બનતાં પોતાને મન પસંદ પતી શોધી લે. બીજી જાતોમાં તે રીવાજ ધીરે ધીરે નાબુદ થયો. અમ્હારામાં પણ આ રીવાજ વધુ મુદ્દત ટકશે કે નહી તે પ્રશ્ન છે."

લગ્નનો મૂળ આશય શો છે? જગતમાં ઉત્પન્ન થયેલા મનુષ્યોએ આત્મા પરમાત્માની લિનતાના સાધનરૂપ બનતા માટે પાઠ શીખવો, અને આ પાઠ શીખવાનું પ્હેલું પગથીઉં મિત્રતા અને બીજુ પગથીઉં લગ્ન છે. મિત્રતા અને લગ્નથી આત્મા સાથે આત્માનું ઐક્ય કરતા મનુષ્ય શીખે છે. અને તે મેલન શીખતાં **પરમાત્મામાં** લિન્ન થવાનું શીખી શકાય—આ માટે લગ્નની ખાસ આવશ્યકતા છે. બ્રહ્મચર્ય અખંડ પાલવાથી શરીરને હાની થાય છે કારણ કે દરેક ઇન્દ્રિએ પોત પોતાનું કર્મ બજાવવુંજ જોઇએ અને તેમ ન થતાં તે ઇન્દ્રિય સીથીલ બને છે, અને તેમ થતાં હૃદય દ્વારા ફરતું રક્ત તે ઇન્દ્રિય આગળ આવી ધીરે ધીરે વહન કરે છે. અને તેમ થતાં, સમય જતાં આખા શરીરની રક્ત ક્રિયા ધીરી પડી જઇ આયુષ્યને ટુંકુ કરે છે. આ કારણને લીધે પણ લગ્નની આવશ્યકતા છે. 'જાતીએ જાતીને વધારવી' એ મૂળ સિદ્ધાંતની પૂર્ણતા માટે પણ લગ્નની આવશ્યકતા છેજ. આ મુજબ લગ્નની આવશ્યકતા આપણે જોઇ. તો હવે આપણો સોબતી કેવો જોઇએ તે ટુંકમાં કહું છું. આપણે આપણો સોબતી શોધતાં આપણે મુખ્ય બાબત જોવાની છે તે આ છે; એક, આપણા સ્વભાવ, પ્રકૃતી અને ગુણવાલો તે હોવો જોઇએ, ત્હેના સગા સબંધી સાલસ માણસ હોવાં જોઇએ ત્હેને સોબત સારી હોવી જોઇએ, ત્હેનું શરિર નીરોગી હોવું જોઇએ, એ શુદ્ધ સારી કેળવણીવાળો હોવો જોઇએ,

ગૃહની વ્યવસ્થામાં આપણને જોઇતી મદદ રાજીથી આપે એવો હોવો જોઇએ.

*" આપણે આપણા અંતઃકરણમાં સુવર્ણ અક્ષરે કોતરી રાખવું જોઇએ કે કોઇ પણ દેશની ચઢતી યા પડતી—ઉન્નતી કે અવનતિ સ્ત્રીઓનાજ ઉપર આધાર રાખે છે. આખા દેશને સુખી યા દુઃખી કરવો તે સ્ત્રીઓના હાથમાં છે—સંસાર સાગરમાં મછવો તારનાર કે ડુબાવનાર સ્ત્રીજ છે. દુનીઆના કેટલાક વિદ્વાનો સ્ત્રીઓને સ્વર્ગનું વિમાન સમજે છે અને કેટલાક ત્હેને નર્કનું દ્વાર માને છે. ભલે કવીઓ ગમે તેમ કહે પરંતુ ત્હેમનાજ કહેણ પ્રમાણે ' સ્ત્રી સ્વર્ગ કે નર્કમાં લઇ જાય છે. તો બન્ને ઠેકાણે પહોંચવાને સ્ત્રીની અગત્ય ખરી તે તો નિર્વિવાદજ છે. મહાન્ રૂષી મુનીઓ પણ કહી ગયા છે કે—સ્ત્રી વિના સંસાર નથી, સંસાર વિના પ્રજા નથી. પ્રજા વિના ગૃહ નથી, ગૃહ વિના રાજ્ય નથી રાજ્ય વિના સુખ નથી. બ્હેનો ! સર્વ સુખનું સાધન સ્ત્રી છે તે આ વાક્ય કહે છે.

" મહાભારતના આદી પર્વમાં કહેલું છે કે ' મનુષ્યનું ભાર્યા એ અડધું અંગ છે, ભાર્યાજ ઉત્તમ સખા છે, ભાર્યા ધર્મ, અર્થ અને કામ એ ત્રીવર્ગનું મૂળ છે અને ભાર્યાજ સંસાર તારનાર છે, એટલાજ માટે, બ્હેનો ? ધ્યાનમાં રાખવું કે દેશની ચડતી યા પડતી, ઉન્નતિ યા અવનતી માટે સ્ત્રીઓજ જોખમદાર છે. માટે ગમે તેવા કાલે ભૂત અને ભવિષ્યનો વિચાર કર્યા કરતાં વર્તમાન કાળમાં પોતાનું કર્તવ્ય બજાવવામાં પાછા પડવું નહીં.

" બ્હેનો ! ગૃહિણી થઇ પતિવ્રતા બનો સત્ય રાખો. દુઃખના ડુંગરો તળે દટાઓ તો પણ પતી સેવાથી વિમુખ થાઓમા. અનુશાશન પર્વમાં કહે છે કે 'જે નારી કામ, ભોગ, ઐશ્વર્ય. અને સુખની અધીક ઇચ્છા ના રાખતાં કેવળ સ્વામિને ચાહે છે તેજ નારી ધર્મ ભગિની છે.' તો હે બ્હેનો ધાર્મિક દષ્ટિએ જોતાં લગ્ન તે સર્વ સુખ દેનાર છે અને ભર્તાર તથા ગૃહિણી બન્ને મલી જે ધર્મ કરે ત્હેના ફળ બન્નેને સરખા મળે છે. પરંતુ કોને ? મ્હેં કહ્યું ત્હેનેજ માટે પતિ તરફ નીતીવાન થઇ સત્ય ધર્મથી વર્તવું-

" મહાત્મા યાજ્ઞ વલ્કય કહે છે કે ' જે ભાર્યા પતિના પ્રિય અને હિત કાર્ય માટે તત્પર રહે છે અને સદાચારી અને સંયતેન્દ્રિય થાય છે ત્હેને આ લોકમાં કિર્તિ અને પરલોકમાં અનુપમ સુખ પ્રાપ્ત થાય છે.' વળી હિતોપદેશમાં કહ્યું છે કે 'ભલેને સ્ત્રીઓને બીજા અલંકાર ન હોય તો પણ સ્વામીજ ઉત્તમ અંકાર સ્વરૂપ છે. અને જે સ્ત્રી શીળીત હોવા

છતાં ભર્તૃ રહિત છે તે શોભિત નથી " બ્હેનો ! આ શિવાય વ્યાસ સ્મૃતિમાં પણ આ વીષે ઘણું વિવેચન છે. પરંતુ સમય બહુ નહી હોવાથી તે વીષય ટુંકામાં પતવું છું. બ્હેનો ! સતિ સ્ત્રીઓ સમજે છે જે પતિ પતિમાં આત્મ સમર્પણ કરીને કાયા, મનોવાકયથી પતિની સેવામાં સર્વદા લાગેલી રહે છે. બદલો મેળવવાની કાંઈ પણ આશા રાખતી નથી, પતિ પરાયણતાજ ત્હેને આશા કરતાં વધારે બદલો છે, સ્વામિનો સહવાસ ત્હેને આશા કરતાં વધારે સુખ સૌભાગ્ય છે. સતિ એના કરતાં કશી વધુ ઇચ્છા રાખતી નથી--**સતિ પતિ ને અનંત ઉન્નતિના માર્ગે લઇ જવાથી નારી ધર્મનું સાર્થક સમજે છે.** જેઓ મોટેરાની શીખામણ સાંભળીને પોતાની કુલ મર્યાદા પાલે છે, જેઓ સત્યવાદી અને શુદ્ધ સ્વભાવની હોય છે તે સતિ એક માત્ર પતિનેજ પુણ્ય સાધન તરીકે સમજે છે, પતિનો કોઇ પણ રીતે અનાદર કરતી નથી—ભલે તે નિર્ધન હો કે સધન હો–તો એ ત્હેને દેવ તુલ્ય ગણે છે. **પતિજ સતિનો પરમ દેવતા છે.** શાથી સ્વામિ સુખી થાય ? શાથી સ્વામિનું આ જન્મમાં અને પર જન્મમાં મંગળ થાય ! તેજ ત્હેની એક માત્ર સાધના હોય છે–એજ વિચારથી સતિ જેવું સુખ અનુભવે છે એવું સુખ બીજા કશાથી તે મેળવી શકતિ નથી.

" માતા તરીકે આપણા શા ધર્મ છે ! આપણાં બાલક ભવિષ્યના હિરા થાય, આખુ જગત્ આપણા બાલકને માનની નજરથી જુએ, આપણે આપણી બાલકની ખ્યાતિ સાંભળી કાન પાવન કરીએ એ ઇચ્છાથી આપણી શકિતમાં હોય તેટલું જ્ઞાન બાળપણમાં બાળકને આપવું એ માતા તરીકેનો આપણો ધર્મ છે.

" છેલ્લી વૃદ્ધાવસ્થામાં આપણે એક ચિત્તથી આત્માના કલ્યાણ માટે યત્ન કરવો અને આપણે મેળવેલા અનુભવનું આપણાથી ન્હાનાઓને જ્ઞાન આપવું તે આપણો છેલ્લામાં છેલ્લો અને મ્હોટામાં મ્હોટો ધર્મ છે.

બ્હેનો બ્હાર યોગીરાજ તરફથી બોલાવવા આવેલું માણસ ઘણી વારથી ખોટી થાય છે માટે હું મ્હારૂ વ્યાખ્યાન પુરૂ કરૂં છું. આજના વ્યાખ્યાનમાં મ્હેં જે ધર્મ બતાવ્યા છે તે મુજબ મ્હારી પ્રીય બ્હેનો ચાલશે તો સુખી થશે. "

કુમુદા ત્હને ધન્ય છે ! ન્હાની ઉમરમાં ત્હેં કરેલો અભ્યાસ બેશક વખાણવા લાયક છે " લક્ષ્મી બોલી.

કુમુદા ઉતાવળને લીધે વ્યાખ્યાન બંધ કરી યોગીરાજના આશ્રમે ગઇ. સર્વ મંડળ વિખરાયું.

# પ્રકરણ ૨૩.

## રાત્રીની મુલાકાત.

ભોગાવતી ઉપરની ગુફામાં બેસી ભુપસિંહ આદિએ મસલત કરી હતી તે દિવસે વિજયસિંહે રણમલને રાત્રે મળવાનું વચન આપ્યું હતું તે મુજબ રાત્રે આવ્યો બન્ને જણ એકમેકને ભેટીને બેઠા.

વિજયસિંહે કહ્યું " કાંઈ નવા જુની ? "

" તેતો તમે જાણો છો. "

"ભુપસિંહે યત્ન બહુ કરવા માંડયો છે ? "

"પરન્તુ તે રાજ્ય ખટપટમાં કુશળ નથી તેથી" કંઇ વળશે નહી.

" કુશળ નથી તે કેમ જાણ્યું."

" નહીં તો તેની દરેકે દરેક વાત આપણે કાંને કયાંથી આવે ? "

" તે તો કોણ જાણે પણ એતો ખરૂ કે તેઓ એક બીજા ઉપર ઇર્ષાથી જુએ છે."

" હા. સૌ લોભી છે. અને લોભને તૃપ્ત કરવા દરેક જણ યત્ન કરે છે " તે યત્ન સિદ્ધ કરશેજ પણ આપણે તેમના દરેક યત્નને નિષ્ફળ બનાવવા યાદ રાખવું. "

" હા. એજ મુજબ આપણું વર્તન થવું જોઇએ. "

" હવે તેઓ ત્હમને સમજાવવાનો વિચાર કરશે, "

' હા હવે શામથી થઇ રહ્યું હવે દામથી '

' એમ ! ' ' હા. ' ' તો ભાજગડ આવશે. ' 'આવવી જોઇએ.'

' કોની મારફતે મોકલશે. '

' કોણ જાણે મ્હને ખબર નથી '

' આજ મારા આવ્યા પ્હેલા કોઇ આવ્યું હતું ? '

' કેમ ? ' ' હું સ્હેજ પુછુ છું '

' રાયમલ આવ્યો હતો '

' રાયમલ કોણ ? '

' આપણોજ માણસ છે '

' જરૂર ? વિજયસિંહે શંકામય દ્દષ્ટિથી જોયું.

'હા કેમ એમ પુછો છો !' વિજયસિંહ તરફ જોઇ રણમલ બોલ્યો '

'રણમલ ? '

'કેમ ? '

'તમે છેતરાઓ છો ? '

'શાંમાં ? '

'રાયમલનો વિશ્વાસ રાખવામાં તમે છેતરાઓ છો તે શી વાત કરી ગયો. ?

'કાંઇ નહી. સાધારણ '

'મારાથી છુપાવો છો પૈસા વિગેરેની વાત કરી હતી.

'તે પુછતો હતો કે ભુપસિંહને કારભારમાં કેમ ભેળવતા નથી !

" ત્હેંનો ત્હમે શો જવાબ આપ્યો !"

મેં કહ્યું કે તેને મફતનુ ખાવું છે. કયાં કામ કરવું છે. તેણે કહ્યુ કે 'મફતનું ખાય એવો માણુસ કેમ છે, તેને જો કારભારમાં ભેલવેલો હોય તો તે કદી ન કરે નારાયણને મહારાજા બીનવારસ રહેતો તેની પછીનો વારસ ભુપસિંહ છે, તેને યોગ્ય સલાહ મળે સારી રીતે કારભાર ચલાવે મેં કહ્યુ કે એનામાં આવડ ક્યાંથી આવે. તેને કહ્યું કે બાપદાદાની આવડ કયાં જતી રહે. તેના બાપદાદા વગેરે કેવા હતા ! ' મેં જવાબ આપ્યો કે જેટલાં અને જેવા કુકર્મો ભુપસિંહે કર્યાં છે તેટલા અને તેવાં કુકર્મો તેના પરિયાઓએ કરેલાં નથી. તેણે પછી મને ભુપસિંહ શી ખટપટ કરે છે તે વાત પુછી મેં ત્હેને સઘળી ખટપટની વાત કહી અને તેના સ્હામાં આ ઉપાયો લેવા યોગ્ય છે તે વાત તેના પુછવાથી મેં કહી '

'અરેરે । નિશ્વાસ નાંખી વિજયસિંહ બોલ્યો.'

'કેમ !'

'બધામાં ત્હમે ધુળ મેળવી.'

'શાથી ?'

'ન કહેવાની વાત પરાયા માણુસને મ્હોડે કહી,'

'તે પરાયો નથી આપણો છે.'

'ત્હેને ભુપસિંહ સાથે કાંઇ સંબંધ છે.'

'નહીજ જરા જેવો ખરો.'

'ત્હેણે ત્હમને પૈસા વીશે કાંઇ વાત કરી હતી ?' 'હા.' 'શી.'

'ત્હેણે મ્હને પુછ્યું હતું કે કોઇ પૈસાની ભાંજગડ લઇને આવ્યું'

હતું ?' મ્હેં ત્હેને જવાબ આપ્યો. ના. મ્હને કોઇ કહેવા આવ્યું નથી પછી ત્હેણે મ્હને શીખામણ આપવા માંડી કે જો કાંઇ લાખ બે લાખ તનખા આપે તો લઇ લેજો. મ્હેં ત્હેની સલાહને ધિક્કારી કહાડી અને તે ગયો.'

'ત્હમારે ત્હેને મ્હોડે સારો જવાબ આપવો જોઇતો હતો.'

'કેવો સારો ?' 'હા કહેવી હતી.'

'કારણ'

'કારણ ઘણાં છે.'

'તોએ.'

'ખબર પડશે રાયસિંહ લાલચુ છે ?'

'હું માની શકતો નથી.'

'લક્ષ્મીથી લલચાય એ સ્વભાવીક નથી ?'

'છે.'

'તો તે લક્ષ્મીથી કેમ ના ચળે ?'

'વખતે ચળે પરંતુ તે મ્હારો મટી તેમનો બને નહી.'

'કારણ ?'

'મ્હારા ઉપકાર.'

'ઉપકારને પૈસા આગળ અનેક મનુષ્યો તુચ્છ ગણે છે, તે લક્ષ્મીથી ચળે નહી એવો છે એમ ત્હમારી ખાત્રી છે ?'

'ના.'

'તો ત્હમે સઘળી વાત ત્હેને કેમ કહી ?'

'કહેવાઈ ગઈ.'

'તેજ બગડયું તો રાયસિંહ અહીંથી નીકળી ભુપસિંહને ત્યાં ગયો.'

'હેં !' 'હા.'

'ત્હમને શી ખબર ?'

'અમને સઘળી ખબર મળે છે.'

'પણ રાયસિંહ ગયો ત્હેની તમને શી ખબર ?'

'હું અહીં આવતો હતો તેવામાં ત્હેને મ્હેં અહીંથી નીકળતાં જોયો. આથી મ્હને શંકા ઉપજી તેથી હું ત્હેની પાછળ પાછળ ગયો તો તે ભુપસિંહના મકાને ગયો. ત્યાં આગળ નગરશેઠ. પ્રધાન અને સેનાપતિ બેઠેલાં છે.'

'ત્હમે કેમ જાણ્યું ?'

' પગલાં ઉપરથી "

' શી રીતે ? '

' લુંટારાઓની આંખો ચકોર હોય છે " મૃદુ હાસ્ય કરી વિજયસિંહ બોલ્યો.—

' પરંતુ ત્હમે તે લોકોને અંદર છે એમ શી રીતે કહી શકો '

' વિજયસિંહ ત્હમે અજબ મનુષ્ય લાગો છો ? "

' કારણુ ? '

' ત્હમે કઇ કંઇથી ખબરો લાવો છો '

' અમારો ધંધો એવો છે. '

' ઠીક, હવે કેમ કરશું ? '

' ત્હમારો શો વિચાર ? "

' મ્હને તો કાંઇ સમજણુ પડતી નથી '

' મ્હારો વિચાર એ છે કે તે સઘળાને છાપો મારી અત્યારેને અત્યારે પકડવા "

' પરંતુ શી સત્તાથી ? '

' કેમ ? '

' પકડવાથી હો હો થશે '

' ત્હેમાં શું ? '

' જ્યાં તેમના મકાનને ઘેરો ઘાલ્યો કે નગરમાં પણુ ટંટા ફીસાદ થવાના.

' એ હું જાણું છું "

" વળી સેનાપતિ ભુપસિંહની તરફેણુમાંછે તેથી ભુપસિંહની જોડે સેનાપતિ હોવાથી સૈન્ય વખતે તે તરફ ફરી જાય તો પછી આપણે શો ઉપાય રહે '

' તોં શું કરવું '

' તેમનેજ અંદર અંદર લડાવવા "

' પણુ તે કેમ બને ? '

' શું બનવું મુશ્કેલ છે? '

' મ્હને તો તેમ લાગે છે '

' યત્ન કરીશું પરન્તુ ! ત્હમે દામ લેવા સારૂ શો જવાબ આપ્યો છે '

' ત્હમે શું ધારો છો '

' હા કહી ? "

' ના. ના કહી '

'ચોખ્ખી ના કે ગોળ ગોળ'

'ચોખ્ખી"

'તે ખોટું કર્યું.'

'શા માટે ?"

"હાલ વખત એવો છે કે દરેક કામમાં વિચાર કરવાનો છે. ઉતાવળે આંબા પાકતા નથી. ઉતાવળ કર્યાના ફળ બુરા છે. માટે દરેક કામ કરતાં પ્હેલાં જરા વિચાર કરવો અવિચારથી અનર્થ થાય છે. હવેથી કદી કાંઈ ભાંજગડ આવે તો એક દીવસ વિચાર કરવાની મહેતલ માગજો"

"એ ખરૂ કહ્યું મ્હને પણ પાછળથી વિચાર થયો કે જો મુદત માગી નહોત તો ઠીક પડત. અથવા ગોળ ગોળ જવાબ દીધા હોત તો પણ ઠીક પડત'

'હવે કેમ કરશો ?'

'ત્હમે કહો તેમ'

'ઉતાવળ બહુ કરી વિચાર કરી વિજયસિંહ બોલ્યો'

'ખરી વાત'

'હવે કેમ કરશું ?' 'હવે તે શું કરશે એમ લાગે છે'

'મને સમજણુ પડતી નથી'

'મને લાગે છે કે હજુ પણ ભાંજગડ આવશે'.

'કોણુ જાણે'

'નહી તો પછી છેલ્લો ઉપાય કરશે'

'શો ?'

'ત્હમેજ સમજોને'.

'શું ખુન ?'

'વખતે'

'અરે એ બ્હીકજ ના રાખો ને'

'અરે દુષ્ટ મનુષ્યો ના કરે તે ઓછું'

'તે સત્ય છે તો હવે આપણે કરશું કેમ'

'તેજ વિચાર છે ને.'

'આ બધી ખટપટનો અંત વસંતદેવ આવે તો આવે ખરો ?'

'એ મનથી કેમ કહેવાય ?'

'પરંતુ ત્હમારો તર્ક શો છે ?'

વસંતદેવના આવવાથી ખટપટ વધી પડે ?'

'કારણુ ?'

'વસંતદેવ જ્યાં સુધી અહીં નથી ત્યાં સુધી તેમને કાવત્રું મ્હારી સાથે કરવાનુ છે; અને તેથી તેઓ નિશ્ચિંત બનેલા છે. કારણુ કે વખતે તેઓ મારી સાથે ફાવી શકે તોએ એકજણુ સાથે તો પુનઃ ફરી કાવત્રુ કરવું પડે અને મહારાજા હોય તો તેમની સાથે ફાવતાંજ ભુપસિંહ ગાદી પતિ થઇ શકે'

'પરંતુ ત્હેના આવવાથી ખટપટ વધવાનું કારણુ'

'અત્યારે તે લોકો ને અહથી ખાત્રી છે કે વસંતદેવ પાછા આવનાર નથી. તેથી તેઓ એમ ધારે છે કે ખટપટ કરશું કે નહી, તો એ થોડા દીવસમાં ભુપસિંહ ગાદીપતી બની શકે એમ છે. પરંતુ જ્યારે વસંતદેવ આવી પહોંચે ત્યારે તે સઘળી આશા નિરાશા થાય અને તેથી તેઓ પોતાનું કાર્ય સિદ્ધ કરવા ઉતાવળા થાય'

'તો એ આપણે કાંઇ ઉપાય શોધવો તો પડશે ના ?'

'હા'

'તો શું કરશું ?'

'આપ સલાહ દોને !'

'આપણે આવતી કાલની તેમની સ્થિતિ તપાસીયે.'

'શા માટે ?'

'હવે જે તેઓ કરશે તે થોડા દીવસમાંજ.'

'શા માટે ?'

'કારણુ કે તેમને અધીરાઇ આવેલી છે'

'તો તેમ કરો'

'તો તમે કાલે ગુફામાં જજો, અને હું તેમની શહેરની હીલચાલ તપાસીસ. લ્યો રામ રામ'

'જેવી ઇચ્છા, રામ રામ બાપુ'

'કાલે મળશું'

'સાંજરે'

'રામ રામ'

'રામ રામ'

બન્ને જણુ છુટા પડયાં.

# પ્રકરણ ૨૪.

## ભુપસિંહનો ભવાડો.

રાજબા ભુપસિંહને મ્હેલેથી ગઇ તે દિવસે નિદ્રામાંથી ઉઠેલા ભુપસિંહની પાસે રાજબાનો મોકલેલો અનુચર આવ્યો અને ત્હેણે રાજબાની સ્થાન છોડતાં થયેલી છેલ્લી ઇચ્છા–ઠાકોરને મળવાની ઉત્કણ્ઠા–દર્શાવી હતી. પરંતુ ભુપસિંહે તે વખતે ક્રોધમાં ના પાડી. આ પછી રાજબાએ ભુપસિંહના મહાલયનો ત્યાગ કર્યો તે આપણે જોયું.

રાજબા ગઇ તે પછી ભુપસિંહ પોતાના દિવાનખાનામાં એકલો બેઠેલો હતો.

ત્હેના મનમાં કાંઇ વિચાર થતા હતા એ વાત ત્હેના મુખ ઉપરથી સાબિત થતી હતી. થોડીવાર સુધી તે વિચારગ્રસ્ત રહ્યો. ત્હેના વિચાર શા થતા હતા તે જાણી શકાવા મુશ્કેલ છે. કારણ કે ત્હેના મનની સ્થિતિ બગડેલી હતી તેથી અનેક વિચારોનુ સંમેલન ત્હેના વિચારોમાં હતું.

તે એકમો ઉઠો; અને પાસે લટકાવેલી તલવાર લઇ એકદમ મ્યાનમાંથી બ્હાર કહાડી બોલ્યો.

"શમશેર! વ્હાલી શમશેર!! બસ થા તૈયાર! કાંટો ગયો. હવે તું મ્હારા મનની આજ્ઞાએ અનુસર!

"રાજબા ગઇ? હા ગઇ. તે ગઇ તે સારા સારૂજ. મ્હારા તથા ત્હેના બન્નેના સારા સારૂજ. જો અંહી રહેત. જો તે આ ભુપસિંહના મ્હેલમાં રહેત તો ભુપસિંહને બહુ અડચણો પડત અને તે રાજબાને જરૂર દુઃખ દેત જ. આથી બન્ને છુટયા. રાજબા ત્હેને રસ્તે અને ભુપસિંહ પણ પોતાને રસ્તે. હવે હું થયો છુટો. જગતની જંજાળમાં ઝપટાયલો હું અત્યંત અટપટાયેલો તે શું કરૂં? જો રાજબા આ ભુપસિંહના મકાને ન હોત તો આ ભુપસિંહ ઠાકોર ભુપસિંહ–શૈલપુરની ગાદીએ બીરાજતો હેત, અને કયારની ભુપસિંહની આણ ચોગરદમ ફરતી હોત મ્લેચ્છો તથા અન્ય રાજાઓ મ્હારાથી ડરતા હોત. આ બ્હીકનો લાભ લઇ જરૂર હું ગુજરાતનો રાજા થઇ મ્હારાજાધિરાજની પદ્દી મેળવત. પણ આ સઘળી આશામાં ધુળ નાંખનાર રાજબાજ.

"ત્હેનું દૂઝાયલુ! ફચફચ! આ સઘળુ મ્હને સાંભરતાં હું ઘણો જ

કંટાળી ગયેલો ત્હેને પાછી પેલી કુમુદડી મળી. જેવાને મળ્યા તેવા પછી વાત શી? એક નાચે તો બીજું કુદે. કુમદડીના વચનો વારેવાર યાદ લાવી મ્હને ટોણો મારનારી રાજબાની આજ કેવી અવસ્થા થઇ. અહાહાહાહા–"ભુપસિંહ ખડખડ હસ્યો.

"રાજુ ગઇ કુમુદડી ગઇ. અને અંતે રતિસુંદરી પણ ગઇ. રતિસુંદરી! અહાહા તે કેવું સરસ નામ! રતિની સુંદરી, ઇન્દ્રની પરી, મોહની, સુંદરી, રસીલી, અહાહા કેવી સરસ આકાશની અપ્સરાઓ પણ ત્હેનું વર્ણન કરી શકે એવી રતિસુંદરી ગુમ થઇ તે પણ રાજબાને કુમુદડીના પાપે–કજીયાના સંતાપેજ. તે બાયલા વસંતદેવ સાથે પોતાના દીવસો કેમ કરી ગાળી શકે? મ્હરા જેવા છેલછબીલાની સાથે જ્યારે તે મોહપાસમાં પડે ત્યારે નાગા નક્ફરો સાથે તે કેમ રહી શકે?

"આજ કારણ–બસ આજ કારણને લીધે રતિસુંદરીએ આ રાજયનો, રાજ્યમ્હેલનો અને સર્વ સુખનો ત્યાગ કર્યો. એમ કેમ ન હોય? પણ—કુમુદડી અને રતિસુંદરી બન્ને જણ ગુમ થયાં ત્હેનું કારણ શું? નક્કી ચંડિકાદેવીના મંદિરનો ઘાટ રતિસુંદરીએજ ઘડેલો અને ત્હેમાં નિષ્ફળ થતાં જરૂર તે ભાગી ગઇ હશે. કુમુદા રાણીની બ્હીકે અને રાણી કુમુદાની બ્હીકે નાઠી હશે. પરંતુ એકમેકને બ્હીકનું કારણ શું! તે હું કેમ જાણું?"

"બસ એજ હવે તો બસ એજ–માર કે મરૂ, હૃદયમાં જરા પણ નહી ડર. હવે દેશ ડંકા રણમલનો નાશ, રાજ્યનો નાશ, ગમે તેનો નાશ થાય તો પણ હવે આ ભુપસિંહ પોતાનો વિચાર પાર પાડયા વગર રહેશે નહી બસ એજ. ઓ તરવાર! ઓ મ્હારી વ્હાહી શમશેર થા તૈયાર અને બસ એક બે ત્રણ ચાર માર ઝપાટા. ભુપસિંહે તરવાર ફેરવવા માંડી આમથી તેમ ખંડમાં દોડવા માંડયું.

દોડતાં દોડતાં ત્હેની દ્રષ્ટિ રાજબાના પલંગ ઉપર પડી તે જોઇ તે ત્યાં ઉભો રહ્યો અને નિશ્વાસ નાંખી બોલ્યો "હે પલંગ! ઓ ઢોલીઆ! તું કેમ આજ નિસ્તેજ! રાજબા ગઇ! હા અરેરે કયાં ગઇ? ઓ પલંગ તું બોલ! ત્હારા ઉપર પોઢનારી મ્હારો સુંદરી કયાં ગઇ? કેમ જવાબ નથી આપતો હેં? ચાલ બોલ નહી તો શિક્ષા કરીશ?"

પલંગ શું બોલે? ત્હેનામાં વાચા શી? ભુપસિંહને આથી ગુસ્સો ચ્હડયો? તેથી ઉઘાડી શમશેર પલંગને મારી જેથી તલવારના બે ફડકા થયા આથી તે વધુ ગુસ્સે થયો.

પરંતુ ત્હેનો ગુસ્સો બહુ વાર રહ્યો નહી. ત્હેનું કઠોર હૃદય પિંગળ્યું રાજબાના ગુણો ત્હેને એકદમ યાદ આવ્યા અને યાદ આવતાંજ તે રોયો. ત્હેનું રૂદન બહુ દાહ નહી રહ્યું. થોડીવાર પછી પાછો તે હસ્યો આ પલંગમાં પડયો.

" આ જગતમાં પ્રત્યેક મનુષ્યને બીજાનો ખપ જરૂર પડે છેજ. અને ત્હેમાં પોતાના અંતરના મનુષ્યનો ખપ છેજ. રાત્રિ અને દિવસ અંધકાર અને અજવાળું એ વિગેરેના દ્વંદ્વની માફક પુરૂષ અને સ્ત્રીના દ્વંદ્વઆ જગતમાં છે, દરેક મનુષ્યને પોતાના વિચાર બ્હાર બતલાવવાની ઉત્કંઠા હોય છે. અમુક વાતો એવી હોય છે કે જે કોઇને કહેવા જેવી હોતી નથી. પરંતુ તે વાત મનમાં ધલાયાથી અંતરમાં દુઃખ થાય છે. અને મન મુંઝાય છે. તેથી તે વાત મનની મનમાં નહી સમજવા માટે ખરા અંતરના માણસની અગત્ય છે. તેથી દરેક પુરૂષે પોતાની સહચરી શોધતાં પોતાને પોતાની કેવી વાતો પોતાની સહચરીને કહેવાની છે અને પોતાને ત્હેમાં કઇ કઇ બાબતમાં વિશ્વાસ રાખવાનો છે એ સઘળાનો વિંચાર કરી પોતાના અન્ય અંગને પસંદ કરવું જોઇએ. " આ કુમુદાની વાત ત્હેના મનમાં ઘોળાવા લાગી અને તે વિશે વિચાર કરતાં તે રાજબામાં સર્વ ગુણ જોવા લાગ્યો.

રાજબામાં સારા ગુણો ઘણા હતા. તે પતિવ્રતા, શુશીલ અને ડાહી સ્ત્રી હતી. ત્હેનામાં જન્મથીજ આ ગુણો કુમુદાની સોબતથી વૃદ્ધિ પામ્યા હતા. અને આ સદ્દગુણો ભુપસિંહના નેત્ર સમક્ષ ખડા થયા.

ભુપસિંહે અનેક સ્ત્રીઓનો સહવાસ કરેલો હતો. અને અનેક સ્ત્રીઓનો છેહ ત્હેના હાથે થયેલો હતો. અનેક સ્ત્રીઓને ત્હેણે રાજબાની માફક કહાડી મુકેલી હતી. તેથી ત્હેને સ્ત્રી જાતી વિશે અનુભવ સારો હતો આ સઘળી સ્ત્રીઓમાં—જે સ્ત્રીઓ ભુપસિંહના પાશમાં પકડાયલી તે સ્ત્રીઓમાં-રાજબાજ શ્રેષ્ટ હતી એમ ત્હેને લાગ્યું. રાજબાની શ્રેષ્ટતા ત્હેના મનમાં સ્થાન મેળવે તે પ્હેલાં કુમુદાના વિચાર આવ્યા અને તે આવતાં રાજબા વિસરાઇ. રતિસુંદરીના વિચાર આવતા કુમુદાના ગુણોનું તથા રૂપનું ત્રાજવું ત્હેના મનમાં નિચું બેઠું.

રતિસુંદરીના વિચારમાં તે ત્હેને તથા રાજબાને સરખાવવા લાગ્યો અને રાજબાનો શાંત સ્વભાવ અને રાણીનો ઉંછાછલો સ્વભાવ તે સરખાવવા લાગ્યો આમ કરતાં ત્હેને રાજબા વિશેજ વિચાર થવા લાગ્યા.

વિચારમાં તે નિદ્રાધિન થયો અને સ્વપ્નમાં હેને રાજબાને નીરખી રાજબાને હેને નમ્ર વદને જોઇ અને આજીજી કરતા હોય તેવી અવસ્થામાં અવલોકી થોડી વાત ચીત થયા પછી તે બોલી " ઠાકોર ! હમે મ્હને વિસરશો, પણ હું હમને વિસરીશ નહી! હમે મ્હને નહી ચ્હાઓ તો ભલે પણ હુ તો હમને ખરા અંતઃકરણથી ચ્હાઇશ. હવે હમે સુધરો અને સુમાર્ગે ચાલો "

" હવે હમે સુધરો અને સુમાર્ગે ચાલો " આ શબ્દો હેના મર્મ સ્થળમાં ગયા અને તેનું સ્વપ્ન ગયું અને આંખ ઉઘડી ગઈ.

અત્યારે આખા ખંડમાં અજવાળું ઝાંખુ થઇ ગયેલું છે. સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં છે આ સમયે ભુપસિંહની આંખ ઉઘડી આ વિશાળ ખંડમાં તે એકલો હોવાથી ભયાનક ભાસવા લાગ્યું હેના સ્વપ્નાને લીધે હેની છાતી હજુ પણ ધડકતી હતી. હેના વિચારોને લીધે ભરાઇ ગયેલા ભેજાથી રાજબાની મુર્તિ હેના સ્હામી ઉભેલી દેખાઇ. તે મૂર્તિએ અત્યારે રાજબાએ પોશાક લગ્ન પહેલા પહેરેલો હતો અને જે સમયે ભુપસિંહે મૃદુ પ્રેમ વચનોથી હેને લલચાવેલી હતી તે પોશાક પહેરેલો હતો. અત્યારે તે પોતાના કોમળ બાળ વયમાં જણાતી હતી. અને હેના મુગ્ધ મનોહર અંગો આનંદમય દીસતા હતા આ સ્હામે તે એક દૃષ્ટિથી જોઇ રહ્યો તે પોતાની દૃષ્ટિ જરા પણ ફેરવી શકયો નહીં મૂર્તિ સ્તબ્ધ હતી. ભુપસિંહ પણ સ્તબ્ધ થઇ ગયો. તે મૂર્તિ હેને ઠપકો દેતી હોય તેમ લાગી અને અંતે તે અદ્રશ્ય થઇ આમ હેના જોવામાં આવ્યું. આ જો કે હેની ભ્રાંતિ હતી તથાપિ તેને તે સત્યતા જણાઇ અને તે ધડકતે હૃદયે કેટલીવાર જોઇ રહ્યો અંતે જ્યારે વરદી આવી કે પ્રધાન સેનાપતિ અને નગરશેઠ આવે છે ત્યારે તે ઉઠયો અને લથડતે પગે તેમના સ્હામો ગયો.

ભુપસિંહે રાજબાને કહાડી મુકી તે બીનાથી સર્વેજણ વાકેફ હતા. ભુપસિંહ નિદ્રામાંથી ઉઠયો હતો. રાજબાને સ્વપ્નમાં તથા હેની મૂર્તિને જાગૃતમાં હેણે જોઇ હતી અને તેથી હેના સદ્‌ગુણોનું સ્મર્ણ થતાં બનેલું મ્લાન વદન તથા હેની શિથિલ વૃત્તિઓ જોનારને ખરેખર દયાજનક લાગતી હતી.

ચારેજણ બેઠા. ભુપસિંહની રોજની હાસ્યજનક વર્તણુંક આજ જોવામાં આવી નહી. કોઇને શી વાત કહાડવી તે સુઝી નહી. સર્વે ભુપસિંહના સ્વભાવથી વાકેફગાર હતા તેથી હેમનાથી કશું પુછાય એમ ન્હોતું કારણ કે તેમ કરતાં હેને વાંકુ પડે વળી આજ હેની મુખાકૃતિ જોતાં

ત્હેતું ભાન ઠેકાણે હોય એમ ભાસતું ન્હોતું અંતે વૃદ્ધ શેઠે પુછયું “બા-પુ ! ઠકરાળાં આજ ગયાં સાંભળ્યું છે તે ખરી વાત ?”

“ ત્હમારે શી પંચાત ? ”

‘ હું સ્હેજ પુછું છું ’

‘ તે પુછવા આવ્યા છો ? ’

‘ ના જી પણ લોકમાં અનેક વાતો ચાલે છે તેથી પુછવું પડયું. ’

‘ બળ્યા લોક ને બળી જાત્રા ’

‘ એ શું ? ’

‘ કપાલ ’

‘ કોનું ? ’

‘ મ્હારૂ ને નસીબ ત્હમારૂં ’

‘ પણ ’

‘ મ્હારે પણ બણતું કામ નથી. જે કામે આવ્યા હો તે કામ કરો. ઠકરાળાં ગયા જહાનમમાં અને જોડે બધાંએ ’

‘ સ્હેજ પુછતાંમાં કેમ આમ ઉતરી પડો છો ? ’

‘ કયાં ઉતર્યા છીએ ? બેઠા છીએ ’

શેઠ બંધ થયા ! પ્રધાને પુછયું:

‘ રણમલનો શો વિચાર કર્યો ? ’

‘ શેનો વિચાર ’

‘ આપણી વાતનો ’

‘ રાજબા ? ’ ભુપસિંહે બુમ પાડી.

‘ આપને શું કામ છે ? ’

‘ ત્હમારી વાતનો જવાબ આપવા. ’

‘ કેમ ? ’

‘ ઠકરાળાં. જે કહે તેમ કરો જાઓ. ઠકરાળાં જાણે, મ્હારી રાજબા જાણે. ’

‘ શું જાણે ?”

‘ જાણવાનું-અરે કોઇ હાજર ! ’

‘ જી ’ એક રજપુત દોડી આવ્યો.

‘ ઠકરાળાંને બોલાવ. રાજબાને બોલાવ ’

‘ બાપુ ! તે તો ગયાં. ’

‘ કયાં ? ’

'આપે આજ્ઞા આપીને ?'

'શેની આજ્ઞા ?'

'બાઇને મુકી આવવાની.'

'ક્યાં ?'

'મ્હને ખબર નથી.'

'તું જુઠ્ઠો છે, જા બોલાવ.' રાજબાના નામની બુમો પાડતો ભુપસિંહ આમ તેમ દોડયો.

પ્રધાને કહ્યું 'બાપુ શાન્ત થાઓ, આપને શું થયું છે ?'

'કેમ શું થયું છે ? કશું નહી. આપણું કામ કરો'

'તો રણમલનું શું કરવું ?'

'મારશું, કાપશું, ખાશું' ભુપસિંહ હસ્યો.

'આ શું બોલો છો ?'

'ખરૂં કહું છું હવે લ્યો તલવાર"

'બાપુ !'

'શું કહો છો ?'

'કાલ મલીએ ?'

'ના'

'આજ આપના મનની સ્થિતી સારી નથી'

'શું હું ગાંડો છું ? તું ગાન્ડો ! ત્હમે સઘળા ગાન્ડા, આખી દુની આ ગાન્ડી—ડાહી મારી રાજબા.'

'બાપુ શાન્ત થાઓ, હું કહું છું કે જરા આપની તબીઅત ઠીક નથી.'

'છો રહી અમારી તબીઅત એવી; તમારૂં તેમાં શું જત્રાનું છે ?'

'જરા આરામ લ્યો અમો જઇએ.'

'ત્હમે આરામ લ્યોને !'

'અમો જઇએ ?'

'જાઓ શું કામ ? કેમ આવ્યા હતા હજામત કરવા ?'

'કામ સારૂ આવ્યા હતા'

'શા કામ સારૂ ?'

'રાજ્યનું સ તો ?'

'તે થઇ ગયું ?'

'શું ?'

'હમે રાજા તું પ્રધાન તે સેનાપતિ તે નગરશેઠ, રાજબા રાણી, રતિસુંદરી પટરાણી કુમુદા ત્રીજી રાણી અહાહા.........' ભુપસિંહે હસવા માંડયું.

ભુપસિંહે પાછું શરૂ કર્યું 'રાજબા, રતિસુંદરી, કુમુદા! રા. ર. કુ. અહાહા કેવા પહેલા અક્ષર-ત્રણ રાણી એક રાજા એક પ્રધાન એક સેનાપતિ અહાહાહા અધધધ એક ડોસો નગરશેઠ!'

'બાપુ રામ રામ.'

'રામ બોલો ભાઇ રામ.'

'બાપુ! જરા નિદ્રા લો;'

'તમે લોને અમે તો લીધી, પીધી ને દીધી—રાજબા, રતિસુંદરી, કુમુદા'

'બાપુ! અમે જઇએ કે?'

'ક્યાં?'

'ઘરે.'

'કોના?'

'સો સોના.'

'તો આવ્યા કેમ?'

'કામ સારૂ.'

'અહીં કેમ?'

'રોજની જગ્યાએ ગયા હતા.'

'કઈ જગ્યાએ?'

'ગુફામાં.'

'પાછા કેમ આવ્યા?'

'ઘણીજ વાટ જોઇ પણ તમે નહી આવ્યા હતા.'

'તો રાજબા આવી હતી? તો મ્હારૂં શું કામ હતું? મ્હારૂં તન મન ધન સઘળું રાજબા, રતિસુંદરી, કુમુદા—તે ત્રણે શોધો, પછી વાત કરવા આવો. રાજબા, રતિસુંદરી, કુમુદા—રા. ર. કુ.'

'બાપુ કાલ મળશું?'

'શું કરવા?'

'કામ.'

'મ્હારે કામણુ નથી જોઇતું. મ્હારી રાજબા એવી નથી. રાજબ., રતિસુંદરી પણ એવી નહી. કુમુદા પણ નહી નહી ને નહીજ. રાજબા,

રતિસુંદરી કુમુદા—રા. ર. કુ. '

' બાપુ કામ કહું છું કામ ? કારજ સારૂ આવ્યો હતો. રણમલનું શું કરવું ? '

' રણમલ હજુ જીવે છે ? '

' એમ કેમ પુછો છો ? '

' જીવતો હોય તો મારો, કાપો, બીજું શું ? '

' આપની આજ્ઞા.'

' તું અજ્ઞાન, સેનાપતી અજ્ઞાન, ડોસો અજ્ઞાન, હું અજ્ઞાન, રાજા અજ્ઞાન, રાણી અજ્ઞાન, કુમુદા અજ્ઞાન, રા. ર. કુ. '

' રામ રામ બાપુ. '

' રામ બોલો બાપુ. '

' બાપુ ! શુકનમાં અહાવું કેમ બોલો છો ? '

' શું બોલ્યા ? '

' અપશબ્દ '

' અમો અપશબ્દ બોલીએ ? કે અપશબ્દો બોલો ત્હમે બધા. અમે જે બોલીએ તે સારૂં જ બોલીએ. અમે કોણ ? જાણો છો ? '

' ઠાકોર ભુપસિંહ. '

' તું જુઠો છે. '

' કેમ ? '

' અમે શૈલપુરના રાજા, રતીસુંદરીના રાજા, કુમુદાના રાજા, તમાર રાજા સમજ્યા ? રા. ર. કુ. '

' લ્યો બાપુ રામરામ. '

' જાઓ જાઓ ભા જાઓ. '

' છીટ જાઓ. '

બધાએ ચાલવા માંડયુ. ભુપસિંહે બધાને પાછા બોલાવ્યા અને કહ્યું ' કેમ કામ કર્યા વગર ચાલ્યા ? '

પ્રધાને કહ્યું ' શું કામ કરીએ ત્હમારા મનની સ્થિતિ ઠેકાણે નથીને ? '

' તો ઠેકાણે ક્યારે આવશે ? '

' ઇશ્વર જાણે ? '

' તો ઇશ્વરને પુછી આવ જા. '

' જેવી ઈચ્છા. હવે ક્યારે મળશું ? '

'ક્યાં ?'

'રોજની જગ્યાએ.'

'શું કરશું.'

'તેનું તે.'

'જેવી ઇચ્છા.'

'રામ રામ.'

'આવજો.'

'જય જય.'

'જોઈ કરશુ' ભુપસિંહ હસ્યો.

—:૦:—

# પ્રકરણ ૨૫

## તેનું તેજ ?

પ્રિય વાંચક ! પુનઃ ભોગાવતિ નદી ઉપરની ગુફા તરફ દૃષ્ટિ ફેરવ ! ગઇ રાત્રે થયેલી મસલત મુજબ રણમલ આ જગ્યાએ ક્યારનો આવી પહોંચ્યો હતો અને પોતાની જગ્યાએ ભરાઇ ગયેલો હતો.

થોડીવારે પ્રધાન આવ્યો, અને ત્હેણે દીવો કર્યો. દીવો થતાં ગુફામાં થોડુ ઘણું અજવાળું થયું. પ્રધાન વિચારવા લાગ્યો.

"ભુપસિંહની ડાગળી હવે ચસ્કી ગયેલી લાગે છે માટે હવે ત્હેને જરૂર કહાડવો ખટપટની બ્હાર અને પાડવા પાસા પોબાર ! ભુપસિંહની સ્થિતિ હવે તદ્દન વિપરિતજ થઇ છે, અને ત્હેની આ સ્થિતિ રહેશે તો જરૂર માર્યા જઇશું. તે પોતાની મરજીમાં આવે તેમ બોલે છે, મરજીમાં આવે છે તેમ ચાલે છે. આથી પરિણામ શું ? એ તદ્દન માઠુંજ આવવાનું. હવે સેનાપતિ જોડે વિચાર કરવાનો બાકી હજુ સુધી તે કેમ નહી આવ્યા ?" આટલુ કહી તે ગુફા બ્હાર નીકળ્યો. અને બ્હાર નીકળતાંજ સેનાપતિ, વૃદ્ધ શેઠ અને ભુપસિંહ સ્હામા મળ્યા. આવો પધારો સર્વ તૈયાર છે પધાને કહ્યુ.

સેનાપતિએ કહ્યુ 'તો અમો પણ તૈયાર છીએ.'

'એ ઠીક. આજ સઘળું નક્કિ કરવુંજ જોઇએ.'

'હા બરાબર છે' શેઠે કહ્યું.'

'ચાલો ત્યારે ગુફામાં નક્કિ કરીએ' ભુપસિંહે કહ્યું.'
સર્વે જણુ ગુફામાં ગયા. ભુપસિંહે પુછ્યું 'હવે કેમ?'
'આપ કહો તેમ?' પ્રધાને કહ્યુ.'
'કેમ શેઠ શું કરશું?' 'આપ કહો' ભુપસિંહે પુછ્યુ.'
'શું કહું?'
'જે કહેવું હોય તે.'
'કેમ સેનાપતિ હવે કરશું શું?'
'આપની ઇચ્છા.'
'એમ?'
'જી હા.'
'તો હવે મ્હારી ઇચ્છા કહું.'
'હા.'
'મ્હારી ઇચ્છા એ કે બધાએ પોતાનો અભિપ્રાય આપવો.'
'આપનો શો અભિપ્રાય?' પ્રધાને કહ્યું.'
'બધા કહો તે. વધારે મતે કામ કરવું.'
'એમ?'
'હા.'
'મ્હારો વિચાર એમ છે કે રણુમલને ફરીથી સમજાવવો.'
'મ્હારો વિચાર એ છેકે ત્હેને મારવો' સેનાપતિએ કહ્યું.'
'સત્ય છે. મ્હારો પણુ વિચાર એજ છે' ભુપસિંહે કહ્યું.
'અરે નહી! એ હત્યા કરવાનું કારણુ?' શેઠે કહ્યું.
'ત્હમે જાણો છોજ.'
'પરંતુ શા માટે હત્યા કરવી?'
'સ્વાર્થ સારૂં.'
'પણુ બીજો ઉપાય નથી?'
'મ્હને તો જડતો નથી.'
'પ્રધાનજીને નથી જડતો.'
'ના કોઇને જડતો નથી.'
'એમ તે હોય!'
'છેજ ને.'
'રણુમલસિંહને ફરી સમજાવો. તે હવે ઘણું કરીને સમજશે!'
'કારણુ?'

' મ્હારાજાની ભાળ નથી, રાણી ખોવાઈ છે.'

' એતો બધા જાણે છે.'

' પણ આજે મ્હને ખાત્રીની ખબર આવી છે કે મ્હારાજા કોઈ ઠેકાણે નથી.' પ્રધાને કહ્યું.

' અમરગઢથી ખબર આવી?'

' હા.'

' શી આવી?' કોઇનો પત્તો નથી.' તો હવે?'

' હવે રણમલને કહીએ કે ઠાકોરને ગાદીએ બેસારો.'

' એમ?' આનંદથી ભુપસિંહે પુછયું.

' હા'

' કયારે.'

' આપ કહો ત્યારે?"

' પણ રણમલ આ ખટપટ જાણતો નહી હોય?' નગરશેઠે પુછ્યું.

' અરે કયાંથી જાણે? પ્રધાને કહ્યું.

' કેમ?'

' કોણ કહે?'

' પણ તે ચકોર છે તે જાણોછોના?'

' ત્હેમાં શું?'

' આપણી બધી હીલચાલ તે જાણતો હશે!'

' ત્હમે ખબર તો નથી આપતાને'? ભુપસિંહે પુછયું.

' હું શું કામ ખબર આપું?'

' મરજી થાય.'

' ત્હેવી મરજી થતી હશે?'

' જાત વાણીઆ ભાઇનીને. દમડી સારૂ દાંતે જાય.'

' એ તો આપ કહો છોને?'

' હું કેમ કહેવાને લાયક નથી?'

' કોણ કહે છે?'

' ત્હમે કહો છો.'

' કયારે કહ્યું?'

' હમણાજ.'

' સારૂ. ત્યારે હવે બોલો કેમ કરવું?'

' પૈસાથી બરોબર લલચાવવા ઘો' પ્રધાને કહ્યું.

'હવે કોણ જશે ?' ભુપસિંહે પુછ્યું.

'હું જઈશ.'

'જાતે.'

'હા.'

'જઈને શું કરશો.'

'ત્હેનું ત્હમારે કામ છે ?'

'હાસતો.'

'ત્હમારે ગાદીનું કામ, કે શી રીતે ગાદી મળી ત્હેનું કામ ?'

'બધાનુએ.'

'તે વખત આવે જાણુશો.'

'તે તો જાણીશું. તો નક્કિ તેમ કરશો ?'

'આપની ઇચ્છા હોય તો.'

'પ્રધાનજી ખરોખર કહે છે શેઠે કહ્યું.'

'મ્હારો મત જુદો છે. હું ધારૂ છું કે એમાં કશું વળવાનું નથી!'

સેનાપતિ બોલ્યો.

'કેમ ?' ભુપસિંહે પુછ્યું.

'રણમલ કદી ચળશે નહી.'

'કેમ જાણ્યું ?'

'તે ખરો રજપુત છે.'

'આપણે ખોટા હઈશું કેમ ?'

'ના. તેનામાં સદ્દગુણો સારા છે.'

'અને અમારામાં દુરગુણો છે ખરા ?'

'ના. આપણામાં સદ્દગુણો છે તેથી ત્હેનામાં જરા વધારે.'

'ત્હમારા કરતાં વધારે હશે ?'

'એતો કોણ જાણે.'

'તો બસ. હવે નહી માને તો ત્હમારો રસ્તો કરી શું.'

'જેવી ઇચ્છા.'

'રણમલનું કયારે નક્કિ થશે' ભુપસિંહે પ્રધાનને પુછ્યું ?'

'ઘણુ કરીને આજે.'

'નકી નહી ?'

'કેમ કહેવાય ?'

'મ્હારે જરા વિચાર કરવો પડશે.'

'શેનો!'

'રણમલનોસ તો.'

'તો આ વિચાર કર્યો તે.'

'તે તો થયો. પરંતુ મ્હારે શી યુક્તિ કરવી તે વીચારવું પડશેને?'

'તે વિચાર કર્યો નથી?'

'ક્યારે કરૂ?'

'આટલા દહાડા શું કર્યું?'

'વિચાર.'

'તો એ નિર્ણય ઉપર ના આવ્યા?'

'એક વરસ સુધી આપ ક્યાં નિર્ણય ઉપર આવ્યા છો!'

'કેમ અમો નિર્ણય ઉપર નથી આવ્યા?'

'શા નિર્ણય ઉપર આવ્યા?'

'ગાદીએ બેસવું, અને શૈલપુરના રાજ્યના રાજા થવું.'

'તે તો બધાએ નિર્ણય કરેલો છે.'

'શું તુ રાજા થઈશ. સેનાપતિ રાજા થશે. શેઠ રાજા થશે કે ત્હમે એવો નિર્ણય કર્યો છે.'

'અરે આપ ઉંધુ સમજ્યા અમો બધાએ આપને ગાદીએ બેસાડવા નિર્ણય કરેલો છે.

'અમો બેસીશું ત્હમને પુછવા આવીશું?'

'એમ કોણ કહે છે!'

'ત્હમે.'

'તો હવે શું કરશું?'

'કાળુ ધોળું.'

'તેજ કરવા ભેગા થયેલા છીએ. હવે જલ્દીથી નિશ્ચય ઉપર અવાય તો સારૂ.'

'ધીરા થાઓ ભા ધીરા થાઓ. ઉતાવળા થાઓ મા. ધીરે ધીરે સઘળુ થશે.'

'પરંતુ સમય જાય છે તે ઘણો અમુલ્ય જાય છે. અને દીવસે દીવસે આપણા ઉપર વ્હેમ વધતો જાય છે.'

'કોનો.'

'સર્વેનો.'

'સર્વે કોણ?'

' આખા રાજ્ય મંડપનો અને મુખ્યત્વે રણમલનો. '
' શાથી વ્હેમ આવે ? '
' તે ચેત્યો છે. '
' શું ? '
' જે આપણે કરીએ છીએ તે. '
' શી રીતે જાણ્યું ? '
' ખબર પડી. "
' કેવી રીતે. '
' ત્હમારે કામ છે ? '
' અમો વિચાર કરીએ. '
' શેનો ? '
' ત્હેની ખબર તોડી પાડવાનો. '
' શી રીતે તોડી પાડશો ? '
' તરવારથી. '
' તરવારથી તોડી પડાતી હશે ? '
' કેમ નહી ? '
' ખબર ક્યાંથી શોધશો ! '
' આકાશમાં, પાતાળમાં, પૃથ્વીમાં બધે શોધીશ. '
' અરે ! તે જડતી હશે ? '
' ખબર નહી જડે તો ખબર કહેનારો તો જડશેને ? '
' તે વખતે જડશે ! '
' ત્હેને તોડી પાડીશ. '
' એમ ! '
' હા. '
' જરૂર '
' જરૂર. '
' ખબર શાથી પડી હશે ? '
' હું તેજ ત્હમને પુછુ છું '
' હુ પણ એજ વિચારૂ છું '
' પણ ખબર પડી એમ ત્હેં શી રીતે જાણ્યુ '
' રાજ્ય કારભારની વર્તણુક ઉપરથી '
' હેં ! શી રીતે ! '

'હવે તે મ્હારામાં અવિશ્વાસ રાખે છે.'

'રાખેસ તો!'

'શા માટે?'

'ત્હમારા કૃત્યોને માટે.'

'બોલો મા. એવું બોલશો તો આપણી ફજેતી થશે. કોઇ સાંભળેતો આપણો વાંક કહાડશે'

'ઠીક ત્યારે હવે નહી બોલશું'

'એ જીભ ઠેકાણે નહી રહે તો આપનો સઘળો સ્વાર્થ લગાડશે.'

'તો હું ઠેકાણે રાખીશ.'

'ઠીક.'

'તો હવે શું કરશું?'

'એજ સવાલ રહ્યો!'

'હાસ તો'

'વિચાર કરો.'

'શો વિચાર હવે વિચારનો વખત વીતી ગયો હવે જે થાય તે તાકીદે કરવું જોઇએ.'

'ચાલો ત્યારે કરો તાકીદ બોલો.'

'શું બોલું!'

'જે બોલવાનુ તે. બોલો. સરતો.'

પ્રધાને કાગળ કહાડયો અને સરત લખવા તૈયારી કરી.

'લખો પ્રધાન.'

'શું લખું'

'સરત પ્હેલી'

'શી?'

'એક, એક રતિ સુંદરી મળે લગ્ન મારી સાથે કરવા અને તેને અમે ત્યાંથી શોધી કહાડવા સઘળાએ મદદ આપવી લખી?'

'હા.'

'બીજુ રણમલ વિશે લખો.'

'શું?'

'પૈસાથી ના માને તો છેવટે દંડ દેવો.'

'હં પછી?'

'પછી!! રાજગાદીએ મને બેસાડવો. પછી પ્રધાન વિગેરેને તેજ

જગ્યાએ કાયમ રાખી જે આપવુ હોય તે આપવું '

' નામ પાડો ' સેનાપતિએ કહ્યું.

' શેનું ? '

' આપવાનું. '

' શા માટે ? '

' કારણુ છે. '

' નામ નહી પડે. '

' તો સરત નહી પળે. '

' નામતો પાડવુંજ જોઇએ ' વૃદ્ધ શેઠે કહ્યું.

' તમે ક્રોધ બનો; '

' શા માટે ? '

' નામ પાડવા. '

' તો પ્રધાનને દસ હજાર દીનાર, સેનાપતીને આઠ હજાર અને મને જે આપવું હોય તે. '

' સકોરૂ---રામપાતર. '

' તેજ આપશો તો. '

' તો પ્રધાનને વધારે શેનું આપે?'

' તો બધાને સરખુ આપો.'

' શું ? '

' દસ દસ હજાર.'

' એટલુ બધું ? '

' તો કેટલું ? '

' થોડુ ઘણું. '

' નહી બને. '

' જાગીર ? '

' હા. પાંચશોની જાગીર દરેકને આપો. '

' પાંચશોની નહી બસોની. '

' અરે એટલા સારૂ આટલી માથા કુટ ?'

' શું કામ માથા કુટ કરી ? કોનેં કહ્યું હતું ? '

' તમે કહ્યું હતું. અત્યાર સુધી ભુલ કરી. '

' થી ભુલ ? '

' નામ ના પડાવ્યું તે. '

'નામ પાડીને શું કરત ?'

'તો અત્યારે પંચાત ના પડત.'

'પંચાત ક્યાંપડી ! હે ?'

'આ પડી.'

'ક્યાં ? ભુપસિંહ ઉઠયો અને શોધવા મંડયો.'

'બાપુ ! હવે મશ્કરી જવાદો સીધી વાત કરો. એ સરત લખે કે ?'

'હો. લખો લખો તમારાથી લખાય એટલુ લખો, આપનારં હું છું ને ?'

'સત્ય છે લખો પ્રધાનજી.'

પ્રધાને લખ્યું.

'હવે કાંઇ '? પ્રધાને કહ્યું.

'કોઇનુ કાંઇ રહી જાય છે ?'

'હા.' સેનાપતિએ કહ્યું.

'શું ?'

'મ્હારાજા આવે તો' ?

'વિચાર કરો.'

'વિચારમાં વખત ગાળવો નથી. જલ્દીથી કામ ઝપેટી લો.'

'વસંતદેવ આવે તો? ત્હેનો કરવો નાશ.'

'પણ તે બાબત માથે કોણ રાખે ?'

'ત્હમે.'

'મ્હારાથી કેમ રખાય ?'

'તો એ બાબત વિષે પછી જોઇશું.'

'તો ઠીક છે સરતો વાંચુ?'

'હા વાંચો.'

પ્રધાને વાંચ્યુ' 'અમો નીચે સહી કરનાર ભુપતસિંહ ઠાકોર, પ્રધાન વિજયસેન, સેનાપતી ભુપતસિંહ તથા શેઠ લાલચંદ ભેગા થઇ લખાણ કરીએ છીએ કે મહારાજા વસંતદેવની રાણી નામે રતિસુંદરીની શોધ સર્વેએ ભેગા થઇ કરવી, અને પછી તે મળે ત્હેના લગ્ન ભુપસિંહ સાથે કરી આપવાં. બીજુ રાજ્યના અમાત્ય રણમલને જો તે દામથી માનેનહી તો દંડથી મનાવવો. વસંતદેવ વીશે પાછળથી વિચાર થશે.'

'કંઈ રહી ગયુ.' ભુપસિંહ તાળી પાડી બોલ્યો.'

' શું ?'

' ખરેખરૂં. ' આંખ ચડાવી ભુપસિંહ ટૉલમાં બોલ્યો.

' શું ?'

' રાજ્યગાદી ભુપસિંહને આપવી તે. '

' હા. ખરી વાત લખુ કે ?'

મ્હારાજા વસંતદેવ રાજ્યનગરમાં કદી આવે કે નહી, તોએ શૈલ-પુરની ગાદીએ ભુપસિંહને બીરાજમાન કરાવવા. અને મહારાજા વસંતદેવ-ની રાણી નામે રતીસુંદરીની શોધ સર્વેએ ભેગા થઇ કરવી. અને પછી તે મળે ત્હેના લગ્ન ભુપસિંહ સાથે કરી આપવાં. '

આ સરતો લખાયા પછી પ્રધાને પુછ્યું ' કયમ આ છે કબુલ. '

' સર્વેએ તે કબુલ કરી. '

ભુપસિંહે સહી કરવા કાગળ માગ્યો અને પ્હેલો અક્ષર લખતાં, પુછ્યું.—' પ્રધાન ! આ સરતો કોની પાસે રહેશે ?'

' આપ કહો ત્હેની પાસે. '

' પણ કોની પાસે. '

' હું રાખીશ. '

' હું રાખીશ મ્હારી પાસે સચવાશે. ' સેનાપતિએ કહ્યું.

' તો અમે રાખનાર કમ હઇશું? જાઓ અમો રાખીશું 'ભુપસિંહ બોલ્યો—

' પણ ત્હમે ફરી જાઓ તો?' પ્રધાને કહ્યું.

' કોણ હું ? ઠાકોર ભુપસિંહ ? ફરી જાય–એમ ?'

' વિશ્વાસ કેમ આવે ?'

'તો ત્હમારો વિશ્વાસ કેમ આવે ? આ કાગળનો વિશ્વાસ કેમ આવે?' લ્યો ત્હમારો કાગળ' ભુપસિંહે કાગળ ફાડી નાંખ્યો.

' ત્હમારે સરતજ કરવાની દાનત નથી. '

' કારણ ?'

' જણાય છે. '

' શું ?'

' બદદાનત. '

' જુઠુ બોલે છે. '

' કોણ ?'

' પ્રધાન. '

' કદી નહી. '

' તો ફરી લખાશે. શરતો લખતાં વાર થવાની છે ?'

' ચાર લખાણુ લખવા પડશે. '

' શા માટે ? '

' દરેક જણે બીજાને લખી આપવું પડશે.'

' એ વાત ખરી- '

' તો લખી એ સરત '

' આજ નહી કાલ.'

' કેમ ? '

' શુકન સારા નથી. '

' તો આજ કર્યું શું ?'

' કાલ કર્યું હતું તે. '

' તેમ તો. '

' હાસ તો. '

' તો જઇશું. '

' શા માટે નહી ? '

' તો ઉઠો. '

' ઉઠો. '

' હેંડો. '

' હાલો '

સૌ ઉઠયા અને ચાલ્યા.

---

# પ્રકરણ ૨૬.

## કેમ કરવું ?

---

પ્રધાન સર્વે રાજીથી છુટા પડી. સેનાપતિને અત્રે મળવાનું આમંત્રણુ દઇ પોતાના ઘેર ગયો અને આ સઘળી મુલાકાતોનો વિચાર કરતો બેઠો. તેના વિચાર તરંગ ચાલવા લાગ્યા.

' ભુપસિંહની અક્કલ હવે ગુમ થઇ છે. આજ જો કે તે પોતાની વાત કરતાં પોતાની રીત—ગમ્મતની રીત—છોડી નહી હતી પરંતુ ત્હેના

કેટલાક ચાળા જોતાં તેનું મગજ ઠેકાણે હોય એમ ભાસતુ નથી. ઠકરાણાંને વિદાય કર્યાં. ત્હેનું કારણ કાંઇ ગુહ્ય લાગે છે. અને અંદર કાંઇ અજબ કારણ હશેજ. નહી તો એકદમ---અણચીંતવી—ત્હેને મ્હેલનો ત્યાગ કરાવે નહી. તેને મ્હેલ ત્યાગ કરાવવાનું કારણ કોણ જાણે શુંએ હશે? તે કારણ બ્હાર આવ્યું નથી. અને હું ધારૂ છું કે તે કારણ સદાને માટે છુપુ રહેશે.

રાજબા ગઇ તે કારણથીજ આ ઉન્માદાવસ્થાએ-આ ગાંડપણે ભુપસિંહના ભેજામાં જગ્યા લીધી છે. તે ગાંડપણ ત્હેનું સર્વસ્વ ખોવડાવશે. બુદ્ધિની ભ્રષ્ટતા વિનાશકાળેજ થાય છે. ભુપસિંહ બુદ્ધિ ભ્રષ્ટ થયો, તેજ દર્શાવે છે કે ત્હેનો વિનાશકાળ પાસે આવ્યો છે. હવે જે બને તે ખરૂ.

'હવે રાજ ખટપટમાં કરવું શું? ભુપસિંહ સાથે રહેવામાં કાંઇ માલ નથી. અને રણમલ સાથે રહેવા જેવા આપણા હાલ નથી. આતો સુડી વચ્ચેની સોપારી જેવો ધાટ થયો. નહી આમ જવાય કે નહી તેમ. ભુપસિંહનું ભેજુ બગડવાથી તે ઘણા અનર્થ કરશે. ત્હેની મ્હને સંપુર્ણ ખાત્રી છે. તે પોતાનું ભાન ભુલી જઇ ગમે તેમ કરશે. ને કોઇકાળે રણમલને ખબર પડશે. જો કે રણમલ સઘળુ ચેતી ગયો છે. ચેતી ગયો લાગે છે. પણ ત્હેને કશી સાબીતી નથી. તે સાબીતી આ ઠાકોરના વચન ઉપરથી મળશે, અને ત્હેમાં પોતે ખરાબ થશે. તો થશે. એટલુંજ નહી પણ બીજાને પણ ખરાબખસ્ત કરશે.

રણમલ જ્યાં સુધી રાજ્યનો કારભારી ન હતો ત્યાં સુધી ત્હેનામાં આવડી આવડ જણાતી ન હતી. ત્હેનામાં કારભારની કુશળતા પ્રથમ હતી પરંતુ કાબેલીયત ન હતી. તે કાબેલીયત થોડા દીવસમાં આવી છે. તે હવે દરેક વિષય સારી પઠેમ સમજી શકે છે અને તે દરેક ઉપર પ્રથક વિચાર કરી શકે છે.

'મ્હને એક વ્હેમ છે. અને તે વ્હેમ એ છે કે એને કોઈ કુશળ નર મળેલો છે. અમારા સઘળા કાવત્રાઓ તે કળાબાજ માણસ રણમલને બતાવે છે, હાલ સમય એવો છે કે કળાબાજ મનુષ્યો મળવા મુસ્કેલ નથી. રાજ્ય ખટપટોથી જાણીતા, કોઇવાર રાજા તથા રાજાના માનીતા એવા મનુષ્યો આ મુસલમાનોના ત્રાસે આ ભુમીમાં મલવા અલભ્ય નથી. આ પાસેના જંગલમાં બ્હારવટીઆઓ રહે છે એમ સાંભળ્યું છે. તે બારવટીઆઓમાં ઘણાજણ એવા હશે કે જેઓએ રાજ્ય ખટપટો કરી હશે.

કેટલાક એવા હશે કે જેઓ રાજખટપટના ભોગ થઈ પડયા હોય, તેવા મનુષ્યોની મદદ જરૂર રણમલને મળી હોવી જોઇએ. અને તે તે મદદથીજ આટલો નિર્ભય રહેતો હશે.

'જો તે બ્હારવટીઆઓની મદદ ત્હેને હોય તો ? તો શું ? તો તે આપણને ભારે થઇ પડે ખરો. બ્હારવટીઆઓ કસાયલા શુરા રજપુતો છે. અમારા માણસો કરતાં હુંશીઆર અને કાબેલ છે એ વાત જાણીએ છીએ તો તે બ્હારવટીઆઓની ત્હેને મદદ છે કે કેમ તે જાણુવાની જરૂર અગત્ય છે હવે—'

સ્હામેથી સેનાપતિને આવતો જોઇ પોતે ધાયો અને બન્નેજણુ એક મેકને ભેટયા અને બેઠા.

'આજની બીના જોઇ ?' પ્રધાને પુછ્યું

'હા.'

'કાંઇ નવાઇ લાગી ?'

'શેની નવાઇ ?'

'ભુપસિંહના વર્તનમાં.'

'હા. મ્હને એકલપેટો અને સ્વાર્થી લાગ્યો.'

'એ તો ત્હેની મ્હોટામાં મ્હોટી ખોડ છે.'

'એ હું અત્યાર સુધી જાણુતો ન્હોતો.'

'એ આશ્ચર્ય જેવું છે. હું કેટલાએ દીવસથી જાણું છું.'

'ત્હમારે મ્હારા કરતાં સહવાસ વધારેને ?

'એ તો ખરૂં.'

'તેથી ત્હેના સ્વભાવથી ત્હમે વાકેફ ખરા.'

'ત્હેના શબ્દો ઉપરથી તે કશું ઘોલશે ખરો ?'

'મ્હને લાગતું નથી.'

'મ્હને પણુ લાગતું નથી.'

'તો.'

'હવે આશા નિરાશા.'

'આપણું ધારેલું આપણે મુકી દઇશું ?'

'તો કેમ કરશું ?'

'કુમુદાના વચનો યાદ નથી ?'

'શા ? !'

તે કહેતી હતી કે 'જે નીચ મનુષ્યો છે તે વિઘ્ન ભયથી કાંઇ

પણ કાર્યનો આરંભ કરતાજ નથી. જે મધ્યમ મનુષ્યો છે તે આરંભ કરે છે પરંતુ વિધ્નથી અધવચ મુકી દેછે. જે ઉત્તમ જનો છે તે કદાપી કાળે પણ પોતાનું શરૂ કરેલું કામ–અસંખ્ય વિધ્નો આવવા છતાં–મુકી દેતા નથી.'

'તે શબ્દો સાંભરે છે. તે ઉપરથી ત્હમે શું કહેવા ધારો છો ?'

'મ્હારે કહેવાનું એકે જ્યારે આપણે શરૂ કર્યું છે તે; વિઘ્નના ભયે મુકી દેવું તે સારૂં નહી.'

'એ ઠીક છે. પણ વિઘ્ન ભારે છે !'

'શા માટે ?'

'ભુપસિંહનુ ભેજુ ભરાઇ ગયેલું છે.'

'શાથી ?'

'ગાંડપણથી'

'એ તો જણાય છેજ. ગઇ કાલ અને આજની ત્હેની વર્તણુંક ઉપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.'

'તો તે ગાંડપણથી આપણને ગેર લાભ નથી ?'

'શો ?'

'ભડભડી જશે તો ?'

'ક્યાં આગળ ?'

'કોઇ આગળ ?'

'રણમલ આગળ ?'

'હા.'

'તે તે કરશે નહી.'

'કારણ ?'

'તે એવી મૂર્ખાઇ કરે નહી.'

'એમાં મૂર્ખાઇ શેની ? પોતાનો કુહાડો પોતાના પગ ઉપર.'

'કેમ નહી શા માટે ?'

'અરે આતો પારકા પગ ઉપર આવવાનો પારકા પગ ઉપર સમજ્યો ?'

'કેમ ?'

'રણમલ ભુપસિંહને રાજ્યનો પાસેનો વારસ જાણી બચાવે અને આપણને—'

'આપણને શું ?'

'આપણુને શીક્ષા.'

'આપણુને શીક્ષા ! એ શું બોલ્યા ? આપણુને બીન કસરે શિક્ષા કરવા આ જગતમાં કોઇની શકિત નથી.'

'કારણુ ?'

'આપણી પાસ શું નથી. માણુસ છે. પૈસા છે.'

'એટલે ?'

'પકડનારને આપણો તોર અને દોર બતાવશું'

'રાજ્ય સ્હામુજ રાજ્યની સત્તા સ્હામુ થવાય ?'

'કેમ નહી ?'

'તો તે શોભે ? ના.

'અરે બધુએ શોભે ? ના શોભતું હોય તો તેવા વિચારજ શાને આવત ?'

'સંગતથી.'

'કોની સંગતથી ?'

'ભુપસિંહની સંગતનો પાસ આપણુને લાગે છે?'

'એ સંભવિત છે. તે સંગતનો ત્યાગ કરવાનો ત્હમારો ઇરાદો છે ?'

'બને ત્યાં સુધી ખરો ?'

'પણુ તેથી લાભ શો ?'

'આપણી બુદ્ધિ સારી રહે તે.'

'ગેર લાભ શો ?'

'જે કામ આપણે આદરીને બેઠા છીએ, તે કામ પાર પડવું મુશ્કેલ બને; બીજુ જો કદાપિ આપણે આપણા પ્રયત્નમાં નિષ્ફલ ગયા તો વસંતદેવના મરણુ પછી જ્યારે તે રાજા થશે ત્યારે આપણુને ખરેખરો લાભ થશે.'

'શેની લાભ ?'

'જેને સારૂ જગત હાય હાય કરે છે ત્હેનો.'

'તો શું નીમક હરામી બની પૈસો ખાવો છે ?'

'શેના નીમક હરામી ?'

'કેમ નહી ?'

'જેનુ અન્ન આધું ત્હેનુ ખોટુ ઇચ્છવું ?'

'કોનુ અન્ન ખાધુ અને કોનુ ખોટુ ઇચ્છયું ?'

' વસંતદેવનું. '

' વસંતદેવનુ લુણ આપણે જરાએ ખાતા નથી. આ રાજ્યનુ લુણું ખાઈએ છીએ અને રાજ્યને સારૂજ આપણે બંધાયલા છીયે આ રાજ્યને સારૂ તનમન અને ધન અર્પણ કરવા આપણે બંધાયલા છીએ. '

' વસંતદેવ માટે નહી ? '

' ગાદી અને રાજ્ય શું વસંતદેવના છે. તે ત્હેમના પરીઆઓની ઉતરેલી મીલકત છે. ત્હેમનો ભોગવટો ફકત થોડા દીવસ માટે તેથી ત્હેમની સેવા કરવા આપણે બંધાયલા નથી. '

' આ મ્હેં નવું સાંભળ્યું. '

' આથીજ હું આ પક્ષમાં ભળવામાં નીમકહરામી પણ જોતો નથી. '

' તો કાલ ન કરે નારાયણ ને મુસલમાન લશ્કર આવી પહોંચી ત્હમારી પાસે રાજ્ય માગે તો ત્હમે આપી દો? '

' શા માટે? '

' ત્હમને કદાચ મુસલમાની અમલ સારો લાગતો હોય તો ત્હમે

' ત્હમારા દેશનું ભલુ થવાનુ ગણી વખતે આખુ રાજ્ય અર્પણ કરી ધો. '

' શા માટે ? '

' ત્હમારીજ બોલીથી ત્હમે બંધાયા છો હવે બોલશો નહી. હવે ભુપસિંહનુ શું કરશું ? ' પ્રધાને પુછ્યું.

' ત્હમારો શો વિચાર છે ? '

' મ્હારો વિચાર તો ત્હેને નશીયત દેવડાવવાનો છે. '

' કારણ ? આપણું ત્હેને શું બગાડયું છે ? '

' ત્હેને આપણું શુ સુધારેલુ છે ? '

' કેમ નહી ? '

' શું ? '

' આ સઘળા પ્રતાપ કોના ? '

' કયા પ્રતાપ ? '

' આ આનંદ ! આ શોખ ! ? '

' પ્રતાપ વસંતદેવના. '

' એતો હુ સઘળુ જાણું છું. '

' તો પછી મ્હોડે કહી શું કામ સંભળાવો છો ? '

' વસંતદેવ હજુ પણ પાછા આવે એમ લાગે છે. '

'મ્હને તો ખાત્રી છે.'

'શાથી ?'

'મ્હારૂં અંતઃકરણુ કહે છે.'

'તે તો તદ્દન ખોટું ?'

'જોઇ શું.'

'વખતે રાજા નહી જડે તો ?!'

'તો ભુપસિંહ ગાદીપતી બનશે.'

'તો આપણુ ને અખંડ લાભ મળશે.'

'પણુ કદી મ્હારાજ પાછા ફરશે તો તો નકકી રણુમલ ઉધા ચત્તિ કરશે.'

'તેથીજ બધા વિચાર કરે છેજે ? રણુમલ મ્હારાજાના મરણુ પછી વિના વિલંએ ગાદી આગંશે ?'

'કોણુ જાણે ?'

'કેમ ?'

'શા માટે ગાદી આપે ?'

'કેમ ન આપે ?'

'દિલ્હીનો બાદશાહ કેમ કબુલ રાખે ?'

"શામાટે નહી ?'

'ભુભક્ષણુ.'

'અરે તે તો બધા સમજી જાય.'

'ત્હેમાં ઘણી વાર થાય.'

'તો નિશ્ચય શું કરવો?'

'ભુપસિંનો સંસર્ગ રાખવાથી આપણુને કાંઇ ફાયદો થયો ?'

'નહી કેમ ? ઘણોએ.'

'શો?'

આપણે આળસુ થયા. એક, રાજ્ય દ્રોહી બન્યા. બે, કૃતધ્નિ બન્યા. ત્રણુ, બુદ્ધિ ભ્રષ્ટ થયા, ચાર—પછી.

"પછી બધાને પોત પોતાની મેળે સમજવાનું.'

'સત્ય છે.'

'સત્ય છે તો હવે ફાયદા બતાવો?'

'સાંભળો. મ્હોટા પુરૂષની ઓળખાણુ થઈ. તે નજીવો એક, બીજુ લાભ થવાનો સંભવ. બે, ત્રીજું આપણામાં સહન શીલતા આવી.'

'શાથી ?'

'ત્હેની ટેવથી. તે ગમે તે બોલે તે સહન કરવું પડતું હોવાથી ગમે તે બોલે ? તેની આપણે દરકાર રાખતા નથી.'

'ઠીક ચાલો તે ત્રણ હવે ચોથું ?'

'ચોથું કાંઇ નહી.'

'તો વધારે શું લાભ કે અલાભ ?'

'તો અલાભ વધારે હોવાથી સોબત તજવી સારીને ?'

'એ તો ત્હમે જાણો ! પરંતુ ત્હેની સોબત છોડયાથી ખરેખરો લાભ જતો રહેશે.'

'કયો મ્હોટો લાભ ?'

'જે ધાર્યો છે તેજ તો !'

'તે શું સંભવીત લાગે છે ?'

'મ્હને તો લાગે છે.'

'પણ દીલ્હીના બાદશાહનું કેમ કરવું પડે ?'

'તે સમજે શાથી ? દામથી.'

'પણ ત્યાં કોણ દામ લઇ જાય ?'

'મલેક કાફુરની વાત જાણો છો ?'

'શી ?'

'તે બાદશાહની મૂછનો વાળ છે.'

'તે ઘણા કહે છે ખરા.'

'તે હાથમાં લેવાય તો બાદશાહ કંઈ પંણ ગણત્રીમાં નથી.'

'એમ ?'

'તે શી રીતે હાથમાં લેવાય ?'

'હજાર દીનારી શેનાથી ભોળવાય ?'

'પૈસાથી ?'

'હા !'

'તો તેં યત્ન કરશું. પરંતુ રણમલ સારૂ ખરેખરો વિચાર કરવાનો છે'

'આવતી કાલે કરશું'

'કયાં ?'

'ગુફામાં'

'ના.'

'હવે આપણે તે બાબત ભુપસિંહ શીવાય વિચાર કરશું અને પેલા શેઠને ભેળવવો નથી.'

'જેવી ઇચ્છા. બીજું કાંઇ કામકાજ?'

'કશું નથી. આપણી મુરાદ પાર પડે એજ.'

'તે તો ઇશ્વરેચ્છા હશે તો થશેજ.'

'એ સત્ય છે ઇશ્વર આપણને સ્હાય કરો' લ્યો રામ રામ.

'રામ રામ'

---

# પ્રકરણ ૨૭.

## શૈલપુરમાં શું થયું?

**નિર્મળ જલવતી** ભોગાવતીના કિનારે આવેલા શૈલપુરમાં પ્રભાત સમય થયો છે. ચોઘડીયાંઓ દરવાજા ઉપર વાગી રહ્યાં છે. પુરજનો પોત પોતાના કામમાં રોકાયા છે. કેટલીક સુંદરી મસ્તકપર ઘડાઓ અને બ્હેડાં મુકી ભોગાવતી તરફ જતી દૃષ્ટિએ પડે છે. શૈલપુરના ઉત્તર દરવાજા આગળ સીપાઇ પ્હેરો ભરે છે.

આ સમયે ઉત્તર દીશા તરફ આઘે ધુળ ઉડતી દેખાઇ. પહેરેગીરે કોઇ સવારને પુરજોશમાં દોડતો આવતો જોયો. ધીરે ધીરે તે સ્વાર નગર નજીક આવી પહોંચ્યો. ઘોડો જરા પણ થોભાવ્યા વગર તે સ્વાર નગરમાં પેઠો. ત્હેનો પહેરવેશ જોતાં તે મુસલમાન હોય તેમ લાગતું હતું. ત્હેની કમરે તરવાર લટકતી હતી અને પાસે ભાલો હતો. ત્હેના ઘોડા ઉપરની ઝોળીમાં ત્હેની બંદુક દેખાતી હતી.

આ ઘોડેસ્વાર પુરજોશમાં શૈલપુરના બજારની વચ્ચે થઇ સર્વ લોકને ચકીત્ત બનાવતો ચાલ્યો. તે આગળ જતાં રાજગઢ આગળ જઈ ઉભો અને ત્યાંના પહેરેગીરને ખબર આપી કે તે ત્યાંના રાજાને મળવા આવેલો હતો.

પહેરેગીરે અંદર જઇ રણમલને ખબર આપી જેથી ત્હેણે તે સ્વારને અંદર આવવા દેવા પરવાનગી આપી. આજ્ઞા મળતાંજ તે સ્વાર ઘોડા ઉપરથી ઉતરી પડયો અને ચાલવા માંડ્યું. પહેરેગીરે ઘોડો અશ્વ શા-

ળામાં મોકલ્યો.

ઘોડેસ્વારે અંદર પેસતાંજ સકળ કચેરી મંડળ દીઠું. રણુમલ્લ સર્વ ભાયાતો સહીત મધ્ય ભાગે બેઠો હતો. તે તરફ ત્હેણે પોતાની ગતી ફેરવી.

આ સભા બેઠેલી હતી તે ખંડ ઘણોજ ભવ્ય હતો. તે ખંડ આ સકળ રાજગઢની બરોબર મધ્ય ભાગે હતો. રાજગઢના દ્વારમાં પેસતાં એક મ્હોટો પથ્થરબંધી ચોક હતો. તે ચોકની ત્રણ તરફ મકાન બાંધેલું હતું અને દરવાજા ઉપર ચોઘડીઆંનું સ્થાન હતું. દ્વારમાં પેસતાં જમણી બાજુનું મકાન રાજ્યના કારકુનો સારૂ હતું અને ડાબી બાજુએ ત્રીજોરી હતી. આ બન્ને બાજુના મકાનો ત્રણ માળનાં હતાં અને વચેની ઓસરી જ્યાં રણુમલ્લ પોતાની સભા ભરી બેઠો હતો, તે બે માળ જેટલી ઉંચી હોવાથી ત્હેના ઉપર ફક્ત એકજ મ્હેડી હતી. મ્હેડી ઉપર છોબંધ અગાસી હતી. આ ધાબાની મધ્ય ભાગે એક ઓરડી હતી. અને તે ઓરડીની ઉપર શૈલપુરના રાજ્યનો વાવટો ફરકતો હતો. આ સભા બેઠેલી હતી તે ખંડ ભવ્ય હતો. એટલુંજ નહિ પણ તે સારી રીતનો શણગારેલો હતો. ખંડની મધ્ય ભાગના સિંહાસનની ડાબી બાજુએ નાનું સિંહાસન નાંખી રણુમલ્લ બેઠેલો હતો. જમણી બાજુએ સકળ રાજમંડળ બેઠેલું હતું અને ડાબી બાજુએ પ્રજા જનો બેઠેલા હતા. રણુમલ્લ આ સઘળાની વચ્ચે ઇન્સાફ કરતો બેઠો હતો. સર્વ કોઇ રણુમલનો ન્યાય જોતું હતું તેવામાં આ સ્વારને જોઇ સર્વની મનોવૃત્તિઓ ત્હેની તરફ દોરવાઇ.

તે સ્વારે પગથીઆ ચ્હડતાંજ સર્વ ચીજ ભપકાબંધ જોતાં આશ્ચર્ય પામ્યો. ત્હેને પોતાની દ્રષ્ટી, નીચેના જરીના પાથરણા ઉપર કરી. પછી મશરૂની તળાઇઓ અને પછી આસપાસના કોતરણી કામથી ભરપુર થાંભલાઓ અને પછી ઉપર લટકાવેલા બીલોરી કાચના ઝુમ્મર તથા હાંડીઓ તરફ દ્રષ્ટિ નાંખી; ત્હેને આ વૈભવનો વિચાર આવતાં ક્ષણવાર સ્તબ્ધ થયો.

ત્હેણે કોઇને પણ પ્રશ્ન પુછયા વગર પોતાની ગતી સભાની મધ્યે ફેરવી અને મુસલમાની રીત પ્રમાણે સલામ બંદગી કરી એક પત્ર રણુમલના હાથમાં આપ્યો.

રણુમલે તે પત્ર વાંચ્યો અને પત્ર વાંચી જરા વિચારમાં પડયો. થોડીવાર વિચાર કરીને સભામાંથી ઉઠયો અને પાસેના એકાંત ગૃહમાં ગયો ત્યાં તે સ્વારને બોલાવ્યો અને પુછયું.

“ આ પત્ર કોને આપ્યો છે. ”

" જી હજુર ખાવીંદ બાદશાહના સુબા કમાલખાને આ પત્ર રવાના કર્યો છે?"

ત્હેનો જવાબ ત્હમારે લઇ જવો છે. કે પછી મોકલીશું તો ચાલશે ?"

" જી. આજને આજ જવાબ લઇ જવાની આજ્ઞા છે."

" ત્હમે ઘણા દુરથી આવેલા છો તેથી આરામ લો અને આ પત્રનો જવાબ કાલ સવારે આપીશું કારણ કે ત્હેનો જવાબ આપતાં અમારે ઘણા વિચાર કરવાના છે. માટે આજનો દી રહી જાઓ અને કાલ સ્હવારમાં વ્હેલાસર ઉઠીને જજો."

" જેવો હુકુમ પણ—"તે અચકયો.

" પણ શું ?"

" સુબા સાહેબનો ઠપકો મળશે તે?"

" ત્હેમનો ઠપકો નહી મળે એમ યત્ન કરીશ."

" જેવો હજુરનો હુકમ" તે સલામ કરી ચાલ્યો. રણમલે ત્હેનો સઘળો બંદોબસ્ત કરવા હુકમ આપ્યો. અને પોતે વિચાર કરતો બેઠો.

બ્હારના સભાજનોને આ બનાવથી કુતુહલ થયું. મુસલમાન સ્વાર શી બાબતનો પત્ર લાવ્યો હશે તે બાબતમાં તર્કવિતર્ક અનેક થવા લાગ્યા. સર્વ કોઇ પોત પોતાના મનના ઉડાંગ ઉડાવતું હતું. એટલામાં બહાર સ્વાર નીકળ્યો અને તે કોઇના પણ તરફ જોયા વગર દબદબાથી બ્હાર નીસર્યો. થોડીવારે રણમલે ભુપસિંહને બોલાવ્યો. ભુપસિંહ અંદર ગયો.

રણમલે ભુપસિંહને અંદર બોલાવ્યો તે વિષે પણ અનેક તર્કો દોડતા લાગ્યા. પ્રધાન અને સેનાપતિના મનમાં ધ્રાસકો પેઠો અને તે બન્ને સભામાંથી ઉઠી દૂર જઇ પોતાની મસલત કરવા લાગ્યા. નગર શેઠના મનમાં કાંઇ વ્હેમ ઉપજ્યો. પાપી હૃદય હમેશાં શંકાવાળા હોય તે ત્હેનો પ્રત્યક્ષ પુરાવો આ સઘળાના વર્તનથી સિદ્ધ થતો હતો.

અંદર રણમલ પાસે ભુપસિંહ આવ્યો.

રણમલે કહ્યું " અમુક કારણ સારૂ કમાલખાં મ્હને બોલાવે છે?"

' શું કારણ છે?"

' તે પત્રમાં લખતા નથી પણ મને બોલાવે છે.'

' તેથી હું જવાનો વિચાર રાખુંછું.'

' હું જોડે આવું!'

'અરે સાંભળો તો ખરા!'

'લ્યો સાંભળું. લ્યો શું કહો છો?'

'ત્હમને બે દીવસનો અખતીયાર આપવા ઇચ્છા રાખું છું.'

'તો હમે અખતીયારી ભોગવીશું હા હા હા હા' ભુપસિંહ હસ્યો ને હઠયો ને બોલ્યો 'રણુમલ ! રણુમલ !! મ્હને અખત્યાર ! હા. હા. ત્હમે મ્હને ઘણો ઉપકાર કર્યો ! ઘણોજ આનંદ થયો હવે જુઓ બંદાનો ધડાકોને ભડાકો.'

'અરે ! સાંભળો તો ખરા !'

'શું ?'

'આવું બોલી ત્હમે તમારી પ્રતિષ્ઠા ખુઓ છો.'

'અમારે હતી કયારે ?'

'અરે ! વિચારીને બોલો !'

'અમે તો બોલીશું અને તોલ સદા એનો તોલીશું.'

'ભુપસિંહ આ હસવાનો સમય નથી ?'

'તો શું ! રડવાનો સમય છે ? કહો તો રડુ'

'ભુપસિંહ ! ત્હમારૂ મગજ ઠેકાણે નથી ?'

'તો વેચાતું લાવશું !'

'અરે ! જરા શુદ્ધ લાવો શુદ્ધ !'

'તે મ્હારામાં ઘણી છે.'

'તે હું જાણું છું !' ગંભીર બની રણુમલે કહ્યું.

'તો કહો છો શું કરવા !'

'માથું ફોડવા !'

'તો ફોડો.'

'સાંભળો.'

'સાંભળું છું.'

'મ્હારે ત્હમને અખતીયાર સોંપવો છે.'

'સોંપો'

'ત્હમારી જોડે કામ કરનાર કોણુ જોઇશે'

'હું એકલોજ કરીશ. ત્હમે શું પાછા આવનાર નથી ?'

'જ્યાં સુધી કામ પહોંચશે ! ત્યાં સુધી મ્હારે ત્યાં રહેવું પડશે.'

'તો રહેજો હરકત નથી. હું અહીં મ્હારૂ અને ત્હમારૂ બન્નેનું કામ કરીશ.'

'ત્હમારે મદદ જોઇશે.'

'બીલકુલ નહી.'

'તે કેમ ચાલશે ?'

'કેમ નહી ચાલે ?'

'કારણ છે.'

'શું અમારામાં આવડ નથી ?'

'પણ ત્હમે નવા છો.'

'અમને બે કોડી વર્ષ ક્યારના થઇ ગયાં.'

'તો એ બે કોડી પણ ભાન ના આવ્યું.'

'કોણ કહે છે ?'

'હું કહું છું ?'

'ત્હમે ભુલો છો.'

'નહી. !'

'હું ઘણો કાબેલ છું.'

'તે હું સઘળું જાણું છું.'

'તો પછી એમ કેમ કહ્યું !'

'ભુલ કરી લ્યો હવે કેમ કરવું છે બોલો !'

'મ્હારે કોઇની મદદ જોઇતી નથી.'

'તે વગર નહી ચાલે.'

'ચાલશે.'

'નકામી હઠ છે.'

'હઠ કહો કે જક કહો તે સઘળું ચાલશે. મ્હારા જેવા મુસ્સદ્દીથી કારભાર નહી ચાલે તો કોનાથી ચાલશે ?'

'ત્હમારામાં આપવડાઇ બહુ છે.'

'નથી.'

'છે.'

'સારૂ ! નથી તો કેમ મને કહ્યું.'

'ભુલ્યા.'

'તો અમે કાલથી રાજા.'

'રાજા ક્યાંથી ?'

'તો પ્રધાન !'

'ના.'

' તો સેનાપતિ. '

' ના '

' અમાત્યો. '

' ના. '

' તો કોણ ? '

' અખત્યારી. '

' સારૂ. '

' ત્હમારૂ કામ કરવાનું તે. '

' મ્હારૂ કામ રહેલું છે. ? '

' હા. '

' ત્હમે શું કરો છો. અહીં આવી બાજુ ઉપર બેસો છો અને ઘેર જઈ ઘોરો છો તે શીવાય બીજું કામ છે ? એટલું કામ હું દમામ ભેર કરીશ. '

' ઠીક. કાગળો ઉપર કાંઇ પણ કરશો નહી અને કશા હુકમ પણ આપશો નહી. '

' એવી માથાકુટ કોણ કરશે ! દૈવ ! '

' તો ઠીક સઘળું સંભાળજો. '

' ત્હમે આવો ત્યારે જોઇ લેજો. '

' જોઇ લઇશજ તો ચાલો હું બ્હાર કહું છું. '

' ઠીક. '

બન્ને જણ બ્હાર આવ્યા અને રણમલે બધાને કહ્યું. ' મ્હારે અગત્યનું કામ હોવાથી સુબા પાસે જઉં છું ત્યાં સુધી મ્હારા કામનો અખત્યાર ભુપસિંહને સોંપું છું. ' આટલું કહી તેણે કચેરી બરખાસ્ત કરી અને પોતાના ઘરે આવ્યો.

તે ઘેર આવી પોતાના ખટકર્મોથી પરવારી વીચારવા લાગ્યો. ' કાંઇ પણ કારણ વગર ગુજરાતનો સુબો મ્હને બોલાવે નહી, તેમજ તે મ્હને પોતાને બોલાવે છે એનું શું કારણ ? મહારાજા રાણીની શોધમાં ગયા છે એ વાત સુબાએ જાણી હશે ? તે જાણી હશે તોએ ફીકર શી ? તે વાત સૌ કોઇ જાણે છે. તેથી ત્હેને કાંને તે વાત જાય તે અસંભવિત નથી. પણ તે વાત જાણ્યાથી આપણને શો ગેરફાયદો ? તે એજ કે રાજા વગરનું સુનુ રાજ્ય બરાબર ચાલે છે કે નહી તે જોવાનો અલફખાંનો નિયમ હતો તે નિયમ મુજબ કમાલખાંએ પણ દેખરેખ રાખવાનો નિયમ કર્યો

હોય તો શી ખબર? પણ તેમ હોય તો મ્હને શું કામ બોલાવે? આ પ્રશ્ન ઘણો વિચારવા જેવો છે.'

આવા વિચાર કરતો તે બપોરે બેઠો હતો તેવામાં ભુપસિંહ આવ્યો તેની સાથે કેટલીક વાત થઇ ત્યારબાદ સાંજરે પોતાના નિયમ પ્રમાણે દરબારમાં ગયો અને ભુપસિંહને સર્વ અધિકાર સોંપ્યો અને પોતે પાછો વળ્યો. રણુમલ પાછો વળતો હતો તે વખતે ભુપસિંહે રણુમલના કાનમાં કાંઇ વાત કરી. આ વાત કરતાં ત્હેની નજર તથા રણુમલની નજર પ્રધાન તથા સેનાપતી તરફ હતી તેથી તેઓ ઘણા વ્હેમાયા.

રણુમલ રાત્રે ઘેર ગયો ત્યારે વિજયસિંહ નિત્ય નીયમ મુજબ આવી બેઠેલ હતો. રણુમલે વાળુ પાણી કર્યા પછી સુબાનો પત્ર વંચાવ્યો.

પત્ર નીચે પ્રમાણે હતો—

તા. ૨ રમઝાન.

શૈલપુર નગર મધ્યે રણુમલસિંહને માલુમ થાય જે અમારે તમારૂં કાંઇ અગત્યનું કામ છે માટે આ પત્ર દેખી તરત આ તરફ આવવું. તે બાબતમાં કસુર થાય નહી એમ બંદોબસ્ત કરશો.

કમાલખાં.

વિજયસિંહે આ ચીઠ્ઠી વાંચી અને થોડીવાર રણુમલ સ્હામું જોઇ રહ્યો.

રણુમલે પુછયું ' કેમ મહારાજ આ ઉપરથી શું ધારો છો? '

' મ્હને સમજણ પડતી નથી '

' કરવું શું? '

' આનો જવાબ દીધો? '

' ના. '

' કયારે આપશો? '

' કાલ સવારે. '

' ત્હમે જવાનો ઇરાદો રાખો છો? '

' હા. '

' કયાં જશો? '

' કુતુસેન. '

' ત્યાં મુકામ છે? '

' સ્વાર કહેતો હતો. '

' તો કાલે નીકળશો? '

' હા. '

'જોડે કેટલાક માણુસ લઈ જશો ?'

'માણુસ ?' રણુમલે શંકાથી પુછ્યું.

'હા.'

'શા માટે ?'

'રાજ્યખટપટનાં કામ છે માટે માંણુસ પાસે જોઇએ.'

'જરૂર જોગ લેતા જાશું.'

'એ તો જેવી ઇચ્છા પરંતુ આપણે સલામતીવાળી બાજુએ રહેવું સારૂં છે.'

'ખરી વાત છે.'

'સુબો શું કામ બોલાવતો હશે ?'

'મ્હને કાંઇ સમજણુ પડતી નથી.'

'તે આ ખટપટ સારૂંજ હશે.'

'મ્હને પણુ એમ લાગે છે.'

'એ શીવાય સુબાને સુદ્દામાં સ્વાર મોકલી બોલાવવાનું કારણુ ?'

'હા. તેથીજ મ્હને તેજ કારણુ હોય એમ લાગે છે.'

'જે તે સવાલ પુછે ત્હેના જવાબ બરાબર આપજો. આપણા રાંજ્યને નુકશાન ના થાય એવા જવાબ આપવા. સત્યને બહુ ના વળગી રહેવું.'

'કારણુ ?'

'તેથી અનર્થ થશે.'

'કેમ ?'

'ત્હમને પુછે કે મહારાજા ક્યાં છે ત્હેનો શો જવાબ આપશો ?'

'રાણીની શોધ કરવા ગયા છે.'

'કેટલો વખત થયો ?'

'છ માસ.'

'મહારાજા હાલ ક્યાં છે ?'

'ખબર નથી.'

'ત્હેમની હયાતીની ત્હમને ખાત્રી છે ?'

'ના.'

'બસ થયું. આટલાથીજ આખા શૈલપુરના રાજ્યનો નાશ થશે !'

'કેમ ?' 'ત્હમને હુકમ આપશે કે રાજ્ય સઘળું ખાલસા કરીએ છીએ તો !'

'પણ વગર વીચારે હુકમ આપે ખરા ?'

'વગર વીચારે કેમ ?'

'કેમ નહીં ?'

'ગાદીનો વારસ કોણ ?'

'ભુપસિંહ'

'તે તો બહુ આઘેનો સગો છે તે તો જાણો છોના ?'

'હા હેમાં શું થયું ?'

'કેમ ? શું થયું ?'

'તે વારસ તો ખરોને ?'

'પણ દીલ્હીનો બાદશાહ કબુલ રાખે તો ને ?'

'કેમ કબુલ નહીં રાખે ?'

'હમેજ કહોને કબુલ રાખશે ?'

'ભુપસિંહની આવડત ઉપરથી કબુલ ના રાખે !'

'તો શા ઉપરથી રાખે નામ ઉપરથી ?' વિજયસિંહ હસ્યો.

'અરે વા ! પણ જરા હક તો જુએ ને'

'અરે જવા દો એ હકની વાત, ક્યાં વાત છે ?'

'ના તોએ જરા તો જુએ'

'મુદ્દલ નહી.'

'એટલું બધું અંધેર !'

'નહીં તો મુસલમાની રાજ્ય કેમ કહેવાય ?'

'એટલું બધું તો અંધેર નહીં હોય.'

'અરે વાતજ બાજોને ! તેમનું તે ભોગવ્યા કરશે.'

'પણ આતો આપણને ભોગવવું પડવાનું'

'એમ ?' વિજયસિંહ હસ્યો.

'હા.'

'શામાટે?'

'રાજ્યના હક નહી જાળવાવવાના.'

'એ હક જાળવવા બેઠા હોત તો તે પરદેશી આપણા દેશમાં આવીજ શી રીતે શકત અથવા રાજ્ય શી રીતે મેળવત 'હું અને મ્હારો હક' એ પ્રમાણે જો આપણા હિંદુઓ સમજતા હોત તો પરદેશીની બેડી ગુજરાત અને સમગ્ર હિંદુસ્થાનને પહેરવી ના પડત.'

'પણ ભાવી કેમ બને ?'

'હા એ સત્ય છે.'

'તો હવે જવાબ કેમ આપવા ?'

'ત્હમારે તો એમ જવાબ આપવો કે મ્હારાજા શૈલપુરમાં છે અને તે રાણીના શોકે જાહેરમાં ભાગ લેતા નથી પણ ખાનગી રીતે સઘળી બાબતમાં સલાહ આપે છે'

'આવું જુઠું ?'

'તે બોલવું પડશે'

'તે શું કામ ?'

'ગુજરાત સારૂ, હીંદુઓ સારૂ, રજપુત રાજ્ય સારૂ આટલું જુઠું અવશ્ય બોલવુંજ પડવાનું.'

'તે વગર અન્ય ઉપાય નથી.'

'મ્હને તો નથી જડતો અસત્યે બોલવુંજ પડશે. મનુ જેવા સ્મૃતિકારકોએ પણ આવા કામમાં અસત્ય બોલવાનો બાદ ગણેલો નથી.'

'તો એ કોઇ રીતે દ્વી અર્થથી કહેવાય એમ નથી ?'

'તે ત્હમે શોધી કહાડજો. તે વખતે જે સવાલ પુછે ત્હેના જવાબ એવા દેવા કે જુઠા પડીએ નહી અને સાચા કહેવાઇએ'

'એ બાબત વિચાર કરવો પડશે.'

'વિચાર કરજો આખી રાત છે અને ત્યાં જતા કાલ સ્હેજ સાંજ પડશે તેટલો વખત મળશે માટે વિચાર કરી ઘાટ ઘડી મુકજો.'

'તે જોઇશજ. નક્કિ, જવાબો સારી રીતે ગોઠવી દઇશ.'

'પછી સુબાને બીજું કશું કહેવાની જરૂર પડશે નહી. પરંતુ એટલું યાદ રાખજો કે આપણાજ શબ્દોમાં આપણે બંધાઇ જઇએ નહી.'

'રણમલને ત્હમે એવો ધારો છો ?'

'નહી પણ સત્ય બોલવા જતાં વખતે સપડાઈ જવાય'

'તે નહી બને'

'તો ઠીક અહી ત્હમારી ગેર હાજરીમાં ત્હમારૂ કામ કોણ કરશે ?'

'ભુપસિંહ.'

'તે કરી શકશે ?'

'બે ચાર દીવસ સુધીને મારેજ છેને ?'

'એ ઠીક કર્યું.'

'આપ પ્રસન્ન કરો છોને?'

'હા. તે લાલચથી લલચાઇ પેલા ચંડાળોની સોબત છાડશે જેથી

ત્હેને તેમજ આપણુને ઘણો ફાયદો થશે.'

'એ વિચારથીજ મ્હે સઘળું ત્હેને સાંપ્યુ.'

'સારૂ કર્યું પણુ--' વિજયસિંહ અચકાયો.

'પણુ શું?'

'તે પ્રધાન અને સેનાપતીની બુદ્ધિ પ્રમાણે નહી ચાલે ?'

'તે કેમ કહેવાય ?'

'ચાર દીવસમાં શું બગડવાનું છે.'

'આપ છુપી રીતે ખબર રાખ્યા કરજો.'

'તે તો રાખ્યા કરીશ. તે બાબતની ફીકર નહી !

'મ્હારી તો ખાત્રીજ છે કે આપ આ રાજ્યનુ હિત ચ્હાઓ છો.'

'રણુમલ ! મ્હને આમાં સ્વાર્થ શો છે. ? મ્હને લાભ શો છે ?' પણુ એક આ હિંદુ રાજ્ય ખાતર, મુસલમાનોને આ રાજ્યમાં નહી પેસ-વા દઇ ત્હેમને ખુબ ફસાવવા ખાતર, આ સઘળો યત્ન મ્હારો છે.'

'તેજ હું કહું છું જે ! આપની બુદ્ધિ ઇશ્વર સદા આવી પરોપકારી રાખે.'

'પરોપકારી ! વાહ ! હું શું કરી શકીશ ? મ્હારાથી જેમ બનશે તેમ કરીશ તેમાં કાંઈ પરોપકાર છે ! આ કામ કરવું તે ઉપકાર નથી પણુ ફરજ છે'

'સત્ય છે. પરોપકાર છે તેજ મનુષ્યનું ભુષણુ છે. કુમુદા એક દી કહેતી હતી કે કંકણુથી હાથ શોભતો નથી પણુ દાનથી તે શોભે છે. કુન્દનથી કાન શોભતા નથી પણુ શાસ્ત્રથી શોભે છે. તેવી રીતે મનુષ્યની કાયા ચન્દનથી શોભતી નથી પણુ પરોપકારથી શોભે છે ' વળી પરોપ-કાર કરી પોતે છાના માના રહેવું ' એમ પણુ કુમુદા કહેતી હતી ! તે સઘળા ગુણુ ત્હમારામાં છે.'

'એ તો કોણુ જાણે હું મ્હારો ધર્મ—મ્હારી ફરજ સમજીને આ કામ કરૂ છું નહીતર હું શું કામ વચ્ચે પડું ?'

'સત્ય છે.'

'હવે હું જાઉ છું.'

'આજ–વ્હેલા કેમ ?'

'જરા એકાદ બે ઠેકાણે જઈ આવું'

'રાત્રે'

'હા !'

' ક્યાં ?'

' એક પ્રધાનના ત્યાંની, તથા ભુપસિંહના ત્યાંની ખબર રાખીશ.'

' ઠીક ત્યારે સીધાવો.'

' કાલ જરૂર જવાના કે ! '

' હા જરૂર. '

' રામ રામ.'

' રામ રામ ભા રસ્તે સંભાળજો. '

' આપ ફીકર ન રાખો ઇશ્વર સર્વ સારા વાના કરશે. '

' એ કરશેજ. ત્હેનામાં વિશ્વાસ રાખી બધુ કામ કરવું જેથી તે કાર્ય સફળ થાય ! રામ રામ ભા. '

' રામ રામ. '

વિજયસિંહ ગયો.

---

# પ્રકરણ ૨૮.

---

## કાવત્રુ.

---

ગઇ કાલે આવેલી ખબર મુજબ રણમલ્લ પ્રભાતના પહોરમાં વહેલો ઉઠયો અને ઘોડો મંગાવી તે ઉપર સ્વાર બની મુસલમાન સ્વાર સાથે રસ્તે પડયો.

રણમલ્લ નીકળ્યો તે વખતે ત્હેના મનમાં ભિન્ન ભિન્ન શંકાઓ ઉત્પન્ન થઇ હતી. પોતે રાજ્ય સુનુ મુકી જતો હતો, અને અંદર ખટપટ ઘણીજ હતી વળી ભુપસિંહ, જેને રાજ્યની આકાંક્ષા ઘણીજ હતી ત્હેને પોતાનો અધિકાર આપ્યો તે તરફ પણ તેણે શંકાયુકત દૃષ્ટિએ જોયું.

' થોડા દીવસજ મ્હારે સુબા પાસે રહેવાનુ છે, અને રાજ્ય સુનું મુકવાનુ છે ત્હેમાં હું કશી હરકત તો જોતો નથી. પરંતુ આ ભુપસિંહને સોબત ખરાબ છે. પ્રધાન વગેરે સૌ સ્વાર્થી છે. તે લોકો કદી ત્હેને મ્હ-ડાવશે અને કાંઇ ધાંધલ્લ મચાવી મુકશે એ વીશે મ્હને ઘણો શક રહે છે. પરંતુ કરવું શું ? હવે જે થાય તે હું જોઇશ.' આટલુ કહી તે ઘોડા ઉપર બેઠો. અને ભુપસિંહનાજ વિચાર કરતો નગર બ્હાર નીકળ્યો અને રસ્તે પડયો.

રણુમલ ગયો ત્હની પ્હેલી રાત્રે પ્રધાનના ઘરમાં પ્રધાન તથા સેના-પતી એકઠા મળ્યા હતા. તેઓએ રણુમલના જવાથી ફાયદા ગેર ફાયદાનો વિચાર કર્યો હતો. ત્હેમને રણુમલની તથા ભુપસિંહની તે દીવસની વર્તણુંકથી ખરેખરો વ્હેમ આવ્યો હતો. ત્હેમને જરૂર ભુપસિંહે રણુમલને વાત કહી દીધી એમ ખાત્રી જેવું હતું. આથી ત્હેમને છેલ્લો ઝપાટો એકદમ મારવા વિચાર કર્યો.

તે બન્ને એ વિચાર કર્યો કે ભુપસિંહને મળવું અને દરેક બીના જાણુવી. રણુમલને સુબાએ શું કામ બોલાવ્યો તે વાત ભુપસિંહને રણુગલે કહી હશે એમ ત્હેમનો તર્ક ગયો. અને ભુપસિંહ ત્હેમને સઘળી વાત કહેશે એમ ત્હેમની ખાત્રી થઇ. આથી બન્નેજણુ ભુપસિંહને ત્યાં ગયા.

ભુપસિંહ આજ આનંદ મસ્ત હતો. તે અત્યારે જાત જાતના પોશાકો બ્હાર કહાડી તેમાંથી કા પહેરવા ત્હેનો મ્હોટો વિચાર કરતો હતો. નોકરો પાસે બધા પોષાક ત્હેને હારબંધ ગોઠવાવ્યા હતા, અને નેતરની સોટીથી તે દરેક પોષાક દબાવતો હતો, અને પછી તે ત્હેના ઉપર વિચારતો હતો. આ સ્થિતિમાં તે થોડીવાર ઉભો રહેતો અને અંતે પોષાક પસંદ નહી પડવાથી પોતાની ગતી બીજા પોષાક તરફ ફેરવતો.

તે પોતાના આ કામમાં રોકાયો હતો તે વખતે પ્રધાન તથા સેનાપતિ આવ્યા. ત્હેમને જોઇ બોલ્યો “ આજ અમો મોટા માણુસ થયેલા છીએ માટે અમો ત્હેમને ભેટીશું નહી. ’

‘ જેવી ત્હમારી ઇચ્છા. ’ પ્રધાને કહ્યું.

‘ એ ધાર્યુંજ હતું. ’ સેનાપતિએ કહ્યુ.

‘ શું ધાર્યું હતું ? ’

‘ ત્હમારી આવી વર્તણુંક થશે તે. ’

‘ શા માટે ? ’

‘ માણુસ અધિકાર મળે આંધળો બને છે. ’

‘ તો શું હું આંધળો છું ! ’

‘ કોણુ કહે છે ? ’

‘ તે ત્હમો કહો છો. ’

‘ હું સાધારણુ વાત કહુંછું ત્હમે મ્હને વાકય તો પુરૂ કરવા દો. ’

‘ પુરૂ કરો. ’

‘ માણુસ અધિકારે આંધળો બની પોતાના સોબતીઓને મોટપણુમાં વિસારી દે છે. ’

' તે ત્હમે કોના ઉપર કહો છો ? '

' બધાના ઉપર. '

' તો તે ઉપરથી ત્હમે શું કહો છો ? '

' હું એ કહું છું કે ત્હમારામાં તે ગુણ અત્યારથીજ આવ્યા. ' તેથી હું આંધળો. ? '

' ના દેખતા. '

' તો સિધ્ધે સિધ્ધું ભણને નકામું ટાહાયલું શું કામ કરે છે ? '

' શેનું ટાહયલું? '

' લાંબુ લાંબુ ત્હારૂ ભાષણ. ટુંકુ બોલતાં તો જરા આવડતું નથી. રજનું ગજ કરે છો તો ? '

' રજનું ગજ કોને કર્યું ?'

' ત્હમે. '

' સારૂ અમે કર્યું હવે કાંઇ કહેવું છે? '

' તો ઠીક ! ચાલો શું કામ આવ્યા છો ? '

' હજામત કરવા ' પ્રધાને કહ્યું ' રોજનું રોજ કામ અને રોજ આવો સવાલ ! '

' શું અમે સવાલના પુછીએ ? '

' પુછો ભા પુછો ? બેલાશક પુછો. આપને કોણ ના કહી શકનાર છે. '

' કોઇ નહી. હવે હું કોણ ? ત્હમારા સઘળાનો અન્નદાતા, પ્રાણીયોનો પ્રાણદાતા. શાંન્તીદાતા, શૈલપુરનો અધિપતિ અ હા હા હા સમજ્યા. અહા હા હા ' ભુપસિંહ ખુબ હસ્યો.

' હવે ત્હેનું ગાંડપણ શરૂ થયું. ' પ્રધાને સેનાપતિના કાનમાં કહ્યું. '

' તે કયારે નહોતુ. કે આજ નવું જોયું આવ્યા ત્યારથીજ શરૂ થયુ હતું તે આ પોષાકની ઢગલીઓજ બતાવે છે કે ભાઇનું ભેજુ ખશી ગયું છે. ' સેનાપતીએ કહ્યું. '

' કેમ રે ! ત્હમે પાછું શું ગુપચુપ કરવા માંડયું ? હેં ? '

' કાંઇ નહી ' પ્રધાને કહ્યું. '

' મ્હારાથી છુપાવો છો. કેવા માણસ છો ? '

' જેવા છીએ તેવા. '

' એ તો જાણીએ છીએ હવે ત્હમારૂં જે કામ હોય તે કહી ઘો. '

' કાંમ એ કે હવે શું કરવા ધાર્યું છે ? '

' શેનું ? '

'આપણી ગાલનું'

' કઇ વાત.

' ગુફામાંની. '

' કઇ ગુફા ! ? '

' રોજની. '

' તે વળી કયાં આવી ? '

' ભોગાવતી ઉપર ? '

' હું જાણુતો નથી. '

' હવે મશ્કરી મુકી દઇ સીધ્ધી વાત કરો. '

' સીધ્ધીજ વાત કરૂં છું. ત્હમારી ગુફા, વાત વગેરેમાં હું કાંઇ જાણ-તો નથી. '

' એ શું ? ' પ્રધાને આશ્ચર્ય પામી કહ્યું. '

' એ તો એમ તો. '

' શું ? '

' હવે મ્હારે ત્હમારી વાતમાં પડવું નથી. '

' કારણ ? '

' મરજી. '

' આવું ફરવાનું કારણ? ' પ્રધાને પુછ્યું.

' શાથી ફર્યા '? સેનાપતિ બોલ્યો—

' કયાં ફર્યા છીએ ? અમે છીએ તેજ છીએ. ' ભુપસિંહે જવાબ આપ્યો.

' નિશ્ચય ફેરવવાનું કારણ ? '

' શો નિશ્ચય ! '

' આમ કેમ કરવા માંડયું છે. ' ત્હમારી બુદ્ધિ બગડી છે કે શું ? ત્હમને કોઇએ ચલાવ્યા છે. '

' અમને અમારા પગે ચલાવ્યા છે. જાણો છો ? '

' પણ હવે રણમલનું શું કરવું છે?' પ્રધાને પુછ્યું—

' રણમલ્લ ગયો ? ' ભુપસિંહે જવાબ આપ્યો-

' તે અમે જાણીએ છીએ. '

' તો શું કામ પુછોછો ? '

' કેમ ના પુછીએ ? '

'પુછવાનું કારણ?'

'ત્હમે જાણો છો.'

'હું તેવી કશી વાત જાણતો નથી.' ભુપસિંહે કાને હાથ મુકયા.

'તો ત્હમે અમને ચોખ્ખો જવાબ આપો. રણમલની ભાંજગડનું શું કરીએ.'

મ્હારે ભાંજગડ કરવી નથી.'

'કારણ?'

'મરજી.'

'હવે મરજી ચાલશે નહી. ત્હમારે હવે તો ત્હમારા મુદ્દાને વળગીજ રહેવું પડશે?'

'શા માટે?'

કેમ નહી?'

'અમારી મરજી.'

'બધી બાબતમાં' અમારી મરજી 'અમારી મરજી' નહી ચાલે સમજ્યા?'

'ત્હમે કહેનાર કોણ?'

'કેમ અમારો ત્હમને કહેવાનો હક નથી?'

'બીલકુલ નથી. ત્હમે ત્હમારી મરજીના મુખત્યાર છો અમો અમારી મરજીના મુખત્યાર છીએ."

'તે ઠીક છે. પણ હવે ગાંડૈયા મુકી દઇ સીદ્ધી વાત કરો.'

'તું ગાંડો અમને ગાળ કેમ દેછે?'

'ગાળ કોણ દે છે. સીદ્ધી વાત કહીએ છીએ. સીધ્ધો જવાબ આપો અમારે ગમે તે આજને આજ કરવું છે સમજ્યા?'

'શું કરવું છે?'

'રાજ્યની ઉથલ પાથલ.'

'તેથી શો લાભ?'

'શી હાની?'

'નીમકહરામ બનશો?'

'પણ તેવા કોને બનાવ્યા?'

'ત્હમારા કર્મોએ?'

'કદી નહિ.'

'તો કોણે?!'

'ભુપસિંહે.'

'બસ. મ્હારૂં નામ નહી દો, હું એવો નીમકહરામી નથી અને બનીશ પણ નહી. આ સઘળી ખટપટ અમને ગમતી નથી.'

'તો શું કામ અમને કાવત્રામાં ભેળવ્યા ?'

'કોને ભેળવ્યા ?'

'ભુપસિંહે.'

'ભુપસિંહ કદી એવું કરેજ નહી. તે પોતાનો પ્રાણ જાય પણ રાજ્ય દ્રોહી ઠરે નહી.'

'આજ સ્હવાર સુધી હતાને !'

'શાને લીધે ? ત્હમારે લીધેને !'

'અમારે લીધે બીલકુલ નહી સમજ્યા ! ત્હમે અમને ફસાવ્યા !'

'શાથી ?'

અમો તો નહી ત્રણના નહી તેરના અને નહી છપન્નના મેળના રહ્યા !'

'ત્હેમાં અમે શું કરીએ ?'

'કપાળ.'

'તેજ કરવાના છોતો, ત્હમારૂ નસીબજ એવું છે.'

'ત્હમારૂ નસીબ સંભાળજોને અમે તો ધારેલું કામ કરવાના કરવાના ને કરવાનાજ.'

'શું કરશો ?'

'રણમલને મારીશું રાજ્યના નાદાનોનો નાસ કરશું.'

'સંભાળીને બોલો.'

'શામાટે?'

'ત્હમે જાણો છો કે ત્હમે કોના આગળ બોલો છો ?'

'હા.'

'કોના આગળ બોલો છો,'

'ભુપસિંહ આગળ.'

'નહી. શૈલપુરના મુખ્તીયારી આગળ બોલો છો.'

'ત્હમને અખ્તીઆર કોને આપ્યો ?'

'રણમલે.'

'રણમલને અખ્તીઆર આપવાનો હક શો ?'

'તો હક કોને ?'

'મહારાજાને ?'

'મહારાજા ના હોય ત્યારે?'

'ત્યારે રણુમલને નહી.'

'તો કોને ?'

'શમશેરને.' સેનાપતિ બોલ્યો.

'ત્હમારી શમશેરને શો હક ? માણસ કાપવાનો ?' ભુપસિંહ હસ્યો.

'ભુપસિંહ !' પ્રધાન બોલ્યો.

'શું કહો છો ?' ભુપસિંહે ઉત્તર આપ્યો,

'હવે સઘળી મશ્કરી મુકીદો ને સીધ્ધે સીધ્ધો જવાબ આપો.'

'જવાબ સીધ્ધો આપુ છું ને કે મ્હારે ત્હમારી ખટપટમાં પડવું નથી.' ભુપસિંહે કાને હાથ દઇ તેમની તરફ પુંઠ ફેરવી કહ્યું.

'તો શું જખ મારવા અત્યાર સુધી અમારૂ મગજ ખાધું ?'

'અમે શું કામ મગજ ના ખાઇએ. ત્હમને ના મળે તો ના ખાઓ.'

'ત્હમારૂ ઠેકાણુંજ નથી.'

'આ રહ્યું મ્હારા મ્હેલમાં મ્હારૂ ઠેકાણું.'

'અરે ડાગળી ચસ્કી ગઇ છે.'

'ત્હમારી'

'ત્હમારી.'

'અમારી કે તમારી તે વખત આવે ખબર પડશે.'

'તે તો પડશેજ તો. ત્હમને વખત નહી કહેવા આવે ?'

'આવું કરવું હતું તો અમને વચ્ચે ન્હોતા નાંખવા.'

'કોને વચ્ચે નાખ્યા હતા ત્હમારી મેળે આવ કુહાડા પગપર કરી વચ્ચે પડયા હતા.'

'અમે શું કામ કુહાડો પોતાના પગ ઉપર નાખીએ હેં ! ત્હમે તો બેસવાની ડાળી ભાગી છે ?'

'અમે એવા મૂરખ નથી.'

'બધાને તો લાગે છે.'

'હું મુરખ !'

'હું કેમ કહું.'

'તો એવું શાને બોલો છો ?'

'કેવું ?'

'મ્હને મૂરખ કેમ કહ્યો ?'

'કોને કહ્યું.'

'ત્હમેજ કહ્યું કે હું બેસવાની ડાળ કાપું છું.'

'ત્હમે કાપો છો.'

'હા. હું કાપું છું એમ કહ્યું ને ?'

'એટલે ?'

'એટલે મ્હને મુરખ કહોને ? ત્હમે કુહાડો પગ ઉપર માર્યો તે તો સિદ્ધજ છે અને બેસવાની ડાળી પણ ત્હમેજ કાપી છે.'

'કેમ ?'

'રણમલ સાથેની સારાસારી ખોઇ છે.'

'કારણ ?'

'આ ખટપટથી અને નીમકહરામી બની આ લોક તથા પરલોકનું સુખ ખોયું છે.'

'અમે તો કશું ખોયું નથી. નાગો નાહય શું અને નીચોવે શું ? ત્હમે ત્હમારૂં ભોગવી લ્યો અમે અમારે ભોગવી લઇશું ?

'ત્હેમાં ત્હમે નવાઇ શી કીધી ?"

'શેમાં'

'બોલવામાં.'

'કશીએ નહી' હવે જલ્દી જવાબ આપો.

'જવાબ આપ્યો છેજ તો ?'

'શો?'

'હું નીમકહરામ બનીશ નહી ? :

'કોણ નીમકહરામ બને છે।'

'ત્હમે.'

'અમે કયાં બનીએ છીએ.'

'તો શું ?'

'કેમ ?'

'આ બધી ખટપટ કરનાર કોણ ?' ભુપસિંહે પુછયું.'

'ત્હમે.'

'કોઈ દી નહી'

'તો કોણ ?'

'ભુપસિંહ'

'ભુપસિંહ કદી એવો હોયજ નહી.'

'હોય નહી પણ છે.'

'તો છો રહયો. ત્હમે ત્હમારી પંચાત કરો. મ્હારે ત્હમારી ખટપટમાં પડવું નથી.'

'કારણ'

'ત્હમારાથી ધરાઇ ગયો છું.'

'અમે પણ ધરાયા.'

'તો શું કામ પાછા આવ્યા?'

'જખ મારવા.'

'તો મારો.'

'સારૂ.'

'સો આરૂ.' ભુપસિંહ ચાલા પાડી બોલ્યો.

'ભુપસિંહ!'

'શું કહો છો?'

'આ ખોટું કરો છો?'

'શું?'

'આ રજપુતને છાજતું નથી.'

'તો શું નીમકહરામ બનવું રજપુતને છાજેછે? શું રાજ્ય દ્રોહ કરવો રજપુતને છાજે છે.'

'શું પરસ્ત્રીની અભીલાષા રજપુતને છાજે છે? જુઠ્ઠું બોલવું રજપુતને છાજે છે?'

'અમારી બુદ્ધિ હવે ફરી છે.'

'બુદ્ધિ ભ્રષ્ટ થયા છો.'

'જરાએ નહી.'

'અમે તો એમજ ધારીએ છીએ.'

'તો ધાર્યા કરો જાઓ મ્હારે ત્હમારૂ કશું કામ નથી.'

'આ ખોટું થાય છે.'

'છો થતું.'

'પાછળ પસ્તાશો.'

'છો પસ્તાઇએ. પ્રાણ જશે પણ રાજ્ય દ્રોહ હું નહી કરૂં.'

'અત્યાર સુધી આવી બુદ્ધી કયાં બળી ગઈ હતી?'

'બલી ગઇ હતી ?'

'તે લાગે છે જ.'

'તો શું કામ બળેલી બુદ્ધીવાળા માણસ સાથે કામ પાડવું.'

'ભુલ કરી.'

'તો તે ભુલ સારૂ પસ્તાસો.'

'અમે શું કામ પસ્તાઇએ અમો અમારૂ ધારેલું પુરૂ કરીશું'

'તો કરો, જાઓ. અમે જોઇશું.'

'ભુપસિંહ ! પસ્તાશો.'

'ભલે.'

'તો જોઇ લેજો.'

'ત્હમે પણ જોઇ લેજો.'

'ઠીક છે. હવે જોશું. લ્યો રામ રામ'

'પધારો. હવે આ વાત વીશે અમને કાંઇ કહેતા નહી.'

'કહેવાનો વખતજ નહી આવે.'

'તો ઠીક પધારો રામ રામ'

પ્રધાન તથા સેનાપતી ગયા,'

---

# પ્રકરણ ૨૯

## નક્કિ થયું. !

---

પ્રધાન તથા સેનાપતી ભુપસિંહને ત્યાંથી નીકળ્યા. દરેકના મન ઉપર આજની મુલાકાતથી ઘણીજ જુદી જુદી અસરો થઇ હતી. પ્રધાનને ભુપસિંહનો ભાવ જાણવાની ઇચ્છા કરી હતી તે મુજબ તે ત્હેનું મન જાણી શકયો. અને પોતે હવે શું કરવું ત્હેના વિચાર મનમાં થવા લાગ્યા. ત્હેને આ પરિણામથી હર્ષ ઉત્પન્ન થતો હતો. ત્હેની પોતાની ઉચ્ચ અભિલાષા અને પોતાની વચ્ચે કંટકરૂપ ભુપસિંહજ હતો. તે આવી રીતે દૂર થયેલો જાણી ત્હેનું મન આહલાદના હિંડોળે હિંચતુ હતું. ત્હેને પોતાના માનની મુરાદ પાર પાડવાનો સમય ઘણોજ નજદીક જોયો.

સેનાપતિ તદ્દન શુન્ય હ્રદય લાગતો હતો. ત્હેની સઘળી આશા નિરાશ થયેલી ત્હેને લાગી. ત્હેનો મૂળ મુદ્દો નામ દીગન્ત વ્યાપી કરવાનો

હતો અને તે કરવાનું મુખ્ય સાધન ભુપસિંહનેજ ગણુતો હતો. ભુપસિંહે જે સમયે તેમની ખટપટમાં ભાગ લેવાની ના પાડી તે વખતે ત્હેને વજ્રઘાત થયો અને તે લાગણી અદ્યાપિ પર્યંત ત્હેના હૃદયમાંથી નીકળી શકી નહી. હવે તો ત્હેને કશી આશા નહતી. જો રણમલ આવે તો ત્હેને ભય હતો. ભુપસિંહ સર્વ બીના રણમલ્લને કહેશે એ ભય ત્હેના મનમાં રમણ કરતો હતો અને તે પણ હવે શો ઉપાય શોધવો તે વિચારતો હતો.

બન્ને જણા પોતાના ભિન્ન ભિન્ન વિચારોમાં ગરક થયેલા વગર બોલે ચાલ્યા. અંતે પ્રધાનના મકાને બન્ને જણા ગયા અને ત્યાં એકાંત સ્થળે વાતચીત કરવા માંડી.

'કેમ! ભુપતસિંગ ! ઘા તો ઠીક ઉતર્યો ના?'

'શો ? '

'હવે ભુપસિંહની બલા દૂર ગઈ.'

'તેથી ફાયદો શો? '

'ત્હમે કેમ ઉદાસ દેખાઓ છો.?'

'કાંઈ નહી સહેજજ ? '

'આપણુને ભુપસિંહ દૂર થવામાં ફાયદો શો ! એમ પુછોછો'

'જી હા.'

'હવે આપણું ધારેલું કામ પાર પાડશું.'

'પણુ તે શું? '

'કેમ હવે આપણે આપણું કરવાને મુખ્તીઆર છીએ? '

'પણ શું કરવું છે ? ભુપસિંહને તો રાજા થવું નથી ?'

'તો આપણે રાજા થવાને ક્યાં કમ છીએ? '

'પણુ '—તે અટક્યો.

'કેમ અટક્યા ? '

'રણમલને આપણી સઘળી બાતમી મળશે? '

'ભુપસિંહ કહેશેને ? ત્હેને કહેવાનો સમય નહી આવવા દઇએ.'

'કેમ ? શી રીતે ?'

'એ પણુ ઘાટ ઉતારીશું. પણુ આ ઘાટ કેવો ઉતર્યો ! આપણે વિચાર કર્યો હતો તેવો ઉતર્યો ને ?'

'મ્હારો અભિપ્રાય એથી ઉલટો છે!'

'કેમ ! '

'ભુપસિંહ આપણા ભળો હોત તોજ ઠીક થાત.'

'કેમ ?'

'ત્હેને ગાદી અપાવતાં કાંઇ હરકત ના પડત. !'

'કોની પાસેથી ?'

'દીલ્હીથી સનંદ મેળવવા જરા પણ વાંધો આવત નહીં.

'પછી.'

'પછીની વાત પછી બનત. પણ હાલ જો ત્હમે ગાદીપતી બનો તો ગુજરાતનો સુબોજ પ્રથમ આડે આવશે.'

'તો શું આપણી પાસે સૈન્ય નથી ?'

'પણ તે શા કામનું ? બાદશાહના સૈન્ય આગળ આપણું સૈન્ય મહાસાગર આગળ નદી જેવું છે.'

'પણ રજપુતોમાં હિમત વધારેને ! વળી આસપાસથી મદદ માંગશું.'

'એ વાતતો નિર્વિવાદ છે કે રજપુતોમાં મુસલમાનો કરતાં હિંમત વધારે છે પરંતુ મુસલમાન લશ્કરની કેળવણી આપણા સૈન્ય કરતાં સારી ખરીજ. વળી આસપાસથી મદદ જરા પણ મળવાનો સંભવ રાખવો નહી.'

'કારણ ?'

'મુસલમાન રાજ્ય દીન પ્રતિદીન બળવત્તર થતું જાય છે. ત્હેનું સૈન્ય જ્યાં જાય છે ત્યાં આં તે જય મેળવે છે એવું દરેક જણાતું માનવું છે. આજ મનની લાગણીને લીધે કોઇ પણ આપણુને મદદ આપશે નહી. બધાને પોતાનો સ્વાર્થ વ્હાલો હોય છે. પરમાર્થ કરતાં સ્વાર્થ લુંટાઇ જાય તો કોઇ પણ બીજાને મદદ આપે નહી. આપણુને મદદ આપે અને વખતે તે બાબતની જાણ સુબાને થઇ તો મદદ આપનારના શા હાલ થાય તે વીચાર કરોઃ ત્હેમના રાજ્ય પાયમાલ થાય, પોતાના શા હવાલ થાય ? વળી આપણુને અંદરની પણ મદદ નથી.'

'અંદરની એટલે ?'

'ફાટફુટ આપણા રાજ્યમાં ઘણી થઈ છે. આપણો જે ખરેખરો પાત્ર ભુપસિંહ તે સ્હામા પક્ષમાં ભરાયો. તે આપણી સઘળી વાત યથાસ્થિત જાણે છે. આપણા કાવાદાવા જાણે છે. આપણાં ગુપ્ત સ્થળો જાણે છે. આ બધી ચીજો આપણા સ્હામા જનારી અને આપણુને ગેરલાભ કરનારી.'

'એ બધાનો ઉપાય કરીએ તો ?'

'શો ઉપાય કરશો.'

' ભુપસિંહનેજ હતો ન હતો કરીએ તો. '

' એ કેમ બને । '

' યુક્તિથી. '

' પરંતુ ત્હેમાં આપણુ ભુષણુ શું ? '

' તો આપણુને દુષણુ શું ? '

' ભુપસિંહનું ખરાબ કરવું તે નીચતાજ. '

' કારણુ ? '

' દરેક જણે મ્હોટા પેટના થવું જોઇએ. આપણા મિત્ર શત્રુ થાય તો પણુ આપણે ત્હેમનું હીત સંભાળવું જોઇએ. એ ભલેને કૃતઘ્નિ થાય તો એ આપણે શા માટે કૃતધ્ની થઇ પાછળ કુવે પડવું. '

' આપણુ એને શું ભલુ કર્યું ? '

' એને આપણું શું ભુંડું કર્યું છે ? '

' આ અંત સમયે આપણુને ફસાવ્યા. '

' કયાં ફસાવ્યા છે. હજુ આપણે છુટા છીએ. '

' તો શું કેદમાં ગયે ફસાયલા ગણાઇએ । ' આપણા નામ લોકમાં ફજેત કરશે અને રણુમલ જાણુશે તો પછી આપણુને શું થશે ? નસીયત. લોકલજ્જા તે શું ઓછું છે ? '

' ભુપસિંહ એમ નહી કરે ? '

' કેમ ? '

' તે એવું કરે એવો માણુસ નથી. '

' તો ત્હમે ત્હેને ઓળખ્યો નથી. '

' હું ત્હેને બરાબર ઓળખી શકયો છું તે ઉપરથી ગમે તેમ બતાવે પણુ અંતરથી તે ઘણોજ સારો માણુસ છે. '

' તે કુકર્મી સારો ! '

ત્હેના દુર્ગુણો એ જો કે સદ્દગુણોને ઢાંકયા છે પણુ ત્હેના સદ્દગુણો એવા છે કે કોઇવાર પ્રકાશ પામતાં દુર્ગુણો સઘળા દૂર થઇ જાય છે. '

' એ બાબતનો ત્હમને અનુભવ હતો ? '

' મ્હને તો અનુભવ છે. '

' પણુ તે ભડભડીઓ છે તે જાણો છો ? '

' તે ભોળો છે એટલે કેટલીક વાત ન કહેવાની કહી દે છે !

' એ વાત ખરીને ? ! '

' હા. '

'તો રૂમલ પટાવીને પુછી લે તો તે બધું કહી દે ખરોને ?

'વખતે કહે. ઘણું કરીને તો ના કહે'

'પણ વખતે પણ કહી દે ખરોને ?'

'ભાન ઠેકાણેના હોય કે વાતે ચ્હડયો હોય તો કહીદે.'

'તો પછી ત્હેનો વિશ્વાસ શો ? !'

'પરંતુ જે વાત છાની રાખવાની હોય તે તે છાની રાખી શકે છે.'

'પણ આ વાત છાની રાખશે ?'

'કેમ નહી ?'

'તે કહી દીધાથી ત્હેને શો ગેર લાભ !'

'ગેર લાભ ! તેનો જણાતો નથી. પરંતુ આપણું ખરાબ થાય ત્હેમાં તે રાજી હોય ?'

'આપણોને ત્હેને સબંધ શો ! ત્હેને આપણી ગરજ શી.'

'કેમ ?'

'આપણું ખરાબ થાય તો ત્હેમાં ત્હેનું શું જવાનું છે ?'

'એક વખત ત્હેને મ્હારો કહ્યો પછી તે તેને મુકે એવો નથી.'

'અરે ત્હેનું નામજ જવાદો' ને આશકત અને મદીરામસ્ત લોકોનો વિશ્વાસ કરવો નહી. કામી કામનીની પાસે લુબ્ધ થઇ તન મન ધનની ખુવારી કરે છે. મદીરા પાનમાં પણ તે તન મન ધનની ખુવારી કરે છે, બન્નેના સેવન કરનાર અંધ બને છે, બુદ્ધિ ભ્રષ્ટ થાય છે; તે જાણો છો ના.'

'ભુપસિંહ કામી તો ખરો પણ મદિરા લેતો નથી ?'

'ત્હેની શી ખાત્રી ?'

'વાત ચીત અને શરીર.'

'ત્હેની વાતચીતમાં ક્યાં ઢંગધડો હોય છે. ત્હેનું શરીર તો નહાનપણથી કસાયલું છે તેથી અતિ કામી છતાં ત્હેના શરીરમાં કશો પણ ફેર પડતો નથી,'

'પણ તે મદિરા લેતો હોયતો કેટલા દીવસ સુધી છુપુ રહે' ?

'જન્મારા લગણ.'

'અશક્ય. !'

'કારણ ?'

'તે વાત છુપી રહી શકેજ નહી.'

'પણ ભુપસિંહ રાખી શકે છે ને ?'

' ભુપસિંહ મદિરાપાન કરતો હોય તો તે જરા પણ છુપુ રહી
કે નહી. '

મ્હને તો ખાત્રી છે કે તે મદિરા પાન કરતો હોવો જોઇએ.

' મ્હારો તેથી ઉંધો અભિપ્રાય છે. '

હશે. ત્હેમાં આપણે શું ? '

' પરંતુ કોઇની પાછળ આપણે ભુંડું નહી બોલવું જોઇએ. '

' ઠીક. હવે આપણે શું કરવું ? '

' આપ કહોને. '

હું ત્હમને પુછુંછું. ત્હમે સૈન્ય ત્હમારી સત્તામાં રાખી શકશો ? '

' બની શકે ત્યાં સુધી. '

' એમ કેમ ? '

' સૈન્ય અધર્મી કાર્યમાં આપણને વખતે મદદ ન આપે ? '

' ત્હમે શા અધર્મ સારૂ સૈન્યની વાત કહાડી ધારો છો. '

' રાજ્ય લેવાને. '

' ત્હેમાં સૈન્યનું બહુ કામ નહી પડે. મુસલમાનો વખતે મ્હને કબુલ ના કરે અને સૈન્ય મોકલે તો ત્હેના સ્હામા થવા માટે સૈન્યની જરૂર પડે. '

' પણ ત્હમે રાજ્યજ શી રીતે લઈ શકાશો ? '

' હું રસ્તો બતાવું ? '

' હા. '

' રણમલ ક્યાં છે ? '

' સુબા પાસે ગયો છે. '

' વસંતદેવ ક્યાં છે ?

' પત્તો નથી. '

રણમલ્લ કે વસંતદેવ એમાંથી એકે રાજનગરમાં છે ? '

' ના. '

' અત્યારે રાજ્યતંત્રનો મુખ્ય કોણ ? '

' ભુપસિંહ ? '

' ભુપસિંહનું ભાન ઠેકાણે છે ? "

' કેમ નથી ? '

' હું પુછુંછું ત્હેનો ઉત્તર દો. '

' તે જરા રાજખાને શોકેજ ભાન ખસી ગયેલું કહોતો ચાલને ?

નહી તો બોલવા ચાલવામાં તો ભાન દીસે છે.'

'પણ ક્યાં? દરબારમાંને?'

'હાજતો ત્યાં જો ડાગલી ચસકી હોય તો બરાબર બોલે નહી.

'હા. ભાનમાંજ બોલે છે, તો તે આપણી જોડે કપટ નહી રમતો હોય?'

'શું!'

'આપણે ત્હેને ગાંડામાં ગણી કહાડીએ અને તે પોતાનો તેથી સ્વાર્થ સારી લે!'

'એના મનની વાત આપણે શી જાણીએ?'

'ત્હેનું મન પરખાય એમ નથી?'

'હા.'

'તો હવે કરવું કેમ?'

'આપ કહો તેમ હું તો આપ કહેશો તે દરેક વાત ખુશીથી કરીશ.'

'તો રણમલ્લનો ઘાટ ઉતારીશું?

'શું?'

'રણમલને શૈલપુરમાં આવવા દેવો નહી.'

'પણ તે બને કેમ?'

'જીવતો રહે તો ને?'

'તો શું ત્હેનું ખુન કરવું?'

'હા.'

'શી રીતે!'

'રસ્તે પાછા આવતાં.'

'પણ તેથી ફાયદો?'

'ગેર ફાયદો?'

'પ્રાણ હત્યા!'

'અહો હો! ત્હમે પ્રાણ હત્યાથી ક્યારના ડરતાં શીખ્યા?'

'પણ વગર કારણે? આપણું ત્હેને શું બગાડયું છે.'

'બગાડયુ નથી તો સુધાર્યું છે?'

'ત્હેને પોતાનો ધર્મ બજાવ્યો છે.'

'શો'

'રાજ્ય ધર્મ! ત્હેને પોતાને હસ્તક વહીવટ થતું રાજ્ય સારી

પેઠે ચલાવવું જોઇએ. ત્હેનાથી તે રાજ્ય બીજાને કેમ અપાય ? '

' કેમ નહી ? '

' તે લુણ હરામી બને ? '

' ત્હેમાં લુણ હરામી શાના ! રાજ્યનું ભલુ તાકવું તે સૌનો ધર્મ છે. '

' તો શું વસંતદેવ ના લાયક છે ? '

' સત્તર વખત. ભુપસિંહ પણ ના લાયક છે ? '

' તો લાયક કોણ ? તમે. '

' હા. '

' ત્હેની સાબીતી? '

' મ્હારા શબ્દ. '

' ત્હમારા શબ્દ કેમ મનાય ? '

' કેમ ના મનાય ? '

' વરને કોણ વખાણે ? ત્હેની મા ? '

' ત્હેના સાસુ સસરા પણ વખાણે ! '

' એમ ! તો ત્હમે શેમાં આવ્યા. '

' ચાલો ત્યારે વખત ગુમાવવા કરતાં કામ કરો '

' શું કરવું ? '

' રણમલનો ઘાટ ઉતારવો કે કેમ ? '

' રણમલ વિશે પછી વિચાર ! આપણે રાજ્ય કયારે હસ્તક લેવું?'

' જેમ બને તેમ જલ્દીથી. '

' ભુપસિંહ છે ત્યાં સુધી રાજ્ય મળવું મુસ્કેલ છે. અત્યાર સુધી રણમલ એકલા સાથેજ આપણે ટકકર લેવાની હતી હવે બંનેજણ સાથે ટકકર લેવાની છે '

' તો ભુપસિંહને પહેલો દૂર કરશું ? '

' તે ત્હમારી ઇચ્છા. હું ત્હમારી આજ્ઞા પ્રમાણે કરવા બંધાયલોછું પરંતુ ' તે અચકયો.

' શું ?'

' કાંઇ નહી. '

' તો કેમ અટકયા ? '

' હું કહું છું કે આમાં સાર નીકળવાનો નથી. '

' કેમ ? '

'ભુપસિંહ હતો ત્યાં સુધી આશા હતી, હવે જરાએ નથી '

'એટલામાં ના હિમત શું થઈ જાઓ છો, હજુ તો કેટલા કામ કરવાં છે. '

'આપણુંને તો આશા નથી '

'અરે ! બધીએ છે. પુરૂષ પ્રયત્ન હોય તો ઇશ્વર કૃપા છે '

'શું ઇશ્વર છે ! '

'કેમ નથી !'

'હોય તો ત્હમને અને મ્હને અહાવી બુદ્ધિ આપે ?'

'ઉઠરે ! બુદ્ધિવાળા. આપણે આપણું કામ કરોને. '

'શું કરશું? '

'મ્હારો વિચાર એમ છે કે ભુપસિંહના મ્હેલપર એકદમ છાપો મારવો. '

'છાપો !'

'હા '

'શા માટે ?'

'પુરૂ સાંભળો તો ખરા ! '

'ત્હેના મ્હેલપર છાપો મારી ભુપસિંહને કેદ પકડવો. અને પછી કોઇ એવે ઠેકાણે ગુપ્ત રાખવો કે કોઇને ખબર પડે નહી મ્હેલમાંજ નજર કેદ રાખીએ તો? '

'હું તો ચીઠ્ઠીનો ચાકર ! ત્હમારી આજ્ઞા પ્રમાણે હું કરીશ '

'ઠીક ત્યારે તે કરો ! તાકીદે કરો અને પછી પાછા ફરો અને મ્હને મળો. '

'હ્યો તો આ નક્કિ.'

'હા નક્કિ થયું.'

'હું જાઉછું. '

'હા જાઓ અને કામ સફળ કરીને આવો. ભુપસિંહને કેદ કર્યા પછી આવતી કાલેજ રાજ્યપદ હું ધારણ કરીશ. '

'મુસલમાન લોકોનો વિચાર કર્યો ? '

'કરી મુકયો છે. ત્હમે ત્હમારૂં કામ કરો. મુસલમાનો આવશે ત્યારે તે વખતની વાત છે.'

'ઠીક ત્યારે જાઉ છું બાપું '

'હા. બા ! જાઓ ઇશ્વર ત્હમને સ્હાય આપે ! '

'આપની કૃપાથી હું કાર્ય પાર ઉતારી આવીશ.'

'ઇશ્વર કૃપાથી કહો! હું શું કરી શકું એમ છે?

'લ્યો ત્યારે રજા દીયો.'

'જાઓ જય રામ.'

'રામ રામ'

'રામ રામ' બન્ને છુટા પડયા.

# પ્રકરણ ૩૦.

## તિક્ષણુ તલવારનો ઘા!

રાત્રે પ્રધાન અને સેનાપતી સાથે ભુપસિંહને મુલાકાત થઇ ત્યાર બાદ ભુપસિંહ એકલો પોતાના મકાનમાં બેઠો હતો. ત્હેને વિચારવા માંડયું.

"પ્રધાન અને સેનાપતી નિરાશ બની ગયા. રણુમલને મ્હેં અત્યાર સુધી ઓળખ્યો નહોતો. તે ઘણોજ સારો માણુસ છે એમ મ્હને ખબર નંહતી. પ્રધાન વગેરે જે કહેતા હતા તે ઉપરથી હું સઘળા અભિપ્રાય બાંધતો હતો. પણુ હવે ત્હેના સદ્ગુણોનો આભાસ થાય છે.

'ત્હેને મ્હને કહ્યું કે મ્હારે તમને રાજકારભારમાં ભેળવવાનો કેટલા દીવસથી વીચાર હતો પણુ અમુક કારણોને લીધે હું તેમ કરી શકયો નહી—અથવા મ્હેં ત્હમને કારભાર સોંપવાનું યોગ્ય ધાર્યું નહી! આથી ત્હેનો શું મત હતો તે હું જાણી શકયો નહી. પરંતુ જો હું ખટપટમાં પડયો હોત નહી તો કયારનીએ ગાદી મ્હને મળી હોત. પણુ તે સઘળું આ ભુપસિંહે! પોતાની મૂર્ખાઇથી—પોતાની ભુલથી સ્વાર્થીઓના ચઢાવવાથી—ખોયું. જો મ્હને—'

'વસંતદેવનો વિચાર શો? રણુમલે કહ્યો તે વિચાર હોય તો હું વસંતદેવ તરફ કેવો બેકદર! તે મ્હને પોતાના પુત્ર જેવો ગણે અને હું ત્હેના મુળીઆં ઉખેડી નાંખવા યત્ન કરૂં તેજ વાત મ્હને સાલે છે.'

'હું મૂઢ કશું ચેત્યો નહી અને મ્હેં ખરેખરી ભુલ કીધી. હવે જે થાય તે ખરૂં.'

પ્રધાનને ખોટુ લાગ્યું! તે ભયંકર માણુસ છે! એ હું જાણું છું. તે ગમે તેવો દૂષ્ટ બુદ્ધિનો હોય ત્હેમાં આપણુને શું? તે કરી કરીને શું

કરશે ? ત્હેના હાથમાં સત્તા શી ? પણ સેનાપતિ ! તેની આશા નિરાશા થવાથી આપણને નુકશાન ઘણું છે, તે જો ખુશી નહી હોય તો સંકટ સમયે સ્હાય કરનાર સૈન્ય નહી મળે.

' રણમલ સુબાના બોલાવવાથી ગયો. પણ ત્હેમાં ભારે ભેદ છે. એમ તે કહેતો હતો તેમજ નહી પણ મ્હને એમજ લાગે છે. આ રાજ ખટપટની સઘળી બાબત જરૂર સુબાને પડી હોવી જોઇએ અને તેમ થતાં તે બાબતની તપાસ કરવા ? રણમલને બોલાવ્યો હોવો જોઇએ એમ સઘળાનો તર્ક છે. મ્હને પણ એમજ લાગે છે. વખતે ભૂભક્ષક મુસ-સલમાનો રાજ્ય લોભની લાલચે શૈલપુર ઉપર ચ્હડી આવે તો ! કરવું કેમ ? તે વખતે સેનાપતીની જરૂર જરૂર પડવાની, આથી ત્હેને હાથમાં રાખવો અગત્યનો છે.

રણમલ ! તું શી રીતે સઘળી ખટપટનો વાકેફગાર થયો. ગુપ્તાની જરા સરખી વાત પણ તું શી રીતે લાવી શકયો. તે આશ્ચર્ય ! ત્હારી ખુબીની બલીહારી ! મ્હેં કદાપી ત્હને આહાવો ચતુર ધાર્યોજ નહોતો. હું ત્હને તદ્દન ભોટ ધારતો હતો. ત્હારી સઘળી ખબરો જાણી હું ઘણોજ ચકિત થયો. '

હવે શું કરવું ! ત્હેના વીચાર કરતો ભુપસિંહ નિંદ્રાવશ થયો.

* * * * *

સૂર્ય દેવતાએ પોતાના સારથી અરૂણને પોતાનું આગમન સુચવવા મોકલ્યા બાદ પોતાનો પ્રકાશ પાડયો.

શૈલપુરમાં પ્રભાત આજની પ્રભાત સર્વને આનંદમય લાગે છે. વર્ષા-રૂતુ હોવાથી આકાશમાં વાદળાં હોવાથી થોડીવાર ઉકળાટ થાય છે અને થો-ડીવાર પાછો પવન સુસવાટ કરતો આવી પહોંચી લોકોને ટાઢક લગાવે છે મોરના સ્વર આખા નગરમાં ઠેક ઠેકાણે સંભળાય છે અને લોકોની ખાળો પાસે દેડકાનો ડેંડુકાર સ્વર સંભળાય છે લોકો આજ વરસાદની આશા રાખે છે. બાળકો અત્યારે શાળાભણી અધ્યયન કરવા જતા ભાસે છે. બ્રાહ્મણો પવિત્ર ભોગાવતી નદીમાં સ્નાન નિમિત્તે જાય છે. યુવતીઓ માથે બેડાં મુકી નદીએ પાણી ભરવા જાય છે. દુકાનદારો પોતાની દુકાનો ઉઘાડી પોતાનું નીત્ય કર્મ શરૂ કરે છે.

સર્વત્ર શાંતિ છે. સર્વ કોઇ આનંદમાં છે એમ નથી. કેટલેક ઠેકાણે હર્વનો આનંદ છે કેટલે સ્થળે મૃત્યુંનો શોક છે, પરંતુ આ સમયે હર્ષ અતિશય ભાસે છે. ઠેર ઠેર નજર નાખતાં બાલકોની નિર્દોષ રમતો અને

આહલાદક શ્હેરામાં જોઇ મન આનંદ પામે છે.

નગરના દક્ષીણ દરવાજા પાસે ગરબડાટ છે. રાજ્યનું સૈન્ય તૈયાર થાય છે. આ વાત લોકોને ખબર પડતાં હાહાકાર થાય છે. લોકો સૈન્ય શામાટે તૈયાર થાય છે તે બાબતથી તદ્દન અણજાણ છે. તઓ પોતાની બુદ્ધી પ્રમાણે ભિન્ન ભિન્ન તર્કો ઉઠાવે છે.

લશ્કરનું એક પણ મનુષ્ય લશ્કર કયાં જનાર છે તે જાણતું હોય તેમ લાગતું નથી. કારણ કે દરેક જણ પોતાના સોબતીને લશ્કર કયાં જવાનું છે તે પુછે છે અને દરેકને ' હું જાણતો નથી ' એજ જવાબ મળે છે.

સૈન્ય બરોબર સજજ થયું, કે સેનાપતીએ ત્હેને ચાલવાની આજ્ઞા આપી. આજ્ઞા મળતાંજ સૈન્ય ચાલ્યું. નદીના પ્રવાહની માફક વાંકેચુંકે રસ્તે થઇને સૈન્ય નગરના મધ્ય ભાગે આવ્યું. સૈન્યની ગતી જોવાને સારૂ નગરનું દરેક મનુષ્ય કાં બાળ કે વૃદ્ધ-સર્વેજણ ઉત્સુક હતા પરંતુ તે સૈન્ય કયાં જાય છે તે પ્રશ્નનો ઉત્તર કોઇને મળી શકતો નહી. '

સૈન્ય પાછું ચાલ્યું તેને ભુપસિંહના મકાન આગળ અટકાવવામાં આવ્યું આથી ભુપસિંહ ભડકયો.

પ્રભાતમાં ઉઠી રણમલે આપેલો વિશ્વાસ શી રીતે અદા કરવો તે બાબતનો વિચાર કર્યો હતો. અને તે આ વખતે દરબારમાં જવાની તૈયારી કરતો હતો. એકાએક શોર બકોર થવાથી તે આશ્ચર્ય પામ્યો અને ત્હેની ખબર કહાડવા માણસ મોકલ્યું જેનાથી ખબર મળી કે સેનાપતિ ભુપતસિંહ સૈન્ય સહીત આસપાસ ફરી વળ્યો છે. ત્હેનો ઇરાદો મ્હેલમાં પેસી ભુપસિંહને કેદ કરવાનો હતો.

ભુપસિંહ સ્તબ્ધ થયો ! સેનાપતિ આટલી હીંમત ચલાવશે એમ ત્હેણે સ્વપ્ને પણ ધાર્યું હતું નહી. એકાએક. અણચીંતવ્યું આવી વખતે ઘેરો ઘાલી ભુપસિંહને પકડવા આવશે ! એવો ખ્યાલ પણ ત્હેને કદી થયો નહતો. અરે ! ખ્યાલ તો શું પણ ત્હેના મનમાં તેવી વાત કદી પણ જગ્યા કરી શકે એમજ નહોતુ કારણ કે સેનાપતિને શુદ્ધ રજપુત ધારતો હતો અને તે આવું અધર્મ અને અનીતીનું કર્મ કરે એ અસંભવીત લાગતું હતું ગમે તેમ હોય પણ ત્હેને આ વાત સાંભળી કૌતુક થયું અને તે આ જગતના મનુષ્યોની ક્ષણીક વૃત્તિઓનુ ભાન કરી હસવા લાગ્યો.

થોડીવારે ભુપતસીંહ પ્રધાનનો હુકમ લઇ આવ્યો ત્હેમાં નીચે

પ્રમાણે લખેલું હતું.

" ઠાકોર ભુપસિંહ જે આ રાજ્યનો ઠાકોર છે, ત્હેણે ભેદમાં ભોળ-વી રણમલસિંહને કાંઇ ગુમ કરેલો છે, તથા પોતે રાજ્યનો કુલ અખત્યાર રાજ્યની કાંઈ પણ સત્તા શીવાય લીધો છે, તેથી તે રાજદ્રોહી બનેલો છે માટે આ ઉપરથી સેનાપતી ભુપતસિંહને આજ્ઞા કરવામાં આવે છે કે જ્યાં સુધી ત્હેનો ન્યાય થાય નહી ત્યાં સુધી ત્હેને દેખરેખમાં રાખવો.

સહી, વિજયદત્ત.

આ વાંચી ભુપસિંહ વિકાળ નાગની માફક ફુંફાડા મારી ઉભો થયો અને કહ્યું "વિજયદત્ત પ્રધાનને પકડવાનો હુકમ કરવાની સત્તા કોણે આપી છે. તે ત્હારા સેનાપતિને પુછી આવ. '

' જી જે મુજબ આજ્ઞા છે તે પ્રમાણે કરવાનો હુકમ છે. આપ આ હુકમને લીધે અમારા કેદી છો. '

' ચલ જા તું તારા સેનાપતીને મોકલ. '

' જેવી ઇચ્છા. '

ભુપતસીંહ પોતાના થોડા માણસ સાથે અંદર આવ્યો. ત્હેને ભુપ-સિંહે પુછયું "ભુપતસિંહ"

નીચું માથુ રાખી તે બોલ્યો 'જી'

' આ શું ધાર્યું છે ? '

' ઉપરીની આજ્ઞા, '

' કોની આજ્ઞા.'

' પ્રધાનજીની. '

' ત્હેને આજ્ઞા આપવાનો શો અધીકાર ? '

' તે મને કશી ખબર નથી. હું ચીઠ્ઠીનો ચાકર છું. આપ અમારા કેદી છો. '

' પ્રધાનને આવી મતી કોણે સુઝાડી ?

' તે તો મ્હારે જાણવાનું નથી. હું મ્હારૂ કામ કરૂ છું. આપ શરણ થાઓ. '

' પણ બીન અખત્યારે. '

' આ હુકમ. '

' હુકમ કોનો છે ? '

' પ્રધાનજીનો. '

' ત્હેને શો અખતીયાર ! '

' અમાત્યની ગેરહાજરીમાં તેમનો હુકમ પાળવાની મ્હારાજાની આજ્ઞા છે. '

' તેની મારે કશી જરૂર નથી. પણ અમાત્યે મ્હારો નીમ કર્યો છે તે તમો જાણો છો ? '

' સઘળું જાણીએ છીએ. '

' તો ત્હમે શા અધિકારથી સૈન્ય સજી તૈયાર થયા ? '

' પ્રધાનજીની આજ્ઞા. '

' પણ ત્હમારે માનવાની કાંઇ જરૂર ? '

' કેમ નહી ! તેમની ન માનીએ તો કોની આજ્ઞા માનીએ. '

' રાજ્યનો અધિકારી કોણ ? '

' પ્રધાન. '

અમાત્યે મ્હને નીમેલો છે. '

' અમાત્ય નીમ કરી શકતો નથી મહારાજા નીમ કરી શકે છે. '

' પણ મ્હારાજાની ગેરહાજરીમાં રણમલની આજ્ઞા પાળવા ત્હમને ફરજ છે કે નહી ? '

' તે છે. '

' તો ત્હમે મ્હને સોંપેલો-ભર કચેરીમાં આપેલો અખત્યાર ના કબુલ કેમ કરો છો ? '

' અત્યારે વાદવિવાદનું કારણ નથી. આપ શરણ થાઓ. '

' ભુપસિંહ એક રાતમાંજ સઘળુ વીસરાઇ ગયું ? '

' અલબત '

તેનું કારણ ? '

' આપ પોતે '

' મ્હેં ત્હમારૂ શું બગાડયું '

ત્હમે શું સુધાર્યું. '

' ત્હમારો ગુન્હો કહો શો કર્યો ? '

' અંતકાળે ફસાવ્યા. '

' શાથી ફસાવ્યા ? મ્હેં આપણી વાત કોઇને કહી નથી અને તે કોઇ જાણતું નથી અને તે કદી જાણશે નહી ? '

' એ ગમે તેમ હોય પણ આગળ નહી જણાય ત્હેની ખાત્રી ? '

' મ્હારા શબ્દ '

'તે કેમ મનાય ?'

'કેમ ના મનાય ?'

'અત્યાર લગણ જેને હજારો આશા આપી અને અંત સમયે ફરી ગયા તે માણુસનો વિશ્વાસ કેમ રખાય ?'

'ત્યાં ત્હમારો વિશ્વાસ કોણુ રાખશે ?'

'અમારે ત્હેની ગરજ નથી. શરણુ થઇ માનભેર ચાલો ?'

'ક્યાં લઈ જશો ?'

'ગમે ત્યાં !'

'તે નહી ચાલે. ત્હમારે મ્હને ઠેકાણું કહેવું પડશે ?'

'તે કહેવાને અમો બંધાયલા નથી.'

'સત્તર વાર. ત્હમે બંધાયલા છો.'

'હું તે જાણુતો નથી.'

'ભુપતસિંહ હું ઠાકોર ભુપસિંહ છું ?'

'તે હું જાણું છું.'

'ભવિષ્યનો શૈલપુરનો રાજા છું.'

'ભવિષ્ય કોને દીઠું છે ?'

'તો કશો ઉપાય ?'

'શેનો ?'

'બચવાનો ?'

'કાંઇ નહી. ત્હમારે શરણુ થવું પડશેજ.'

'હું શરણુ નહી થઉં તો ?'

'તો જોર જુલમથી લઇ જઇશું ?'

'ત્હમને પુછનાર કોઇ નહી મળે ?'

'આ ભવમાં તો નહી.'

'ત્હમે દુષ્ટ છો, અધમ છો ?'

'અમે ગમે તેવા છીએ પણુ ત્હમારે શરણુ થવું છે કે નહી ?'

'હું કદી પણુ શરણુ થવાનો નથી.'

'તો અમારે જુલમ કરવો પડશે ?'

'રજપુતને ત્હમે કાંઈ કરી શકશો નહી ?'

'અરે એવું અભિમાન જવા દો.'

'ભુપસિંહ ?'

'ભુપસિંહે જવાબ આપ્યો નહી ?'

' ત્હમને મ્હારે મિત્ર તરીકે–'

' મ્હારા ત્હમે મિત્ર નથી પણ શત્રુ છો. ત્હમારે મ્હારી સાથે મિત્રતા રાખવી નથી.'

' હું પણ ક્યાં મિત્રતાનો દાવો રાખુ છું. જેટલો ત્હમારે જગતનો ખપ ઓછો છો તેટલોજ મ્હારે પોતાને જગતનો ખપ છે.

' તુ વિશ્વાસઘાતી થઇશ!'

' કોની જોડે ?'

' ત્હમે વિશ્વાસઘાતી છો.'

' હું વિશ્વાસઘાતી ? આ ઠાકોર ભુપસિંહ વિશ્વાસઘાતી! આ શબ્દ બોલતાં નફ્ટ ત્હને લાજ નથી આવતી ? જેનું ત્હેં અત્યાર લગણ ખાધું ત્હેનુંજ ખોદવા બેઠો છે?'

' બસ હવે લવરી બંધ કરો. અને એકદમ હુકમને આધિનથાઓ.'

' મ્હારાજા અથવા રણમલને આવવા દો.'

' તે ત્હમારી સાથે આવશે.'

' ક્યાં ?'

' જ્યાં ત્હમે જશો ત્યાં ?'

' ક્યાં ?'

' કેદમાં.'

' એવું અંધેર કેમ ?'

' કેમ ના ચાલે ?'

' કોઇ જોનાર નથી.'

' જોનાર ઉંચે છે.'

' ત્હેનો ભય ત્હમને જરા પણ લાગે છે.'

' શા માટે ભય લાગે ?'

' આવા દુષ્ટ કૃત્યોથી.'

' અમો દુષ્ટ કૃત્યો કરતા નથી.'

' તો આ સઘળુ ઉપાસણ કોણે કર્યું.'

' શું કર્યું ?'

' રાજખટપટનું.'

' ત્હમે.'

' મ્હેં જરાકે નહી પ્રથમ વાત કોને ખોધી હતી ?'

' મ્હે કહી હતી મ્હેં. જાઓ. પછી કંઇ હવે શરણુ થાઓ.'

' નહી થવાય. '

' જોર જુલમ કરવો પડશે. '

' શા માટે. '

' ત્હમને વગર ભાડાની ઓરડીમાં મોકલવા. '

' આ શો જુલમ ! '

' ગમે તે કહો ! ત્હમારૂ કોઇ સાંભળનાર નથી. '

' હું વચન આપુ છું કે હુ કશી વાત રણુમલને મ્હોડે કહીશ નહી.'

' જરૂર. '

' જરૂર. '

' જોજો પાછુ પાછુ ફરે. '

' અમારાથી કશું પાછું ફરતુ નથી.

' ત્હેનો અમને અનુભવ છે, '

' શો અનુભવ છે ? '

' અબી બોલ્યા અબી ફોક જેવો ત્હમારો ધાટ છે '

' તો તેમ જાણુતા હતા તો અમારી સંગત શું કામ કરી ? '

' ભુલ કરી '

' તે સુધારવી જોઇએ '

' તે સુધારીએ છીએને ! '

' કયાં ? '

' આ શું થાય છે ? '

' શું શું થાય છે ? '

' આ ત્હમને કેદ કરીએ છીએ '

' મ્હને અંહી રહેવા દોને. '

' એમ નહી બને. આપ આપના દાસ દાસીઓ નોકર નફ્ફર સર સામાન વગેરે લઇ રાજ મઢીમાં રહો '

' જેવી ઇચ્છા હું મઢીમાં જઇશ અને પછી વિચાર કરીશ. '

ભુપસિંહ ધારતો હતો કે પોતાના તાબાના આદમીઓ પોતાના સ્હામા થશે નહી. પરંતુ જ્યારે તે પ્રત્યક્ષ બન્યુ ત્યારે પોતે લાચાર બન્યો અને પોતે સેનાપતિની સાથે રાજ મઢીમાં ગયો.

'રાજમઢી ભોગાવતિ નદીના કિનારા તરફના દરવાજા પાસે હતી. તે મકાન ભવ્ય હતું. આ મઢી વસંતદેવના વડીલાઓ ગ્રિષ્મ રૂતુ વખતે હવાદાર મકાન તરીકે વાપરતા હતા. અને વસંતદેવ પણુ અમુક સમય સુ-

ધી વાપરતા હતા. પરંતુ પોતે જ્યારથી પોતાનો માનિતો વસંત મ્હેલ ભોગાવતીના કીનારે બંધાવ્યો ત્યારથી રાજ મઢી તદ્દન ખાલીજ હતી. વખતે કોઇ આજુ બાજુના રાજા, ઠાકોર વિ. રાજાની મુલાકાતે આવે ત્યારે તેમને ઉતરવા સારૂ આ મઢીમાં સોઇ કરી આપવામાં આવતી હતી આ શીવાય કોઈ કોઇ વખત આ મઢી આગળ રવિની કસરતો થતી હતી.

આ મઢીમાં પેસતાં એક મ્હોટી પથ્થરની કમાન હતી. તે એટલી મ્હોટી હતી કે અંબાડી સહિતના હાથીને પેસતા જરા પણ મુસ્કેલી નડતી નહી. અંદર પેસતા ડાબે હાથ મકાનોની હાર આવેલી હતી. આ મકાનો રાજાના ખીજમતદારોને માટે રાખેલા હતા. પરંતુ હાલમાં તેમાં વસ્તિ જરા પણ નહતી. ડાબી બાજુએ મ્હોટું ચોગાન હતું. અને ચોગાન તરફ વળતા જમણી બાજુએ મ્હોટી અડાલી હતી જેમાં સાઠ હજાર માણુસોનો સમાવેશ થઇ શકે એમ હતું. સ્હામી બાજુએ ટકોરખાના બેસાડવાની જગ્યા હતી. અને ડાબી બાજુએ રાજાનો મ્હેલ હતો. આ મ્હેલ સારી હાલતમાં નહોતો. ત્હેની વપરાશ ઘણીજ થોડી હોવાથી રાજ્ય તરફથી ત્હેની સંભાળ થોડી લેવાતી હતી આ મ્હેલની પછીત ભોગાવતી નદીના કીનારે પડતી હતી.

આ મઢીમાં ભુપસિંહનો પોતાના સઘળા માણુસો સાથે વાસ કરાવવામાં આવ્યો.

× × × × ×

પ્રભાતમાં પ્રધાને લશ્કર મોકલ્યું ત્યારપછી પોતે પોતાના મકાનમાં વિચાર કરતો બેઠો હતો.

" ભુપસિંહને તો કેદ કર્યો. હવે કરવું શું ? વસંતદેવનો પત્તો નથી તેથી તે હમણા આવી શકે એમ નથી તેથી ત્હેની ફીકર જરા પણ કરવાની નથી. રણમલ સુબા પાસ ગયેલો છે તે પણ થોડા દીવસ સુધી આવી શકવાનો નથી. તે હજુ આઠ દસ દીવસે આવી શકશે તે પ્હેલાં અહીં કેમ કરવું તેનો વિચાર કરવાનો છે.

" મ્હારી આશા છે તે પુરી કરવી. હા પુરી તો કરવી પણ ત્હેમાં ટેકો કોનો ? રાજ્યના ભાયાતો મ્હને કોઇ દીવસ ગાદી મેળવવામાં મદદ આપે નહી. અરે મદદ તો શું ? પણ અંતઃકરણથી મ્હને ધીક્કારે એટલુંજ નહી પરંતુ મ્હારૂં ખરાબખસ્ત કરવા તત્પર રહે. આ હું જાણું છું તો હવે કરવું કેમ ?

" રણમલ્લની હવે જરા પણ બ્હીક રાખવાની નથી. ત્હેનો ઘાટ રસ્તામાંજ થશે. વસંતદેવ વખતે આવી પહોંચશે તો ત્હેની પણ તેજ દશા. રતિસુંદરી મરણ પામી એમાં જરૂર કાંઇ શક નથી અને જો તેમ જ હશે તો વસંતદેવ પાછો આવશે નહી. રાજ્યનો પાસેનો વારસ એકલો ભુપસિંહ. તે થયો છે કેદ. પરંતુ તે જ્યાં સુધી જીવતો છે ત્યાં સુધી આ વિજયદત્ત રાજગાદી પર અભય નહીજ તેથી ત્હેનો પણ ઘાટ કરવોજ.

" આ સારૂ સેનાપતિ આવશે ત્યારે વચાર કરશું. પરંતુ પછી કરવું કેમ ? આખું કચેરીમંડળ મ્હારા સ્હામુ નહી થાય એ સત્ય છે પરંતુ ઘણો ભાગ મ્હારા સ્હામા થશેજ. અને તેઓ મ્હારા સ્હામા કાવતરાં કરવાનાજ. આ કાવત્રાને હું પુરો પડી શકીશ કે કેમ તે પ્રશ્ન છે.

" મ્હારી પાછી ભુલ થઇ. નગરશેઠને કહ્યું પણ પુછ્યું નહી. વાણીઓ ગમે તેવો છે તદપિ પોતાના પૈસાથી આપણને તો મદદ મળતી હતી અને ત્હેનો પૈસો આજ ઘણો કામ આવત તે હું જાણું છું. કાલ રાત્રે ત્હેને બોલાવી સલાહ લીધી હોત તો ઠીક પડત. તે મ્હારા મતને મળતો આવતજ કારણ તે પોતે સ્વતંત્ર રીતે વિચારી શકતો નથી અને તેમ હોવાથી હાએ હા કહ્યા કરે.

" આજ નગરશેઠને બોલાવેલ છે પરંતુ તે આવીને શું કરશે ? હું ત્હેને શો જવાબ આપીશ ? એ તો ગમે તે અપાશે અને ત્હેને સંતોષ થશે પરંતુ ત્રણ જણ મળ્યા વગર કશું થઇ શકવાતું નથી—"

વરદી આવી કે નગરશેઠ આવે છે.

પ્રધાને આજ્ઞા આપી અને પોતે સ્હામો તેડવા ગયો.

નગરશેઠની મુખાકૃતિ આજ નિત્ય મુજબ નહતી. આજનો બનાવ ત્હેણે જાણ્યો હતો. પ્રધાન તથા સેનાપતિએ એકલા મસલત કરી ભુપસિંહને ફસાવ્યો. તેથી ત્હેણે હર્ષ કે શોક જરા પણ નહોતો તદપિ પોતાને કશું પણ પુછ્યું નહી તેજ ત્હેના મનમાં ખોટું લાગેલું હતું. ત્હેના મનમાં વ્હેમ હતો કે પ્રધાન અંતે આમ કરશે અને તે આજ ખરો નિવડ્યો. સ્હવારમાં ભુપસિંહ રાજમહીમાં ગયો ત્યારબાદ પોતાને તેડવા પ્રધાન તરફથી માણુસ આવ્યું તેથી ત્હેને શંકા થઇ અને ભય ઉપજ્યો. ખરાબ માણુસની સોબત કરતાં વિચાર નહિ કરનારા મનુષ્યો જેવા તે સોબતને લીધે પસ્તાય છે તેવી રીતનો પશ્ચાતાપ ત્હેના મનમાં થયો. પરંતુ સાપે છછુંદર ગળ્યા જેવો ઘાટ હોવાથી ન છુટકે ત્હેને ત્હેમના ભેગા રહ્યાવગર ચાલે એમ નથી એમ ત્હેની ખાત્રી થઇ અને ગમે તે થાય એમ કર્મ

ઉપર આસ્તા રાખી શેઠ પ્રધાનને ત્યાં આવ્યા હતા. મનમાં અનેક તરંગો ઉઠતા હતા. આજે ત્હેને પ્રધાનની મુખમુદ્રા ઉપર પણ અજબ ફેરફાર ભાસતો હતો.

માણસનું મન જ્યારે અમુક ચીજ તરફ દોરાયલું હોય છે અને જ્યારે ત્હેનીજ સંકલના મનમાં રહેલી હોય છે ત્યારે દરેક ચીજમાં પોતાનીજ ચીજ જુએ છે. આ નીયમ મુજબ શેઠને વ્હેમ હતો અને તેથા તે વ્હેમની દૃષ્ટિથી પ્રધાનને જોતો હતો. પ્રધાનના મુખ ઉપર જો કે જરા પણ ફેર નહતો. તદપિ ત્હેને ત્હેમાં ફેર લાગતો હતો.

પ્રધાન અને તે ભેટયા અને બેઠા.

‘ કેમ શેઠ ? ’ પ્રધાને પુછ્યું.

‘ ઠીક ભા. મ્હને કેમ હાકર્યો હતો. ’

‘ ત્હમે જાણો છોના ? ’

‘ શું ? ’

‘ રોજની મસલત. ’

‘ શા વિશેની ? ’

‘ શૈલપુરના રાજ્યની. ’

‘ ભુપસિંહ આવવાના છે ? ’ શેઠે ગંભિરતાથી પુછ્યું.

‘ કયાં ? ’

‘ અંહી. ’

‘ શું કામ ? ’

‘ મસલત સારૂ. ’

‘ ભુપસિંહનું શું થયું તે જાણતા નથી ? ’

‘ ના. જરાએ નહી. શું થયું ! ’ આશ્ચર્યતાના ડોળથી કહ્યું.

‘ કેદ. ’

‘ હેં ! ’

‘ હા. ’

‘ શાથી ? ’

‘ ત્હમે જાણતા નથી. ’

‘ ના. ’

‘ બધા જાણેછેને ? ’

‘ પણ હું જાણતો નથી. ’

‘ ભુપસિંહને ત્હમે કેવો માણસ ધારોછો ? ’

'સારો.' 'ભલો?' 'મ્હને એમ લાગે છે.'
'વખત આવે ફસાવે કે કેમ?'
'મ્હને એમ લાગતો નથી.'
'તો રણુમલને બધી વાત ક્યાંથી ખબર પડી!'
'રણુમલ પોતે ચકોર છે તેથી તે તરતજ સમજી જાય.'
'પણ જરાએ જરા વાત કયાંથી માલુમ પડે?'
'તેજ ચતુરાઈ ને! ત્હમને કોને કહ્યું કે તે સઘળી વાત જાણે છે?'
'રણુમલની ચાલ ઉપરથી એમ ભાસ થતો હતો.'
'શી ચાલ?'
'ત્હેની વર્તણુંક.'
'કેવી.'
'આપણી તરફની.'
'આપણી તરફ કેવી રીતે વર્તતો હતો?'
'શકથી.'
'ત્હમે કેમ કહીં શકો?'
'મ્હને ખબર પડી.'
'પણ કેવી રીતે?'
'તેજ ચતુરાઇને'
શેઠ હસ્યો અને બોલ્યો 'રણુમલ આપણી બધી વાત જાણે છે?'
'હા.'
'તો?'
'હવે કેમ થશે?'
'ત્હમે ગભરાઓછો કેમ?'
'હું જરાએ ગભરાતો નથી?'
'તો 'હવે કેમ થશે? એમ કેમ પુછોછો?'
'રાજ કારભાર હાલમાં કોની પાસે?'
'કોઈની પાસે નહી.'
'એમ હોય!'
'હા.'
'અંધેર!'
'ખરેખરૂં'
'કોઈ પણ રાજ્યમાં આમ હશે.'

'ના અહીં છે તેં રાજા રાણી સોધવા ગયા અને રાજ્યે ચાલ્યુ અંધેર સમજ્યા!' પ્રધાન હસીને બોલ્યો.

'આ વાત સુબાને ખબર પડશે તો? !'

'તો શું ?'

'રાજ્ય ખાલસા થશે.'

'ત્હેમાં આપણું શું જશે ?'

'એ શું બોલ્યા? !'

'ખરૂં કહું છું.'

'હિંદુ રાજ્ય જશે તો ત્હમે ખુશી થશો?'

'ના પણ આ રાજ્ય જશે તો ખુશી થઇશ.'

'કારણ ?'

'એમાં મ્હને આનંદ છે.'

'ત્હમારો સ્વભાવ કેવો રાક્ષસી છે?'

'હું રાક્ષસ છું સમજ્યા શેઠ.'

'હું એમ કયાં કહું છું. પણ આ ત્હમારી બુદ્ધિ આવી કેમ થઇ?'

'કેવી થઇ.'

'મુસલમાનો આ રાજ્ય પચાવી લે તો ત્હમને આનંદ! એ શું?'

'ભુપસિંહને ગાદી મળે તે કરતાં રાજ્ય મુસલમાનના હાથમાં જાય તો સારૂં.'

'શા માટે?'

'મ્હને ભુપસિંહ ઉપર ધિક્કાર વછુટયો છે.'

'કયારેનો ?'

'થોડા દીવસથી.'

'જે ભુપસિંહને ત્હમે વખાણુતા હતા ત્હેને આજ વખોડો છો ?"

'હા.'

'પણ એ ફેરફારનું કારણ ?'

'ભુપસિંહની કૃતઘ્નતા.'

'ભુપસિંહ કૃતઘ્ન નથી.'

'છે.'

'નથી.'

'મ્હારી ખાત્રી છે કે છે.'

'આપનો અનુભવ વધારે. તો હવે શું કરવું છે?'

'તે હું કહું છું. જુઓ હવે ગાદી ઉપર કોને બેસાડશો.'

'ભુપસિંહને.'

'શેઠ !'

'જી.'

'હમારૂ મગજ ઠેકાણે છે?'

'કેમ ?'

'આ શું બોલોછો.'

'ખરૂં કહું છું.'

'અંતઃકરણથી'

'હા.'

'હમે નિમક હરામછો.'

'જી ના.'

'હમે લુણ ખાધેલું બગાડો છો.'

'જરાએ નહી.'

'ભુપસિંહ રાજા થયે હમે સુખી થશો.'

'અલબત.'

'નહીજ.'

'જરૂર.'

'ભુપસિંહ વ્યસની છે.'

'હેમાં આપણે શું ?'

'બદ દાનતનો છે.'

'હેની સાબીતી.'

'રતિ સુંદરી તથા કુમુદાની અભિલાષા, રાજ્યની અભિલાષ.

'રાજ્યની અભિલાષા ઉત્તેજનાર કોણ ?'

'કોણ ! પોતેજ'

'આપ.'

'કોણ ?' પ્રધાને ભમર ચ્હડાવી પુછયું.'

'આપ'

'શું ?' પ્રધાને હુંકારો કર્યો.

'આપજ તે બાબતના જવાબદાર છો.'

'શેઠ !' હુંકારો કરી પ્રધાન બોલ્યો.'

'હમે શું બોલો છો તે ખબર છે.'

' બરાબર ' હિમતથી શેઠે કહ્યું.

' ત્હમે કોના આગળ બોલો છો ? '

' વિજયદત્ત આગળ '

' વિજયદત્ત કોણ ? '

' પ્રધાન '

' નહી. '

તો ? '

' શૈલપુરનો રાજા '

' ન કરે નારાયણ ! ' શેઠથી બોલાઈ ગયું અને કાને હાથ મુકયા.

' શેઠ ! '

' શું કહોછો. '

' ત્હમે વિચારીને બોલો. '

' વિચારીનેજ બોલું છું. '

' હવે ત્હમે રાજા વિજયદત્ત આગળ છો એમ ધારજો. '

' ચુપ ! '

' વાણીઆ ! '

' શું કહો છો. '

' હિમ્મત કયાંથી આવી. '

' ત્હમારે વધુ બોલવું નહી હું જાઉં છું. '

' કયાં '

' હું નિમકહરામી જોડે વાત કરવા માગતો નથી. '

' તું નિમકહરામી છે. '

' ચુપ ! '

' વાણીઆ ! '

' ચુપ ! '

' ડોસલા ત્હારો કાળ આવ્યો છે હો ! '

' બકવા નહી કરો '

' સેઠ ! બસ કર. માન આબરમાં રહો. નહી તો બતાવીશ. '

' શું ! '

' એમ ! '

' હા. '

' અરે કોઈ હાજર '

'જી' સીપાઇ દોડાતો આવ્યો.

'આ શેઠને પકડી કેદમાં લઇ જાઓ!'

'જેવી ઇચ્છા! લો એજ

'સબુર. વિજયદત્ત ત્હમને મ્હને પકડવાની સત્તા નથી.'

'ચુપ! ચલ જાઓ! સીપાઇ શેઠને લઇ જાઓ ના આવે તો માર ધક્કો.'

શેઠે કાંઇ પણ બોલ્યા વગર ચાલવા માંડયું'

'ચાઆલો! ભુપસિંહ ગયો, શેઠ ગયો. રાજા ગયો, રણમલ પાછો આવવાનો નથી. હવે રહ્યા માત્ર હું અને બીજો ભુપત--હા ત્હેનું શું? તે કામનો માણસ ખરો પણ મ્હને તો શંકા છે કે તે રાજા થવા ઉત્સુક છે. ત્હેનો પણ ઘાટ કરવો જોઇએ. પણ હમણા નહી. જોઇશું-'

વરદી આવી કે સેનાપતિ આવે છે.

પ્રથમ સ્હામો ગયો. બન્ને મળ્યા, ભેટયા અને બેઠા.

'કેમ કામ બરાબર પાર ઉતર્યુંને!'

'બરાબર.'

'ભુપસિંહને જીવતો રાખવો સલાહકારક છે!'

'એમ કેમ પુછો છો?'

'વખતે તે આપણને દગો દે.'

'તે સંભવિત નથી.'

'કારણ.'

'ત્હેનું વચન!'

'ભુપતસિંહ ત્હેના વચનપર બહુ વિશ્વાસ ન રાખો હો.'

'રજપુતના વચન ખોટા હતા નથી.'

'તે હું જાણું છુ!' પ્રધાને કટાક્ષ કર્યો અને હસ્યો.

'મ્હને ખાત્રી છે.'

'ભુપતસિંહ તમે ભોળા છો. ભુપસિંહને ઓળખતા નથી.'

'હું બરાબર ઓળખુ છું. તે માણસ લોભને વીશેજ આડે રસ્તે દોરાય છે.'

'લોભને લીધે આડે રસ્તે દોરાય છે ખરાને!!

'હા.'

'તો આપણી બધી હકીકત કેમ નહી કરે!!

'કોને!'

'રણુમલને !'

'શો રીતે ?'

'રણુમલ આવે ત્યારે.'

'રણુમલને આવવા દેવો હતો તો મ્હને શું કામ બનાવ્યો !'

'કેમ !'

ભુપસિંહ ઉપર લશ્કર કેમ મોકલાવ્યું ?'

'તો રણુમણનું શું કરવું ?'

'હવેતો એજ.'

'શું ?'

'પુરો કરવાનો રસ્તામાંજ.'

'મ્હારો પણ તેજ વિચાર'

'તો પછી ? ભુપસિંહથી બ્હીવાનું કારણુ ?'

'કશું નહી'

'રણુમલ સારૂં શી ગોઠવણુ કરશું ?'

'ત્હમને શી યોગ્ય લાગે છે ?'

'આપ આગ્ના દો.'

'ત્હમેજ કહોને'

'રણુમલ ત્યાં ક્યારે પહોંચશે ?'

'ક્યાં ?'

'સુબા પાસે'

'કાલ રાત્રે કે પરમદી સવારે'

'તો વહેલામાં વહેલો ઓલેદી પાછો ફરે અને પાંચમેદી આવે આઠ કે !'

'હા.'

'તો ઓલેદી રસ્તામાં બંદોબસ્ત કરશું ?'

'ત્હેમાં ભુલ નહી પડેને ?'

'જરા નહી'

'જોજો હો'

'બે ફીકર રહો'

'ભુપસિંહનું કેમ કરશું'

'વિચાર કરીશું'

'ક્યારે ?'

' પાછળથી. છોને જીવતો રહે આપણું શું જવાનું છે '

' પણ જીવતો રહેશે તો મ્હોટો વાંધો છે જાણો છો ? '

' શો ? '

' રાજ્યમાં કેટલાક જણ સ્હામી બાજુએ જશે અને કલહ થશે. તેથી વખતે મુસલ્લા માથુ મારી જશે '

' ભુપસિંહના મુવાથી નહી થાય ? '

' મ્હને લાગતુ નથી '

' બીજો કોઇ વારસ નથી ? '

' અમરસિંહ છે. પણ ત્હેને આપણે પટાવીશું '

' નહી પટાવાય '

' કારણ '

' આપણા કારસ્તાન બધા જાણે છે '

' ત્હેમાં શું ? '

' અમરસિંહને આપણી પાસે નહી આવવાદે '

' કોણ ? '

' ત્હેના સલાહકાર '

' તે જોઇશું. ભુપસિંહનું પુરૂ કરો ' વિચાર કરી પ્રધાને કહ્યું.

' આપ આજ્ઞા દ્યો ' સેનાપતિએ જવાબ આપ્યો.

' શું કરશું ? '

' આપ કહો '

' તો હમણા છો પડયો. આપણું શું જવાનું છે ! '

' હું તેજ કહું છું. જરૂર પડશે તો તેમ કરશું. આપણા કબજામાંથી કયાં ભાગી જનાર છે '

' ઠીક ! '

' હું રજા લઉ છું '

' પણ રાજકારભારનુ કેમ થશે ! '

' આપ બીરાજજોને. કોઇ હિમત ધરી સ્હામું નહી પડે. નગરશેઠના પૈસાથી બધાએ સમજાવાશે '

' પણ શેઠ ગયો ! '

' કયાં ? '

' કેદમાં ? '

' [illegible] '

' મ્હેં. '

' કારણ '

' તે પણ ભુપસિંહની માફક ફરી ગયો છે. '

' કારણ ! '

પ્રધાને પોતાની વાત કહી.

' તો ખરૂં સાજન ગયું હું શેઠને સમજાવીશ '

' ઠીક ક્યારે '

' આજ તો તે ગુસ્સામાં હશે. કાલે સમજાવીશ. '

' સમજશે? '

' વખતે '

' તો છુટો કરશું '

' જેવી મરજી '

' રામ રામ બાપુ '

' રામ રામ '

સેનાપતિ ગયો

બીજે દિવસે સેનાપતી નગરશેઠ પાસે જનાર હતો પરંતુ કાંઇ કા- મને લીધે તે જઇ શકયો નહી. આખા નગરમાં શેઠ ગુમ થયાની વાત પ્રસરી રહી હતી. ત્હેને કેદ કરેલો હતો તેમ કોઇ જાણતું નહોતુ. જે કોઇ જાણતા હતા તે ફકત થોડાજ માણસો શેઠના વિશે ચોતરફ તપાસ ચા- લવા માંડી હતી.

ત્રીજે દીવસે સેનાપતી તૈયાર થઇ નગરશેઠ પાસે જતો હતો તે વખતે પ્રધાનના બોલાવવાથી ત્હેને પ્રધાન પાસે જવું પડ્યું અને ત્યાં બન્નેની મસલતમાં આખો દીવસ પુરો થઇ ગયો.

ચોથે દીવસે રણમલ નીકળશે એમ ધારેલુ હતું તેથી ત્હેને રસ્તા- માંજ ઠાંર કરવાની ગોઠવણમાં સેનાપતિ રોકાયલો હોવાથી તે દિવસે પણ તે શેઠ પાસ જઇ શકયો નહી.

પાંચમે દીવસે ભુપતસિંહ શેઠની સામે જવાને શકિત માન થયો.

શેઠને કેદમાં લઇ જવાનો હુકમ થયો તે પહેલાં પ્રધાને પહેલેથી ગોઠવણ કરી રાખી હોય એમ ભાસ થતો હતો. કારણ કે અનુચરને આજ્ઞા મળતાજ શેઠને ગુપ્ત રસ્તે થઇને લઇ જવામાં આવ્યા હતા. આથી શેઠના મનમાં અનેક સંદેહ—થતા હતા.

પ્રથમ દીવસ ત્હેણે દીલગીરીમાં કહાડયો. બીજો દીવસ પણ તેમજ

ગયો. અને આ પ્રમાણે આખા ચાર દીવસ વીતી ગયા તે છતાં શેઠની હાલત જરાપણ સારી થઇ નહી. તે જે ઓરડીમાં પુરેલા હતા તે ઓરડી અંધારી હતી. ત્હેમાં હવા આવવા સારૂ ત્રણ ન્હાના કાણા હતાઆ શીવાય કોઇપણ અન્ય સ્થળેથી હવા પ્રવેશી શકતી નહી. ઓરડી ભેજવાળી હતી તથા અજવાળુ આવતું નહી. ત્રણ કાણામાંથી આવતું સ્હેજસ્હાજ અજવાળુ બ્હાર દીવસ ઉગ્યો છે એમ શેઠને જણાવતું. આ શીવાય શેઠ પાસે કેટલા દીવસ ગયા તે જાણવાનું સાધન હતું નહી. દરેક પળ શેઠને અંધકારમય કોટડીમાં કેદ-શેઠે કદી પણ સ્વપ્પમાં ધારી નહતી. શેઠે કોઇ-પણ દીવસ એકાંતમાં વાસ કરેલો નહતો. ત્હેને આજ અંધકારમાં ને શરદીમાં એકલા રહેવું પડયું હતું. જે જાત જાતના જમણ જમતા તેમને આજ પ્રધાન વગેરેના હાથે કુતરાની માફક મોકલાયલા સુકા રોટલા ઉપર રહેવું પડતું. આથી શેઠની અવસ્થા જોતાં-અરે સાંભળતાંજ દરેક માણ-સને કંપારી છુટેજ. પરંતુ આ કુર હ્દયના પાપી પ્રધાનના હ્દયમાં જરા પણ અસર થઇ હતી નહી.

તે પોતાનો ઘણો ખરો દીવસ ઉંઘમાં ગાળતો. વખતે તેની આંખ ઉઘડતી તો ત્હેની આગળનો અંધકાર જોઇ તે ત્રાસી જતો. આથી તે પોતાની આંખ હરહમેશ બંધજ રાખતો, બે વખત જયારે જ્યારે તે બેઠો થતો અને રૂચી પ્રમાણે જરા ખાતો ત્યારે ત્યારે તે બ્હારની કોઇ પણ ખબર મેળવી શકતો નહી. અગર જો કે તે ખાવાનું લાવનાર પાસેથી ખબર મેળવવા યત્ન કરતો પણ ખાવાનું લાવનાર કાંઇ પણ શબ્દ બોલતો નહી અગર જો તે બોલતો તે ઘણુંજ થોડું આથી શેઠને પોતાનું સંકટ અ-તિગણું લાગતું.

મહા દુઃખે શેઠે ચાર દહાડા કહાડયા. પાંચમે દીવસે બપોરે ત્હેની કોટડીનું બારણું ખખડયું અને તેનું બારણું ઉઘડયાનો અવાજ થયો.

આવી અનીયમીત વેળાએ બારણું ઉઘડતું સાભળી શેઠે પોતાની દૃષ્ટિ બારણા તરફ ફેરવી અને બારણામાં એક બત્તિ જોઇ.

થોડીવારે કોઇ મનુષ્યના પગલાં કાને સંભળાવવા લાગ્યા અને તે માણસ પણ અલ્પ સમય બાદ જણાવ્યો ને તે સેનાપતિ ભુપતસિંહ હતો ત્હેની પાછળ એક માણસ દીવો લઈ આવતો હતો.

સેનાપતિને દેખી શેઠને ધીક્કાર ઉપજ્યો-ત્રાસ ઉપજ્યો અને પોતે આંખો બંધ કરી.

'શેઠ !' સેનાપતીએ કહ્યું' શેઠ અહીં કયાંથી ?'

' હેં ! ત્હમે જાણુતા નથી. '

' મ્હને ખબર મળી કે હું ખબર કહાડવા આવ્યો. '

' એમ હોય. '

' દીવાવાળા માણુસને દીવો મુકી જવાની સેનાપતિએ આજ્ઞા કરી, ' તે માણુસ ગયો. સેનાપતીએ પોતાની વાત શરૂ કરી.

' શેઠ ! '

' શું કહો છો ! '

' આપ–! '

' હવે માન આપવું મુકી દ્યો. હું અધમ બન્યો છું. મ્હારી આબરૂ ઉપર પાણી ફેરવાયું છે ! '

' તો એ સાંભળો. આપ આ દશામાં શાથી આવી પહોંચ્યાં. '

' પ્રાલબ્ધથી. '

' શું ત્હમે માનો છો ? ,

' અલબત. નહીતો મારી આવી દશા થાત નહી. '

' પણુ તેનું કારણુ શું ? '

' શેનું ? '

' આ દશા થવાનું '

' પુર્વ જન્મ કરેલા દુષ્ટ કૃત્યો. '

' એતો કોણુ જાણે પરંતુ હાલ શું બન્યું પુછુ છું. '

' હાલ શું બન્યું ? તે ત્હમે જાણુતા નથી ? '

' થોડું ઘણું જાણું છું. પરે પુરી હકીકત જાણુવા ઇચ્છુ છું.

' તેથી શો ફાયદો ? '

' મ્હારે હકીકત જાણુવી છે. '

' હકીકત જાણી શું કરશો ! '

' મ્હારાથી બનતી મદદ કરીશ. '

' બાપુ. ત્હમે શી મદદ કરનાર છો ? મ્હારો પ્રભુ મ્હને સ્હાય કરશે.'

' પણુ વગર ઉદ્યમે પ્રભુ શું આપશે ? '

' ઉદ્યમ કરીશ.

' ક્યારે અને કેવી રીતે ?'

' વખત આવશે ત્યારે અને કર્માનુસારે. '

' હું સમજતો નથી. '

' વખત પોતાનું કામ કર્યા કરે છે. હું તે જાણું છુ જ્યારે મ્હને

લાગશે કે હવે ઉદ્યમ કર્યાથી ફળની પ્રાપ્તિ છે ત્યારે હું ઉદ્યમ કરીશ. અને તે કેવો કરીશ તે હું કહી શકું નહી કારણ કર્મ પ્રમાણે સઘળું થનાર છે તો આત્મા કર્મ પ્રમાણેજ આજ્ઞા કરશે અને હું તે પ્રમાણે વર્તીશ.'

'ઠીક. પણ ત્હમારે અહાંથી છુટવાનો વિચારછે કે અહી રહેવાનો?'

'અહીં રહેવાનો કોઇ પણ દીવસ વિચાર હોય? વિચાર તો છુટવાનોજ હોય. અને વિચાર કર્યાથી ફળ શાં? જ્યારે છુટવાનું નિર્માણ કરેલું હશે ત્યારે છુટાશે.'

'તો કર્મ ઉપર આસ્થા રાખી બેસી રહેશો'

'તો શું કરવું.?'

'કાંઇ બને તેમ નથી?'

'આપ કહો કે કાંઇ બની શકે એમ છે?'

'એમ કેમ?'

'તે દુષ્ટ બુદ્ધી પ્રધાન માનશે?'

'કેમ નહી.'

'નહીજ માને. મ્હારો પ્રાણાન્ત થતાં સુધી મ્હારા ઉપર તે કસાઇને દયા નહી આવે.'

'અરે શેઠજી એમ નથી. પ્રધાનજીને આપની ઘણી દયા છે.'

'તે દયાને લીધેજ હું અંહી છું.'

'આપને અંહી મોકલ્યા પછી પોતાના ક્રોધમાં કરેલા કામ સારૂ તે પરતાય છે.'

'હવે પશ્ચાતાપ શા કામનો? અને કદી તેમથાત તો આટલા દીવસ સુધી કેમ ન થયો?'

'શેઠજી! પ્રધાનનું મન ઘણું શુદ્ધ છે. ત્હેને ગુસ્સો આવી ગયો તેથી આ બીના બની.'

'આપ એ વાત જવા દ્યો. હું પ્રધાનને સારી પેઠે ઓળખું છું. પ્હેલાં ઓળખતો હતો. હું ત્હેને દુષ્ટ, દુરાચારી, કૃતઘ્ની અને નિમકહરામ ધારતો હતો પરંતુ તે એકવચની છે એમ મ્હારા મનમાં ખાત્રી હોવાથીજ ત્હેનો સંસર્ગ કર્યો હતો. અરે ભુપસિંહને લીધેજ મ્હને તે નાગરાનો સંગ થયો. નાગરા બધે નીમકહરામજ નીકળે છે કે શું? ગુજરાતનું રાજ્ય ગુમાવ્યું માળવે અને આને આ રાજ્યને હાલસહોલસ કર્યું અને ત્હેનો અંત એજ આવશે કે મુસલમાનો રાજ્ય પચાવી પડશે, ત્હેની હાલત

જરૂર માધવ જેવી થશે. અંતે તે રખડી રવડીને વણમોતે મરશે—'

' તે ગમે તેમ થાય ત્હેની આપણે દરકાર નથી પણ આપને આ સડામાંથી છુટવાનો વિચાર છે કે કેમ ?'

' કેમ ના હોય ?'

' તો ઉપાય શો કરશો.'

' હું તો ઇશ્વર ઉપરજ આસ્તા રાખી બેઠેલો છું. મ્હને કાંઇપણ ઉપાય સુઝતો નથી.'

' કાંઇપણ ?'

' ના.'

' પ્રધાન પૈસે ચળે કે નહી ?'

' કોણ જાણે. વખતે ચળે તોએ મ્હારી પાસે પૈસા નથી.'

' એમ કેમ મનાશે ? જો ત્હમે કાંઇપણ નહી આપવા ધારશો તો ત્હમારૂં કુટુંબ દુઃખી થશે.' સેનાપતીએ જવાબ દીધો.

' આથી ત્હમે શું ધારો છો કે હું ડરી જઇશ ? હવે મ્હારા કુટુંબને દુઃખ દેવાનું શું બાકી રાખ્યું છે ? મ્હારી આબરૂ પણ કેવી સાચવી છે ? સેનાપતી ! ત્હમે આવા નિમકહરામ થશો એમ તથા મિત્રદ્રોહી થશો એમ મ્હને લાગતું નહોતું.'

' હું નિમકહરામ છું ? હું મિત્રદ્રોહી છું ? કારણ ?'

' આપ જાણોછોજ. બેઅદબી ક્ષમા કરશો. પણ આ રાજા વસંતદેવનું રાજ્ય ઉથલપાથલ કરવા તૈયાર થવું તે શું નિમકહરામીપણું નહી ? શું મ્હને દગો દેવો તે મિત્રદ્રોહ નહી ?'

' શેઠ ! હું રાજાનું લુણ ખાતો નથી.'

' તો કોનું ખાઓછો ?' શેઠ વચમાં બોલ્યા.

' હું રાજ્યનું લુણ ખાઉંછું.'

' તો !'

' તો રાજ્યના સારા સારૂ આપણે ત્હેનું હીત સમજી જે કાંઇ કરીએ ત્હેમાં કશું પણ નિમકહરામીપણું નથી ?'

' એ તો જેવી આપણી બુદ્ધિ. પરંતુ હું તો આપને નિમકહરામ ગણું છું.'

' ત્હમે ગણો પણ હું નથી ગણતો. મિત્રદ્રોહ મ્હેં કર્યો નથી અને આ ભુપતસિંહ તેવો દ્રોહ કદી કરશે નહી.

'તો આ મ્હારી તથા ભુપસિંહની દશા થઇ તે તમારા મિત્ર દ્રોહથીજ થઇને ?'

'એ સારૂ હું જવાબદાર નથી.'

'તો કોણ!'

'પ્રધાન.'

'કારણ.'

'ત્હેની આજ્ઞાને અનુસરીનેજ મ્હેં આ કામ કરેલું છે.'

'એટલે ?'

'એટલે હું ગુન્હેગાર નથી.'

'એ શું બોલો છો કાંઇ તહોમતદાર બચાવ લાવે કે અમુક જણના કહેવાથી ત્હેણે તે કામ કર્યું હતું તો શું તે ગુન્હેગાર નથી ?'

'તે છે.'

'તો આપ નહી?'

'હું ગુન્હેગાર !' સેનાપતિ વિચારમાં પડયો અને પુનઃ નીચી ડોક નાંખી ધીરે સ્વરે બોલ્યો. શેઠ હું ગુન્હેગાર છુંજ.'

'આપ રજપુત થઇ—'

'અરે ! મ્હેં રજપુત નામને એબ લગાડી છે. મ્હેં મ્હારા પરીઆની આબરૂ ગુમાવી છે. હું ગુન્હેગાર !--હા હું છું—શેઠજી ! આપે મ્હને પ્રથમથી કેમ ન કહ્યું ? હું રાજ્ય તરપ, રાજા તરફ, મિત્ર તરફ બેવફા ! એક રજપુત બેવફા !' હાય તે બોલ્યો ! તલવાર ખેંચી 'મ્હારો પ્રાણ કેમ જતો નથી.'

'શમશેર ! તું આ નિમક હરામીને આ જગ્યાએ પુરો કર. બસ હું ગુન્હેગાર ! હવે કરવું કેમ તેનો વિચાર કરવાનો નથી! બસ હવે તો એજ ' સનાપતિએ તલવાર ઉગામી.

ભુપતસિંહના શરીરમાં શુદ્ધ રજપુતનું રક્ત વહેતું હતું. ત્હેનામાં રજપુત વિર્યનું તેજ હતું તે. આં સમયે પ્રદિપ્ત થયું. પોઢી ગયેલી સુબુદ્ધિ એકદમ જાગ્રત થઇ અને તેમ થતાં ત્હેનામાં જુસ્સો ભરાઇ આવ્યો અને શમશેર ખેંચી પોતાના ગળા ઉપર ઘા કરવા ગયો. શેઠે એકદમ કુદીને ત્હેનો હાથ પકડયો અને કહ્યું.

'સબુર ! રજપુત આહાવો હીચકારો માર્ગ પકડે તે શું શરમ ભરેલું નથી? તમે તમારા ગુણોથી હવે બતાવો કે તમે શુદ્ધ રજપુત છો.'

'હું શુદ્ધ છું? ના નથીજ. શેઠ ! હવે હું મરીશ.'

'તેમ કરવું અનુચિત છે.'

'બસ હવે તો એજ.'

'શાન્ત થાઓ બાપુ. ધીરા પડો.'

શેઠે ભુપતસિંહને નીચે બેસાડયો અને શાંત પાડયો.

"શેઠજી હવે ત્હમે જોશો કે આ ભુપતસિંહ કેવો માણુસ છે. તે હવે રાજ્યને ખાતર પ્રાણુ આપશે.' સેનાપતિએ કહ્યું.—

'જરૂર.'

'હા.'

'વચન !'

'મ્હારા શબ્દ.'

'જો જો'

'રજપુત જુઠું નહી બોલે.'

'ઠીક'

'હવે હું જઇશ અને ત્હમને જલ્દીથી છુટા કરીશ પ્રધાનની આજ્ઞા લઇશ'

'હજુ પ્રધાનની આજ્ઞા'

'હા'

'શા માટે !'

'રજપુત રાજ્યની રીતને ઉંધી વાળવા યત્ન કરશે નહી. પ્રધાનની મરજીમાં આવે તો તે ફેરફાર કરે પણુ પ્રધાનાદિ જેમને રાજાએ અધિકાર મ્હારાથી ઉચ્ચ અધિકાર આપ્યો છે તેમની આજ્ઞાનુસાર ચાલવું તેમજ હું સમજુ છું'

'પણુ આજ્ઞા સારી યા ખોટી તે જોવી નહી'

'રાજ્યને નુકશાન નહી કરતી પ્રત્યેક આજ્ઞા હું પાળીશ'

'જેવી ઇચ્છા'

'હવે હું જઇ ત્હમારે સારૂ ગોઠવણુ કરીશ પરંતુ—'

'ભુપતસિંહ ! ભુપતસિંહ !' બ્હારથી ગભરાયલા પ્રધાને બુમો પાડવા માંડેલી સંભરાઇ.

ભુપતસિંહ બોલતા અટકયો. અને પોતાની ગતી પ્રધાન તરફ ફેરવી. પ્રધાન ઉતાવળો ત્યાં આવ્યો અને ઉદ્ગાર કહાડવા માંડયા.

'બાજી બગડી ઉતાવળ ત્વરાજ લશ્કર મુસલમાન આવ્યા સ્હાય-

મદદ ઝટ ! આટલાજ શબ્દ તે બોલી શકયો અને સેનાપતિને બાઝયો '

'બાપુ ધીરજ ધરો ! શું છે ! તે કહો '

'અરે ઝટ કયો. બાજી બગડી રાજ્યનુ ખરાબ ખસ્ત. જલદી, જલ્દી. પ્રાણ જશે—હાની થશે— '

'અરે બાપુ ! થંડા પડો ચાલો બ્હાર ! '

'અરે ! બે હજાર માણસ !! અધધધ !! ટોળે ટોળા આવે છે. કિલ્લો ઘેરાયો. ઝટ કરો—અરે બચાવો ! બચાવો-ભુપતસિંહ ! ભુપતસેન ! તિક્ષ્ણ તલવારનો ઘા ! હાય ! કારી ઘા ! '

'સેનાપતીએ ચાલવા માંડયું અને પ્રધાનને પોતાના હાથે ઝાલી સાથે લીધો.

બારણા બંધ થયા. શેઠ પાછા વિચારમાં પડયા શેઠને પ્રધાનની રીતભાતથી વિચીત્રતા લાગી લસ્કર શું ? કિલ્લો શાથી ઘેરાયો વગેરેનો વિચાર તે કરવા લાગ્યો અને તેના તર્ક કરવા લાગ્યો.

---

# પ્રકરણ ૩૧.

## લાયક ને લાયક.

પ્રધાનના આજ્ઞાપત્રના અનુસારે ભુપતસિંહે ભુપસિંહને રાજ્ય મઢીમાં મોકલ્યો. મેઢીનો વાસ તેજ ફકત ભુપસિંહના બંધીખાનામાં ફેર હતો નહીતો બન્નેની સ્થિતિમાં કાંઇપણ ફેરફાર નહતો.

ભુપસિંહને પોતાના માણસો સહીત રાજમઢીમાં આવવા દીધો હતો પરંતુ તે લોકોના ઉપર સખ્તાઇ ઘણી હતી અને લસ્કરની ટુકડી જે ભુપસિંહના મકાનપર રાખેલી હતી તેના નાયકની રજા શિવાય તેઓથી ભુપસિંહ પાસે જવાતું નહતુ. ભુપસિંહને ખોરાક પણ બહુ સારો અપાતો નહી. નગરશેઠનું બંદીખાનું તે આ મકાનના ભોંયરામાંજ હતું.

નગરશેઠની પાસે પાંચ દીવસે સેનાપતિજ એકલો ગયો હતો અને ન્હેને એકાંત વાસ અને અંધકાર શીવાય બીજું દુઃખ નહતું. પરંતુ ભુપસિંહને પ્રધાન નિત્ય આવી સતાવતો, કેટલા ખોટા બુતાના મુકતો અને હરેક વાતે ભુપસિંહને પજવતો પ્રધાન દહાડામાં બે કે ત્રણ વાર ન્હેને સતાવવા આવતો.

ભુપસિંહ અહીં આવ્યો ત્યારપછી ત્હેની સ્થિતિ તદ્દન બદલાઈ ગઈ હતી. રાજબા ગઈ હતી તે વિચાર અંહી આવ્યા બાદ ત્હેને તરતજ આવ્યો. રાજબાનાં શિક્ષાયુક્ત વચનો, કુમુદાનાં શાંતિકર અમૃતરૂપ વાક્યો ત્હેના નેત્ર સમક્ષ ખડાં થયાં. પોતાનું નિમકહરામપણું ત્હેના મનમાં આવ્યું અને મનમાં ઘણો પસ્તાવો લાગ્યો.

પણ પસ્તાઈને કરે શું ? ત્હેનાથી બગડેલી બાજી સુધારાય એમ નહતું. અને જો તેમ થઈ શકે એમ હોત તોપણ તેની આ વખતે એવી શક્તિ નહતી. જેને તે અત્યારલગણ પોતાના ગણતો હતો તે આજ વિપરીત થયા હતા.

પોતે મઢીમાં આવ્યો. તે દીવસ આખો વિચારમાંજ નિર્ગમન કર્યો. ત્હેને અત્યારે શાન્તિ દેનાર કોઈ નહતું. તેના ભિન્ન ભિન્ન વિચારને જુદે રસ્તે દોરનાર કોઇજ નહતું. આ વખતે ત્હેને રાજબાની ખોટ જણાઇ. અગાઉ જ્યારે જ્યારે કોઈપણ શોકમાં પોતે હતો ત્યારે ત્યારે રાજબા પોતાની બુદ્ધિ અને વચનોથી ત્હેને શાન્ત પાડતી. આ વાત સાંભરતાંજ ત્હેનું હૃદય ભરાઈ આવ્યું અને ત્હેની આંખમાંથી આંસુ પડ્યું.

આ આંસુથી ભુપસિંહના વિચાર પોતાની મતિ તરફ ફેરવાયા. બાળકાળની નિર્દોષતા ત્હેનામાં આ વખત એકદમ ઉદ્‌ભવી અને પોતાનું આખું જીવન ત્હેની યાદદાસ્તમાં આવી પહોચ્યું.

જે દીવસે નગરશેઠની પાસે ભુપતસિંહ ગયો હતો તે દીવસે ભુપસિંહની પાસે પ્રધાન ગયો.

પ્રધાને પ્રવેશ કર્યો તે વખત ભુપસિંહ અર્ધ નિદ્રાવશ હતો તેના પગલાં સાંભળી ભુપસિંહ જાગી ઉઠયો અને બોલ્યો ' દુષ્ટ ! ફરીને પાછો શામાટે આવ્યો ? '

' તેટલાજ સારૂ. '

' શા સારૂ ? '

' જે છે તેનું તેજ '

' શું ? '

' કેદમાંથી છુટવું છે ? '

' તેવી ઇચ્છા છેજ '

' તો સરત કબુલ કરો '

' તું હવે મ્હારૂં માથું પકવવું મુકી દે. મ્હારે હવે ત્હારો સંસર્ગ નહી જોઈએ. આજ મ્હને માંદા માણસને જરા ઝંપવા દે. '

'માંદો મરશે તો જગતને શી ખોટ જવાની છે ?'

'ક્રુર !' આવેશથી ભુપસિંહ બોલ્યો.

'કોણ ?'

'તું

વિચાર કરીને બોલો. હવે સરત કબુલ કરો અને રાજ્યસત્તા ભોગવો.'

'બલી રાજ્ય સત્તા ! મ્હારે ત્હમારી રાજ્ય સત્તા જોઈતી નથી. મ્હને જંપવા દ્યો.'

'તો અધાપિ પર્યંત આટલું બધું શામાટે કર્યું ?'

'શું ?'

'ખટપટ

'તેનો કારણભૂત કોણ ?'

'ત્હમે.

'હું'

'નહી ત્હમેજ. લોક શું કહે છે ?'

'નહીંજ મ્હને બ્હેકાવનાર તમો સ્વાર્થી મતલબીઆઓ ત્હમેજ મ્હારૂં સર્વસ્વ બગાડયું છે.

'શું બગાડયું ?'

'મ્હારૂં સઘલું હીત'

'શાનું.

'સર્વ સુખનું ત્હમે મ્હારા સુખમાં વિઘ્નરૂપ થયા છો'

'હજી નહી ભુપસિંહ ! અમે એવું કશું પણ કર્યું નથી. જેથી ત્હમારા સુખમાં વિઘ્ન આવે અમો અમારી જાત ઉપર રહ્યા છીએ. અને તમને સુખને રસ્તે પાડવામાંજ અમારો ધર્મ સમજી સઘળું આચરણ કરેલું છે.'

'ત્હમારૂં આચરણ ધીક્કારવા જેવું છે.

'ત્હમારૂં ?'

'અમે શું કર્યું ?'

'ત્હમેજ વિચારો. ત્હમારા કર્મોના વિચાર કરો કેટલાક કર્મો કર્યા ? રાજ્ય ભોગવવા કેટલા દગા ફટકા કરવાના મનસુબા કર્યા.'

'અન્ત પાપ એ સઘળા પાપની માફી મ્હે મેળવી છે. મ્હને પશ્ચાતાપ થયેલો છે હું એવો દગાખોર નથી. રાજ્યમાં અધેર ચલાવનાર

નથી. લુચ્ચો વિશ્વાસઘાતી નથી.'

'ભુપસિંહ જીભ ઠેકાણે રાખો. પ્રધાને રોફમાં કહ્યું. ત્હમે શામાટે અમારા ઉપર અપવાદ મુકો છો ?'

'હું સત્યજ કહું છું. વિજયદત્ત હવે ત્હમે અહીથી ચાલ્યા જાઓ ત્હમારૂ મ્હો મ્હને જોવું ગમતુ નથી.'

'મ્હને જવાબ આપો. ત્હમારે છુટકારો લેવો છે કે નહી. અને જો લેવો હોયતો બદલામાં શું આપવું છે. ?'

'વિશ્વાસઘાતી કુતરા !' ભુપસિંહ બેઠો અને બોલ્યો 'વિશ્વાસઘાતી કુતરા ! નિમકહરામ ! ફરી પાછી ત્હેં વાત કહાડી ? પ્રાણ જાય તો ભલે પણ એક ફુટી બદામ ત્હને આપવાનો નથી. સમજ્યો ?'

'હા સમજ્યો-બરાબર સમજયો. હવે કેદમાં સડીને મરજે કેદમાં?'

'આવી અનેક અડચણો પડે. તું ગમે તેટલા દુઃખો દે પણ ભુપસિંહ પોતાનો શબ્દ હવે ફેરવશે નહી. ચાંડાળ? ત્હને રોમે રોમે કિડા પડશે તું વન વન રઝળશે અને–

'ચુપ રહો ! હવે જરા માંનમાં રહો નહી તો—'

'નહી તો શું? નિમકહરામ કુતરા! આટલુ અંધેર ચોમેર ચલાવી મ્હારી પાસે રકઝક કરે છે. ત્હારૂં કશું વળનાર નથી. મ્હારી પાસે હથીઆર હોત હા ! ફકત એકજ શમશેર હોત ! તો ત્હને અત્યારેજ ઇશ્વર પાસે પહોંચાડત-બ્રહ્મહત્યા લાગત તો ખેર ! પણ મ્હારી ભુમીને ખાતર આ રાજયને ખાતર-વસંતદેવને ખાતર-હું ત્હારો, ચંડાલ રાક્ષસનો પ્રાણ લેત.'

'પણ હથીઆર હોત તોને-તોએ તું માંદલુ શું કરવાનું હતું'

'હા આ સઘળો અંદવાડ ત્હારાજ લીધે છે આ કેદખાનાને લીધે અને તેનો કારણભૂત તુંજ છે. આ ભુપસિંહ જ્યાં સુધી જીવશે ત્યાંસુધી ભુલશે નહી અને ત્હેનો બદલો લેશે.'

'પણ જીવશે તોજને !'

'ત્હને કોઇ પુછનાર નથી ?'

'ના.'

'કોઇપણ?'

'કોઇ નહી.'

'દુષ્ટ ! ત્હારા હૃદયમાં કશું થતું નથી. ત્હને જરા પણ દયા નથી. ત્હારૂં આવું કઠોર નિર્દય હૃદય ક્યાંથી ? ત્હને હજુ પણ પાપી વિચાર આવ્યા કરે છે ?'

'તે સંગતીનાજ પ્રતાપ.'

'હા. ખરૂં છે. ત્હને પેલો સેનાપતિ મળ્યો છે ત્હેની સોબતની અસરજ ત્હને લાગેલી છે.'

'ત્હેનો શો વાંક. ભુપસિંહે થોડી અસર અમારા ઉપર કરેલી છે?'

'ખબરદાર! ભુપસિંહનું નામ ત્હારે નહી દેવું. ભુપસિંહના જેવો થતાં ત્હને ઘણા વરસ જોઇએ—'

'હવે આડી વાત બંધ કરો. તહમારે છુટવું છે ત્હેનો જવાબ આપો.'

'ના.'

'તો કેદમાં રહેવું છે-સડવું છે?'

'તું જા, ચાલ્યો જા. ત્હારૂં કાળુ મ્હોં લઈ જા—'

'ખબરદાર! વધારે બકબક ના કર. ભુપસિંહ! તું હવે ત્હારા છેલ્લા દીવસ જાય છે એમ જાણ.'

'અરે! ભુપસિંહનો છેલ્લો દીવસ તો શું પણ છેલ્લી ઘડી કેમ જતી નથી? અરે ઘડી તો શું પણ પળ જતી હોય તો પણ હવે ભુપસિંહ પોતાનો નિશ્ચય ફેરવશે નહી. કદાપી તે ત્હારા દુષ્ટ વચનોથી દબાઇ તાબે થશે નહી. પોતાનું મન પરતંત્ર કરશે નહી. પૃથ્વી રસાતાળ જાય, સમુદ્ર શોસવાઇ જાય, મેરૂ ડગી જાય પણ ભુપસિંહ એકનો બે થશે નહી. ના! ના! કદી નહી. તે કૃતઘ્ની થશે નહી. લાંચ દેશે નહી. ચાંડાળ! કુતરા! ભુપસિંહ મરવાથી ડરતો નથી. મૃત્યુ તો દરેક મનુષ્યને સર્જીત છે. તે એક દીવસ આવશેજ તો હું નિમકહરામ કુતરાને કડકો રોટલો નાંખી જીવીશ નહી. ભલે! આખું વિશ્વ પ્રલય થાય પણ ભુપસિંહ કદી ત્હને પાઇ આપશે નહી. ત્હારાથી બને તે કર! ભુખ્યો રાખ, શમશેરના ઘા કર-શમશેરથી આ ખોલીઆના બે કડકા કર પણ ભુપસિંહ પોતાના વિચાર જણાવશે અને ત્હારા જેવા કૃતઘ્નીઓના મુખ ઉપર થુંકશે. નાગરા! તું ત્હારી જાત ઉપર ગયો છે પણ ત્હારી હાલત સારી થનારી નથી. જેવી તે ચંડાલ માધવની થઇ તેવીજ ત્હારી થશે. તું વગર મોતે મરીશ અને ત્હારાં હાડકાં કુતરાં પણ નહી સુંઘે. ત્હારૂં સઘળું ખેદાનમેદાન થશે. નાગરા! ત્હારી જાતેજ ગુજરાતનું ઉંધું વાળ્યું છે અને તહમારા જેવા કૃતઘ્નીઓના ફંદામાં ફસાયલી ભોળી ગુજરાત જન્મજન્માંતર પર્યંત દુઃખમાં રહેશેજ?' આટલું જોશબંધ બોલતાં માંદગીથી લાચાર ભુપસિંહ થાક લાગવાથી પડયો—'

'ભુપસિંહ! હું એક દીવસની મહેતલ આપું છું. કાલ જવાબ

નહી દે તો ત્હારો પ્રાણ ત્હારો નથી એમ જાણજે અને હવે ત્હારી બવરી થોડી ઓછી કરજે.' રોફબંધ પગ ઉપાડતો પ્રધાન ગયો.

પ્રધાન ભુપસિંહની પાસેથી નીકળી બ્હાર ગયો કે એક દોડતો ગભરાયલો દૂત ત્હેને મળ્યો અને ખબર આપી કે વિરમગામથી થોડે દૂર મુસલમાન લશ્કર છાવણી નાંખીને પડેલું હતું તે શૈલપુર તરફ આવતું હતું અને રણમલ તેની જોડે હતો.

આ ખબર સાંભળી ગભરાતો પ્રધાન સેનાપતિને બુમ મારતો નગરશેઠ જે કોટડીમાં કેદ પડેલો હતો તે તરફ ધસ્યો અને તેને મળી કિલ્લા બ્હાર લશ્કરનો બંદોબસ્ત કરવા ગયો.

× × × × ×

આ તરફ ભુપસિંહ પોતાના જુસ્સાબંધ ભાષણના લીધે થાકીને લોથપોથ બની પડયો. તે ત્રણ દીવસથી તાવથી ઘણોજ પીડાતો હતો. અને તે આટલા જુસ્સાથી આજ બોલ્યો તેથી તદ્દન થાકીને પડયો. પડતાની સાથેજ સર્વ બનાવો તેના નેત્ર સમક્ષ આવવા લાગ્યા અને મૃત્યુ સમય પાસે ધારવા લાગ્યો અને બડબડવા માંડયું:—

'અરે! હવે હું જીવીશ નહી. શરીરમાં કંઇપણ જોર હતું તે જતું રહ્યું. હવે જીવીને પ્રયોજન પણ શું? વસંતદેવ! રણમલ! તમે ક્યાં હશો? આ ભુપસિંહે કેટલાં પાપો કર્યાં? ત્હેનો બદલો શું આજે મલતો હશે? 'કુમુદા! ત્હારા શબ્દો અક્ષરઃશ ખરા પડશે? તું કહેતી હતી કે મનુષ્ય દુષ્કૃત્યો કરે તે સઘળાનો પશ્ચાતાપ થતાં પોતાના કાર્યનો બદલો મલવાનો વિચાર થતાં દીલગીરી થાય છે. ખરેખર! દેવાંશી કુમુદા! ત્હારી અનુપમ બુદ્ધિના લીધે નિકળેલ વાક્યો સત્યજ છે અને હું ત્હારા વાક્યનો પ્રસાદ સાક્ષાત્ અનુભવું છું.' 'મ્હારૂં હૃદય ગભરાય છે. મન મુંઝાય છે. મગજ ગુંચવાય છે. કારણ સમજણ પડતું નથી.' 'કુમુદા કહેતી હતી કે પાપી મનુષ્યોનાં મૃત્યુ વખતે પોતાનાં સઘળા પાપકર્મો ત્હેની નેત્ર સમિપ આવતાં સર્વ વિચારોનું સંમેલન‡ થાય છે જેથી ત્હેને કશી પણ સમજણ પડતી નથી. ત્હેના હૃદયમાં વિચાર થયાં છતાં તે સમજતો નથી અને તે સઘળાનું પ્રથકકરણ કરતાં તેનું મગજ ગુંચવાય છે—અત્યંત મુંઝાય છે.' 'શું તો આ સઘળું મ્હારા મૃત્યુની સમિપતાને લીધે હશે? શું હવે મોત? અરે ભયંકર

‡ Confusion of thoughts

મોત ! તું મ્હારી પાસે છે. ' ' મ્હારી આંખો હવે કેમ ઘેરાવા લાગી છે? અને કેમ દૃષ્ટિ નિર્બલ થતી જાય છે ? પરમાત્મા ! શું ત્હને જવાબ દેવો પડશે. ' ' હું શો જવાબ દઇશ ? મ્હારાં દુષ્કૃત્યો ! અરે કેટલાં ! અગણીત. ત્હેની માફી ! માફી નહીજ મળે ! માફી નહી મળે તો મ્હારૂં શું થશે ? અરે મ્હારૂં શું થશે ! ' ' ભુપસિંહ ત્હને આ વિચાર અત્યારેજ આવે છે ? હા–અરે ત્હારા હાલ શા થશે. ' ' મૃત્યુ સમિપ આવતાં ત્હને મોત બ્હીવરાવે તેથીજ ત્હને આ વિચાર સ્ફુર્યા ! હરી હરી ! ઓ પરમાત્મા ! ભુપસિંહનું મોત ! અને માફી નહી ? ' ' મૃત્યુ તું નિર્દયજ છું ! તું મ્હને બહુજ બ્હીવડાવે છે. ત્હને હું પાસે જોઉં છું. અરે હત્યારા મોત ! તું દૂર રહે, દૂર રહે ! મ્હને બચાવ ! તું મ્હારી પાસે આવ મા ! અરે આ રણસીંગડાનો અવાજ ક્યાંથી ? '

' રણમલ મુસલમાનો સાથે પ્રધાન તથા સેનાપતીને શાશન દેવા આવ્યો છે. '

' એ કોણ બોલ્યું ? '

' ભુપસિંહ !'

' ભુપસિંહ શાંત રહયો. '

' ભુપસિંહ ! '

' મ્હને અત્યારે વળી કોણ સતાવવા આવ્યું ? મ્હેં શાં પાપ કર્યાં છે દૃષ્ટોનું મુખ વારંવાર જેવું પડે છે ! '

' ભુપસિંહ '

' ભુપસિંહે જવાબ આપ્યો નહી. '

' ભુપસિંહ તું કેમ બોલતો નથી ! હવે ત્હારૂં મૃત્યુ પાસે આવ્યું છે.'

' કોણ બોલ્યું.

' હું '

' કોણ ? '

' હું '

' કોણ તું કોણ છું ?

' ત્હારો કાળ. '

' અરે શું કાળ મનુષ્યની પાસે આવી આ રીતે ખબર આપતો હશે ! નહી તું કાળ નથી બોલ તું કોણ છે ? '

' કોઇ નહી હું છું. '

' તું ઓળખાતો નથી. તું કોણ છું ? '

'હું હું છું.'

'શું તું ભૂત છે? પિશાચ છે? ડાકણુ છે? જો તું ભુત પિશાચ ડાકણુ હઇશ તો તું અહીં આવી શકીશ નહી. તું કોણુ છું.'

'હું છું. ભુપસિંહ ત્હારા કર્મૌ સંભાર.'

'શેનાં.'

'પાપ કર્મૌ.'

અરે શેના? તુ કોણુછું?'

'પિતૃઘાતક!'

'પિતૃઘાતક! અરે ભુપસિંહ પિતૃઘાતક! ચંડાલ તું કોણુ છે અને આવા વેણુ આ કેમ ઓચરે છે.?'

'પિતૃઘાતક'

'કોણુ પિતૃઘાતક?'

'ભુપસિંહ'

'અરે પિતાજી! અરે મ્હારા જન્મદાતા! ત્હમારો ઘાતક હું? હા હુંજ! હે પાપાત્મા–એ આત્માનું શુ મ્હારા પિતાજીનો આત્મા છે? જો એમ હોય તો પ્રત્યક્ષથા મ્હારા કરૂણુ વચન સાંભળ અને મ્હને ક્ષમા આપ!

'ભુપસિંહ ત્હને ક્ષમા થશે?'

'શું કોઇ દીવસ પણુ નહી?'

'નહીજ'

'તો મ્હારૂ શું થશે?'

'નર્ક'

'ભુપસિંહને નર્ક! નહી કદીજ નહી. ભુપસિંહ કદી નર્ક જશે નહી. ત્હેને પોતાની નર્ક યાતના કરી છે'

'કઇ'

'કેદ! આ કારાગૃહા તે નર્કથી પણુ બુરી છે પણુ તું કોણુ છે?'

'તો આથી શું શાંતિ થશે! શું બિચારી અબળાઓના નિશ્વાસનો બદલો નહી મળે!'

'અરે મ્હેં એવું શું કર્યું છે! જે જે અબળાને મ્હેં દૂર કરી છે તે પોતાના વાંકો સારૂજ.'

'દરેકને?'

'હા'

રાજખાને ?

' હા તે શાથી મ્હારી ઉતાવળની ભોગ થઇ પડી.'

' બીજી કોઇ ? '

' હા. વિમળા, કપિળા, સુમતી, અરે કેટલી ! તેવી રીતે કેટલી ભોગ થઇ પડી. પણ તે પણ "પશ્ચાતાપથી મળશે. '

' નહીંજ '

' અરે કેમ નહી ! ત્હારૂં કહેવું ખોટું પડશે. '

' નહી પડે ! ભુપસિંહ ! હવે પસ્તાવો થાય છે ? '

' હા ! હવે બધા કર્મોનો પશ્ચાતાપ થાય છે. '

' તો પ્હેલા બુદ્ધિ કેમ ના આવી ? '

' બુદ્ધિ બગડી હતી. વિનાશ થવાને સરજીત હતું તેથી સુબુદ્ધિ ક્યાંથી ? '

' હવે કેમ સુઝયું ? '

' મૃત્યુ ભયથી. '

' શું તે ભય પ્હેલાં ન્હોતો ? '

• ' નહી. જો કુમુદા મ્હારી પાસે પ્હેલેથી હોત તો હું કેટલાંક કર્મ કરતો અટકત ?'

' પણ તે બનત કેમ ? તેજ અશક્ય હતું. '

' પણ તું કોણ છે ત્હારી ઓળખાણ આપ '

' ત્હમે પસ્તાઇ રહો. હું ત્હમારો યમદૂત છું. '

' શું યમદૂત છું શું તેઓ આમ વાત કરતા હશે ? અને જો તું યમદુત હોઇશ તો પણ તું મ્હને લઇ જઇ શકીશ નહી. હું નર્કવાસિ થનાર નથીજ. કુમુદા કહેતી હતી કે મૃત્યુ વખતની સદ્‌ભાવના નર્કમાંથી તારે છે તો હું મ્હારી સદ્‌ભાવનાને લીધે જરૂર નર્કમાં નહીજ જઉં. નર્ક મ્હારા જેવાને માટે નથી. '

' અરે ' રઉરવ નર્કમાં ત્હમારે જવું પડશે અને શરીરમાં દરેક ભાગે કીડા પડશે કીડા. '

' શાંતંપાપઃ ! ન કરે નારાયણ. દુષ્ટ ! ત્હારૂ કાળજુ આવું કઠોર કેમ છે ! તું ખરેખર ! પાપાત્મા છે. '

'હું ત્હમારો કાળ છું. ' —

મ્હારા કાળ ! તું પ્રત્યક્ષ ! તું પાપત્મા છે અને ત્હારા મ્હોડે પણ હુ કહીશ કે તું નિર્દય હૃદયી પાપાત્મા છે. '

'ભુપસિંહ! પેલુ ખુન!'

'કયું?'

'રાત્રે કરેલું જેના વિશે પત્તો નથી.'

'કયું ખુન? હું એવું કંઈ જાણુતો નથી.'

'કપિલાની સાથે જેના લગ્ન થનાર હતા તેનું!'

'અરે! હા. તે વિશે હું ગુન્હેગાર નથી.'

'ભુપસિંહજ ગુન્હેગાર છે.'

'જરા નહી. તે વીશે તે દુષ્ટા તે ચંડાલણીજ ગુન્હેગાર છે" હે ભૂત! તું ત્યાં જા. ત્હેને પકડ. તે પાપીણીને પકડ અને મ્હારો કેડો મેલ. હું તે બાબતમાં કાંઇ જાણુનો નથી. પૈસાની લાલચે કરેલું કૃત્ય તે ચંડાલણીએજ કરેલું છે.'

'ત્હેનો તથા ત્હમારો બન્નેનો સરખો ગુન્હો,'

'જરા નહી! ત્હેને નર્કમાં લઈ જા—તે નર્કની અધિકારી છે. હું પસ્તાઉ છું. સઘળા કર્મો વિશે મ્હને પશ્ચાતાપ થાય છે તે તું જાણી શકે નહી! હું નર્કાધિકારી નથીજ જા દુષ્ટાને ત્યાં એને પકડ.'

'અરે તે પણ પસ્તાય' આ શબ્દ સાથે વિમળા પ્રગટ થઇ.

'વિમળા!' આશ્ચર્યથી ભુપસિંહ બોલી ઉઠયો.'

'હા.'

'તું કયાંથી અહીં!'

'ત્હમારી ખબર કહાડવા આવી.'

'આવી હાંફ્લી ફાંફ્લી કેમ?'

'ત્હમારા વચન સાંભળીને,'

'શા વચનો.'

'વિમળા નર્કાધિકારી!'

'હાજતો. તે ખુન કોણે કર્યું?'

'ત્હમે.'

'નહીંજ ત્હે. હવે તે વાત જવા દે મ્હારા આવા અણીના વખતે તું કેમ આવી? મ્હને પજવવા?'

'હા તે સારૂજ. હવે ત્હમે કાલ સવાર જોનાર નથી.'

'શાથી?'

'મૃત્યું આવી ત્હમારા શીરપર ઝઝુમે છે.'

'હાં! એમ કેમ જાણ્યું?'

'મ્હને ખાત્રી છે'

'મુઇ તું ખાત્રીવાળી પિશાચ! ત્હને આમ બોલતાં શરમ નથી આવતી?'

'મ્હને શરમ! હવે શેની? આપણો સંબંધ શો? જે હતો તે ત્હમેજ તોડયો છે!'

'શા માટે?'

'ત્હમે જાણો'

'વિમળા! મ્હારો જરાપણ વાંક નથી સઘળો વાંક ત્હારોજ છે. તું નિમક હરામ છે.'

'ત્હમે નિમકહરામ છો'

'ચંડાળણી! દુષ્ટ! મ્હને આ સમયે ગાળો દેવા આવી છું!'

'નહી. ત્હમને બધી વાતની યાદ દેવડાવવા આવી છું'

'શી વાતો?'

'ત્હમારા કર્મો'

'અમે એવા શા કર્મો કરેલાં છે?'

'ત્હમે સંભારો.'

'તું કહેને?'

'ત્હમે સંભારશો તો ઠીક પડશે.'

'દુષ્ટ!'

'દુષ્ટ!'

'ચંડાળણ'

'ચંડાળ'

'પાપીણી!'

'મહા પાપી!'

'કુભારજા! અહીંથી તું જહેશ! નહી તો લાત મારી કહાડીશ'

'હવે હું કોઇથી બ્હીતી નથી. હું અહીંજ રહીશ મારશો તોએ જનારી નથી હું ત્હમારો કાળ છું'

'કસાયણ જા! જા! તું મ્હને શું કરીશ?'

'જીવ લઇશ'

'શંખણી! જા! હવે જા! મ્હારાથી દૂરજા'

'નહી જઉ'

'મ્હારો જીવ લઇશ?'

' હા. '

' શાથી ? '

' ખબર પડશે. '

' વિમળા ! મ્હેં ત્હારૂં શું બગાડયું છે ! '

' વિચારોને ! '

' હવે તું જઇશ ! મ્હારી આંખે અંધારાં આવે છે તો મ્હને જરા સુખે ઉંઘવા દઇશ ? '

' ના. નહીજ સુખે ઉંઘવા તો શું પણ સુખે મરવા નહી દઉં સમજ્યા ? '

કારણ ? મ્હારા ઉપર ત્હારે શી અદાવત ! '

' એતો ત્હમે ને હું જાણીએ અને ત્રીજો જાણે ઇશ્વર ત્હેનો તો ડર રાખો છેવટે મરતાં તો સ્તુતી કરો. '

' વિમળા હું મરનાર નથી. સમજી. '

' ત્હમે આજ જીવનાર નથી. ત્હમારો હું કાળ છું ત્હમારો પ્રાણ લેઇ આવી છું. ત્હમારો પ્રાણ લઇ હું જઇશ ? '

' મ્હારો પ્રાણ લઇ તું કયાં રહીશ ? '

' ત્હમારી જોડે આવીશ. હવે આ જગત્માં મ્હારૂ તથા ત્હમારૂ રહેવાનું જરા પણ પ્રયોજન નથી આપણે આ ભુમીના ભાર ભુત છીએ. '

' તું હઇશ. અમારે હજુ કેટલાંક કામ કરવાં છે. '

' કર્યાં ત્હમે કામ. ત્હમે મહા પાતકી, ઘોર કૃતઘ્ની, ચંડાળ છો ત્હમારે હજી કેટલાં દુષ્કર્મો કરી કેટલા જણનું નખોદ વાળવું છે ? ત્હમારા જેવા જેમ આ જગત્માંથી વ્હેલા સીધારે તેમજ સારૂ. '

' વિમળા ! તું મ્હને ઝંપવા દઇશ ? નહી તો ત્હેં શો વિચાર ધાર્યો છે તે કહીશ ? '

' ત્હમને મૃત્યુદાન દેવાનો ! ' દ્દઢ મુખાકૃતિ રાખી તે બોલી.

' તુ શી રીતે આપીશ ? '

' જુઓ. આપણે છીએ તે મકાનને આગ લાગી છે. આસપાસ ચોમેર મુસલમાન લશ્કર આવી પહોંચ્યું છે ત્હેની જોડે રોકાકલું હિંદુ લશ્કર ત્હમારી રાહોથી પણ બ્હાર ધાનાર નથી અને આજ મકાનમાં હું તથા ત્હમે—વિમળા તથા ભુપસિંહ—અગ્નિને શરણ થઇ સર્વ–શક્તિમાન પરમાત્માની હજુર ન્યાય સારૂ ખડા રહીશું. હા ! આજને આજજ થોડીવાર પછી આપણે બન્ને એકજ વખતે પ્રાણ ત્યાગીશું.

' રૂષ્ટા ! આ મકાન કોને સળગાવ્યું ! '

' વિધિએ. '

' વિધિને શી ગરજ પડી હતી. ચંડાળણી . તું નિર્દય ! કઠોર હૃદયની છે ચાલ દુર થા ! હું ઉઠી અને જઇશ અને તું અગ્નિના ભોગ થવા પડી રહે. !

ભુપસિંહને ઉઠી જતાં જોઈ વિમળા બોલી–' ત્હમે કયાં જશો ? આગે પોતાનું કામ ચોમેર કર્યું છે. એટલુંજ નહીં પણ રસ્તે તાળા વાસેલા છે તેથી ત્હમે હવે બ્હાર જઇ શકશો નહી. હવે તો અહીંજ રહો. ત્હેમે જેને લાયક હતા તેજ મળ્યું. લાયકને લાયક- '

' ચંડાલણી ! શું હું આમ કયાં ને મરવાને લાયકછું. '

' હશોજ. '

' દુષ્ટ ' ભુપસિંહે વિમળાને લાત મારી.

' એવી અનેક લાતો મારો તોએ શું ? પણ ત્હમે જેવા છો તેવા કહેવાને હું ડરનાર નથી અને ડરૂં તોએ ત્હમારી અને મ્હારી છેલ્લી મુલાકાત વખતે–છેલ્લી ઘડીએ શા માટે ડરીશ? ઇશ્વરનો ભય રાખતાં સત્યજ ઉચરીશ અને ત્હમારા જેવાને દુઃખ લાગે છતાં જે ન્યાયયુકત હશે તેજ કહીશ. '

' બસ હવે ત્હારી લવરી જવા દે. મ્હારા કર્મનો બદલો મળવા દે. દુષ્ટા આ ભુપસિંહને કમોતે મારનાર તુંજ છે. મ્હારી આંખો ઘેરાતી હું માનતો હતો પણ તેમ નથી.'

' ના તેમ નથી. આસપાસ ચોતરફ સળગેલી અગ્નિએ હવે ત્હમારી પાસે આવવા તૈયારી કરી હતી. તે દર્શાવવા ધુમાડો મોકલ્યો ત્હેણે ત્હમારી આંખોને યોગ્ય દર્શન દીધું ! '

' ત્હને આવી મતી કોણે આપી ? '

' હૃદયે '

' આથી ત્હને ફાયદો શો ? '

' કશો નહી. બસ મ્હને ત્હમને મૃત્યુના મુખમાં દેખી––અગ્નિમાં તરફડીઆ મારતાં દેખી થતી મજાહ આજ નફો ! '

' કઠીણ હૃદયે ! તું આવી કઠોર કયાંથી બની ? '

' ત્હમારી સોબતથી '

' હવે જા આ ભુપસિંહને મરવાદે. પરંતુ સફુર મ્હારી છેલ્લી ઇચ્છા પુરીકર જો આ માથા ઉપરની જાળીએ ચ્હડી જો કે લડાઈનું પરીણામ

કેમ આવે એમ જણાય છે, અને આગ કેમ પ્રસરી છે બસ આટલું મ્હારૂં છેલ્લું કામ કર.'

'તે હું કરીશ ! વિમલાએ ઉપર ચ્હડી જોયું અને થોડીવારે બોલી 'મુસલમાન લશ્કર કિલ્લાની છેક પાસે આવ્યું છે અને વિજયદત્ત તથા સેનાપતિ ઘણાજ ગભરાયલા માલુમ પડે છે. કિલ્લાની ઉત્તર બાજુ તરફથી લશ્કર આવતું માલુમ પડે છે અને તે પ્રધાન તથા સેનાપતીનું ભાગી આવતું હોય એમ જણાય છે. મુસલમાનો જીતે એમ લાગે છે. આગ હવે થોડીવારમાં આપણા ખંડમાં આવશે.' વિમલા નીચે ઉતરી.

'હા વિમલા ! મુસલમાનોની જીત સાંભળી મ્હને હર્ષ થાય છે. એ એટલાજ માટે કે હવે વસંતદેવ ગાદીએ બેસસે અને પ્રધાન તથા સેનાપતિના મુખ ઉપર ધુળ પડશે. આગની ખબર ચ્હોકાવનારી છે પણ કરવું શું ? લાચાર ! વિમળા હવે મ્હને તું જીવવા દે ! હવે મ્હને ફક્ત બે દીવસ આપ કે હું મ્હારી આંખે રાજા વસંતદેવને ગાદીએ બીરાજેલા જોઉં અને પાપીઓને પોતાના કર્મના ફળ ભોગવતા જોઉં વિમલા તું ઘણીજ ઉતાવળી છું-અવિચારી છું. ત્હેં જે કર્યું તે અવિચારે કર્યું છે મ્હને મારવાથી શો લાભ છે ?'

'લાભ કશો નહી અને હાની કશી નહી'

'ત્હારૂં પાષાણ હૃદય પિગળશે?'

'કદી નહી !

'તું શું કહે છે ! સ્ત્રીઓને કવીઓ કોમળ કહે છે પણ ત્હારા જેવી કઠોર સ્ત્રીઓને દેખતાં તેમના વાક્ય અસત્ય લાગે છે. કસાયણ ! આવી નિર્દય કેમ ? ત્હને ત્હારી ભૂમી સારૂ લાગણી નથી ? મ્હારે સારૂ લાગણી નથી ? હા ! મ્હેં આ ભુપસિંહે ત્હારા ઉપર અપકાર ઘણા કર્યા છે તે સારૂ હું પસ્તાઉ છું છતાં તું મ્હને આવી રીતે નિરાધાર કરતાં જરા પણ અચકાતિ નથી ? ! દુષ્ટા ! દયાહિન ! ત્હને શું કહું કોણ જાણે કેવા અપશકુનિઆત ચોઘડીઆમાં મ્હેં ત્હારૂં મુખ પ્રથમ જોયેલું કે મ્હને ઝંપીને બેસવાનો વખત મળ્યો નથી. જો ! આ અવાજો સાંભળ. અગ્નિ સન્મુખ આવી પ્હોંચેલ છે. હવે હું તથા તું ત્હારા અવિચારી કર્મને લીધે કરેલા કૃત્યને લીધે પ્રાણ ત્યાગીશું વિમલા તું વિમલા નથી. ત્હારામાં વિમલતા ક્યાં છે ? હશે જેવી ત્હને બુદ્ધિ સુઝી તેવી ખરી હે ઈશ્વર ! હે દીનં દયાળ ! સત્ય સહાયક ! વિશ્વાધાર પ્રભુ ! સૃષ્ટિના સરજનહાર ! પાલન કર્તા ! અખિલેશ્વર જગન્નિયં-

તા ! ત્હને અત્યાર સુધી મ્હેં ઓલખ્યો નહી. કુમુદાને સહવાસે હું વખતે ત્હને ઓળખત પણ તે નિર્માણ નહી. આજે આ વિમલાના સહવાસે રાંક બનેલો હું ત્હમને બુમ પાડું છું, તે સાંભળશો ! હું પાપી છું હું અધમ છું ! ઘણા દુષ્કૃત્યો કર્યા છે. વિમલે ! હવે જો. ચંડાલણી ! તું જો ! આગ આ આવી પહોંચી. જો આપણું બારણું પકડયું. હાય ! વિમલા ! આસપાસના ઓરડાઓ તથા ખંડોના પડવાનો અવાજ સાંભળી કેમ ત્હારી છાતી ચીરાતી નથી ? હે વિમલે ! હે રામ ! હે પ્રભુ ! પાષાણ હૃદયની વિમલા ! તું દયા હીનજ છું ! લે જો હવે હું મરૂ છું તું પણ બળી મર ! કમોતે મરનાર તથા મારનાર ત્હારા જેવા જગતમાં કેટલા હશે ? હવે ઉપાય નથી ! શંભુ ! શંભુ ! વિશ્વેશ્વર ! વિશ્વવનાથ ! હરિ ! હરિ વગેરે ઉચ્ચાર કરતો ભુપસિંહ ગાંડો ઘેલો બની પથારીમાં બેઠો અને આસપાસ બ્હાવરો બની જોવા લાગ્યો અગ્નિની પાસે આવતી જવાળા તથા નિર્ભાગીના મૃત્યુ સમયના આ લાભો સાંભળી કઠોર હૃદયની વિમલાનું પાષાણ હૃદય પિંગળ્યું તે એકદમ ભુપસિંહને બાઝી પડી અને રોતાં રોતાં બોલી ' ઠાકોર ' ! હું હું અભાગી પાપીણી ! હાય ! હવે કેમ બચશું ? ! આત્મ હત્યા ! અને ત્હમારી હત્યા કરવાનો ઇરાદો આ દુષ્ટા અધર્મીના હૃદયમાં કેમ થયો ! હે પ્રભો ! જગન્નિયંતા રક્ષા કરો ! રક્ષા કરો !

વિમલા ! હવે છેલ્લી ઘડીએ ત્હારૂજ મુખ જોઇને મરૂં છું '

' ઠાકોર ! હું પણ અંતકાળે આપના મુખ દર્શનનો લાભ લઉ છું. આ અગ્નિથી પવિત્ર થતા આપણા આત્માને અમર સુખ મળશેજ ?

બન્નેજણ સ્તબ્ધ બન્યા. એકમેકને બાઝયા અને અગ્નિથી નાશ સમયની વાટ જોતા એક ચિત્તે પરમાત્માનું સ્મરણ કરતાં સ્થિર બન્યા.

---

## પ્રકરણ ૩૨

---

### લહાવો તો લીધો.

---

**શૈલપુરથી** નીકળેલો રણમલ થોડા દીવસે પહોંચ્યો અને ત્યાં સુબાને મળ્યો. સુબાએ ત્હેને પોતાના કામથી વાકેફ કર્યો.

રણમલ રાજનગર સુનું મુકીને આવ્યો હતો. જો કે ભુપસિંહને

રાજ્ય કારોબાર સોંપેલ હતો તદપિ ભુપસિંહ વિશે તેને વારંવાર થતી શંકા-સન્તાનો ગેર ઉપયોગ થશે એવી શંકા-ત્હેના મનને ઘેરી રહેલી હતી. જેથી સુબાની રજા લઇ ત્હેને તરતજ પાછા ફરવાની ઇચ્છા રાખી હતી. પરંતુ સુબાને અમુક વિષયો ઉપર ખબર મેળવવાની હોવાથી ન્હેને બે દિવસ વધુ રોકાવાની જરૂર પડી. રણમલ નીકળ્યો ત્યારે વિજયસિંહને સુંપરત કરી હતી કે ત્હેણે ભુપસિંહની હીલચાલ જોવી અને ત્હેનો હેવાલ જેમ બને તેમ જલ્દીથી પહોંચે એમ દરરોજ જાસુસ મોકલવો. આ મુજબ ત્હેને પહોંચ્યા પછી ત્રીજે દીવસે શૈલપુરની અંધા ધુધીની ખબર મળી અને તેથી ત્હેણે જલ્દીથી કુચ કરવાનો વિચાર કર્યો અને સુબાની પાસે જઇ વિનંતી કરી કે અમુક સંજોગોને લીધે બાદશાહી લશ્કરની જરૂર પડશે માટે ત્હેની સાથે લશ્કર મોકલવા કૃપા કરવી. સુબાએ ત્હેની વિનંતી ઘણી ખુશીથી સ્વીકારી.

રણમલ તે સૈન્ય સાથે પાટણથી નીકળ્યો અને પ્હેલે દીવસેજ વિરમગામ આગળ આવી પહોંચ્યો. વિજયસિંહે પોતે મોકલેલી ખબરને લીધે રણમલ જલ્દીથી આવી પહોંચશે એમ ધાર્યું હતું પરંતુ ત્હેણે ધાર્યું કે વખતે રણમલ એકલો પોતાના માણસોજ સાથે આવે અને તેથી રસ્તામાં મુકેલા આદમીઓ રણમલને સતાવે અને તેથી કાંઇ નુકશાન થાય. આથી અગમચેતી વાપરીને તે પોતાના માણસો સહીત રણમલના સ્હામો જવા નીકળ્યો હતો તે આ સ્થળે રણમલને મળ્યો. રણમલને ધારેલા વખતથી ત્હેનો આવેલો જોઇને આનંદાશ્ચર્ય પામ્યો અને બન્ને મળ્યા.

રણમલે પુછ્યું 'શી ખબર છે?'

'સારી નથી.'

'તે તો છેજ. પરંતુ હજુ શાન્ત પડયું કે કેમ?'

'ના હજુ છે તેમને તેમજ છે. મામલો ગંભીર છે.

'સુધરે એમ લાગે છે. મ્હને ખાત્રી છે સુધરશે.'

'હા જરૂર સુધરશે. પરંતુ આપણે હવે સાવચેત રહેવું પડશે'

'કેમ?'

'પ્રધાને ભુપસિંહને કેદ કર્યા પછી તમને રસ્તામાં ત્હમારૂં કાંઇ નુકશાન કરવા અને બને તો-જેમ બને તેમ માઠું કરવા માણસો રાખેલા છે અને આસપાસના ઠાકોરોને પોતાની મદદે બોલાવેલા છે.

'તે આવશે!'

'ના.'

'શાથી કહો છો.'

'મ્હને એમ ભાસે છે. અને વખતે આવશે તોએ તે પ્હેલા આપણે પહોંચી જશું. અને તેથી તેઓ આપણનેજ મળશે કારણકે આપણી સાથે મુસનમાની લશ્કર છે તેથી આપણને તેઓ પ્રતિષ્ટ ગણશે.

'તો હવે જલ્દીથીજ જવામાં ઠીક છે.'

'મ્હારૂં પણ એમ ધારવું છે. અત્યારે અહીં મુકામ રાખવો ઠીક છે અને મળસ્કામાં આપણે અહીંથી કુચ કરશું તો ઠીક પડશે. બપોર પ્હેલાં શૈલપુર પહોંચી જઇશું.

'આ બાબતની પ્રધાનને ખબર તો પડી હશે?'

'શી બાબતની?'

'મ્હારા આવવાની'

'તે વિશેની શંકા તે રાખતો હશે. પરંતુ આટલા જલ્દીથી આવી પહોંચશો એમ સ્વપ્ને પણ તે ધારી શકયો નહી હોય.'

'અમો જલ્દીથી આવ્યા તેજ સારૂં થયું.'

'હા. ઘણું સારૂં થયું-મોડા આવ્યા હોત તો બાજી બગડવાનો સંભવ હતો.'

'તો હવે સ્હવારે કુચ કરશું.'

'બન્ને જણે આખી રાત વિશ્રામ લીધો.'

'પ્રભાત થયું. આ શાન્ત ભુમીમાં નિત્ય થતો પક્ષીઓનો કિલકિલાટ આજ સૈન્યની તૈયારીની ગરબડને લીધે સંભળાતો નથી. સૈનીકો પોતાની તૈયારી કરવામાં ઘણા ગુંથાયેલા છે.

સર્વે તૈયાર થયા અને પોતપોતાની ટુકડીમાં જઇ ગોઠવાઇ ગયા.

આજ્ઞા મળતાં સૈન્ય ચાલ્યું. સૈન્યને મોખરે બ્હાદુર રજપુતો જે વિજયસિંહની સાથે આવેલા હતા. તેમની પાછળ મુસલમાની લશ્કર અને તેની પાછળ રણમલનું લશ્કર અને તેની પાછળ ઘોડેસ્વારની ટુકડી, બંદુકવાળાની ટુકડી, અને સર્વેત્ર પુઠે રણમલનું મિત્રમંડળ ચાલતું હતું.

સૂર્યે ધીમે ધીમે ગગન મંડળની મધ્યમાં આવી પહોંચ્યો તે સમયે સઘળું સાગર સમાન સૈન્ય શૈલપુરની ભોગાવતી નદી ઉતરી રાજમહી આગળ આવી પહોંચ્યું. આ સૈન્ય આવી પહોંચશે તેની ખબર વિજયદત્તને મળેલી હતી તેથી તેણે પોતાનું સૈન્ય તૈયાર રાખેલું હતું. લશ્કર આવી પહોંચવાની ખબર મળતાંજ દરવાજા બંધ કરી સૈન્ય આગળ ધસ્યું અને રણમલના સૈન્ય આગળ ધસ્યું અને રણમલના સૈન્ય સાથે ભેટો થયો.

યુદ્ધ ઘણીવાર ચાલ્યું તેના દેખાવનું વર્ણન કરવું અત્ર ઉચિત નથી. ઘણીવાર પછી પ્રધાન સેનાપતીની પાસે ગયો અને પુછવા લાગ્યો. 'ભુપત' આનુ પરિણામ શું આવશે ?

' આપણે જીતશુંજ. '

' મ્હને આશા નથી. '

' શા માટે. '

' સ્હામુ લશ્કર કવાયતી છે અને આપણું દરેક માણસ અનુત્સાહી છે. આ સઘળા જે લડે છે તે ના છુટકેજ. ત્હેમના મ્હોડા સ્હામું જોને કરમાઇ ગયેલા છે. '

' છીટ ! કોઇ સાંભળશે તો આપણી કિમત કરશે. ત્હેમના મ્હોડા ઉપર સૂર્યના તાપના લિધે અસર થયેલી છે. આપણામાં હીમત હશે તો ઇશ્વર મદદ કરશે. '

' જેવું ત્હારૂ ધારવું પણ મને આશા નથી.

' નિરાશ બનો મા. કામ કરો. ફરજ છે તે બજાવો. જાઓ ત્હમારી જગ્યાએ નહી તો પરિણામ બગાડશો.

મ્લાન વદને પ્રધાન ગયો.

\+ + × × +

આશરે એએક ઘડી ગઇ હશે તેવામાં બન્ને સૈન્યોએ રાજમઢીથી ઉત્તર તરફ બંદુકોનો અવાજ સાંભળ્યો. આથી બન્નેના સરદારો વિચારમાં પડયા. ભુપતસિંહની પાસે વિજયદત્ત દોડયો અને પુછ્યું ભુપત ! મઢીની પેલી બાજુ સૈન્ય કયાંથી ? '

' હું તેજ વિચાર કરૂં છું. શત્રુઓએ વખતે પોતાની કળા બતાવી હોય. પણ ત્હમે તે બાજુએ જાઓ હું અહીં લડીશ. '

' ભુપતસિંહ!—' પ્રધાને આકાંક્ષા યુકત વદને સ્હામુ જોઇ કહ્યું.

' કેમ ? '

' ત્હને આશા છે? '

' શેની ! '

' જીતવાની ? '

' હવે બોલો મા ! ચુપ આપ ચાલ્યા જાઓ અને તે ભાગ બચાવો. ઇશ્વર આપણને સ્હાય કરશેજ. જો જીતશું નહી તો મરશું. ત્હમે પાછી પાની કરતા ના. હિમત રાખીને તે બાજુએ જાઓ હું અહીં રહીશ અને આ ભાગ સંભાળીશ. પ્રાણ જતા સુધી પણ લડીશ અને જીતીશ નહી

તો મરીશ.'

'તો હું જઉછું. મ્હને ભેટવા દે.' 'હવે ક્યાં મળશું'–ભેટતાં [પ્રધાન બોલ્યો અને આંખમાંથી અશ્રુ બિંદુ પડ્યું.

'હિમત રાખો ભા. ડરો મા. ઈશ્વરની કૃપા આપણા ઉપર છે.'

'હવે હિમત રહેતી નથી. શત્રુઓ ઘણા આગળ ગયેલા છે. આપણે માણસો ખોતા જઈએ છીએ. હવે શું તું કેશરીઆં કરી મરીશ ?'

'જે થનાર હશે તે થશે. હિમત રાખો.'

બન્ને જણુ ભેટ્યા અને છુટા પડયા.

\+ + +

બંદુકનો અવાજ સાંભળી વિચારમાં પડેલા રણુમલે પુછ્યું 'વિજયસિંહ! મઢીની પેલી બાજુ સૈન્ય ત્હમે મોકલેલું છે.'

'કેમ પુછો છો?'

'બીજા તરફથી સ્હામાને મદદ નહી આવતી હોય?'

'નહીજ. તે બાજુ સૈન્ય મ્હેં મોકલેલું નથી પરંતુ એમને એમ આવેલું હશે તેની તપાસ હમણા કરૂ છું. તે બાજુની ફીકર રાખવી નહીં પરંતુ--'

'શું ? !'

'સ્હામે કિલ્લામાં આગ લાગી છે !'

'હેં !'

'જુઓ તે તે દુષ્ટેજ સળગાવી દીધો હશે અને ત્હેમાંજ ભુપસિંહ કેદ થયેલો છે. રાજા મઢીમાંજ ભુપસિંહ તથા નગરશેઠ છે. રણુમલ ! હવે આપણે જલ્દીથી કામ લેવું જોઇએ. હું બીજી ટુકડી લઇ તે બાજુ જાઉછું પરંતુ ત્હમે ગરીબ ભુપસિંહને ખાતર કિલ્લાનું રક્ષણ કરો અને ત્હેને બચાવો. આગ થોડીવારમાં ભુપસિંહના ખંડમાં જશે !

'વિજયસિંહે પોતાનો ઘોડો પશ્ચિમ બાજુએ વાળ્યો.

'વિજયદત્ત તથા વિજયસિંહ બન્ને જણા થોડા સમયને આંતરે જ્યાં બંદુકના અવાજ થતા હતા ત્યાં આવી પહોંચ્યા બન્ને જણાએ આશ્ચર્ય સાથે જોયું તો ત્યાં આગળ એક વૃદ્ધ પુરૂષ અને એક સ્ત્રી જેનો દેખાવ વિસ્મય પમાડે તેવો હતો તેમને જોયા.

એક બીજો વૃદ્ધ પુરૂષ યોગી જેવો ભાસતો હતો ત્હેને સર્વ અંગે ભભુત ચોપડેલી હતી અને લાંબી જટા વગેરેથી તથા યોગને લીધે દેદીપ્યમાન બનેલો હતો. બીજો પુરૂષ યોદ્ધા જેવો લાગતો હતો. ત્હેની કમરે

ઝરીના પટામાં તરવાર ખોસેલી હતી. અને જો કે તે બન્ને વૃદ્ધ હતા તથાપિ અત્યારે મુખપર શૌર્યતાથી રક્ત દર્શનને લીધે યુવાન જેવા લાગતા હતા.

આ બન્નેથી તે સ્ત્રીનો પોષાક વધુ વિચિત્ર અને ભયંકર હતો ત્હેણે સ્વચ્છ નીરવા રંગની સાડી પહેરેલી હતી અને ત્હેનો ત્હેણે કાછોટો મારેલો હતો. કમરે ઝરીનો પટો કસકસીને બાંધેલો હતો અને ત્હેમાં રત્ન જડીત મુઠની કટાર હતી. મુખ ઉપરના અલંકાર-વિધ વિધ આભુષણ ત્હેને શોભા આપતા હતા. માથે મ્હાકાલીની મૂર્તિની માફક મુગટ પહેરેલો હતો. આ ત્રણને જોતા વિજયદત્ત તથા ત્હેનું લશ્કર સ્તબ્ધ બન્યું, સર્વેને કાળી પોતાના સુરવીર યોદ્ધાઓને લઇ કિલ્લાનો નાશ કરવા આવેલ હોય તેમ ભાસ થયો અને વિજયદત્ત થરથર કંપવા લાગ્યો. આ ત્રણ મનુષ્યના હાથ નીચેની ટુકડી ભીલ તથા રજપુતો તથા કાઠી અને વાઘેર લોકોની બનેલી હતી. તે સઘળા કિલ્લો પાડવાના કામમાં રોકાયલા હતા વિજયદત્તે ઝાડીમાંથી આ સર્વેને જોયા અને તરતજ તેઓ પોતાના તરફના નથીજ, એમ જાણી શું કરવું તે વિચારમાં પડયો એટલામાં વિજયસિંહ આવ્યો. વિજયસિંહ પણ આ ત્રણ જણને જોઇ વિચારમાં પડયો ખરો પરંતુ હીંમતથી પોતાનો ઘોડો ત્હેણે તેઓની પાસે લીધો. પાસે જતાં તે યોગેશ્વરે ત્હેણે નામ દઇ બોલાવ્યો અને વિજયસિંહે તરતજ તે મહાત્માને ઓળખ્યો. આ મહાત્માને આપણે જોયેલા છે. આપણે તેમને મંદીરમાં દીઠેલા તે સમયના અને આ સમયના દેખાવમાં ઘણોજ ફેરફાર હતો શૌર્યની ઝનુનમાં તેમનું રૂપ બદલાઇ ગયેલું હતું.

આ ટુકડી પોતા તરફની છે એ ખાત્રી થયાથી વિજયસિંહે પોતાના થોડા માણસ તે તરફ મુકયા અને પોતે થોડા માણસ સાથે પાછો પોતાની જગ્યાએ ગયો. વિજયદત્તે ભુપપતસિંહને સઘળી બીનાની હકીકત મોકલી અને તે સંબંધમાં ભુપતસિંહે કહાવ્યું કે ' હવે કશું રહ્યું નથી માટે પાછળથી તુટી પડવામાં કશી હરકત નથી ! આથી વિજયદત્તે પોતાની ટુકડી સાથે પાછળથી હલ્લો કર્યો. કીકીઆરી સાંભળતાંજ તે ટુકડીના ત્રણ સરદારો તથા સૈનિકો તૈયાર થઇ ગયા અને સ્હામા ફર્યા. બન્ને વચ્ચે લડાઇ શરૂ થઈ. વિજયદત પ્રથમથીજ ગભરાટમાં હતો અને પોતાની મગજ શકિતને તે ઠેકાણે રાખી શકયો નહી તેથી તે લડાઈમાં તે હાર્યો અને પાછો હઠયો.

વિજયદત્ત પાછો ફર્યો અને ભુપતસિંહ પાસે દોડી ગયો.

'કેમ વિજયદત્ત !'

'હવે આશા નથી'

'શાથી ?'

'બસ એજ. હવે તે તરફની ટુકડી નિર્ભયે પોતાનું કામ કરશે અને શહેરમાં પેશશે'

'ત્યાં ત્હમે શું ઘોલી આવ્યા ? !

'કશું નહી. !

'ત્યાં કેટલું માણસ છે ?'

'માણસો તો થોડા છે પણ સરદારો ઘણા છે !'

'એટલે ?'

'મ્હને લાગે છે કે દૈવી કોપજ આપણા ઉપર છે ?'

'કેમ !'

'સાક્ષાત્ અંબિકા આપણા ઉપર ક્રોધે ભરાઇ અનુચરો સહીત આવ્યા હોય એમ મ્હને ભાસ્યું. ભયાનક સ્ત્રી મૂર્તિએ હદ કરી !'

'આ શું બકો છો ? !'

'હા ખરેખર ! ચંડિકાએ આજે ધરા ધ્રુજાવી ! અને ખેદાન મેદાન કર્યું'

'વિજયદત્ત ! ત્હમારૂ ભાન ખસ્યું છે કે શું ? અંબિકા શું અને ધરા ધ્રુજાવવાનું શું ? !

'હા--જો--જા—ત્યાં ત્હેમની સરદારણ સ્ત્રી અને ત્હેણે મેળવેલી જીત ! હા. તેજ બતાવે છે કે દૈવ વિપરીત છે. હવે શું કરવું !'

'વિજયદત્ત ! હિંમત મુકોમાં અને જુઓ આપણે જીતશું વધતો વખત ખોવા કરતાં યુદ્ધ કરવું સારૂ'

ભુપતસિંહ સૈન્ય તરફ ગયો.

* * * *

આણીગમ યોગેશ્વરની ટુકડી ( આપણે ઉત્તર-પશ્ચિમ બાજુની ટુકડીને એ નામે ઓળખીશું ) એ પોતાનું કામ ધમધોકાર ચલાવવા માંડ્યું. અને તેમેને બળતો કિલ્લો જોઇ બમણી હીમત તથા ખંતથી કામ કરતાં તેઓ કિલ્લામાં રસ્તો કરી શકયા. સઘળુ લશ્કર તે માર્ગે શહેરમાં પેઠું અને કોટની રાંગે રાંગે રાજ મહી તરફ ગયું અને આગ સર્વે હોલવવા યત્ન કરવા લાગ્યા.

કિલ્લા મ્હારનું રમખાણુ બહુજ જોરથી ચાલતું હતું. ભુપતસિંહ

હિંમતથી લડતો હતો અને રજપુત રક્તને દીપાવતો હતો વિજયદત્ત નાગર હતો અને જો કે તે સુરવીર હતો પરંતુ આજે ઉદાસીમાં હતો, પરિણામ સારૂ નહીજ આવે એમ ધારતો હતો—અરે !ખરાબ પરિણામ આવી પડયું હતું તે ત્હેણે સાક્ષાત્ દીઠું હતું.

થોડીવારે ' હરહર મહાદેવ ' તથા મહારાજા વસંતદેવના નામની જયઘોષણાથી સર્વનું ધ્યાન રાજમઢી તરફ ખેંચાયું અને ત્યાં આગળ થોડા સૈન્યને, રાજ્યનો વાવટો તથા મુસલમાની ચક્રવર્તિનો લિલો ચાંદ-વાલો વાવટો ઉડતો દીઠો અને ભુપતસિંહ ગભરાયો. અને હવે મારવું કે મરવું એમ નિશ્ચય કરી વિજયસિંહની સેનાની મધ્ય ભાગે ખુલ્લી શમશેરે દોડયો. પાછલ તેજ પ્રમાણે વિજયદત પણ દોડયો અને નિરાશાથી ભરપુર, શોકગ્રસ્ત પણ હીમતથી બન્ને જણા શમશેર ફેરવતા લશ્કર વટાવી ગયા. વિજયસિંહે આજ્ઞા આપી કે તેઓની પાછલ કોઇએ જવું નહી તેથી ત્હેનો કેડો કોઇએ લીધો નહી.

બન્ને જણા ભોગાવતી ઉતરીને થોભ્યા. બન્નેના દેખાવમાં ફેરફાર ઘણો થઇ ગયો હતો. લુગડા તથા શરીરનું કાંઈ ભાન ન હતું. બન્નેની આંખો રાતી બનેલી હતી. ભુપતસિંહ શૌર્યા વેશથી રક્ત નેત્રી હતો અને વિજયદત્તે રૂદન કરવાથી અંતે આખો રાતી બનાવી હતી. બન્ને જણ નિર્ભય સ્થળ ગણી બે ઝાડની વચ્ચેની ઝાડીની વચ્ચે ઉભા અને ભુપતસિંહ બોલ્યો વિજયદત્ત હવે કિલ્લા સ્હામુજો ! છેલ્લીવાર જોઇલે. હવે આપણે જીતવાની શી આશા છે ? '.

' ભુપત હવે શું કરશું ? આપણી ત્રીશંકુ જેવી દશા થઈ'

' તે થવાનુ કારણ ? '

' એજ વિચારવાનુ રહ્યું '

' હવે શું કરશું ? '

' મ્હને તેટલા માટેજ વિચાર આવે છે હવે શું કરવું ? '

' હવે સઘળી આશાઓ ગઇ છે હવે શરણે જવામાં માલ નથી '

' હવે જીવશુ તો પકડાઇએ ને હાલ બુરા થવાના તો કરવું શું ? '

' હાથે કરીને આવ કુહાડા પગપર ત્હમે કર્યુ ને '

' મ્હેં શું કર્યુ ? '

' રાજા થવાનો ઉત્સાહ થયો તેથી આ બધું થયું સંતોષ રાખ્યો હોત તો આવા હાલ થાત ? '

'અરે ગમે તેમ પણ લ્હાવો તો લીધોને ' વિજયદત્ત છાતિ કાઢી બોલ્યો.

'પણ તે માટે જગત્ શું કહેશે '

'અરે ! જગત્ તો સઘળુ વિસરી જશે. ભવિષ્યની વાત શા માટે વિચારવી હમણા આપણે શું કરવું તે કહેને '

'હવે શું કરશું ? '

'મ્હારો વિચાર એમ છે કે તું મ્હારો પ્રાણ લે અને હું ત્હારો લઉ હવે જીવવામાં કંઇ માલ નથી. '

'વિજયદત્ત ! જીવતો નર ભદ્રા પામે તે કેમ ભુલો છો ? મરવાનુ કારણ ? જીવતા હશું તો વેર લઇશું '

'કોના ઉપર '

'ભુપસિંહના ઉપર '

'પણ તે તો મુઓ. અને ત્હેના પોતાના કર્મનુ ફળ ત્હેને મળ્યું હવે આપણા કર્મનુ ફળ આપણે ભોગવવાનું છે માટે તેજ કરવું કે જેથી જલ્દી છુટકો થાય '

'તો ચાલો શરણ થઇએ. '

'તો શું આપણી પ્રતિષ્ઠા જળવાશે ? '

'કેમ નહી ? '

'હવે નમવું ' તેથી લાભ શો? રણમલ વેર લેશેજ. '

'નહી લે. **રજપુત કદી શરણે આવેલાના ઉપર વેર લેશે નહીં.** અને બચાવશેજ. '

'તો ત્હારે જવું હોય તો જા મ્હારા ઉપર સમશેરનો ઘા કરીને જા.'

'બ્રહ્મહત્યા હું નહી કરૂં. '

'તો હું ભોગાવતીમાં પડીશ. '

'જેવી ઇચ્છા હું તો શરણેજ જઇશ. '

'જેવી ત્હારી મતિ ચાલે તેમ ખરી પણ શરણે જવું તે કરતાં મરવું બ્હેતર છે. '

'ના એવો માર્ગ હું લેવાનો નહી. '

'પ્રાણ ત્યાગ કરવો તેજ સારૂં છે. '

'ના જીવતા હશું તો કાંઇ કરશું માટે ચાલો બીજો ઉપાય કરીયે.'

'ત્હમે શરણ જાઓ. '

'ના હવે તે વિચાર બદલાયો ' જરા વિચાર કરી ભુપતસિંહ બોલ્યો.

'ત્હમે શરણુ જાઓ.'

'હવે ચાલો આપણે લાખા ફુલાણી પાસે જઇએ તે આપણને નોકરીમાં રાખશે અને તેથી આપણું ગુજરાન થશે.'

'લાખાને આપણી શી ગરજ!'

'તે યવનો સાથે યુદ્ધ કરવા તૈયારી કરે છે તેથી ત્હેની પાસે આપણને રાખશે.'

નક્કી?'

'મ્હારી ખાત્રી છે.'

પણ—'

'શું?'

'વસંતદેવ. આવે ત્યાં સુધી આપણે ત્યાં જવું નહી.'

'કેમ?'

વસંતદેવ આવે આપણે રણમલનું સઘળુ પોગળ ખોલીશું.'

'શેનું?'

'તે ખબર પડશે. માટે ત્યાં લગણ આપણે જવું નહી.'

પણ ખાશુ શું?'

બન્ને જણ ગુફા તરફ ગયા. વિજયદત્ત બોલ્યો 'ભુપત! હવે આપણે સહી સલામત પહોંચ્યા. આ ગુફામાં આપણે શાંત જીવન ગાળશું અને કરેલા કર્મોનો વિચાર કરશું.'

ના તેમ થશે નહી. ત્હમારા નસીબમાં કાંઇ જુદુજ છે.'

આ અવાજની સાથે ઝાડીમાંથી હથીઆર બંધ ટુકડી નીકળીને તે બન્નેને કેદ કર્યા અને લઇને ચાલ્યા.

---

# પ્રકરણ ૩૩

## સાહેબીનો શોખ.

**રાજમઢીના** બચાવ સારૂ ગયેલી યોગીરાજની ટુકડીએ કિલ્લામાં બાકોરૂં પાડયું પછી ઉતાવળથી રાજમઢીમાં પેઠા. રાજ્યમઢી તરફ દૃષ્ટિ ફેંકતાં અગ્નિનો તોર તરતજ દૃષ્ટિગોચર થતો હતો. ધુમાડાથી સળગેલી આગે આ સમયે સર્વ સ્થળે પોતાનો પ્રભાવ પ્રસાર્યો હતો. ભુપસિંહ જે

ખંડમાં હતો તેની નીચેનાજ ઓરડામાં નગરશેઠ હતો અને નગરશેઠની પાસેના ખંડમાંથી આગે જન્મ લીધો હતો. અગ્નિ સળગતાંજ ચોમેર ફેલાયો અને રાજમઢીની આગળનો ભાગ પકડયો. આથી ભમળાની યુક્તિ-જેથી કોઇપણ ભુપસિંહને બચાવવા આવી શકે નહી તે યુક્તિ-પાર પડવી અશક્ય નહતી. ટુકડી રાજમઢીની આગળ આવી તે વખતે આગળનો ભાગ તદ્દન બળી જઇ જમીન ઉપર પડયો હતો અને અગ્નિની પ્રબળતાના બળે લોઢું, લાકડું તથા ઇંટ, માટી સર્વે પોતાનો સ્વાભાવિક રંગ ત્યજી દઇ શ્યામ બનીને પડયાં હતાં. આ સઘળાના ઉપર શ્હેરીઓ પાણી ઢાળતા હતા. શ્હેરની બ્હાર યુદ્ધ થતું હતું. પરંતુ અંદરના શ્હેરીઓ નેં ગમે તે બાજુ જીતે કે હારે. તેમાં કાંઇ લેવા દેવા હતું નહી. પરંતુ ભુપસિંહને વિના કારણે બળતો જાણી-અને તેથી પણ વધારે નગરશેઠ અંદર બળે છે તે જાણી તેમને બચાવવા યત્ન જારૂ હતો. પાણીના ઢોળા-વાને લીધે આગળનો ભાગ અગ્નિથી ગરમ થયેલો હતો તે થંડો પડયો હતો. તે ઉપરથી તે ટોળી તથા લોકો જે ભાગ અત્યારે બળતો હતો તે તરફ ધસ્યા અને વાંસડા લાકડાં વગેરેથી આગને વધુ થતાં અટકાવવા યત્ન કરવા લાગ્યા. કેટલાક જણ નગરશેઠ વગેરેને બચવાની બાધાઓ રાખવા લાગ્યા અને કેટલાક આગમાં દહીની માટલીઓ નાંખવા લાગ્યા. દરેક જણ નગરશેઠને બચાવવા તનતોડ પ્રયત્ન કરવા લાગ્યા. આગના જોર આગળ સઘળો યત્ન વૃથા જશે એમ ભાસતું હતું. જે ખંડમાં ભુપસિંહ હતો અને નીચે નગરશેઠ હતો તેજ ભાગ અત્યારે ઘણો બળતો હતો. યોગીરાજની જોડેની સુંદરી ભુપસિંહવાળોજ ભાગ બળે છે એમ ખબર મળતાંજ તે તરફ ઝપાટાદાર ગતીથી દોડી અને તેની હીમતથી ચકિત થયેલા લોકો પણ તેની પાછળ ચાલ્યા. તે સુંદરીની પાછળના લોકો આગલા ભાગ તરફ ગયા અને તે સુંદરી થોડા માણસ સાથે પાછલા ભાગમાં ગઇ.

આગના લીધે થોડા સમયને આંતરે પડતા જુદા જુદા ભાગોના પડવાના અવાજોથી તથા આગ ઓલવનારાઓની કીકીઆરીઓ અને તે સાથે રાજમઢી બ્હારના કિલ્લા આગળના લશ્કરના ગગનભેદી અવાજો નબળા પોચાને બ્હીવડાવી નાંખતા હતા.

પાછળ ગયેલી ટુકડીના યત્નોના લીધે યોગીરાજ, તે સ્ત્રી તથા થોડા બીજા મનુષ્યો ભુપસિંહના ઓરડાની જોડેના ઓરડામાં આવી પહોંચ્યા. અહીંઆ વખત બારીક હતો. મહા મહેનતે જે વખતે અગ્નિએ ભુપસિં-

હતા ખંડમાં પ્રવેશ કર્યો તેજ વખતે આ ટોળી વચ્ચેની ભિત પાડવા સમર્થ બની અને તેઓએ અંદર દયાજનક દેખાવ દીઠો. ભુપસિંહ તથા વિમળા એક એકને બાઝી ઇશ્વર પ્રાર્થનામાં સ્તબ્ધ થયેલા હતા. સુંદરી બન્ને જોઇ દિંગમૂઢ બની ઉભી અને ક્ષણવાર ટગર ટગર જોઇ હિમતથી જરા આગળ ધસી અને પાસે જઇ જોયું તો બન્નેના હોંસ કોસ ઉડી ગએલા હતા અને બન્ને જીવવાની આશા ત્યાગી, અંતકાળ સમય જાણી, પરમાત્મામાં આત્મા લિન્ન કરતાં હોય તેમ એકાગ્ર દૃષ્ટિથી બેઠા હતા.

અત્યારનો દેખાવ તદ્દન બિહામણો અને દયાજનક હતો. ભુપસિંહનો જીવ તાલવે ચ્હડયો હતો તે મનમાં મુંઝાતો હતો. અંત સમયે પ્રત્યક્ષ બનતા સર્વ કર્મો ત્હેની દૃષ્ટિ સન્મુખ આવી દુઃખ દેતા હતા. વિષયવાસના, લલના લાલસા, વગેરે સર્વ દુર્ગુણોના દાસભૂત ભુપસિંહ અત્યારે અસાર સંસારનો ત્યાગ કરી જાણે અન્ય જગતમાં પોતાના કર્મોના ફળ ભોગવવાની શિક્ષા મળતાં તૈયાર થયેલો હોય એમ લાગતો હતો. ત્હેના મુખ ઉપર સર્વ પ્રકારના દુઃખ આવી પડેલાં માણસના જેવા ચિન્હ તદ્દન સાફ દેખાતા હતા. વિમલાના મુખ ઉપરથી લોહી ઉડી ગયું હતું. ત્હેનો પવિત્રાત્મા અત્યારે શાંત હતો. પોતાનો એક વખત અતિપ્રિય હતો તેવા મનુષ્યનો નાશ આવી નિરાધાર સ્થિતમાં કરતી હતી તે બાબતના પશ્ચાતાપથીજ વિચાર ઉત્પન્ન થતા હતા. તે શીવાય આ મૃત્યુ સમયે બીજા કાંઇ પણ વિચાર કર્યા વગર ઇશ્વર ઉપર આસ્થા રાખી, દૃઢ શ્રદ્ધાથી મૃત્યુની વાટ જોતી બેઠી હતી.

અગ્નિ છેક નજદીક આવ્યો. યોગીરાજની ટુકડી એકદમ ધશી અને બન્નેજણને લઇ ખુલ્લી હવામાં ગયા અને ત્યાં તેમની જોડેની સુંદરી વિમાસણમાં પડી સઘળો ચિતાર આંખ આગળ ખડો કરવા લાગી.

વિમળા તથા ભુપસિંહને ખુલ્લિ હવામાં લઇ ગયા ત્હેની જોડે સુંદરી પણ પાછળ પાછળ ગઇ. યોગીરાજે તથા તેની સાથેના સરદારે તેમની આસનાવાસના કરી અને ઘણીવારે તેમને શુદ્ધિમાં આણ્યા. શુદ્ધિમાં આવ્યા તેટલામાં જે માલ ઉપર ભુપસિંહ હતો તે માલ મ્હોટા અવાજ સાથે નીચે પડયો. આ અવાજ સાંભળતાંજ ભુપસિંહ બોલી ઉઠયો–'કોઇ બચાવો રે કોઈ બચાવો. આ ક્રુરપાપી કૃતઘ્ની નિમક–હાય !' આટલુ કહી પોતે પાછો મુર્છાગત થયો. વિમળા થોડીવારે સાવધ થઇ. ભુપસિંહ પોતાના સઘળા કાર્ય સંભારતો જાણે અગ્નિથી બળી જતો હોય તેમ કષ્ટ પામતો દેખાતો હતો ઘણીવારે આંખ ઉઘાડી અને ચોતરફ ફેરવી

જોતાં સ્હામી બાજુએ યોગીરાજ, માથા ઉપર જગદંબારૂપી સુંદરી બન્ને બાજુ લશ્કરી સીપાઇઓ આ નિરખી કુમુદાના દર્શાવેલા સત્ત્વ પુરૂષના સ્વર્ગમાં આવ્યો હોય તેમ ત્હેને ભાસ થયો. અને આનંદ પામી બોલ્યો. ધન્ય! હું પોતાના પશ્ચાતાપથી રૈરવથી બચ્યો. સાબાશ. કુમુદા! સાબાશ! કુમુદા! કુમુદા! વ્હાલી કુમુદા ત્હારા મૃદુ વચનો—મધુર વાકયોનો આલાપ અદ્યાપિ હૃદયમાં કોતરાયલા છે તે વાકયોનાજ લીધે હું આ સ્વર્ગ સુખ પામવાને શક્તિવાન બન્યો. જગતમાં થાજો તો થાજો ત્હારા જેવીજ નાર. પરંતુ ત્હારૂં શું થયું! રાણી ગઇ અને તું પણ ગઇ! નહી પત્તો—ન લેવા—ન દેવા! વસંતદેવ વન વન ભમે—કયાંછે. ત્હારી જાત! કુમુદા! અરે કુ—મુદા!!

'ભુપસિંહ' માથા તરફ ઉભેલી સુંદરી બોલી—ભુપસિંહે આ મધુર અવાજ સાંભળી ઉંચુ જોયું.

'ભુપસિંહ મ્હારી ઓળખાણ પડે છે?'

'ના નહી.'

'જરા પણ?'

'નહી. ત્હમે કોણ!' મહાદેવી! આપ કોણ?'

'હું કોણ ત્હેનો વિચાર કરો.'

ભુપસિંહ ઉંચી, વિકાસેલી આંખોએ તેના તરફ તાકી રહ્યો પરંતુ ગભરાટને લીધે તે કોણ તે ઓળખી શકયો નહી. અને ત્હેની આંખો જગદંબા સ્વરૂપજ દેખાઇ અને બોલ્યો—'આપ કોણ દેવી છો! જગદંબા-રૂપનું વર્ણન મ્હારી કુમુદા કહેતી હતી તેવાજ આપ છો. શું આપ સાક્ષાત્ અંબા ભવાની છો. પેલા નાગરાને દર્શન દઇ દિલ્હી મોકલનાર આરાસુરી શું આપ અત્રે પધાર્યાં છો? દેવી—'

'ભુપસિંહ! હું રતિસુંદરી!'

'કોણ રતિસુંદરી!' મહારાણી રતિસુંદરી!' ભુપસિંહ એકદમ કુદયો અને સ્હામો ઉભો થયો અને હાથ જોડી બોલ્યો! રાણી શલપુરની પટ-રાણી! વસંતદેવની જીવનદોર! આપ અત્રે કયાંથી! ધન્ય પ્રભુ! આજે આપે રાણીના અચાનક દર્શન કરાવ્યા! માતુશ્રી આપ અહીં કયાંથી?'

ભુપસિંહ તમોને અગ્નિમાંથી બચાવનાર તે.' યોગીરાજ બોલ્યો.

ભુપ૦—'રાણી! મહારાણી! વ્હાલા માતુશ્રી!!! આ સેવકને ક્ષમા કરો! આ દીન દાસને બચાવો!' રૂદન કરતો ભુપસિંહ જમીન ઉપર દંડવત પ્રણામ કરતો પડયો.

ભુપસિંહ ! આ શું ! રજપુત થઇને કેમ ધૈર્ય ત્યજો છો ? '

' વ્હાલા માતુશ્રી ! આ દુષ્ટ ભુપસિંહ આપને વારંવાર વંદન દન કરશે પણ ત્હેના પાપ માફ થશે નહીજ. ઓ દેવી ! આપને ગુમ થયેલા માનવામાં આવે છે અને મહારાજા વન વન રખડે છે તે તકનો લાભ લઇ આ દુષ્ટે કરેલા અપરાધો ક્ષમા કરો ! ક્ષમા કરો ! બચાવો ! બચાવો ! આ દુષ્ટને આ પાપીને આ નરાધમને અગ્નિમાંથી બચાવો તેમ યોગીરાજ ! આ સંસાર અગ્નિની જ્વાળામાંથી બચાવી મ્હારા જીવનનું સાર્થક કરો. '

ભુપસિંહ ! ત્હમે આમ કેમ ગભરાઓ છો. '

' માતુશ્રી ! મ્હારા પાપો અસંખ્ય છે તે ગણુતાં પાર કેમ આવે ? જીભે કહેવાય તેમ નથી. શું કહું હું પિતૃઘાતક ! રાજદ્રોહી, નફ્ટ, નિર્લજ છું. માતા હું ત્હમારૂ છોરૂં છું. બચાવો ! સાહ્યબીના કડવા બીજ ચખાડનારા કિલ્લા બહાર છે. તેમનો નાશ જલ્દી થશે. આ શરણાંગતને બચાવો.'

' ભુપસિંહ ! ત્હમારે સાહ્યબી જોઇતી નથી ?' યોગીરાજે પુછ્યું !

' મહારાજા ! મ્હારા મુરબ્બી ! સાહ્યબીનો શોખ–સાહ્યબીનો કોડ આજે પુરો થયો ! મ્હારા સકળ કર્મના ફળ મ્હને મળ્યાં. આખી જીંદગીનું જ્ઞાન આ અઠવાડીઆમાં મ્હને મળ્યું ! પાપના પશ્ચાતાપે પાવન બન્યો. ત્રાહિ ! ત્રાહિ ! આપને વારંવાર પ્રણામ કરૂ છું. '

'ભુપસિંહ ! ત્હમારા પાપ કર્મોના ફળ ત્હમારે ભોગવવાં પડવાનાંજ'

' માફ કરો યોગીરાજ ! મ્હારી કુમુદા, મ્હારી પ્રિય ભગિની મ્હારી જનેતા જનેતાથી પણ અધીક બ્હેન કહેતી હતી કે પાપી પાપનો પશ્ચાતાપ કરે તો છેવટે છુટશેજ અને હું છુટીશજ–કુમુદા ? વ્હાલી કુમુદા ! દેવાંશી કુમુદા ! તું કયાં છું ? આ પાપીને બચાવ. રતિસુંદરી ! માતુશ્રી ! કુમુદા કયાં ? કુમુદે ! કુમુદા !—" બોલતો તે બુમો મારવા લાગ્યો.—

ભ્રમિત બનેલો ભુપસિંહ થોડીવાર સુધી શાંત રહ્યો વળી બોલ્યો ' વ્હાલી કુમુદા ! જગત્તારીણી ! જગદ્દુદ્ધારીણી ! મ્હને બચાવ. મ્હારા ઉપર કૃપા કર ! યોગીરાજ ! આ પશ્ચાતાપી ભુપસિંહના ઉપર કૃપા કરો અને પવિત્ર, શુદ્ધ–બનાવો. કુમુદા ! હે કુમુદા ! ત્હારા વચન ખરા કર ? શાસ્ત્રીણી ! આવ ! આવ ! !–'

' ભુપસિંહ ત્હમારા પશ્ચાતાપનો અનુભવ જોવા હું આ આવી. '

' આ કુમુદા ! ' યોગીરાજ આશ્ચર્ય સહીત બોલી ઉઠયા.

શબ્દ સાંભળતાંજ ભુપસિંહ ઉઠયો-દોડયો અને કુમુદાને પગે પડયો.

રતિસુંદરી દોડી અને કુમુદાને ગાઢ આલિંગન દીધું-હૃદયનો હર્ષ ઉભરાયો. ઘણે દીને પોતાની બાળ સહચરીને દેખી રાણીનો આનંદ અધિકો થયો અને હૃદયના આવેશે આંખોમાંથી અશ્રુ વૃષ્ટિ કરાવી.-

કુમુદાને પણ ઝળઝળીઆં આવ્યા અને મનમાં બોલી.-

'આ હર્ષના આંસુ ! રાણીનો ક્રોધ કયાં અને આજ આ આલિંગનં શું !' સર્વ થોડીવાર સ્તબ્ધ રહ્યા. તે શાન્તિનો ભંગ યોગીરાજે કર્યો અને બોલ્યા 'કુમુદા ! તું અહીં કયાંથી ?'

પ્રણામ કરી બાળા બોલી 'મ્હારાજ ! ઠાકોર વિજયસિંહે આપને ખબર આપવા મ્હને મોકલી કે અમોએ દરવાજા બ્હાર જય મેળવ્યો છે અને દુશ્મનો વિખરાઇ ગયા છે. અમે નગરમાં પેસી વસંત મ્હેલ તરફ જઇએ છીએ. ત્હમે આવી પહોંચો અને ભુપસિંહના સમાચાર મોકલો ! ભુપસિંહના સમાચાર હું લઇ જાઉ છું આટલુ બોલી ચપળ કુમુદા ચાલી ગઇ અને જોત જોતામાં અદ્રશ્ય થઇ ગઇ.

સર્વ ક્ષણવાર મૌન્ય ધારી રહ્યા અને પછી યોગીરાજની આજ્ઞાથી સર્વ જણ મ્હેલ તરફ જવા નીકળ્યા.

---

# પ્રકરણ ૩૪.

## કર્મ કથા.

કુમુદા યોગીરાજની પાસેથી ઉતાવળી નીકળી. તે વસંતમહેલના દરવાજા આગળ આવી પહોંચી કે ત્હેણે છડીદારની નેકીના અવાજ સાંભળ્યા અને મ્હારાજા વસંતદેવ પંડે દરબારમાં બિરાજેલા હોય એવા પોકારો ત્હેના કર્ણે પડયા. આ સાંભળી તે ક્ષણવાર સ્તબ્ધ રહી અને વિચારમાં પડી-'આ શું ! શું મહારાજા વસંતદેવ આવી પહોંચ્યા !' આ વિચારમાં ગર્ક થયેલી તે ધીમે પગલે પગથીઆં ચ્હડી. અંદર જુએ છે તો સ્હામા સિંહાસન ઉપર વસંતદેવને બિરાજેલા દીઠા. આથી તે હર્ષ તથા આશ્ચર્યના આવેશમાં દોડી અને 'મહારાજા ! આ કુમુદા—' આટલુંજ બોલી શકી અને મહારાજાના પગમાં પડી.

અચાનક કોઇ મનુષ્ય જેની આકાંક્ષા આપણા મનમાં હર હમેશ

રહેલી હોય છે, અને જેને શોધવા માટે અગણીત યત્નો કર્યાં છતાં જેનો પત્તો લાગતો નથી, અથવા જેનો મેળાપ થતો નથી, અને જેના મેળાપ માટે સર્વ આશાઓ નિષ્ફળ જેવી બને છે, અને જે કોઇપણ સમયે મળશે કે નહી તે શંકાયુક્ત રહે છે, તે મનુષ્ય અચાનક, અણુચીંતવ્યું અને અણધાર્યું પોતાની મેળેજ આપણી રૂબરૂ આવી પહોંચે તો જે હર્ષ ઉમંગ અને આનંદના મિશ્રણથી અદ્‌ભુત ભાવ હૃદયમાં ઉત્પન્ન થતાં સર્વે ઇન્દ્રીયો પોતાનાં અન્ય કાર્યો મુકી તેજ ભાવની આજ્ઞાનુસાર વર્તતાં વિચિત્ર વર્તન કરે છે તેવું વર્તન રાજાની ઇંદ્રીઓ આ સમયે કરવા લાગી. પોતે રાજદરબારમાં છે તે વિસરી જઇ, પોતે શું કરે છે તેની સમજ-ણુમાં ગયા શીવાય, ઇંદ્રીયોનો અનુગ્રહ નહી કરાતાં રાજા સિંહાસન ઉપ-રથી ઉભા થયા અને જમીન ઉપર કુદી કુમુદાને ઉભી કરતાં પુછવા લાગ્યા ' કુમુદા ! તું કયાંથી ? અને આમ અચાનક ! '

કુમુદા બોલી શકી નહી. જરાવાર પ્હેલાં રાણીને મળી હતી અને થોડીજવાર પછી રાજાને મળતાં ત્હેનો હર્ષ હૃદયમાં રહી શકતો નહતો. મહામહેનતે પોતે પોતાનો ભાવ છુપાવી શકી પરંતુ મહારાજાની સ્થિતિ વિચિત્ર બની હતી. આજસુધી સુષુપ્તિ અવસ્થા ભોગવતી પોતાની લાંબા વખતની ઇચ્છાઓના દર્શને પુનઃ જાગૃત બની અને પોતે ભૂતકાળનો સમય સંભારવા લાગ્યા. તેમ કરતાં બાલ્યકાળ, યુવાવસ્થા, રાણી સાથેના સર્વ વિલાસો અને રાણીનું ગુમ થવું તે સઘળા દેખાવો ત્હેની નજર આગળ આવી પહોંચ્યા અને પોતે પોતાના હૃદય રંગભુમી ઉપર સર્વ આવેશોને નૃત્ય કરાવવા લાગ્યા. આવેશોએ અતિશય વૃદ્ધિ પામતાં મહા-રાજાના હૃદયને ધ્રુજાવી નાંખ્યું અને તેમ થતાં રાણીનો શોક ઉદ્‌ભવવા પામ્યો. શોકના પુનર્જન્મ સાથે મહારાજા એકદમ કુમુદા, ને શો જવાબ આપવો તે વિચારમાં અને વધુ શું પુછવું તે ધારતી દિંગ બની ઉભી હતી. ત્હેની પાસે જમીન ઉપર એકદમ બેસી ગયા અને શોકગ્રસ્ત બની બોલ્યા ' કુમુદા ! રાણી ક્યાં ! ત્હેનો પત્તો ! તું ક્યાં ગઇ અને કેમ થયું ? '

આ સાંભળી કુમુદા વિચારમાં પડી–ગુંચવાડામાં પડી–હકીકત કેમ બની–શી બની તે ત્હેણે રાજબાને મ્હોડે સાંભળી હતી. પરંતુ થોડીવાર ઉપર મેળવેલી રાણીની ખબર મહારાજાને નહી હોય ? ! મહારાજા વિજ-યસિંહના લશ્કરમાં નહી હોય ! અથવા રાણીની ખબર શું ત્હેને નહી પડી હોય ? આ સઘળા વિચાર–શંકા–થતાં સ્તબ્ધ બનેલી બાળા અંતે

બોલી ' મહારાજા ! રાણી ક્યાં છે !

' ક્યાં ? ! ! ' એકદમ રાજા ઉભો થયો અને બોલ્યો.

' તે ભુપસિંહને લઇને આવે છે. '

' શું તે કૃતઘ્નીને લઇને રાણી ક્યાં ?

' મહારાજા ! સાંભળો. ઠાકોર વિજયસિંહે મ્હને આજ્ઞા આપી તે લઇ યોગીરાજની ટુકડી પાછળ હું ત્હેમને આપણા જયની ખબર કહેવા ગઇ. ત્યાં મ્હેં આ પ્રમાણે દેખાવ દીઠો. જમીન ઉપર નિરાધાર અવસ્થામાં અગ્નિ જ્વાળાથી બચેલો-ભુપસિંહ પોતાની જુની સ્ત્રી વિમલા સહીત હતો. રાણી વિરાંગનાના આભુષણ પહેરી કમરે કસકસાવેલા કમરપટામાં તરવાર તથા કટાર જેનો દેખાવ દેવાલયના ભોગ—અરે ! દેવાલયની સાક્ષાત ચંડિકા સ્વરૂપ દેખાય છે તેવી રાણી ઉભેલી હતી. ત્હેની પાસે નમ્ર અને દીન બનેલો ભુપસિંહ પોતાના પાપની માફી માગતો હતો અને મ્હારા જુના સમયના વચનો સંભારતો હતો અને રાણીને વારંવાર નમન કરતો હતો. મ્હેં તેઓને સમાચાર કહ્યા તે સાંભળી તેઓ જલ્દીથીજ અહીં આવશે અને આપની આકાંક્ષા પુર્ણ થશે અને ગુમ થયેલી રાણી આપના ચરણારવિંદમાં લક્ષ્મી જેમ વિષ્ણુની, પાર્વતી, જેમ શીવની સાવિત્રી જેમ બ્રહ્માની સેવામાં રહે તેમ રહેશે. '

કુમુદા રાણીને નીરખવા મ્હારૂં મન તલસી રહેલું છે તેથી તું ચાલ અને આપણે સ્હામા જઇએ રણમલ ! હું રાણીને લઈ તરતજ આવું છું અને ભુપસિંહને પણ લઇ આવીશ. પેલા પ્રધાન તથા સેનાપતીની શોધ કરાવો હું થોડી વારમાંજ આવીશ. '

' મહારાજ ! મુરબ્બી ક્ષણવાર ધૈર્ય ધરો. સર્વ મંડળ અત્રેજ આવશે અને આ વસંત મ્હેલમાંજ રાણીનો મેળાપ થવો યોગ્ય છે.

' પ્રિય રણમલ ! હવે એક ક્ષણ એક દીવસ જેવી લાગે છે. '

' ઇચ્છિતવસ્તુપ્રાપ્ત્યર્થે સમય ગમે તેવો ટુંકો હોય તદપિ લાંબો જ લાગે છે એ ખરૂં છે. મહારાજા ચાલો ! કુમુદા બોલી.

કુમુદા તથા વસંતદેવ ચાલ્યા. દરવાજા આગળ જતાંજ ભુપસિંહ આદિ મંડળ સ્હામું આવતું ત્હેમણે દીઠું કુમુદા તથા મહારાજા તેમને જોઇ પાછા ફર્યા અને મહારાજા પોતાના આસને બેઠા.

સર્વ મંડળ દાખલ થયું મહારાજાની ચંચળ આંખો ચો તરફ ફરી. તે મંડળમાં રાણી હતી નહી. વિજયસિંહ યોગેશ્વરને સોધવા લાગ્યો પણ તે ત્યાં હતો નહી. કુમુદા, રાજા, વિજયસિંહ અને રણમલ, ચિત્રવત

વિચારમાં પડયા-સર્વેને પોત પોતાની ઇચ્છિત વસ્તુ જે મેળવવા ઉત્સુક હતા અને જે મળતાં જરાપણુ વાર નથી એમ ધારતા હતા તે વસ્તુ-હાથમાં આવેલી-દૂર થઇ હતી. રતિસુંદરી તથા યોગીરાજ હતા નહી. તે મંડળની જોડે જે સરદાર કીલ્લા ઉપર લીલો ઝુંડો ચ્હડાવનાર હતો તેજ હતો. ત્વમલાએ અંદર પેસતાંજ ઘુમટો તાણ્યો અને ભુપસિંહે ઝપાટાદાર ગતિથી મહારાજાના સિંહાસન પાસે જઇ સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા.

વસંતદેવ ખબર પુછે તે પ્હેલાજ કુમુદાએ સવાલ કર્યો ઠાકોર રતિસુંદરી કયાં ?'

' અમારી જોડેજ હતાંને ?

' સર્વ મંડળ વિસ્મય થયું. કુમુદાએ પોતાની મેળેજ ઉત્તર આપી પાછળ રહી ગયાં હશે. '

' રાણી વગેરેની વાટ જોતાં દીવસ પુર્ણ થયો પણ તેમનો પત્તો નથી. વિરહી વસંતદેવના વિરહમાં બમણો વધારો થયો. ' રાણી સર્વ લશ્કરની સહીત હતી તો કેમ આવી નહી ! અથવા કુમુદા શું જુઠુ બોલે છે ! કુમુદા જુઠી ! ના તે કેમ હોય ?-સર્વે જણાએ રાણીને પ્રત્યક્ષ દીઠી હતી. શું રાણીનો આત્મા આ શૈલપુરને તથા ભુપસિંહને બચાવવા આવ્યો હશે કે શું તે કાંઇ ગુપ્ત કારણથી આવતી નહતી ?-રાણી ગુમ થવાનું કારણ શું તે આ કુમુદાને પુછવાથી જણાશે શું રાણી લુંટારા પાસેથી નાસી આવેલી હશે અને આજ પછી સપડાઇ હશે ! અથવા કોઇ બીજા કારણથી ગઇ હશે. આ સઘળુ કુમુદાને પુછવાથી જણાશે ' આમ વિચાર કરી રાજાએ કુમુદાને પુછ્યું 'કુમુદા' તું તથા રાણી ગુમ શાથી થયા ? અને કયાં કયાં જઇ આવ્યા તે કહે. '

' મહારાજ ક્ષમા કરો રાણી પંડેજ આવશે પછીજ સર્વ વાતનો ખુલાસો થશે કૃપાનાથ તેટલી કૃપા કરો '

' કુમુદા મ્હારૂ મન વિહ્વલ બન્યુ છે મનમાં અનેક ભયંકર વિચાર આવે છે; માટે હું ત્હને વિનત્રિને કહું છું કે ત્હમારી અત્યાર લગીની કથા કહો—સઘળી નહી તો તે રાતની-અરે ! તે રાતનો વિચાર કરતાંજ મ્હને મુર્છા આવે છે. ત્હારી બાળ સહચરી કેમ ગઇ ! કયાં ગઇ તેનો ઇતિહાસ—વૃતાંત—જો તું પુરો ન જાણતી હોય તો પણ તે રાતનો જે રાતે ત્હમે બન્ને ગુમ થયા તે રાતનો હેવાલ જણાવો જેથી મ્હારો-બલ્કે આ સઘળા મંડળનો ભ્રમ દુર થાય-'

'પૃથ્વી પતિ ! આપ થોડો સમય ધૈર્ય ધરો. રાણી અત્યારે નહીતો સ્હવારે પણ આવશેજ. જો કાંઇ સ્હવારના દરબાર સમય સુધીમાં નહીજ આવે તો હું આપને સઘળુ નિવેદન કરીશ.'

'કુમુદા ! આજની રાત કેમ જશે ?'

'આટલી ગઇ તેમ'

'પરંતુ કુમુદા ! તું વિચાર કર ! તું મનુષ્યના મન જાણે છે ત્હેં તે બાબતનો સારો અભ્યાસ, કરેલો છે. તું અનુભવી છું તેથીજ કહેને મ્હારી રાત કેમ જશે ?'

'મહારાજ ! મ્હારા વૃતાંત પહેલા બીજાના પુછો આ ઠાકોર કયારના આપની પાસે યાચના કરવા તત્પર છે તે તરફ દૃષ્ટિ કરો'

'હા ! ભુપસિંહ ત્હમારે શું કહેવું છે ભુપસિંહ તરફ ફરી રાજા બોલ્યા આ વાકય સાથે ઉભેલો ભુપસિંહ તખ્ત આગળ બેસી ગયો અને ન્હાના બાળકની માફક રૂદન કર્યું આજે ભુપસિંહનો દેખાવજ માત્ર દયા ઉપજાવે એવો હતો અને આ ત્હેના આચરણથી સર્વનાં હ્રદય પિંગળ્યાં. વસંતદેવ આસનથી ઉઠયા અને ત્હેને ઉઠાડી ત્હેને ભેટયા અને બોલ્યા ! હું ત્હારા અણજાણે થયેલા ગુન્હા માફ કરૂં છું ભાઇ ભુપસિંહ ! ત્હેં પેલા મતલબીઆઓની સિખવણીથી જે કામ કર્યું. તે સારૂ ત્હને શિક્ષા થશે નહી.'

'પરંતુ શિરછત્ર ! આ દુષ્ટ શિક્ષા પાત્ર છેજ.'

'શા માટે ?'

'આ ભુપસિંહનુ જીવન શું આપના સમક્ષ ગયેલુ નથી શું ? શું આ પિતૃઘાતક-હાય ! આ દુષ્ટ દયા હીન—' તે મુર્છાગત થયો. થોડી વારે સાવધ થતાં બોલ્યો 'શું ! આપને મ્હારા શિર છત્રના મૃત્યુની વાત ખબર નથી ? આ વિમળા તે બાબતની સાક્ષી થશે. મ્હારા પરમ પ્રિય જન્મદાતા પિતાજીના મૃયુનો સાધન ભૂત હું શું શિક્ષાપાત્ર નથી. મહારાજ ! મ્હને શિક્ષા કરો. મ્હારા કર્મનો બદલો આપો.'

'ભુપસિંહ ! હું ત્હમારી વાત સમજતો નથી. હાલ ત્હમો ગભરાયલા માલુમ પડો છો માટે આરામ લો અને મગજને શાંતિ આપો.'

'મુરબ્બી ! શિરછત્ર ! ! ન્યાય મૂર્તિ આપ ન્યાય કરો. હું પાપી છું અધમ છું મ્હારી બુદ્ધિ ઠેકાણે છે હું ભાનમાં છું. મ્હારી વાત કહેવા દો. ભૂતજીવનના શ્યામ વૃતાંતનો પટ ખોલવાદો અને આપ શિક્ષા કરો. હું અધમ છું-નરાધમ છું રૌરવ નર્કનો ધિક્કારી છું-કુમુદા ! કુમુદા ? !

બચાવ ! બચાવ ! ! ભુપસિંહ જમીન ઉપર લોટી પડયો.

' ભુપસિંહ સાવધ થતાં વિમળાએ પુછ્યું ઠાકોરશ્રી ! આપની આજ્ઞા હોય તો સઘળી બીના જણાવું પણ આપની ઇચ્છા હોય તો. '

' હા વિમલા ! મ્હારા સઘળા કર્મો જણાવ. અને મ્હને ન્યાય અપાવ વિમલાએ પિતૃઘાતકનો હેવાલ શરૂ કર્યો.

' નેક નામદાર ! હું આ ઠાકોરની એક સમયે અર્ધાંગના હતી. તે પ્હેલાનો આ હેવાલ છે. તે હું કહું છું આ ઠાકોરના પિતા હિંમતસિંગ આપના જાણવામાં છે. તેમણે એક સમયે મ્હારૂ લાવણ્ય જોયું. અને મોહ પાસમાં પડયા. ભુપસિંહ પણ મ્હારા ઉપર પ્રેમ દ્રષ્ટિથી જોતા હતા. પુત્ર તથા પિતા બન્નેને મ્હારે માટે અપેક્ષા હતી. હું મ્હારા જીગરથી ભુપસિંહને ચ્હાતી હતી. તેમના પિતા વૃદ્ધ વયે ઉતરતી અવસ્થામાં મ્હારા સારૂ આવી રીતની ઇચ્છા રાખે તે ઠાકોરને પ્રસન્ન પડ્યુ નહી અને તેથી ઠાકોરે મ્હારી આ દુષ્ટાની સંમતિથી ખુન કર્યું હા ! એક સમશેરનો ઘા હું જાણું છું, અરે તે સમયનો દેખાવ કેવો તે હું અત્યારે જાણે દેખતી હોઉ એમ લાગતાં હું કંપુ છું. હું તે વખત એક જાળીમાંથી જોતી હતી તે વખત કંપતી ન હતી પણ આજે કંપુ છું. સમશેરનો ઘા અને એકજ ઘાએ તેમના પિતાના પ્રાણ પરમાત્માના સમિપ ગયા. અને ભુપસિંહ નિશ્કંટક રહ્યા. તે દીવસે ફેલાવેલી લુંટારાની વાત જે સ્હેરમાં ફેલાવી કે લુંટારા ઘર ઉપર હલ્લો લઇ ગયા અને ઠાકોરના પીતા તેમની જોડેના ટંટાથી મૃત્યુને આધીન થયા તે વાત તદ્દન બનાવટી અને જુઠ્ઠી હતી. જે બીના બની તે હું તથા ઠાકોર અને ત્રીજો પરમેશ્વર તે શીવાય કોઇ પણ જાણતું નથી. ભૂતકાળના આ હેવાલ તરફ અગ્નિએ અમને જોવડાવ્યું અને પાતકનું નિવારણ સત્યથીજ થશે એમ બન્નેને ભાસ્યું અને તેથીજ આ સઘળું સત્ય આપ સમક્ષ કહીએ છીએ. આપ ન્યાય કરો. બન્નેને શિક્ષા કરો અને 'ન્યાય તથા સત્ય' ના સૂત્રથી અમને પાવન કરો.

' વિમલા ! તહમારો વૃત્તાંત ખરેખર આશ્ચર્ય જનક છે. અત્યાર સુધી કોણે ધાર્યું હતું કે જે પિતા પોતાના પુત્રને પ્રાણથી અધીક ગણતો હતો તે–તેજ—પોતાનો ઘાતક થશે. હિમતસંગ અને ભુપસિંહ વચ્ચે પુત્ર પિતાનો સ્નેહ એવો ગાઢો હતો કે ત્હેનું વર્ણન થઇ શકે નહી. તે સ્નેહ એક સ્ત્રીની લાલસાને લીધે છિન્ન ભિન્ન થયો અને નિમકહરામ પુત્રે પિતાનું ખુનં કર્યું ! દુષ્ટ ભુપસિંહ ! ત્હારી બુદ્ધિ કેમ બ્હેર મારી ગઇ.

જો મ્હને તેજ વખત ખબર પડી હોત તો ત્હને હું શું કરત તે કહી શકતો નથી-તું પિતૃ ઘાતક અને રાજ્ય દ્રોહી ! હા રજપુત ! તું તે નામનેજ લાયક નથી. ત્હને શું કરવું ? આ શમશેરથી ત્હારા ટુકડા કરૂં વસંતદેવ ઉઠયા અને ક્રોધથી બોલવું ચાલું રાખ્યું—અને વિમલા ! ત્હારા શરીરના કડકે કડકા કરી આંધળા જગતને નિર્મલ ન્યાય બતાવી આના આંધળા પ્યારનો બદલો બતાવું. એવી મ્હારી ઇચ્છા એકાએક થાય છે પરંતુ ન્યાય ખાતર હું મ્હારી શમશેર મ્યાન કરૂછું. સત્યનો બદલો ન્યાય આપશેજ ? કુમુદા ? ત્હારા વચન કયાં ? મતુના વચન કયાં ? સત્ય ને સારૂ હવે શું કરવું ?'

' મહારાજ ? ભુપચિંહને ક્ષમા આપવી જોઇએ. શરણુંાગતનુ રક્ષણ કરવું તે ધર્મ છે '

કુમુદા ! તું શું બોલે છે ? ! તુંજ કહેતી હતી કે રજપુતોએ આંધળા બની ભવિષ્ય તરફ વિચાર નહી કરીનેજ પોતાનું સ્વતંત્રય ગુમાવ્યું છે. શાહબુદ્દીન પૃથુરાજને શરણે આવ્યો. તેણે શરણુંાગતનું રક્ષણ કર્યું અને તે સાથે આખા આર્યવર્તના સ્વાતંત્રયનો નાશ થયો તે કહેનાર તુ અને આજે ફરીથી તેજ વચન તું લાવે છે ? '

' મહારાજ ? બન્નેમાં તફાવત ઘણો છે પહેલે શત્રુ હતો અત્ર શત્રુ નથી. પશ્ચાતાપનું ફળ ભોગવવા દેવું જોઇએ. ભુપસિંહને શું શિક્ષા મળી નથી ? પોતાના કર્મના ફળ શું ત્હેણે ભોગવ્યા નથી ? અગ્નિથી શુદ્ધ થયેલા સિતાદેવીને પણ રામે ગૃહણ કર્યાં હતા-'

' સબુર ! કુમુદા ! તું ત્હારૂ શાસ્ત્ર વિચિત્ર રીતે અંદર લાવે છે. સિતા કલંકિની હતાં ? ભુપસિંહ છે. સિતા જાતે અગ્નિમાં પડયાં હતાં. ભુપસિંહ અગ્નિનો ભોગ થયો. આ સઘળો બનાવ તું શી રીતે સરખાવી શકે ? '

' મ્હારાજ મ્હારૂ કહેવું એમ નથી. હું એમ કહું છું કે પશ્ચાતાપ રૂપી અગ્નિથી પવિત્ર થયેલા આ ભુપસિંહનો આપે અંગીકાર કરવો. હું એમ કહેતી નથી કે ત્હેને ત્હેના ગુન્હા સારૂ માફી બક્ષવી પરંતુ ત્હેને ત્હેના દરજ્જાને યોગ્ય શિક્ષા થવી જોઇએ. આ સઘળા ઠાકોરો ભાયાતોના સન્મુખ ત્હેને આ નીચુ જોવાનો વખત આવ્યો તે શું ઓછી શીક્ષા છે ! પશ્ચાતાપીને યોગ્ય શાશન દો ?

' ભુપસિંહ ! તે ગુન્હા સારૂ પછી વિચાર થશે તે શીવાયના બીજા ગુન્હા કહે. '

'આ પાપી શું કહે ? આ રાજદ્રોહી શું કહે ! મ્હારા ગુન્હા અસંખ્ય છે. બીજુ ખુન ! હા તે હું કહી શકતો નથી. કેમ કરીને કહું ? હું ખુની છું. પાપી છું. વિમળા ! મ્હારા પાપની ભાગીયણ તું કહે. મ્હારૂ પોગળ અત્યારે ખુલ્લું કર અને ન્યાય આપ.'

'મહારાજ ! મારી શોકય કપિલાના નિર્ણીત પતિ માનસિંગ–આપના ઠાકોર માનસિંગ. ત્હેનું ખુન !'

'અરે શું ત્હેનું ખુન પણ આ પાપીએજ કર્યું. હા ! ભુપસિંહ ત્હને શું કરવું ? કુમુદા ! આશું ત્હારો ભુપસિંહ આવો તદન પાપી અને તું ત્હેની હીમાયતી ?'

'મહારાજ ! ધૈર્ય ધરો. સઘળા ગુન્હા સાંભળો પછી ન્યાય કરો. ઉતાવળા થાઓ મા. બોલ વિમળા ! માનસિંગને મારવાનું કારણ ?'

'પૈસાની લાલચ. ભુપસિંહને કપિલાની આકાંક્ષા હતી તે વાતની મ્હને પછી ખબર મળી. પરંતુ ત્હેની પાસેની હજાર મ્હોરો સારૂ અમે ઝેર દીધું.'

'હાય ! ઝેર દેનાર દુષ્ટ !'

'મહારાજ હજુ પણ સાંભળો. અનેક સ્ત્રીઓને વગર કારણે દુઃખ દીધું.' ભુપસિંહ બોલ્યો.

'પછી ! ત્હારા કાળા કર્મનો પડદો ઉઘાડ.'

'મહારાજ ! આ પાપીની છેલ્લી હકીકત સઘળા જાણે છે. રણમલસિંગ તથા વિજયસિંહ બરાબર જાણે છે–મ્હારી રાજ્યની ઇચ્છા–રાજ્ય લોભ. પરંતુ તે લોભ લગાડનાર ભુપત તથા વિજયદત્ત.'

'તે હું જાણું છું.'

'હજુ પણ બીજા ગુન્હા રહી જાય છે.'

'તે કહે !'

'મહારાજ ! હવે એકજ મુખ્ય ગુન્હો કહીશ. તે ધૈર્યથી સાંભળો પછી શિક્ષા કરો.'

'હા. બોલ પશ્ચાતાપી બોલ.'

'રાણી સારૂ આકાંક્ષા !'

'ચંડાળ !–' વસંતદેવ એકદમ આસન ઉપરથી તરવાર ખેંચી ઉભા થયા અને સર્વ મંડળી પણ તેજ શબ્દ બોલ્યું.

કુમુદાએ મહારાજાનો હાથ પકડયો અને બેસાડયા અને કહ્યું;—

'મહારાજ ! ન્યાય મૂર્તિ! ધીરજ ધરો. સઘળું સાંભળો અને પછી ન્યાય આપો. બન્ને બાજુનો વિચાર કરો એકદમ આકરા થાઓ મા.'

' કુમુદા ! ગુન્હેગાર કબુલ કરે તે છતાં તું હજુ ધૈર્ય ધરવા કહે છે મ્હને શિક્ષા કરવા દે '

' આપ મુખત્યાર છો. પણ નિષ્કપટી અને બિન ગુન્હેગાર મરી જાય તે શું ન્યાયતું ભુપણ છે ? આપ પૂર્ણ હકીકત સાંભળો અને પછી શિક્ષા કરો '

' કુમુદા ! શું કરૂં કે ત્હારા જ્ઞાનનો પ્રભાવ મ્હને અટકાવે છે નહીતો આ ક્ષણે ત્હને પણ શમશેરથી– ' મહારાજા હસીને બોલ્યા.

' ઉઠાવી દેત– ! મહારાજા ! તેજ ઉતાવલીઆઓનુ લક્ષણ છે. ન્યાયતુ લક્ષણ નથી. ન્યાય કરતાં બહુજ વિચારવાનું છે. ઇશ્વરની વિભુતી જે ન્યાયાધિશોમાં આપેલી છે તેનુ અનુકરણ કરવું સ્હેલું નથી. ગંભિરતા ધીરજ અને બન્ને બાજુનું સાંભળવું અને કૃત્યની જાત તથા કૃત્ય કરનારે શા સંજોગો વચ્ચે કૃત્ય કર્યું તથા પછીથી ત્હેને શું ફળ મળ્યું અને તે ફળ પુરતુ મળેલુ છે કે કેમ તે વિચારવું અને ત્યારબાદ જો ફળ બરાબર મળ્યું હોય તો વધુ શિક્ષા કરવી તે અન્યાયજ અને ફળ બરાબર મળ્યું ન હોય તો વધુ શિક્ષાની જરૂર ખરીજ. આપનો ધર્મ સમજી કામ કરો અને જે આત્માને લાગે તે કહો ત્હેમાં શ્રી કૃષ્ણના વચન પ્રમાણે પાપ નથી એમ આપનુ સમજવું છે પરંતુ આત્મા ઉપર મનની પ્રબળતા હોય છે ત્યારે મન જે કહે તેજ આત્મા કહે છે એમ લાગે છે. મન શાન્ત રાખી બધુ સાંભળી પૂર્ણ વિચારી, ન્યાય કરી પોતાનો અભિપ્રાય જણાવવો તેજ ન્યાય મૂર્તિઓના લક્ષણ છે. '

' કુમુદા ! ત્હારા વચનો ખરેખર વિચારવા જેવા છે ! ઠીક ભુપસિંહ હવે બીજુ કાંઇ રહે છે. '

' મહારાજ ! આ કુમુદાના વચનથી ત્હેના મોહ પાસમાં હું પડયો '

' કુમુદા ! હવે તે વિશે તું શું કહે છે ? '

' મહારાજ ! તે બાબતમાં પૂર્ણ સાંભળો. ઠાકોર ! મ્હેં ત્હમને તે બાબતમાં શું કહેલું ? '

' હા મહારાજ ! કુમુદાએ મ્હને કહ્યું કે જ્યાં સુધી ત્હમે ત્હમારા આત્મા બુદ્ધિ' અને મનથી કુમુદાને વરવા યોગ્ય છો એમ લાગે નહી ત્યાં સુધી કુમુદા ત્હમારી જોડે સંબંધ બાંધી શકશે નહી !

' હેં ! ' આખુ કચેરી મંડળ બોલી ઉઠયું અને મહારાજા હર્ષાવેશમાં બોલી ઉઠયા ' ધન્ય ! કુમુદા, આર્યવર્તમાં ત્હારા જેવીજ આર્યાઓ જોઇએ. '

' મહારાજ ! હું શું છું ? પ્રાચિન આર્યાઓના અનુકરણ કરવામાં હું રોકાયલી છું પરંતુ પુરતી કેળવણી શીવાય હેના હજારમાં ભાગને પણ હું પહોચી શકી નથી. હવે ભવિષ્યમાં સ્ત્રીઓને કેળવણી કેમ અપાશે તે ધારી શકાતું નથી. હવે તે જરૂર વીચારાશે. હવે સુંદરીઓ મ્હારા જેટલી ઉમર સુધી કુમારીકાઓ રહેશે એ બાબતની મ્હને શંકા છે. રાણી વગેરે ૧૬-૧૭ વર્ષની ઉમરથી લગ્નથી બંધાયલા છે, અને હું હજી છુટી છું અને બ્રહ્મચર્યના પ્રભાવેજ હું આટલી જ્ઞાનવાન છું મહારાજા નાગદેવની સંપૂર્ણ કેળવણીનાજ આ પ્રતાપ છે. હું જો રાણી અને તેની બ્હેનના સંસર્ગે રહી હોત તો અનેક દુષ્કૃત્યો કરવા તરફ મ્હારૂ મન જાત. '

' સ્ગુર કુમુદા ! ' રાણીએ શા દુષ્ટ કર્મો કર્યા, ખબરદાર! ત્હારા પોતાના વખાણમાં બીજાને વખોડતી. '

' મહારાજ ! ન્યાયમૂર્તિ ! ક્ષમા કરો ! રાણી આવશે ત્યારે હેની વાત પણ મ્હારૂ સાંભળો—ઘણી બાળિકાઓને હું આજ જોઉં છું કે નહાની ઉમરમાં ખરાબ સંગતિને લીધે તથા બરોબર શિક્ષણના અભાવે દુષ્કર્મો તરફ પ્રવૃતિ કરે છે પરંતુ તે સઘળાજ કારણ માતપિતા છે કેમકે, છોકરા જેવી રીતે કેળવીએ તેવી રીતે કેળવાય છે. ન્હાનપણમાં છોકરાના મન ઉપર પાડેલી છાપ જીવન પર્યંત મન સાથે ચ્હોટી રહે છે અને તેજ છાપના અનુકરણે તેઓ મ્હોટપણમાં વર્તે છે. મનુષ્યનું મન જન્મથી કોરા કાગળ જેવું છે અને હેના ઉપર જેવું લખીએ તેમ લખાય અને તે અસંખ્ય વર્ષો પર્યંત રહે છે તેમ આ પણ જીવન પર્યંત અમુક લેબાસમાં રહે છે. હાલના નવા મુસલમાની રાજ્યમાં જોર જુલમ થયો તેથી બાલાઓના વ્હેલા લગ્ન થવા માંડયા છે—રજપુત રાજ્યમાં કાંઇ ઠીક છે. વ્હેલા લગ્ન થવાથી ઘણા દુઃખ છે. આ સંસારમાં મનુષ્યને જન્મ લેવાનું પ્રયોજન શું ? ભુતકાળે કરેલા કર્મો સારા યા માઠા તે સઘળા ભુસી નાખી એક પણ સારૂ યા માઠુ એક પણ કર્મ નહી રાખી ભવિષ્યમાં પુનરપિ મરણ આપનાર આ સંસાર સાગરમાં ના આવવું પડે તે માટે કર્મો કરવા માટેજ આ જીવન આપણને મળેલું છે. તેનો સદુપયોગ કરવો તે માણસની ફરજ છે. આ ફરજ લગ્નની ગાંઠમાં વ્હેલા બંધાયાથી જતી રહે છે કારણ કે જ્યાં સુધી લગ્નની પવિત્ર ગાંઠમાં મનુષ્ય બંધાતું નથી ત્યાં સુધી **ब्रह्मखलु जगद्विदं** એ સુત્રાનુસાર સર્વ પ્રાણીઓમાં ઐકયતાનો ભાસ થાય છે અને સમય જતાં તે દઢ થઇ વૃદ્ધિને

પામે છે. મનુષ્યને આખા જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળવું તે શાસ્ત્રનો સિદ્ધાંત નથી કેમકે તેમ કરવાથી **જાતિએ જાતિને વધારવી** તે મૂળ સિદ્ધાંતનો ક્ષય થાય છે અને તેમ છતાં જગત કેમ ચાલે? તેટલા માટે તથા લગ્નથી જોડાતા મનુષ્ય એક આત્માને બીજા આત્મા સાથે કેમ જોડવો તેમ પુત્રાદિની પ્રાપ્તિ થતા બેથી ત્રણ, ત્રણથી ચાર એમ વધુ આત્મા સાથે કેમ જોડાવું અને મુખ્યત્વે પરમાત્મામાં લિન કેમ થવું તે શિક્ષણ લગ્નની પવિત્ર ગાંઠથી શીખાય છે તે માટેજ સૂત્રકારોએ બ્રહ્મચર્ય પાળવા લખેલું છે તથા ત્હેના સમય પછી મનુષ્યે ગૃહસ્થાશ્રમી થવાને આજ્ઞા કરેલી છે. બ્રહ્મચર્યથી જ્ઞાનનો વધારો અને ભવિષ્યની પ્રજાની સારી ઉત્પત્તિ તે મહાન્ લાભ છે બ્રહ્મચર્યના લાભ આપને મ્હારા જીવનથી સાક્ષાત્ દેખાશે. મહારાજાજી આપણે બીજા વિષય ઉપર ઉતરી ગયા અને ભુપસિંહને વિસરી ગયા.

'કુમુદા!' જયાં જયાં કુમુદા ત્યાં ત્યાં ચાલુ વાત બંધ' એ સિદ્ધાંત જેવું થઇ ગયેલું હતું તેટલામાં તું ગુમ થઇ. આજ તું મળી તેથી નિયમ પાછો સાંભર્યો! હસીને રાજા બોલ્યા. ભુપસીંહ તરફ આજ્ઞા કરી 'હવે ત્હારૂં પુરૂં કર.'

'આપની જીંદગી લેવાના યત્ન.'

'તે હું જાણું છું. વધુ?'

'વધુ કાંઇ નહી. હવે આપને યોગ્ય લાગે તે શીક્ષા કરો.'

'કુમુદા! હવે બધુ પુરૂં થયુ. બોલ હવે શિક્ષા શી કરવી?'

'જે આપને યોગ્ય લાગે તે. પરંતુ વધુ શિક્ષાની જરૂર નથી.'

'કેમ?'

'સાંભળો! ભુપસિંહના ગુન્હા કેટલાએક પિતાનું ખુન, બીજું માનસિંગનું ખુન, ત્રીજુ જુદી જુદી સ્ત્રીઓની આકાંક્ષાથી જુની સ્ત્રીઓને દીધેલું દુઃખ, ચોથો રાજ્યદ્રોહી, રાણીની ઇચ્છા, આપના ખુનની તથા રણમલના ખુનની કોશીશ. હવે જુઓ પિતાના ખુનનું કારણ શું? વિમલાની ઇચ્છા. વિમલા સારૂ ત્હેના પિતાએ આકાંક્ષા રાખી હોત નહી તો ભુપસિંહ ત્હેનું ખુન કરત નહી. મહારાજા! આપજ વિચાર કરો અને સંભારો કે જે સમયે ભુપસિંહે કહ્યુ કે રાણીની આકાંક્ષા' તે સમયે આપજ તરવાર લઈ મારવા સ્હામા થયા હતા. તે વખતે મ્હેં આપને બેસાડયા ન હોત તો ત્હેનું ખુન કરત કે નહી! તેવીજ રીતે ભુપસિંહે પિતાનું તેજ કારણસર ખુન કર્યું. જો તે ખુન-પિતાનું ન હોત તો શિક્ષા

પાત્ર થાત ? પુત્ર જે સ્ત્રી ઉપર આકાંક્ષા રાખતો હોય તે સ્ત્રી ઉપર પિતા પોતાની વૃદ્ધ વયમાં-ઉતરતી અવસ્થામાં ઇચ્છા રાખે તે શું ન્યાય યુક્ત ખરૂં? આ ઉપરથી ભુપસિંહ મ્હને તો તકશીરવાર લાગતો નથી. માનસિંગના ખુન વિશે પણ તેજ હકીકત અને તેજ કારણ. ભુપસિંહ કપિલાને ચ્હાતો હતો. કપિલા ભુપસિંહને ચ્હાતી હતી. માનસિંગ કંટકરૂપ હતો આથી ક્ષણીક લાગણીઓને તાબે થઈ આવું કૃત્ય કર્યું તે માટે પણ માફી આપી શકાય. ત્રીજુ જુદી જુદી સ્ત્રીઓની આકાંક્ષાને લીધે આપેલુ પહેલી સ્ત્રીઓને કષ્ટ. મહારાજ ! મનુષ્યનો સ્વભાવજ એવો છે કે કાંઇ નૂતન ચીજ દેખતાં અને ત્હેમાં ભાવ લાગતાં જુની ચીજ ગમે તેવી અમુલ્ય હોય તદાપિ—તે ગમતી નથી અને તેમ થતાં જુની ચીજનો તે ત્યાગ કરે છે. આ પ્રમાણે જગતનો નિયમ છે અને ભુપસિંહ જગતનોજ મનુષ્ય તે અને તેથી સકળ જગતના નિયમોને અધિન છે એમ મ્હારૂ માનવું છે. વળી આ ગુન્હાનું કારણ એકથી વધુ સ્ત્રી કરવી તેજ છે અને તે નિયમ કરવા સારૂ અસલ સુત્રેકારોની ભુલ એમ મ્હારે કબુલ કર્યા વગર ચાલતું નથી. આપણો પાછલો ઇતિહાસ જોતાં માલુમ પડે છે કે ઘણા મહાનુભવ પુરૂષો એક સ્ત્રીજ કરતા હતાં. વધારે સ્ત્રી કરવાથી આપણા ઘરની પાયમાલી છે એવા અનેક દાખલાઓ છે અને આ એક આપણા આગળ મોજુદ છે. ચોથુ રાજ્યદ્રોહિ. રાજ્યની આકાંક્ષા અને તે મેળવવાની ખટપટ ત્હેના કારણભુત પ્રધાન તથા સેનાપતિ હતા. તે બંન્ને શિક્ષાપાત્ર છે. ભુપસિંહ તે સારૂ પશ્ચાતાપ કરે છે તે માટે માફી આપી શકાય. પાંચમુ રાણી સારૂ ઇચ્છા. તે ઇચ્છા થવાનું કારણભૂત રાણી હોવીજ જોઇએ. નહી તો તે ઇચ્છા થાયજ નહી, મનો મન સાક્ષી પુરે છેજ માટે તે બાબત રાણી આવે ત્યાંસુધી તે ઉપર છેવટના ન્યાય ઉપર આવી શકાય નહી. છઠ્ઠું આપના ખુન તથા રણમલના ખુનની કોશેશ, તે સારૂ પણ વિજયદત્ત તથા ભુપતસિંહ મુખ્યત્વે કરીને ગુન્હેગાર તેમને શિક્ષા થવી જોઇએ. ભુપસિંહને ચ્હડાવ્યો તેમ ચ્હડયો ત્હેમાં એનો વાંક શો ? આ સઘળાનો વિચાર કરતાં ભુપસિંહ તદ્દન બિનગુન્હેગાર છે એમ નથી. પરંતુ જે થોડો ગુન્હેગાર છે ત્હેને સારૂ અગ્નિએ તથા પશ્ચાતાપે અને અંતે આપના શરણાંગતે તેને પવિત્ર બનાવ્યો છે. જો તે સઘળું કબુલ કરત નહી તો આપને ત્હેના ગુન્હા કેમ ખબર પડત અને શું તેથી ત્હેના ક્રુર કૃત્યોનો કાલો પડદો હમેશને માટે ઢંકાયલો રહેત નહી ? આપને ન્યાય કરવાનો છે અને ન્યાય સાથે દયા તે

ન્યાયાધિશમાં હમેશાં હોવી જોઇએ અને હોય છેજ. આપ કેદીને શિક્ષા કરી કેદમાં મોકલો છો તો ત્હેને ખાવાનું આપો છોજ અને તેની તબીયત કેમ રહે છે તે બાબત લક્ષ આપો છો તે દયાના લીધેજ. પિતા પોતાના બાળકોને શિક્ષા કરે તે ન્યાય સારૂજ અને તે પછી પોષણ કરે તે દયાને લીધેજ. તદ્દન ન્યાય ઉપર રહેવું તે મુર્ખાઇ ભરલું છે તેમજ તદ્દન દયા ઉપર રહેવું તે પણ મુર્ખાઇ ભરેલું છે. ન્યાયની જોડે દયા જોઇએજ અને દયા ધર્મનું મૂળ છે એ શાસ્ત્રનો સિદ્ધાંત છે. આપ ન્યાય કરો તે સઘળું કૃત્ય અને શા સંજોગો વચ્ચે તે કૃત્ય થયેલું છે અને તે કૃત્ય વખતે તેના મનનની સ્થિતી કેવી હતી અને તે સ્થિતીના કારણભૂત શું હતું વગેરે વિચાર કરીનેજ આપની મરજીમાં આવે તે આજ્ઞા કરવાને આપ મુખત્યાર છો. પરંતુ રાણીને આવવા દો કારણ કે રાણી શીવાય કેટલુંક અંધારામાં રહે છે.

‘ કુમુદા ’ રાણી તથા ભુપસિંહને શો સબંધ ? ’

‘ આપને સમય આવે ખબર પડશે આપ અમારા ગુમ થયા વિશે ની હકીકત વખતે આપને ખબર પડશે આપ તે હકીકત જાણવા માગતા હોતો ગુન્હેગારને ક્ષમા બક્ષો તો આપની પાસે ત્હેની સાબિતિ સાથે ગુન્હેગાર બતાવું ’

‘ કુમુદા ’ ન્યાય ખાતર જે કરવું પડશે તે શીવાય બીજુ કાંઇ પણ કર્યા શિવાય ગુન્હેગારને ક્ષમા આપું છું ’

‘ મહારાજ । ન્યાય—દયા યુક્ત ન્યાય સાર જે કરવું હોય તે કરજો- તે બાબતમાં મ્હારાથી વચ્ચે અવાય નહી. અને જો તેમાં હું વચ્ચે આવું તો પાતકી કહેવાઉં ’

‘ તો ઠીક, આજ નામ દે. ’

‘ કાલ દઇશ. આજ રાત ઘણી ગઇ છે માટે આપ હવે ઉઠો અને સર્વ મંડળને જવાને આજ્ઞા દો. ’

‘ જેવી ત્હારી ઇચ્છા. ભુપસિંહ ! ત્હારો ન્યાય કાલે થશે. વિમલા ! તહમારો પણ ભુપસિંહની સાથે કાલે ન્યાય થશે. રણમલ્લસિંહ ! તથા વિજયસિંહ ! દરબાર બરખાસ્ત કરો. અને આજ સર્વ સ દારો સહિત વિશ્રાન્તિ લો અને કાલ સવારના દરબારમાં હાજર રહી ન્યાયને પુષ્ટિ આપો. રાણીની તપાસ થતાં જડશે તો ઠીક નહી તો કુમુદાનો વૃતાંત અથથી ઇતિ સુધી આપણે જાણીશું અને રાણીના ગુમ થવાના કારણ પણ જાણીશું અને તેથી સઘળો ભેદ-છુપો ભેદ જેને માટે આપણે હજુ કશું જાણી

શકયા નથી તે ભેદ આ વિચિત્ર ગુહ્ય મૂર્તિ કુમુદાની પાસથી જાણીશું. વિજયસિંહ આપ પેલા યોગીરાજની વાત કહેતા હતા તેમને પણ કાલ બોલાવો તો ઠીક જેથી તેમની તરફથી ન્યાયને પુષ્ટિ તથા આપણને જ્ઞાન મળે.'

'જી. આજ તેઓ ભુપસિંહને બચાવવા ગયા હતા પરંતુ અત્રે તેઓ આવેલા નથી તેથી તે પણ રાણીની જોડે હશે.'

'હા મ્હને પણ એમ લાગે છે. વિજયસિંહ હવે આપની સઘળી ટાળી લઇને હ્યાંજ આવો અને સર્વ મંડળને લઇ ગુફામાં રહેવા કરતાં અત્રે રહો તો કેમ ?'

'જેવી ઇચ્છા. હું રજા લઉ છું. કુમુદા ! આવે છે કે ?'

કુમુદા—મહારાજની જેવી ઇચ્છા.

વસંત૦—ના. કુમુદા અહીંજ રહેશે.

કુમુદા—કાલે રાજબા લક્ષ્મીબા વગેરે બધાને લેતા આવજો.

વિજય૦—ત્હેમાં ભુલ નહી કરૂં. જય જય.

વિજયસિંહના કાનમાં કુમુદાએ કાંઈ કહ્યું.

ભુપસિંહ કુમુદાના છેલ્લા વાકય ઉપર વિચાર કરતો વિમલાને સાથે લઇ પોતાના મકાન ઉપર ગયો. અત્યારે ત્યાં કોઇ પણ હતુ નહી તેથી તે ખાવા ધાતુ હતું.—

રણમલ તથા સરદારો ગયા. રાજા તથા કુમુદા એકલા રહ્યાં બન્ને જણુ જોડે ઉઠયાં અને રાત્રિ ગયેલી હોવાથી સુવાને ગયાં મહારાજા. શયન ગૃહના બારણા બંધ થયા અને વાંચક ! આપણું પ્રકરણ પણ બંધ થાય છે.

---

## પ્રકરણ ૩૬.

### રણમલની કૃતઘ્નતા !

લાંબા વખત પછી વસંતદેવ પોતાના વસંત મ્હેલમાં આજ રાત્રે સુતા. પોતાની રાણીના વિયોગોનું દુઃખ અત્યાર સુધી શાંત હતું તે એકાએક શયન ગૃહ દેખી થઇ આવ્યું. 'દેવી વિનાનું શુન્ય શયન ગૃહ !' આજ ત્હેના મનમાં રમવા લાગ્યું. ઘણીવાર સુધી આમથી તેમ

ને તેમથી આમ તરફડીઆ માર્યાં છતાં નિંદ્રા આવી નહી. તેથી અંતે તે ઉઠયા અને અટારીનું બારણું ઉઘાડયું.

કુમુદાએ આજ લાંબા વખત પછી પોતાનું બિછાનું રાજાના શયનગૃહના પાસેના ઝરૂખામા નાંખ્યું હતું. આજ તે પોતાની છેલ્લી વખતની આ ઝરૂખામાં ઉંઘ અને ત્યારપછીના આજ સુધીના બનાવોનું નિરીક્ષણ કરતી હતી. તથા પોતે કેટકેટલે ઠેકાણે રખડી અને તે રખડવાનું જો રાણી ગુમ થઇ છે એટલું જાણ્યું હોત તો બંધ થાત એ ચીંતવતી હતી. આ વિચારમાં ત્હેને પણ ઉંઘ આવતી નહતી. ગઇ કાલ તથા આજરોજના બનાવ તથા એકદમ અણુજાણે રાણી, ભુપસિંહ, રાજા તથા પોતાનું ભેગા થવું તે ત્હેને આશ્ચર્યવત્ લાગ્યું. અને મનુષ્ય જીવન ઉપર પોતે વિચારવા લાગી. એકાએક વિયોગ અને એકાએક સંયોગ ! તે ઉપર ભિન્ન ભિન્ન વિચાર કરવા લાગી. રાણીને પોતે પ્રત્યક્ષ દીઠી અને પછી પાછી કયાં ભાગી તે વિશે તર્ક દોડાવવા લાગી. પરંતુ તેના તર્ક કાંઇ કામમાં આવ્યા નહી. એને ભુપસિંહના વિચાર—તેના કર્મના વિચાર—તે ગોઝારો દુષ્ટ ! અને આજ કેટલો નિર્મલ બન્યો તે વિચાર—વિમળા વિશે વિચાર—આ સર્વ વિચાર ભેગા કરતાં ત્હેનું મગજ ઘણુંજ સંકુચિત થયું અને તે અકળાવા લાગી. એટલામાં મહારાજાએ બારણું ઉઘાડયું અને ધીમે રહીને કુમુદાને હાંક મારી.

કુમુદા જાગતીજ હતી. મ્હારાજાનો સ્વર સાંભળી બેઠી થઇ અને અંદર દીવાનખાનામાં બન્નેજણ ગયાં. મહારાજાએ કુમુદાને અત્યારે વૃતાંત પુછવા માંડયો અને વારંવાર વિનવવા લાગ્યો. કુમુદાએ તે વિશેનો એક પણ બોલ નહી બોલવાનો નિશ્ચય જણાવ્યો.

મહારાજા આકુળ થયા અને કુમુદાને પગે પડયા. કુમુદાએ વસંતદેવને કહ્યું ' મહારાજ ! આપ ગમે તેટલું કહેશો તોએ કુમુદા પોતાના ઠરાવથી ડગનાર નથી. '

વસંતદેવ કુમુદા જે ઠેકાણે બેઠી હતી તે પાસે ગયો અને ત્હેના ખભા ઉપર ટેકો દઇ ઉભા અને બોલ્યા બાળા ! હવે તું મ્હારી હિતૈષિ લાગતી નથી. '

ઉંચું જોઇ તે બોલી ' કેમ બાપુ ! ? '

' મ્હારી રાણીની ભાળ આપ. તે વગર હું પ્રાણ કાઢીશ. '

' બાપુ આજની રાત—હવે ફક્ત થોડીજ રાત ધૈર્ય ધરો. કાલ પ્રભાતના દરબાર સમયે રાણી આવશે અને આપના મનને આનંદિત કરશે.'

' કુમુદા. '

' જી. ! '

' મ્હારી એક ઈચ્છા પૂર્ણ કરીશ ? '

' યેગ્ય હશે તો જરૂરજ. '

' નક્કિ. '

' હા '

' જોજે પછીથી ફરતી. '

' રજપુતાણી ફરશે ? '

' આપ વચન. '

' બાપુ ! મહારા ઉપર વિશ્વાસ નથી ? આર્ય બાળા જુઠું બોલતીજ નથી. '

' કુમુદા ! '

' જી ? '

' કુમુદા ! ' રાજા સ્હામો આવ્યો. "

' જી. આપની ઇચ્છા કહો. '

' મ્હારી જીભ ઉપડતી નથી. '

' બોલો. '

મહારાજા ચારે બાજુએ કોઈ સાંભળતું નથી અને કુમુદા તથા તેની વાત કોઇ સાંભળી શકે એમ નથી અને તે એકાન્તમાં છે જાણી બોલ્યા ' કુમુદા ! તું મ્હારી ઇચ્છા પૂર્ણ કરીશજ એવી ખાત્રી છે. મ્હને ઉત્તર દે. રાણી તથા ભુપસિંહને કાંઇ અછાજતો સંબંધ ખરો ! '

' બાપુ ! મહારાથી કેમ કહેવાય ! '

' કુમુદા ! '

' જી '

' તું જાણે છે છતાં છુપાવે છે. '

' મહારાજ ! ભુપસિંહ રાણી પાસે અને રાણી ભુપસિંહ પાસે એમ જા આવ તો કરતાં હતાં. '

' તે દરેક વખતે તું બન્નેની સાથે ખરી ? '

' હા બાપુ '

' રાણીને ગુમ કરવામાં ભુપસિંહનો હાથ ખરો ? '

' મ્હજથી કેમ કહેવાય ? '

'જે રાત્રે ત્હમે ગુમ થયા તે રાત્રે ત્હારી પાછળ કોઇ સ્ત્રી દોડી હતી ખરી?'

'હા બાપુ.'

'ત્હેને પહેરેગીરોએ ઘાયલ કરી!'

'હા બાપુ'

'પછી શું થયું?'

'તે સવારે જણાવીશ.'

'કુમુદા! મ્હારી વ્હાલી કુમુદા! આ વસંતદેવને તું વિરહે પીડાવા દઇશ? ત્હારા તરફ અત્યાર લગણ હું શી દૃષ્ટિથી જોતો હતો! હું ત્હને મ્હારા હૃદયને શાંત કરનાર ધારતો હતો પરંતુ તું મ્હને વિરહાગ્નિમાં બાળે છે.'

'બાપુ! પ્રભાત થવા દો. હવે ચાર ઘડીની વાર છે. આપ થોડી નિંદ્રા લ્યો. ઉઠો આપ પલંગમાં પોઢો. પ્રભાતમાં દરબાર વખતે રાણી નહી આવે તો ત્હેની તલાસ કરશું.

'કુમુદા મ્હને ઉંઘ આવતી નથી. ત્હને ઉંઘ આવે છે?'

'ના મહારાજ! કાંઇ આજ્ઞા.'

'ત્હને ઉંઘ ના આવતી હોય તો સેત્રંજ કાઢ.'

'જેવી ઇચ્છા.'

કુમુદાએ તેમ કર્યું. અને બન્ને જણ પ્રભાત થતાં સુધી રમ્યાં.

પ્રભાત થયું—સૂર્યે પોતાના કિરણથી સુવર્ણમય ચાદર સકળ જગતને ઓઢાડી તે પહેલાં આખા શહેરમાં આજ ભુપસિંહનો ન્યાય થવાનો છે એમ ખબર ફેલાવાથી દરબાર સમયે ઘણા જણ હાજર રહેવા યત્ન કરવા લાગ્યા.

મહારાજા પોતાના કાર્ય કર્મથી પરવારી દરબારમા જવા તૈયાર થયા. જવાની વખતે મહારાજાએ કુમુદાને બુમ પાડી પરંતુ તે બોલી નહી. મહારાજાને આશ્ચર્ય લાગ્યું, પરંતુ તે દરબારમાં ગઇ હશે એમ ધારી મન વાળ્યું. શુન્ય હૃદયે દરબારમાં ગયા ત્યાં પણ કુમુદા નથી. આથી જરા દુઃખ પામી મહારાજા પોતાનો ભાવ દબાવી દઇ સવારના દરબારમાં ન્યાય કરાવશે એવા કુમુદાના વચનમાં પૂર્ણ વિશ્વાસ રાખી પોતાના આસનપર બેઠા.

રણમલાદિ સર્વજનો આવી પહોચ્યા હતા. ભુપસિંહ શરમને લીધે નીચુ માથુ નમાવી ઉભો હતો. વિમલા પાસે ઉભી હતી. મહારાજા અને સર્વ મંડળીના બેઠા પછી ભુપસિંહ તથા વિમલાને બેસવાની

આજ્ઞા મલી. સઘળા વિજયસિંહની રાહ જોઇ બેઠા. ઘણીવાર સુધી તેમ નો કાંઇ પત્તો લાગ્યો નહી. તલસીને બેઠેલા સઘળાઓએ વિજયસિંહને પોતાના રસાલા સાથે આવતો દીઠો. રાજબા, લક્ષ્મી તથા અન્ય મંડળ મ્હોં ઢાંકીને આવી પહોંચેલા હતાં.

વસંતદેવે વિજયસિંહને પુછ્યું 'યોગીરાજ તથા રાણીનો પત્તો? કાંઇ નથી. પરંતુ મ્હારા કેટલાએક માણસોના કહેવાથી એમ જણાય છે કે તેઓ થોડા માણસોને લઇને કોઇ ઠેકાણે ગયેલા છે-હું અનુમાન કરૂં છું કે તે થોડીવારમાં આવવા જોઇએ.'

'કુમુદા ક્યાં ?'

કોઇએ જવાબ આપ્યો નહી. મહારાજાએ મ્હેલમાં તપાસ કરવા માણસ મોકલ્યું તેને આવી જવાબ દીધો કે 'મ્હેલમાં તપાસ કરતાં કુમુદાનો પત્તો મળતો નથી.' સર્વ તેની વાટ જોતા બેઠા.

થોડીવારે પ્રતિહારીએ આવી રાજાને પ્રણામ કરી કહ્યું કે 'દ્વારે એક મનુષ્ય મલવા માગે છે અને તે કોઇ ઘણો અગત્યનો કાગલ લઇ આવ્યો છું એમ કહે છે. રજા મલતાં તે મનુષ્યને દાખલ કરવામાં આવ્યો. ત્હેણે નમન કરી મહારાજને કહ્યું 'આ પત્ર ચંડિકાદેવીના મંદિરમાં પડેલો આપને કામનો છે એમ સમજણ મળવાથી આણેલો છે. આપ વાંચો અને ખાત્રી કરો.'

મહારાજાએ તે પત્ર ખોલ્યો તો તે અડધો ફાટેલો હતો તેથી તેઓ વિચારમાં પડ્યા. થોડીવાર વિચાર કરી ચંડિકાદેવીના મંદિરમાંથી ત્હેમને મળેલો અડધો પત્ર મંગાવ્યો અને ભેગો કરી મનમાં વાંચ્યો.

પત્ર નીચે પ્રમાણે હતો—

મુરબ્બી મહારાજની પવિત્ર સેવામાં,

આપને જો આપ કોઈ દીવસ આ સ્થલે પધારશો તો આ સ્થલે આ પત્ર, અને તે પણ અપરિચિત હસ્તેથી લખાયલો જોઇ આશ્ચર્ય લાગશે પરંતુ હું આપને અપરિચિત નથી પણ પરિચિત છું અને તે વખત આવે ખબર પડશે. હું આટલા દીવસ-મ્હારા જન્મથી અત્યાર સુધી બાઇ પાસે રહી, મ્હારા ખરા જીગરથી સેવા કરી ત્હેનો મ્હને આજ રાત્રે આવો બદલો મલશે એવી આશા કોઇ દીવસ મ્હેં રાખેલી નહોતી. શૈલ્યપુરની રાણીને મ્હેં આવી કપટી ધારી નહોતી. અને જો મ્હેં કદાચ ધારી હોત તો ત્હેનો સંગ હું કદી પણ કરત નહીં. હશે! જેમ ઇશ્વરેચ્છા. હું મૃત્યુ મુખથી બચી છું, પરંતુ હાલમાંજ. અહીંથી નીકળ્યા પછી

શું થશે? તે હું કહી શકતી નથી. આજ રાત્રે ચંડીકાનો ભોગ આપવાને સારૂ કપટથી બાઇએ મ્હને આણી હતી પરંતુ દરવાજા તરફ જતાં મ્હને મદદ મળવાથી છુટી છું અને બાઇને ઘા થયા છે અને તેઓ કયાં છે ત્હેની મ્હને બીલકુલ ખબર નથી. ત્હેમના જીવનો મ્હને ભરોસો નથી અને મ્હારે ખાતર ત્હેમનો પ્રાણ જાય તો આપ શું કહો? તેથીજ હું અત્યારે શૈલ્યપુર ત્યાગ કરીને જાઉછું. આપે એક વખત કહ્યું હતું કે શીકારેથી પાછા ફરતાં અહીં મુકામ કરો છો તેથીજ આ પત્ર મ્હેં મુકેલો છે. તસ્દી માફ કરશો.

લી. એક

પરિચિત પણ અપરિચિત

**ભેદ ભરેલી બાળા.**

પરિચિત પણ અપરિચિત બાળા તેજ કુમુદા? મહારાજા મનમાં બોલ્યા અને 'દુષ્ટા' શબ્દ કહેતા તરવાર ઉપર હાથ મુકયો. જરા વિચાર કરી રણમલ તથા વિજયસિંહને બોલાવી પત્ર વંચાવ્યો અને બોલ્યા, ' તે નિમકહરામ રાણી આથીજ ભટકતી ફરે છે. કુમુદા મ્હારી પાસે આવી જાણી તે પાછી ભાગી ગઇ. હવે જેમ તેમ કરીને ત્હેને શોધી લાવો ત્હેને પુરતું શાશન દઇશ. '

મહારાજે તે માણુસ કુમુદાના સમાચાર જાણતો હશે એમ ધારી પુછ્યું ' કુમુદા કયાં? ત્હને આ પત્ર કોને આપ્યો? '

' મ્હને ચંડિકા દેવીના મંદીરમાં મળ્યો! ' હવે વધુ શો જવાબ જોઇએ?

' પોતે તે દીવસે ઘણી ખોળ કરી હતી પરંતુ ત્હેમને તે પત્ર મળ્યો નહતો. અને આજ અચાનક આવી રીતે તે માણુસને પત્ર મળવાનું કારણ શું? ' તે વિચારમાં તેઓ થોડીવાર બેસી રહ્યા. તે માણુસે રજા માગી અને તે મળી. થોડીવાર સુધી સઘળા શાંત રહ્યા. મહારાજ ભુપસિંહને પુછવા લાગ્યા ' ભુપસિંહ! રાણીના ગુમ થયા વિશે ત્હમે શું જાણો છો?'

' બાપુ! તે ગુમ થયાં એટલુંજ જાણું છું. '

' સાચું બોલજે. અસત્ય બોલતો ના. '

' હવે આ પાપી અસત્ય બોલશે નહીજ. તે ગુમ થયાં તેટલુંજ હું જાણું છું અને કાલે મ્હેં જોયાં હતાં. ત્હેમણે મ્હને બચાવ્યો હતો તેટલું હું જાણુંછું—'

બહાર ગરબડ થવા માંડી. કારણ પુછાવતાં ખબર મળી કે ભોંયરામાં પુરાયલો નગરશેઠ બચેલો તે આવે છે અને તેથી લોકો હર્ષના પોકાર

કરે છે. નગરશેઠ અંદર પેઠો અને ભુપસિંહને આવી સ્થિતિમાં દેખી તરતજ સિંધો તખ્ત પાસે ગયો અને હાથ જોડી ઉભો રહ્યો અને બોલ્યો ' મહારાજ ! ક્ષમા કરો. મ્હને મ્હારા કૃત્યનું ફળ મળ્યું. હું દુષ્ટોના લીધે ફસાયો હતો તેથી મ્હને ક્ષમા કરો ! '

' શેઠ ! ત્હમે જે કાંઇ થોડો ગુન્હો કર્યો ત્હેનો બદલો ત્હમને મળ્યો છે એમ મારૂં ધારવું છે. પરંતુ ત્હમારો ન્યાય વખતે થશે માટે તમારૂં આસન લો. '

' મહારાજ ! મ્હારો ઇતિહાસ સાંભળશો તો ઘણા જણના ન્યાયમાં કામ આવશે અને નિરપરાધી માર્યા જતા બચશે માટે--'

' જય જય મહારાજ ! રાણી આવે છે. દુષ્ટો પકડાયા. મહારાજા વસંતદેવને ઘણી ખમા ! ' કુમુદા દોડતી આવી અને બોલી.

' ઘણી ખમા ! ' આખું મંડળ બોલ્યું. રાજા કુમુદાનું વચન સાંભળી ઉભા થયા, અને બધા ઉભા થયા. અને દ્વારમાં મહાદેવી સ્વરૂપ રાણી તથા યોગીરાજ તથા લશ્કરી ટુકડીથી સપડાયલા વિજયદત્ત તથા ભુપતસિંહ અંદર પેઠા. તેમની પાછળ હર્ષના પોકાર કરતા લોકો અંદર આવ્યા અને તેમના હર્ષમાં સર્વ હાજર રહેલાઓએ ભાગ લીધો. મહારાજા હર્ષાવેશમાં રાણીને ભેટવા જતા હતા પરંતુ રાણીએ દૂર રાખ્યા અને કહ્યું ' આ પાપીણીને ન્યાય થયા શીવાય અડકતા મા. '

મહારાજા દૂર રહ્યા-થોડીવારમાં પહેલાનો પત્ર યાદ આવ્યો અને દૂર ઉભા.

ભુપત તથા વિજયદત્ત-જેઓ એક વખત સેનાપતિ અને પ્રધાન હતા-તેઓને ઘણોજ અણીનો સમય હતો. પૃથ્વિ માર્ગ આપે તો અંદર પેસી જવા બન્ને ખુશી હતા. શમશેરના ઘાથી પ્રાણ જાય તો તેમ થવા તેઓ આનાકાની કરનાર નહતા. એકઠા મળેલા લોકોની સન્મુખ જેઓએ એક વખત હાકમી કરેલી તેઓને કેદી થઇ-ગુન્હેગાર બની-ઉભા રહેવું કષ્ટદાયક લાગ્યું. પણ કરે શું ? લાચાર--

મહારાજા બોલ્યા ' વિજયદત્ત ! તું બ્રાહ્મણ ત્હેમાં વળી **નાગર** બ્રાહ્મણ અને ત્હને આવું કૃત્ય કેમ સુઝયું ? તું નિમકહરામ ! રાજ્યદ્રોહી ! આવું કામ કરતાં ત્હને શરમ કેમ ન આવી ? પાપો કરતાં ત્હેં પાછું કેમ ન ભાળ્યું ! ચંડાળ નિમકહરામ ! હજુ ત્હને પશ્ચાતાપ થાય છે ? !

નિચું માથું કરી તે બોલ્યો ' મહારાજા ! મુરબ્બી ! અમારી વાત સાંભળવા કૃપા કરશો. બીન ગુન્હેગારને સાંભળશો અને ન્યાય કરશો ! '

'બોલો.'

'અમોએ આપના સ્હામા હથીઆર ઉગામ્યાં નહતાં.'

'તો ત્હમે શું કર્યું હતું ?'

'રણમલસિંહની ઉદ્ધતાઇને લીધે અમે તેને શાશન આપવા માટે ત્હેને કેદ કરવાના હતા. આપના નિમકહલાલ નોકરો અમે શું રણમલને રાજ્ય પચવા દઇએ ?'

'ચુપ રૂહો ! રણમલે શું કર્યું ?!'

'ક્ષમા મહારાજ ! હું ગરીબ માણસ છું. રણમલની આજ ચ્હડતી ગૃહ દશા છે અને અમારી પડતી તેથી આપ ત્હેનુંજ સાંભળશો. ભુપસિંહનેજ આપ પુછો કે તે શામાટે રણમલના સ્હામા થવાના હતા ? રણમલ કૃતઘ્ની--'

'અરે કૃતઘ્ની !' ભુપસિંહ બોલ્યો.

'શાબાશ.' એ શબ્દ બધેથી સ્ફુર્યો.

અટકેલો વિજયદત્ત બોલ્યો 'તે હું જાણુંછુંજ. આપ પાછલાં દફ્તરો મંગાવો અને જુઓ કે રણમલસિંહે કેવાં અધમ કર્મો કરવા માંડયાં હતાં ? રાજ્યના હિસાબોમાં કેટલો ગોટાળો કર્યો અને—બધુ જુઓ પછી કૃપાનાથ ! અમને શાશન દો. આપ અત્રે હોત તો આપની આગળ સઘળી ચીજ ચોખ્ખી કરી મુકત--'

'તો ત્હમે રાજાની આણ કેમ ફેલાવી ?'

'મહારાજ ! આણ તો જાણે આપના નામની ફેલાવેલી હતી. આપના આગળ અમારા શત્રુઓ ગમે તે કહે તે શું ન્યાયરીતીની દ્રષ્ટિથી આપો નહી જુઓ ? આપ ચોપડા મંગાવી ખાત્રી કરો.'

કુમુદાએ મ્હારાજાને ગુપ્ત રીતે કાંઇ કહ્યું તેથી મહારાજાએ રણમલને આજ્ઞા કરી કે 'વિજયદત્ત કહે તે ચોપડા રજુ કરો.'

'વિજયદત્તે નામ આપ્યાં અને તે ચોપડા રજુ થયા. વિજયદત્તે એક પછી એક પાનાં ફેરવી ગોટાળો બતાવી આપ્યો તે સાથે દફ્તરો મંગાવી રણમલની સહીના પત્રો જે રાજ્યદ્રોહી હતા તથા વસંતદેવને મારવાના પત્રો બીજા ઠાકોરો ઉપર લખાયલા પણ મોકલવાના રહી ગયેલા તે બતાવ્યા. મહારાજા એકદમ ગુસ્સે થઇ બુમ મારી બોલ્યા 'કૃતઘ્ની રણમલ ! આમ આવ. આ જો ! ત્હેં શું કાળું કર્યું છે. મ્હારા નિમકહલાલ નોકરો ઉપર આળ ઓઢાડવા આવાં કૃત્યો કરી રજપુત નામને લજવે છે !—'

' બાપુ ! શાંત થાઓ બન્ને બાજુને સાંભળો. ' કુમુદા બોલી.

' ઠીક ! રણમલ આ બધા વિશે ત્હારે શું કહેવું છે ? '

' હું નિર્દોષ છું અને આ બધું તર્કટ છે. '

' તેનો પુરાવો ? '

' શો આપું ? '

' કુમુદા હવે રણમલને શું કરૂં ? તે શો બચાવ કરે છે ? '

કુમુદા૦—રણમલસિંહ આ સહીઓ આપની ખરી ?

રણ૦—દેખાય છે ખરી. '

કુ૦—ખાત્રીથી કહો ત્હમારા ખરા કે નહી. '

રણ૦--મ્હારી છે એમ લાગે છે.

કુમુદા૦—ત્હમારે બચાવમાં શું કહેવું છે ? '

રણ૦—શું કહું ! આ બધું તર્કટ છે. '

વસંત૦—અરે તર્કટ હોય કે ગમે તે હોય. ત્હમે અમને તે વિશે બહોળી સમજણ પાડો. '

રણ—હું આથી ગભરાઇ ગયેલો છું. માટે પછી જવાબ આપીશ. '

કુમુદા–' ઠીક. તેમ કરો. વિજયદત્ત ! ત્હમે કોઇપણ ગુન્હો નહીં કર્યો હોય તો માફી બક્ષવામાં આવશે. પરંતુ ત્હમારે ત્હમારૂ કહેવું પણ સાબીત કરવું પડશે. મહારાજાનો હુકમ સાંભળી જાઓ. '

વસંત–હા. હાલ ત્હમને નજરકેંદ રાખવામાં આવશે. '

તેઓને લઇ જવામાં આવ્યા.

' રણમલ કશો જવાબ આપી શકયો નહી. અને આવો સારો દેખાતો માણસ આવા કર્મ કરે તે અસંભવિત લાગતું હતું. રણમલની મુખાકૃતિ તરતજ બદલાઇ અને ત્હેના મ્હો ઉપર સ્હેડા પડયા હતા. ' આ વિચારથી મહારાજાનો આનંદ અત્યારે શોકમાં બદલાઇ ગયો હતો અને તેનું શું કરવું તે વિચારમાં થોડીવાર સ્તબ્ધ રહ્યા અને પછી વીલે મ્હોડે કચેરી બરખાસ્ત કરવા હુકુમ આપી રણમલ તથા કુમુદાને લઇ પોતે રવાને થયા અને વિજયસિંહ, રાણી, યોગીરાજ વગેરે મંડળને પાછળ આવવા કહ્યું.

× + × × ×

બપોરે થયા. ઘેર ઘેર આજ વાત થતી હતી. લોકો જે ભુપસિંહનો ન્યાય જોવા ઉત્સુકતાથી ગયા હતા તેઓએ રણમલ જે ખરો રજપુત ગણાતો હતો તેની આવી હકીકત જોઇ દીલગીર થયા. વિજયસિંહ ઘ-

ઉજ દીલગીર હતો. આટલા દીવસના સંસર્ગથી જોયું હતું કે રણુમલમાં રજપુતને જોઇએ તેવા સંપૂર્ણ ગુણો હતા અને તે આવું કામ કરે તેવો નહતો પરંતુ રણુમલની મુખાકૃતિ, તે જવાબ દઇ શકયો નહી તથા પોતાની વાત સમજાવી શકયો નહી તે જોઇ વખતે તે ગુન્હેગાર હશે એમ શંકા થવા લાગી. કુમુદાના મુખ ઉપરથી હર્ષ કે શોક-કશાની પણ લાગણી હોય એમ લાગતું ન્હોતું. ત્હેને પુર્ણ વિશ્વાસ હતો કે સત્ય આખર તરેછેજ. રાણી સ્હવારની આવેલી પરંતુ હજુ મહારાજા પાસે જઈ શકી નહી. દરબારમાંથી ઉઠયા પછી મહારાજાએ રણુમલને દીવાન-ખાનામાં બેસાડયો અને સાંજ સુધીની મહેતલ આપી. મહારાજા તરફથી રણુમલને ખાવાનું આપવામાં આવેલું હતું. પરંતુ રણુમલને તે ભાવ્યું નહી. ' અચાનક આમ થવાનું કારણ શું ? ' તેજ ત્હેના મનમાં થતું હતું.

બપોરે કુમુદા તથા મહારાજા શયનગૃહમાં બેઠા હતા. મહારાજાએ પુછયું કુમુદા ! રણુમલ પાસે જઇ આવી ? '

' હા. પરંતુ તે વિચારમાં છે અને કાંઈપણ જવાબ દેતો નથી. '

' કુમુદા ! ત્હને કેમ લાગે છે ? રણુમલે આમ કીધું હશે ? '

' એ તો કેમ કહેવાય. '

' ત્હેનું મ્હોં જો. મ્હેં આવું કોઇ દીવસ ધાર્યું નહોતું. '

' શું ?! '

' કે રણુમલ કૃતઘ્ની છે. '

' હું પણ ધારતી નહતી. '

' તો હવે શું કરવું ? '

' આજ સાંજ સુધીની આપે મુદત આપેલી છે ત્યાં સુધીમાં પોતે પોતાને ચોખ્ખો કરે નહી તો પછી જે યોગ્ય લાગે તે કરવું. '

' પછી શું યોગ્ય લાગવાનું ? હું તો ફાંસીએજ ચ્હડાવીશ. રાજ્ય-દ્રોહી જુઠાઓને તો એજ. '

' બાપુ ! ધીરા થાઓ. રણુમલને સમજાવવા દો. હજુ પુરાવા લો પછી શિક્ષાની વાત કરો. '

' પુરાવા શાના ? રણુમલજ કબુલ કરેછેને ? '

' શું કબુલ કર્યું ? '

' જવાબ નથી દેતો તે. કૃતઘ્ની માણુસ શો જવાબ દે !'

' એમ કેમ ? આપ શી રીત્યે કહી શકો કે તે ગુન્હેગાર છે ? '

' તો તે બીન ગુન્હેગાર છે એમ કેમ કહેવાય ? '

'વિજયદત્તની જાત તો આપ જાણોછો ના ?

'હા.'

'માધવે કેમ કર્યું હતું તે આપના જાણવામાં છે?'

'હા તે તો હું જાણું છું.'

'તો તે જાત ઉપર વિશ્વાસ પૂર્ણ કેમ રખાય ?'

'અરે! એક દુષ્ટ નીકળે તો આખી જાત ખરાબ!?'

'મ્હારો તો તે આખી જાત સારૂ અભિપ્રાય ખરાબ છે. તે સઘળા અક્કલહીન કુતરાઓ છે.'

'છીટ! તું એમ કેમ કહી શકે છે?'

'મ્હને એમજ લાગે છે. મ્હને લાગે છે કે આ સઘળું તૂતે તૂત છે.'

'આ સઘળુ તૂત છે એમ કેમ કહેવાય?'

'તપાસ વખતે ખબર પડશે.'

'તે તેના કર્મના ફળ ભોગવશે. રાણીનું શું કરશું?'

'આપની ઇચ્છામાં આવે તે. પરંતુ હકીકતનો પુર્ણ સાંભળવી પડશે. આપને મ્હારો પત્ર મળ્યો?'

'અપરિચીત પણ પરિચીત બાલા! ત્હારો પત્ર મળ્યો. વાંચ્યો ને હકીકત જાણી.'

'તો હવે ત્હેનો પણ ન્યાય કરવો પડશે.'

'હા. કાલ સઘળું થશે અને શૈલપુરની પ્રજા કાલ નિર્મળ ન્યાય જોશે.'

'હા. કાલે પાપીઓને પાપનો બદલો મળશે અને સત્યનો જય જરૂર થશે.'

'કુમુદા!' ઉત્સુકતાથી મહારાજા બોલ્યા--

'જી.'

'કુમુદા! કાલે શું થશે?'

'ન્યાય!'

'પણ અન્યાય નહી થાય?'

'શંકા શા માટે આણો છો?'

'આ બધું ગુંચવાડા ભરેલું ભેગું થયું તેથી મ્હને શંકા આવે છે કે વખતે અન્યાય થાય.'

'અરે! બધુ રૂડેલું થશે. જુઠાણું લાંબુ ચાલશે નહી.'

'ત્હારા વચનની કીમત કાલે થશે આજે નહી.'

'તે જણાશે. હું જાઉછું.'

'કયાં જઇશ ?'

'રખડવા'

'પણ મ્હને ગમશે કેમ?'

'રાણી હમણાજ આવશે.'

'ના હું રાણીને હમણા બોલાવવાનો નથી.'

'કેમ ?'

'ત્હારૂ ખુન કરવાને તૈયાર થએલી રાણીને હું શું કામ બોલાવું.'?

'હું માફ કરૂંછું.'

'પણ ન્યાય થવોજ જોઇએ.'

'તે કાલ થશે. જય જય. આપ આરામ લો. થવાનું થયા કરશે મનમાં ચિંતા રાખતામાં. સૌ સારાવાનાં થશે.'

કુમુદા ગઇ. તે રાજાની પાસેથી નીકળી વિજયસિંહના ઉતારે ગઇ. ત્યાં વિજયસિંહ, લક્ષ્મી, રાજબા, યોગીરાજ વગેરે વાત કરતા હતા. કુમુદા આવવાથી વધુ વિગત મેળવવાની આકાંક્ષાથી ત્હેને પ્રશ્ન કર્યો. 'રણમલ કેમ છે?'

'આપ જાણતા નથી?'

'અમારાથી શી રીતે ત્હેની પાસે જવાય?'

'તો મ્હારાથી કેમ જવાય?'

'તું તો સર્વતો ભદ્ર છે. જ્યાં જવું હોય ત્યાં જવાની ત્હને છુટ છે. જંગલમાં રખડ કે મ્હેલમાં. ગરીબને ત્યાં કે ધનવાનને ત્યાં પણ ત્હને કોઇ રોકનાર નથી.'

'આજે રણમલ કાંઇ ગમગીન લાગે છે.'

'ત્હેણે આવું કામ કર્યું હશે?'

'મ્હને ખાત્રી છે કે નહી કર્યું હોય.'

'મ્હારાજાના શા વિચાર જણાય છે?'

'તે હું જાણુંછું પણ કહી શકું નહી. એક જગ્યાની વાત બીજી જગ્યાએ કહેવી તે નીચતા છે.'

'ધન્ય ! કુમુદા ! તું ખરૂં કહે છે. ત્હારા જેવાજ મંત્રી રાજ્યમાં જોઇએ.'

વિજયસિંહ યોગીરાજ તરફ ફરીને બોલ્યા 'યોગીરાજ આપ કૃપાળુ

છો. આપ શું ધારોછો? રણમલનું શું થશે?'

' જે ન્યાયયુક્ત હશે તે થશે ત્હેમાં આપણે કેમ કરીશું? '

કુમુદા. જય જય. હું જાઉંછું. '

વિ૦-'કયાં જશો ! '

' જરા રાણી પાસે જઈ આવું. ન્યાય તો કાલે થશે.'

' આજ નહી? '

' આજ શી રીતે બની શકે? મ્હારાજાને રાતનો ઉજાગરો છે. જય જય. '

કુમુદા નીકળી અને ભુપસિંહને ત્યાં ગઈ. ભુપસિંહ વિમલાની સાથે હિંડોળાપર હીંચતો હતો. ત્હેમના બચાવ પછી બન્નેનો પ્રેમ પ્રથમ હતો ત્હેનાથી પણ અધિકતા પામ્યો હતો. બન્નેએ પશ્ચાતાપથી પોતાના હૃદય સ્વચ્છ કર્યાં હતાં. અને મ્હારાજાનો ન્યાય સાંભળી પોતે શિક્ષા ભોગવવા તૈયાર હતાં. આજના બનાવે બન્ને જણને વિમાસણમાં નાંખ્યા હતા. રણમલ અહાવો! -તે તેઓ સ્વપ્ને પણ ધારતા નહતા. કુમુદાએ નીચેથી બુમ પાડી તે સાંભળી ભુપસિંહ તથા વિમળા દાદરા સુધી સ્હામા લેવા ગયાં અને કુમુદા ઉપર આવી જ્યારે યોગ્ય આસન આપી બેસાડી.

ભુપ૦-' યોગિની ! આજ નવરાશ કયાંથી મળી? '

કુ૦—' સ્હેજજ. મળવા સારૂ આવી હતી.'

વિ૦—' હવે રણમલનું શું થશે ? '

કુ૦—'ન્યાય પ્રમાણે જે થનાર હશે તે થશે. કર્મના ફળ ભોગવશે.'

ભુ૦—'કુમુદા ! નિરપરાધી માર્યો જશે. '

કુ૦—'સત્ય તરશે.'

ભુ૦—'રણમલ નિરપરાધી હોવોજ જોઇએ. '

કુ૦—' શાથી! તે હોવોજ જોઇએ એમ શાથી?'

ભુ૦—' તે ખરો રજપુત છે! '

કુ૦—'ઠાકોર! આપજ વિચાર કરોને કે આપ કયાં રજપુત નહોતા? હવે રાજપુતોનો વિનાશ કાળજ આવેલો છે. યોગરદમ યવનો ફરી વળ્યા છે. તે એક કોળીએ આ રાજ્ય અને બીજા બાચકે આ એમ જરૂર હોઇઆં કરી જશે. '

ભુ૦-' મ્હને પણ એમજ લાગે છે. અને આથી આખા ભરત ખંડની પડતી આવવા બેઠી છે-'

કુમુદા૦—પૃથુરાજે સાહબુદ્દીન ગોરીને જીત્યો અને પછી શરણાંગતને

રક્ષણ આપ્યું તે દીવસથીજ આર્યાવર્તની પડતી આવી છે. આપણે ત્યાં ગીજનીનો મહમદ આવ્યો અને સોમેશ્વરનું દહેરૂં લુંટયું તે વખત પછી જો રાજપુતો ચેત્યા હોત તો આજ આ દુષ્ટ મ્લેચ્છો આપણા ઉપર સત્તા ભોગવતા હોત નહી--હાલ અલ્લા-ઉદ્-દીનને ગુજરાતમાં પેસાડનાર કોણ? પેલા નાગરો! આ વખતે પણ જો રજપુતોએ વિચાર અને દીર્ઘ-દૃષ્ટિથી કામ કર્યું હોત તો વખતે ઈતિહાસ બદલાત. લ્યો હવે મ્હારે વખત નથી. કાલે ન્યાય વખતે મળીશ-જય જય.

વિ.-કુમુદા! ન્યાય કાલે છે?

કુ૦-હા ! મ્હારાજાને રાતનો ઉજાગરો છે એટલે કાલજ.

\+ + + + +

કુમુદા ત્યાંથી નીકળી કેટલેક ઠેકાણે ગુપચુપ ભરાઇ ગામની ચર્ચા સાંભળી મ્હેલમાં રણમલ પાસે આવી. રણમલ્લ પોતાના જીવની આશા ત્યાગી બેઠો હતો. હવે શું કરવું તેજ વિચાર ત્હેના મગજમાં થયાં કરતો હતો. અને પોતે નિરપરાધી માર્યો જશે એ બ્હીકથી તે નિરાશ થઇ પડયો હતો. કુમુદાને દેખી ત્હેનામાં જરા હિમત આવી અને ત્હેને ત્હેણે આવકાર દીધો.

કુમુદા-'કેમ! કાંઇ વિચાર ઉપર આવ્યા? '

રણમલ--'મ્હને આ બધામાં કશી સમજણ પડતી નથી.'

કુ૦-'સહીઓ તો ત્હમારી ખરી ના '

ર૦-હા વિશ્વાસે કરેલી સહીઓએજ આજ મ્હને ફસાવ્યો.

કુ૦-તો કાંઇ ઇલાજ તો કરવો પડશે ને?

ર૦-હું નિમકહલાલ અને નિરપરાધીછું તેજ બચાવ અને ઇલાજ.

કુ૦-તે ઉપર હું પણ ભરોશો રાખુંછું. હવે કાલ જે થાય તે ખરૂં.

ર૦-શું આજ ન્યાય થનાર નથી ?

કુ૦-ના આજની રાત ત્હમને વધારે મુદત મળશે.

ર૦-તેથી મ્હને કાંઇ લાભ નથી. જેમ બને તેમ વ્હેલો નીકાલ આવે તેજ સારૂ.

' પરંતુ જે સમય મળે છે તે સારા સારૂજ. '

' શા માટે ? '

' ત્હમારો ધર્મ શો? હવે જે સમય મળે તે પ્રભુ પ્રાર્થનામાં ગાળો.'

' હા કુમુદ ! તું સત્ય કહે છે. તું કહે તેમ કરીશજ.'

' પરંતુ ઇશ્વર પ્રાર્થનામાં ફળ શું? ત્હમે સત્યના ઢગલામાં અચળ

રહેજો. તેથી ત્હમારૂં શ્રેયઃ નક્કિ થશેજ. પ્રાણ જાય તો ભલે પણ સત્ય વિસરતા ના. તેજ ત્હમને સ્હાય કરશે. બાપુ જય જય હવે હું જઈશ.'

'જય જય.'

કુમુદા ઘણીવારે મહારાજા પાસે પહોંચી. મહારાજા ઉંઘમાંથી હમણાંજ જાગ્યા હતા. દરબારમાં મુદત ફેરવ્યાની ખબર આપ્યા પછી કુમુદા તથા મહારાજા એકાંતમાં રહ્યાં અને અડધી રાત ધર્મ નીતિ અને ન્યાયની વાતો કરવામાં ગાળી.

# પ્રકરણ ૩૭.

## લાભા લાભ.

બીજો દીવસ-બપોર-ઘેરેઘેર રણમલનો ન્યાય જોવા જવાની તૈયારી થવા માંડી છે. નિમકહરામીને શો બદલો મળે છે તે જોવા માટે થોડીવાર પછી લોકો થોકબંધ દરબાર ગૃહ તરફ જતા હતા. આજે ગીરદી વધારે થશે એમ જાણી ન્યાયનો પ્રભાવ સમસ્ત પ્રજાજનને પ્રદર્શિત કરવાની આકાંક્ષાયુક્ત કુમુદા સવારથી મોટું મેદાન સાફ કરાવવા તથા બરોબર બંદોબસ્ત રખાવવા ગુંથાયલી હતી.

દરબારનો વખત થયો તે પહેલાં લોકો જથાબંધ ગોઠવાઇ ગયા હતા. વચ્ચેની મ્હોટી બેઠક ઉપર સિંહાસન ગોઠવેલું હતું અને ત્હેની પાસે ન્હાના આસનો ભિન્ન ભિન્ન ઠાકોર રજવાડાઓ સારૂ મુકવામાં આવેલા હતાં. સરદારો વગેરે માટે ગાદી ગલીચા બીછાવવામાં આવ્યા હતા. આજ રોજ ન્યાયની બલીહારી પ્રજાજનોને બતાવવાની હતી તેથી કુમુદા હર્ષમાં હતી. સવારથી બપોર સુધી આમથી તેમ ભમ્યા કરતી કુમુદાએ ખાધું ન ખાધું કરી સર્વે દરબારી મંડળીના પ્હેલાં દરબારમાં જઇ પહોંચી હતી.

સમય થતાં સ્હેરના શેઠીઆઓ તથા ગૃહસ્થો આવી પોતપોતાના યોગ્ય આસને બેસી ગયા. પછી ઠાકોરો ભાયાતો વગેરે આવ્યા ત્યારબાદ વિજયસિંહ જેને આજરોજને સારૂ મ્હારાજાએ અમાત્યની પદ્વિ આપી હતી તે આવ્યા અને અમાત્યના આસને બેઠા. ત્યારબાદ ભુપસિંહ તથા વિમળા આવ્યાં અને રાજાના સિંહાસન પાસે જાજમ ઉપર બેઠાં. ત્યાર બાદ રાણી તથા યોગીરાજ આવ્યા. રાણીએ જો કે પોતાનું મ્હોડુ ઢાંકેલું

હતું તદપિ ત્હેની સૌંદર્યતા ઢંકાયલી નહતી. રાણીનો ન્યાય રાજા પંડે કરનાર છે તે ખબર જાણી ઘણા ગામના આવેલા લોકો આ જોઇ દિંગ્મૂઢ બન્યા. ત્યારબાદ મ્યાનામાં રજપુત સ્ત્રીઓ આવીને તખ્તની પાછળ નાખેલા ચકમાં બેઠી. સ્હેરની સ્ત્રીઓમાંથી જે મ્હોટા ઘરની સ્ત્રીઓ હતી તે માટે કુમુદાએ ચકમાં ગોઠવણ કરી હતી. સર્વ મંડળ પુરૂ ભરાયલું જાણી કુમુદા મહારાજાને ખબર કરવા ગઇ.

મહારાજાને ખબર મળતાં તૈયારી કરવા લાગ્યા. તેમની વાટ જોયા વગર કુમુદા પાછી ગઇ અને દરેક પોત પોતાને ઠેકાણે બરાબર છે કે નહી તે જોવા લાગી અને કોઇપણ અવ્યવસ્થિત જણાય તો સમરાવવા યત્ન કરવા લાગી.

છડીદારના પોકારથી મહારાજાના આગમનની ખબર પડી. સર્વ મંડળ માનને ખાતર ઉભુ થયું. મહારાજા પંડે આજ ન્યાય કરવાના હતા તેથી ન્યાયમૂર્તિને યોગ્ય સફેદ વસ્ત્રાલંકારથી આભુષિત થએલા હતા. રાજાના આસને બીરાજ્યા પછી રાજ્યના ન્યાયાધીશો જેમને આજરોજ ખાસ કરીને આમંત્રવામાં આવ્યા હતા તેઓ સિંહાસનની પછાળથી આવી તેમને માટે સિંહાસનની આગળ ગોઠવેલી બેઠકો ઉપર બેઠા.

મહારાજાની આજ્ઞા મળતાં રણમલ, ભુપસિંહ, તથા વિજયદત્તને આણવામાં આવ્યા. આ મંડળ દાખલ થતાં લોકોમાં ભિન્ન ભિન્ન લાગણીઓ થવા લાગી. નિરપરાધી દેખાતો અને સર્વાશા પરિત્યાગી બેઠેલો રણમલ ઘણાના હૃદયમાં કરૂણા ઉત્પન્ન કરતો હતો. ઘણા જણ આવા દેખાતા રણમલ ઉપરનો આરોપજ જાણી વિસ્મય થતા હતા. ભુપતસિંહ તથા વિજયદત્તના મુખ ઉપર અત્યારે આનંદની છાયા હતી તે નિહાળતાં ઘણા જણ મનમાં ઘણા ક્રોધે ભરાતા હતા અને દરેક જણનાં મન રણમલના બચાવની વાટ જોતાં હતાં—

સર્વ ગોઠવણ થયા પછી તપાસની તૈયારીનો સમય પાસે આવ્યો તે વખતે કોઇ દૂતે પ્રવેશ કરી મહારાજાને ખબર આપી કે અમરગઢાધિપતિ મહારાજ નાગદેવ પધારે છે. આ સાંભળી કુમુદા વિસ્મય થઇ અને મહારાજા નાગદેવને લેવા સ્હામા ગયા. થોડા સમય બાદ નાગદેવ તથા વસંતદેવ દરબારમાં આવ્યા. મહારાજા નાગદેવ આ દરબાર દેખી વિસ્મય પામ્યા અને કુમુદા તરફ દૃષ્ટિ કરી. કુમુદા મહારાજાના મુખ ઉપરથી ભાવાર્થ સમજી અને પ્રણામ કરી પાસે ગઇ. અને સર્વ બીના સંક્ષિપ્તમાં સમજાવી. નાગદેવ શૈલપુર ઉપરના મુસલમાનના ઘેરાની વાત

સાંભળી મદદે આવેલા હતા. પરંતુ ખરી બીના જાણી આનંદ પામ્યા અને તપાસ તરફ પોતાનું ધ્યાન ફેરવ્યું.

આસપાસ નજર નાખતાં તેમને લોકોની મ્હોટી મેદની દેખી અને તેમની નજર ફરતી ફરતી રાણીના તરફ પડી. રાણીને જોતાં તેમને એક અજબ અસર થાય તે સ્વાભાવિક છે. રાજ્યની રાણીનો ન્યાય થતો પ્રજા જુએ તે તે મને આશ્ચર્યવત્ ભાસવા લાગ્યું. પરંતુ કુમુદાના કહેવાથી નિર્મળ ન્યાયની પ્રબળતા જોવા બેઠા.

મહારાજાએ રણુમલને પુછ્યું ' રણુમલ ! હવે ત્હમે શો જવાબ આપો છો ? '

' હું નિરપરાધી છું મ્હારે બીજુ કશું કહેવું નથી. '

' કુમુદા ! હવે ત્હારે શું કહેવું છે? '

' મહારાજ ' રાત્રે આપ કહેતા હતા કે નગરશેઠ કાંઇ બીના કહેવાના હતા જેથી ઘણી બાબતમાં આપણને મદદ મળે એમ હતું તો તે વાત પહેલાં સાંભળવા દો. આથી આ વાત ઉપર ઘણું અજવાળું પડશે. '

' તો એમ કરો. નગરશેઠ ! ત્હમે ત્હમારી વાત કરો. '

નગરશેઠે પોતાનો વૃતાંત શરૂ કર્યો (તે અમો ટુંકમાંજ આપીએ છીએ.) 'મહારાજા ! આપ રાણીની શોધમાં ગયા તે પહેલા એક દીવસ ભુપસિંહને લઇ વિજયદત્ત મ્હારે ત્યાં આવ્યા હતા. તે વખતે મ્હને ઠાકોરની ઓળખાણ પ્રધાને કરાવી. ત્યારબાદ ધીમે ધીમે રાજ્યને ઉથલપાથલ કરવાની વાત મ્હારા આગળ કહેવા માંડી. ધીમે ધીમે. મ્હને લોભ લગાડયો અને હું લાલચે લપટાયો. રાણી ગુમ થયાં પ્હેલાં ગાદી સ્હામે ભુપસિંહાદિએ બે ત્રણ વખત કાવત્રાં કર્યાં હતાં પરંતુ તે બન્ને કાંઇ કાંઇ કારણસર નિષ્ફળ ગયેલાં હતાં. આપ રાણીની શોધમાં ગયા પછી રણુમલને સમજાવવા શામથી યુકતી કરી જોઇ. પરંતુ ત્હેમાં કાંઇ વળ્યું નહી. તેથી દામની યુકિત પણ કરી જોઇ. પણ કૃતજ્ઞ રણુમલ ડગ્યો નહી. ત્યારબાદ રણુમલને થોડા વખતે સુબા તરફનું તેડુ આવ્યું તે તેડાને લીધે ભુપસિંહને વહીવટ સોંપી તે ગયો. રણુમલ ગયો તેને બીજે દીવસે વિજયદત્તે સેના મોકલી ભુપસિંહને કેદ કર્યો અને મ્હને ઘેર બોલાવી કેદ કર્યો. હું કેદમાં પડયો ત્યાં ભુપતસિંહ પૈસા કહડાવવા વારંવાર યત્ન કરતો હતો, અને સતાવતો હતો. આજથી ચારેક દહાડા ઉપર તે મ્હારી પાસે છેલ્લો આવ્યો હતો. તેના ગયા પછી આસરે ત્રણેક ઘડીએ મ્હને

ગરમી લાગવા માંડી અને તે ક્ષણે ક્ષણે વધતી ગઇ. ઘણીવાર ધડાકા સંભળાયાથી આગ લાગી છે એમ મ્હને અનુમાન થયું અને હું ગભરાવા લાગ્યો. આગજ થઇ છે એમ ખાત્રી થતાં હું ખુબ ગભરાયો અને ગભરાટમાં ત્રણવાર ઉભો થયો અને ત્રણવાર બચવાની આશા નહી જણાયાથી નિરાશ થઇ પડી રહ્યો. અંતે આગને છેક નજદીક દેખી સર્વ આશાનો ત્યાગ કરી ઇશ્વર સ્મરણ કરતો બેહોશ થઇ પડયો અને ઘણીવારે આંખ ઉઘાડી જોયું તો હું મહારા ઘરમાં હતો અને મ્હને આપના આવ્યાની ખબર પડી અને દુશ્મનની શી વલે થઇ તે જાણી.'

'ઠીક! ત્હમારી ખબર ખપ આવશે તો જોઇશું. કુમુદા! હવે કોને હકીકત પુછવી છે?'

'ભુપસિંહને ત્હેનો વૃત્તાંત કહેવા દો.'

'ભુપસિંહ—ન્યાયમૂર્તિ! હું તથા ભુપતસિંહ ન્હાનપણના દોસ્તદાર છીએ. આશરે સાતેક વર્ષ ઉપર મ્હારે વિજયદત્ત જોડે ઓળખાણ થઇ. વિજયદત્ત કોઇ કોઇ વખત રાજ્યસુખ દર્શાવતો અને તે સારૂ મ્હારી પાસે ઉદ્દ્ગાર કહડાવતો. ધીમે ધીમે અને નિત્ય કાનમાં રાજ્ય લોભનો રસ રેડાયાથી હું રાજ્ય મેળવવા ઉત્સુક થયો. તેટલામાં કુમુદાનો સંસર્ગ થયો. તે યોગિનીના વચન સાંભળી હું ત્હેને મેળવવા આતુર થયો. મ્હારા મનની વૃત્તિઓ તે જાણી ગઇ અને મ્હને તે નિત્ય શિક્ષા આપતી ગઇ પરંતુ હું મૂઢ કાંઇ સમજ્યો નહી; એક સમયે ત્હેણે રાણી રતિસુંદરીની સાથે મેળાપ કરાવી આપ્યો તે દીવસથી હું કુમુદાને વીસરી ગયો અને ગમે તે પ્રકારે રતિસુંદરીને મેળવવા મ્હારી ઇચ્છા થઇ. આ વાતની ખબર ભુપત તથા વિજયને પડતાં તેઓએ મ્હને રાણી મેળવી આપવા વચન આપ્યું. અને વખતો વખત મ્હને ટોણા મારી મ્હારી ઇચ્છા તેઓ સચેત રખાવતા. સાહેલીનો શોખ અને રાણી સાથે રંગરાગ એ બન્નેની ઇચ્છા દીનપરદીન બલવતર બનતાં મ્હારો આત્મા અને ઇંદ્રીઓ વશ રહી શકી નહી અને ગમે તેવા કૃત્યો કરવા હું તત્પર થયો. થોડા સમય પછી આ નગરશેઠની ઓળખાણ થઇ. પછીની વાત આપને નગરશેઠે કહી છે અને ઘણી આપ જાણોછો. મ્હને કેદમાં પુર્યાં પછી વિજયદત્ત મ્હને નિત્ય સતાવતો હતો. છેલ્લે દીવસે તે મ્હારી પાસેથી ગયો અને થોડીવારે વિમળા મ્હારી પાસે આવી અને મ્હને ભૂતકાળના કૃત્યો સ્મરાવવા લાગી. મ્હેલના સળગવાની ખબર ત્હેણે આપી અને મ્હને મ્હારા કર્મો દર્શાવી પશ્ચાતાપમાં નાખ્યો. મ્હેં ત્હેને ઘણી વીનંતી બચાવવા માટે કરી પરંતુ

તે પોતે ઘણીજ સ્થીર રહી. અગ્નિ ઓરડાની અંદર આવવાને તૈયારી થતાં સુધી તે હિંમત રાખી રહી. પરંતુ અંતે હિંમત રહી શકી નહીં. તે મ્હને બાઝી પડી અને અમે બન્ને પસ્તાતાં જગતનિયંતા પ્રભુની પ્રાર્થના કરતાં સ્તબ્ધ બન્યાં. અમોએ અમને થંડક વળતી દેખી આંખ ઉઘાડી જોયું તો રાણી, યોગીરાજ અને આ સરદારને દીઠા અને ત્યાર પછીની વાત આપના જાણવામાં છે. '

' કુમુદા ! હવે કોની હકીકત જાણવી છે? '

' હવે રાણીને પોતાની હકીકત કહેવા દો. '

શૈલપુરની રાણી જ્યારે સર્વ હકીકત કહેવા ઉભી થઇ ત્યારે લોકો આશ્ચર્ય રસમાં લુબ્ધ થયા. રાજાની રાણી પોતાના પતિ પાસે પોતાના કૃત્યો નીવેદન કરવા ઉભી રહે તે ન્યાયની બલીહારી દેખી લોકો પોતાના હૃદયમાં ભિન્ન ભિન્ન વિચાર તરંગમાં પડતા હતા. રાણી બોલીઃ—" હું મહારાજા નાગદેવની તનુજા છું. હું મ્હારી સઘળી હકીકત સાચે સાચી કહીશ. કુમુદા મ્હારી ન્હાનપણની સહીઅર છે. અમો બે બેનો હતી. ન્હાનપણમાં માતાનુ મૃત્યુ થએલું હતું તથાપિ અમારા પિતાજીની સંભાળ અમારા તરફ સારી હતી. અમો કુછંદે વળગત પરંતુ આ સાધવી કુમુદાના પ્રતાપે અમો કુછંદે વળગતાં અટકયાં. મ્હારા લગ્ન પ્હેલાં એક દીવસ ગુજરાતના સુબા અલપખાંનો મુકામ અમરગઢ હોવાથી મ્હારી સુબા સાથે ઓળખાણ થઇ અને તેમ થતાં ત્હેણે મ્હને વચન દીધેલું. તે વચનની વાટ જોતી હું લગ્ન કરવા તત્પર થયેલી નહી. પરંતુ લાચારીએ તે વચન થશે નહી એમ ધારી મ્હારે લગ્ન બાબત હા પાડવી પડી અને મ્હારા લગ્ન થયાં.

' કુમુદા મ્હારી સઘળી વાત જાણતી હતી. મ્હારી ગુપ્ત વાત અને તે વચન—જે હું ખાનગીમાં કહીશ. તે સઘળું તે બરાબર જાણતી હતી. હું તે સઘળુ છુપુ રહે એમ ઇચ્છતી હતી પરંતુ તે રહેશે કે કેમ તે વીશે મ્હને શંકા થવા લાગી.

'મ્હારા લગ્ન થયા પછી કુમુદા મ્હારી સાથે આવી. કુમુદા ન્હાનપણુથીજ બટકબોલી હતી તથા શાસ્ત્રનાં થોથાં વાંચેલા હોવાથી જ્ઞાની થઇ હતી. જ્ઞાનવાન હોવાથી અને ત્હેના આગળ પડવાના સ્વભાવને લીધે તે ગમે તે મનુષ્ય સાથે છુટથી વાત કરી શકતી. આથી તે રખેને મહારાજાને ચાતુર્ય અને માધુર્યથી ભોળવી નાખી લગ્નની પવિત્ર ગાંઠે જોડાઇ તેમની અર્ધાંગના બની મ્હને હમેશાં ભારી થઇ પડે એવી શંકા મ્હને

થતી. આ શંકા તથા વખતે ભોળપણુમાં, સુબાએ આપેલા વચનની વાત મહારાજાને કહી દે એ બ્હીકને લીધે મ્હેં ત્હેનો નાશ કરવા ઇરાદો કર્યો. ત્હેનો નાશ વ્હેલો થઇ જાત પરંતુ ત્હેણે મ્હારી સાથે ઠાકોર ભુપસિંહની પીછાન કરાવી અને તે તેની સાથે લગ્ન કરવાના ઇરાદામાં હતી એમ ખબર આપવાથી મ્હને શાંતિ થઈ અને તેથી ત્હેનું મૃત્યુ આણુવાનો પ્ર-યત્ન કરવામાં આવ્યો હતો નહી. થોડા દીવસના ભુપસિંહના સંસર્ગે મ્હને ભુપસિંહની દાનત ભ્રષ્ટ હોય તેમ ભાસ્યું અને તેથી એને ત્યાં જ-વાનું મ્હેં ઓછું કર્યું. હું જ્યારે જ્યારે ભુપસિંહને ત્યાં જતી હતી ત્યારે ત્યારે કુમુદા મ્હારી સાથે આવતી હતી. આણી તરફ કુમુદાના વચનો તથા તેની આવડતને લીધે મહારાજા તેની તરફ સંતોષની દ્દષ્ટિથી દેખતા હતા છતાં મ્હને અમુક સંશય થયો. આ સંશયમાં કુમુદાએ જ્યારે મ્હને ભુપસિંહ સાથે પોતે લગ્ન કરવાની નથી એમ કહ્યું ત્યારે મ્હને ક્રોધમાં વધારો થયો અને તેથી મ્હેં તેનો ધાટ ઉ-તારવાનું ધાર્યું. કુમુદા મ્હને વારંવાર કહેતી હતી કે 'મ્હારે મનગમતો પતી મળે તો વરવું' ન્હાનપણુમાં હું સ્હેજસાજ મંત્ર તથા તંત્ર વિદ્યા શિખી હતી તે વાત તે જાણુતી હતી તેથી તેવા મંત્ર તંત્રથી પોતાના મનનું કાર્ય પૂર્ણુ થાય એમ તે ઇચ્છતી હતી. તેથી મ્હેં ત્હેને મ્હારો બેડો પાર ઉતારવા માટે ત્હેને આશા આપી હું ત્હેને અંબિકાના દેહેરામાં લઇ ગઇ——'

આ પછી રાણીએ ત્હેને કેવી આશા આપી. કુમુદાનું ખુન કરવું કે નહી તે વીશે કેવા તરંગો ત્હેના મનમાં થયા. અને આખરે પોતે કેવી રીતે ભોળી કુમુદાને ભમાવી ફોસલાવી કારી ઘાતે તલવારનો ઘા-કર્યો અને કુમુદા ઘા થતાંજ કેવી રીતે બુમ પાડતી દોડી અને ત્હેની પાછળ પોતે કેવી રીતે ધાઇ અને કુમુદાની બુમ સાંભળી રાજ્યના અનુચરોએ પોતાને કેવી રીતે ઘા પાડયા અને ઘવાયા પછી લોહીની ધાર વ્હેતાં છતાં તે જીવ લઇને કેવી રીતે નદી તરફ દોડી અને દુઃખદ અવસ્થામાં અને આવેશમાં કેવી રીતે નદીમાં પડી અને કેવી રીતે મુસલમાન સરદારે તેને બચાવી તે સઘળી બીના આબેહુબ રસથી આકર્ષક રીતે કહી. ( આ સઘળી બીના વાંચક જાણે છે.) આગળ ચાલતાં તે બોલી—'મુસલમાન સરદારે મ્હને બચાવી પણ મ્હને મ્હારી મરજીમાં આવે ત્યાં જવા દેવા મ્હેં ઘણી વી-નંતી કરી, પણ તે માની નહી. રકઝક કરતાં અમો લુંટારાના હાથમાં સપડાયાં. લુંટારાના સરદાર પાસે અમને લઇ જવામાં આવ્યાં. ત્યાં તે સર-

દારની નજર મ્હારા ઉપર બગડી તેથી તે સરદારને તથા મ્હને જુદે ઠેકાણે રાખ્યાં. થોડા દીવસે તે સરદારને રાતો રાત કહાડી મુકયો અને મ્હને એકલી રાખી. હું એકલી હતી પરંતુ રજપુતાણી હતી. તે દુષ્ટ એક દી મત્ત બની મ્હારી પાસે આવ્યો અને અસભ્ય માંગણી કરી મ્હારી મરજી વિરૂદ્ધ જોર જુલ્મ કરવા તત્પર થયો. મ્હેં ત્હેને સમશેરના ઘાથી માર્યો અને તે તલવાર સહીત હું બ્હાર નીકળી પડી. રસ્તામાંજ તે સરદાર ફરીથી મળ્યો અને થોડા દીવસ જંગલમાં રખડયાં. થોડા દીવસ અમે રખડયાં કરતાં હતાં એટલામાં જે લુંટારાના સરદારને અમે માર્યો હતો તેના માણસો શોધ કરતાં જંગલમાં આવી પહોંચ્યાં અને તેની સાથે અમારે ભેટા થયો. આ સરદારે બ્હાદુરીથી તેમનામાંના કેટલાકને જખમી કર્યા તેથી તેઓ અમને શરણ થયા અને સરદારને પોતાનો સરદાર નીમ્યો. કાંઈ પણ નહી ધંધા કરતા કોઇક ધંધો સારો ધારી અમોએ તે ઉપરીપણું સ્વીકાર્યું. અને લુંટફાટને બદલે આસપાસના લુંટારાઓ જે કાંઇ લુંટી લાવે તેમને લુંટવાનો ધંધો અમે શરૂ કર્યો. એક દીવસ શૈલપુર ઉપર મુસલમાની લશ્કર ચ્હડયું છે એમ અમને ખબર મળી તેથી અમે અમારા માણસ સહીત શૈલપુર તરફ નીકલ્યાં. રસ્તામાં આ યોગીરાજ થોડા માણસ સહીત આવતા હતા તે મળ્યા અને અમને ખરી બીના સમજાવી. પછી અમે કિલ્લાની બીજી તરફ ગયાં અને બાકોરૂ પાડી અંદર પેઠાં અને અગ્નિમાંથી ભુપસિંહ તથા વિમલાને બચાવ્યાં થોડીવારે કુમુદા આવી અને અમને શત્રુંઓની હારની ખબર આપી તે સાથે શત્રુઓને બચવાની પણ ખબર આપી. આથી હું તથા આ સરદાર તથા થોડા માણસ તેમની પાછળ પડયાં. અને તેમને ગુફામાં પેસતાં પકડી આણી રજુ કર્યાં. આ મ્હારો વૃત્તાંત છે આપને યોગ્ય લાગે તે ન્યાય કરો.'

રાણીની વાત પુરી થતાં લોકોમાં રાણીને વીશે ભિન્ન ભિન્ન શંકા-પ્રશ્નો થવા લાગ્યા અને રાણીનું વૃતાંત રસથી ભરપુર હોવાથી કેટલાકના મનમાં ભિન્ન ભિન્ન ભાસ થવા લાગ્યા. અંતે મહારાજાએ હાથ જોડી ન્યાય સાંભળવા ઉભી રહેલી રાણીને દૂર જઇ બેસવાની પરવાનગી આપી તે સમયે સભાજનાનું ચીત્ત હવે કોની જુબાની લેવાય છે તે તરફ એકાગ્ર થયું. મહારાજે પુછ્યું " કુમુદા હવે કોની હકીકત જાણવી છે ?'

' રાજબાની હકીકત જાણવા દો.'

રાજબાનું નામ સાંભળતાં ભુપસિંહ વિચારમાં પડયો. અને રાજબા અહીં કયાંથી તેના વિચારમાં ગર્ક બની તર્ક દોડાવતો હતો. તેટલામાં રા-

જબાએ પ્રવેશ કર્યો. મહારાજાને નમસ્કાર કરી, ઠાકોર તરફ દષ્ટિ ફેરવી પોતાનો વૃતાંત ત્હેણે શરૂ કર્યો. ,'મહારાજ ! હું ઠાકોર ભુપસિંહની છેલ્લી સ્ત્રી છું. મ્હારે બહુ કહેવાનું નથી. હું ઠાકોરને ને ઠાકોર મ્હને વ્હાતા હતા. એક દીવસ પ્રધાન તથા સેનાપતિ પેલા શેઠ તથા ઠાકોર રાજ્ય વિ-રૂદ્ધ કાવતરૂ રચતા હતા. તેમની વાતો અકસ્માત મ્હેં સાંભળી. અને તે વીશે મ્હેં ફરી સાંભળ્યું. ઠાકોરને મ્હેં શિક્ષાના વચનો કહ્યાં. અને તેથી પોતે ગુસ્સે થયા અને તેથી મ્હને મહાલયનો ત્યાગ કરવા આજ્ઞા મળી. આજ્ઞા મળતાં હું નીકળી અને કર્મ સંજોગે મ્હને વિજયસિંહનો આશ્રય મળ્યો. મ્હને તેમના આશ્રયે કુમુદા મળી અને અમોએ આટલા દી ભેગા રહી ગાળ્યા. પરમ દી અમને વિજયસિંહનો હુકમ મળ્યો કે 'શૈલપુર આ-વવું તેથી અમો અહીં આવ્યાં.'

રાજબા પોતાની હકીકત પુરી કરી પાછી ફરતી હતી તેવામાં રજ-પુતાણીનું હિંમતથી બોલવું સાંભળી ચકિત થયેલો ભુપસિંહ ઉભો થઇ રાજબાની પાસે જઈ પગે પડયો અને બોલ્યો 'રાજબા ! મ્હારો અપરાધ ક્ષમા કરો હું પાપી છું.'

'ઠાકોર ! આ સ્થળ તેને માટે નથી. હવે પછીથી આપણે મળીશું અને તે સારા સંજોગો વચ્ચે મળીએ એમ ઇચ્છુ છું. આટલું બોલી રજ-પુતાણી ઝપાટા બંધ ચાલી ગઇ.

રાજબાના ગયા પછી મહારાજાએ પુછ્યું ' કુમુદા હવે ત્હારે શું કહેવું છે ? હવે કોની હકીકત જાણવી છે ? રણમલના બચાવમાં કંઇ હકીકત મળતી હોય તેમ લાગે છે ?'

'મહારાજ ! ન્યાય મૂર્તિ ! હવે રણમલસિંહની પાસેજ ખુલાસો માંગો તેથી વખતે શંકા દુર થશે.'

રણમલને પુછવામાં આવતા ત્હેણે હકીકત કહેતાં પ્હેલાં ભુપતસિંહના જવાબ સારૂ આકાંક્ષા બતાવી તેથી ભુપતસિંહની હકીકત પુછતાં ત્હેણે જણાવ્યું. ' નામદાર ! કૃપાવંત મુરબ્બી હું આપનો સેનાપતિ હતો. હું કાંઇ ગેર સમજને લીધે નોકરીથી દુર થયેલો છું. ભુપસિંહને હું રાજ્યના ઠાકોર તરીકે ઓળખું છું. મ્હને વિજયદત્તે ભુપસિંહ તથા રણમલ બન્ને મળી રાજ્ય પાયમાલ કરવા ઇચ્છે છે એમ ખાત્રી થવાથી ભુપસિંહને કેદ કરવાને હુકમ આપ્યો હતો તે અનુસાર મ્હેં ભુપસિંહને કેદ કર્યા હતા. નગરશેઠે જે બાબત કહી છે તે બાબત હું કાંઇ જાણતો નથી. હું નીરપ-રાધી છું. મ્હારે બીજું કશું કહેવું નથી.'

આ પછી રણુમલે પોતાની હકીકત શરૂ કરી; " મહારાજ ! આપ મ્હને ઘણા લાંબા સમયથી ઓળખો છો. આપે મ્હને અમાત્યની પદવી આપી તે સમયે આજ્ઞા આપી હતી કે ભુપસિંહ વગેરેનો વિશ્વાસ રાખતો મા. આ પછી હું ત્હેમના કૃત્યો બારીકાઇથી તપાસતો હતો. આપના ગયા બાદ એક દીવસે નદી ઉપરની એક ગુફામાં ચારે જણા ભેગા થયા હતા; અને રાજ્ય સ્હામી ખટપટ કરતા હતા. તે દીવસે મ્હને અગાઉથી ખબર પડયાથી હું ગુફામાં વ્હેલો ગયો હતો અને બધી વાત સાંભળી હતી " ત્યારબાદ બધી વાત જે આપણે પ્રકરણ ૧ માં જાણી છે તે સઘળી કહી બતાવી અને પછી કહ્યું " ત્હેમને લખાણ કરીને જે કાગળ ફાડી નાંખેલ તે આ રહ્યો. આપે કાલ રાત્રે ઘેર જવાની રજા આપી તે વખત હું તે સઘળા લાવ્યો છું તે રજુ કરૂ છું. વળી તેજ દિવસે વિજયસિંહે આપેલી ચીઠ્ઠી પણ આ રહી. આપની આજ્ઞાથી હું વાંચુ છું.

' રણુમલ ! '

પાપીઓ મળ્યા છે. દામથી ફોડશે. સાવચેત. રજપુત દગો ન દે.

લી. તુ જાણે છેજ.

ત્હારો

વિ૦ "

મહારાજાએ તે ચીઠ્ઠી વિજયસિંહને બતાવી. વિજયસિંહે તે ચીઠ્ઠી પોતાની લખેલી છે એમ કબુલ કર્યું. સરતોવાળો કાગળ ભુપસિંહને બતાવતાં તે તેજ છે એમ ત્હેણે કબુલ કર્યું.' રણુમલે પછી પોતાની હકીકત શરૂ કરી. 'ત્યાર બાદ સાંજરે રાયમલ આવ્યો હતો પરંતુ તે કાંઇ ખબર આપી ગયો હતો નહી. બે ત્રણ દી પછી પાટણના સુબાના બોલાવવાથી હું પાટણ ગયો અને ત્યાં મ્હને આપની બીના મળી. આપની ભાળ મળતાં આપની સાથે હું આવ્યો તે પછીની વાત આપ જાણોછોજ. '

' રણુમલ ! બીજુ કશું કહેવાનું છે ? '

' જી ના. '

' કુમુદા ! રણુમલનો ગુન્હો સાબીત નથી થતો ? '

' જી. બચાવમાં શું આપી શકે ? વિજયદત્તની હકીકત જાણવા દો. આજ્ઞા થતાં વિજયદત્તે પોતાનો ખુલાસો કરવા માંડયો. ' હું આપનો પ્રધાન ભુપસિંહને ઠાકોર તરીકે ઓળખુંછું. રણુમલ તથા મ્હારે જુની અદાવત છે કે નહી તે હું જાણી શકતો નથી પરંતુ કાંઈ કારણને લીધે રણુમલ મ્હારા કાવત્રાની ધુમ બ્હાર ઉડાવતો હતો. ભુપસિંહ સાથે અ-

મારે બહુ સબંધ હતો નહી. તેમ હું બીજી વાતોમાં તેની સાથે કાંઇ પણ મસલત કરતો હતો નહી. હીસાબનો ગોટાળો ચોખ્ખો કરી આપવા મ્હેં રણમલને ઘણી વખત કહ્યુ છતાં તે મ્હને હુડકારી કહાડતો હતો. છેવટે તે ગયો ત્યારે કહી ગયો હતો કે સુબા પાસેથી હું રાજ્યનો પટો લેવા જાઉ છું આથી મ્હને શંકા થઇ અને રાજ્યને હાની થશે એમ ધારી અમોએ ત્હેને કેદ કરવા વીચાર કર્યો અને તેથી યુદ્ધ થયું. સ્હામા લશ્કરમાં આપ છો એમ અમોએ જાણ્યું હોત તો અમો કદી આપના સ્હામા થાત નહી. આ મ્હેં મ્હારો ખુલાસો કર્યો આપને યોગ્ય લાગે તેમ કરો.'

મહારાજાએ રણમલને પુછ્યું 'રણમલ ! હું ત્હને છેલ્લી તક આપુ છું અને પુછુછું કે ત્હારે કશો ખુલાસો કરવો છે ? '

' નહી જ. હું ગુન્હેગાર નથી. હું તદ્દન નીરપરાધી છું. '

રણમલ તું ત્હારા વર્તનનો જવાબ સંતોષકારક આપી શકયો નથી.'

' આપને જેમ યોગ્ય લાગે તેમ ખરૂ. આપ ન્યાય કરો. '

' રણમલ ! ત્હેં રાજ્ય કોશના હીસાબમાં ગરબડ કરી પૈસા ખાઇ ગયો તે બાબત જવાબ આપી શકતો નથી અને ત્હોમત સાબીત કરવાને ચોપડાજ બસ-પુરતા છે. તું કબુલ કરે છે કે આ સહી ત્હારી છે અને તેથીજ ત્હેં ગરબડ કરી પુરવાર થાય છે. રાજ્યને પચાવવા કરેલા દસ્તાવેજો ઉપર પણ ત્હારી સહી છે. ત્હેને ઉડાવી દીધા હોત પરંતુ હું એકદમ અચાનક આવ્યો તેથીજ તે પકડાઇ ગયા છે. તું રજપુત પુત્ર થઇ, મ્હારો વિશ્વાસુ થઈ આવું કૃત્ય કરે તે માટે ત્હને શી શિક્ષા કરવી તે મ્હને સમજ પડતી નથી. ત્હને વધારેમાં વધારે સજા થવી જોઇએ. નિમકહરામ ! તું ડોળ ઘાલું નિમકહલાલ, વિશ્વાસઘાતી, બે વચની ! રાજ્ય દ્રોહી ! જુઠા ! આજ સાંજનો સૂર્ય અસ્ત થતા પહેલાં ત્હને ફાંસીએ ચ્હડાવવા હુકમ કરૂ છું. ત્હારા જેવાને અહાવી શિક્ષા થવાથીજ લોકમાં સારો દાખલો બેસશે. બોલ પાપી ત્હારે કાંઈ કહેવું છે. ? "

" હું નિરપરાધી છું. મરવા તૈયાર છું પણ રજપુતના વચન ઉપર કહુ છું કે હું આમાનું કંઇ જાણતો નથી "

'! કાંઇ જાણતો નથી ? ! આ સહી ત્હારી બજેલી છે તે તું કબુલ કરે છે તેથી વધુ શો પુરાવો ? ! "

" મ્હારાજ ! " કુમુદા નમ્રતાઇથી બોલી ! એક વિનંતી સાંભળશો ?

'કુમુદા ! હવે શિક્ષામાં ફેરફાર થશે નહી. બોલ ! શું કહેવું છે ? '

" મહારાજ ! કૃપાવંત ! શિક્ષા ભારે છે. આ ચો તરફ લોકોની

મેદની તરફ જુઓ. લોકો શિક્ષા સાંભળી અશ્રુધારે રડે છે. આમ ઠાકોરોના મુખ જુઓ તે બતાવી આપે છે કે અધિક શિક્ષા થાય છે. ઠાકોર ભુપસિંહ–રણમલના દુશ્મન ભુપસિંહ–તરફ જુઓ. ત્હેની આંખો પણ જળથી ભરાઇ છે. અંદર સાંભળો કકલાણ થાય છે. રણમલની પાછલ કોઇ રડનાર નથી એમ નથી. એકલો મિત્રહીન રણમલ નિરપરાધી મૃત્યુના મુખમાં પડતો ભાસતાં સર્વ મંડલ ચોધારે આંસુ ઢાલે છે. તે દુષ્ટો–જેમણે રાજ્યની શાંતિનો ભંગ કર્યો તે બચી જાય છે. આ ન્યાય કેવો ? ત્હેના ઉપર ગુન્હો સાબીત થાય છે-એ વીશેની શંકા, હાલની હકીકત જોતાં, લઇ શકાતી નથી પરંતુ આજને આજ ફાંસી દેવાતાં રણમલના સ્નેહીઓ તેની છેલ્લી મુલાકાત લઇ શકસે નહી. માટે તે મુદતમાં ફેરફાર કરવા કૃપા કરો. મ્હારે ખાતર નહી પણ ત્હેના સ્નેહીઓને ખાતર–આ શૈલપુરના પુરજનોને ખાતર તેટલી દયા કરો. પેલા હાસ્યે નિમગ્ન થયેલા દુષ્ટો સ્હામુ જુઓ ! રાણી વગેરેના મુખ જુઓ. અંદરનો કકલાણ સાંભળો. આકાશ જુઓ તે કેવું થઇ ગયું છે. પશુ પક્ષીઓ રૂદન કરતાં ચો તરફ ભાગે છે—આ ભયંકર દેખાવ તરફ જુઓ. રજપુત રણમલસિંહ ! ધન્ય છે તમને કે આવા સમયે પણ તમે ધૈર્ય ધારી રહ્યા છો. ઇશ્વર તમારા આત્માને શાંતિ બક્ષસેજ અને નિર્મલ ન્યાય બતાવશેજ '

" કુમુદા ! મ્હને ન્યાય મળ્યોજ. આ નિરપરાધી વણુ મોતે માર્યો જાઉં ત્હેમાં શાંતિ શી ? ન્યાય કયાં ? વિધી ગતી ! હવે જે થાય તે ખરૂં. હરી હરી !'

રણમલે ' હરી હરી ' કહ્યા તે સાથે લોકોના ટોળામાં ' પણ ' હરી હરી ' શબ્દ સ્ફુરવા લાગ્યા. કુમુદાએ મ્હારાજાને પુછ્યું ' આપની શી આજ્ઞા છે ? '

'કુમુદા! શિક્ષા તો હું ઘટાડી શકતોજ નથી પરંતુ ત્હારી વિનંતી ઉપરથી—ફકત ત્હારા ઉપરના મ્હારા વ્હાલ ખાતર નહી પણ તેં આજ ન્યાયમાં મદદ કરી છે તે ખાતર એક દીવસની મુદત વધુ આપુ છું અને કાલ સાંજરે સુર્ય પૃથ્વી ઉપરથી અદ્દશ્ય થતાં તે ફાંસીએ ચ્હડશે '

' જો લિખીત હશે તો' કુમુદા બોલી.

આ સઘળો વખત ઘણા કુમુદાનો ચ્હેરો તપાસતા હતા પરંતુ ત્હેમાં હર્ષ કે શોક કશાના ચિન્હ દેખાતા ન હતા. થોડીવારે કુમુદાએ કહ્યું ' તો હવે રણમલસિંહને લઇ જઇ ત્હેમના સ્નેહીઓને મલવા દે ? '

' હા લઇ જાઓ !—પણ સબુર ત્હેના દેખતાંજ પેલા પાપીઓને

શિક્ષા થવાદો—ભુપત તથા વિજયદત્ત ! ત્હમે બન્નેએ મ્હારૂં અન્ન ખાઇ હરામ કર્યું છે. મ્હારી રાણી સ્હામે—મ્હારા રાજ્ય સ્હામે અને સમગ્ર ગુ-જરાત સ્હામે ત્હમે જે કૃત્યો કર્યાં છે ત્હેના ફલ મળવા દો. ત્હમે ત્હમારા શત્રુ રણમલને મુએલો દેખશો નહી ( લોકોમાં હર્ષના પોકાર ) એટલે ર-ણમલ ફાંસીએ ચ્હડશે તે પ્હેલાં આખા નગરમાં ત્હમને ગધેડે બેસાડી કાલા મ્હોં કરી ઝેરી નાગ પાસે ડંખાવી કે સુલીએ લટકાવી દેવા હું હુકમ કરૂં છું '

બન્નેના હસતાં મ્હોડા બંધ થયા અને પોક મુકી રડવા લાગ્યા. પ્ર-ધાનનો એક છોકરો જે ટોળામાં હતો તે રડતો મહારાજા પાસે આવી પગે પડયો પણ મહારાજાએ ત્હેને દૂર કરવા હુકમ કર્યો અને બીજા ગુન્હેગારોનો ન્યાય કરવા લાગ્યા.

' હવે ભુપસિંહ ! ત્હેં ઘણા દુષ્કૃત્યો કર્યાં છે અને તેનુ ફળ પ-શ્ચાતાપથી ભોગવ્યુ છે પરંતુ ત્હને શિક્ષા કરવીજ જોઇએ તે માટે ત્હને શિક્ષા ફરમાવું છું કે સઘળા ઠાકોરો અને ભાયાતો વચ્ચે ઉભો રાખી એ-કવીશ ફટકા શરીર ઉપર મારવા.

' વિમલા ! ત્હને શું કરૂં ? તું સ્ત્રી જાતી છે તે ઉપર દયા રા-ખવાને સૌ કહે છે પરંતુ ત્હારા કર્મો ઘણા ભયાનક છે માટે અને ન્યાય આગળ સ્ત્રી કે પુરૂષ, રંક કે રાય સરખા છે તેથી ત્હને શિક્ષા કરૂં છું કે ત્હને સાત દીવસ સુધી એકાંત કેદમાં રાખવી.

' રાણી ! હવે ત્હમારો વારો છે. ત્હમે કુમુદાનો જીવ લેવા સારૂ યત્ન કર્યો તે ગુન્હાસારૂ ત્હમને શિક્ષા થવી જોઇએ. અને તે શી કરવી તે મ્હને સમજણ પડતી નથી. કુલવંત માતપીતાના પેટે અવતરી મ્હારે ઘેર આવી ભાતભાતના વિહાર કર્યા તે સઘળું ત્હમે ભુલી જઇ ત્હમારી પ્રાણથી પણ પ્રિય સહચરીનું ખુન કરવા નિશ્ચય કર્યો અને તે પણ રજ-પુતાણીને ન છાજે તેવી રીતે. ત્હમને શીક્ષા શી કરૂં ? આ આખા શૈલ-પુરના લોકની વચ્ચે ત્હમને મ્હારા મુખથી આવા વચનો સંભળાવવાં તેજ શિક્ષા ઘણી છે. વળી કુમુદાનું ખુન કરતાં ત્હમારૂં ખુન થાત એ વાત ધ્યાનમાં લીધી છે અને પહેરેગીરોના ઘાથી ત્હમે છુટયાં તેટલી વખતની પીડા થઇ તે શિક્ષા પણ ધ્યાનમાં લીધી છે. આ સઘળી વાતનો વિચાર કરતાં ત્હમને વધુ શિક્ષા શું કરૂં પણ આજથી આઠ દીવસ સુધી ત્હમારે અમારા આગળ મ્હોં બતાવવું નહી તે શિક્ષા ઘણી છે. "

" રતિસુંદરી ! " મહારાજા નાગદેવ મ્લાન વદને બોલ્યા ' મ્હને

ઇશ્વરે બે પુત્રીઓ આપી ત્હેમાં મ્હને એકેથી સુખ મળ્યું નહી. બન્ને સરખી નીકળી. તું ત્હારા પતિની પાસે સુખથી રહેતી જાણી હું આનંદ પામતો હતો. આજે તે આનંદનો અંત આવે છે. મ્હારી પુત્રી-નાગદેવની તનુજા ખુની થાત! અરે તું ત્હારૂં મુખ પછી કેમ બતાવત? અરે! તું ત્હારા કુટુંબ ઉપર નહી પણ નાગદેવના કુલ ઉપર કલંક મ્હોંટાડત. અરે! ત્હને આવી બુદ્ધિ કેમ સુઝી? વળી તું ખુન કોનું કરવા તૈયાર થઇ? ત્હારી વ્હાલી સહચરીનું! અરે! એવો વિચારજ નાગદેવની પુત્રીના મનમાં કેમ ઉદ્‌ભવે? અરે નાગદેવની તનુજા નીચ કર્મો કરવા કેમ દોરાય? રતિસુંદરી! જો તું મ્હારા રાજ્યમાં હોત તો હું ત્હારા ટુકડા કરત પણ વસંતદેવે કૃપા કરી છે તે તું એકાંત ભોગવી ભોગવ. હવેથી ભવિષ્યમાં આવા કૃત્ય કરવાનો વિચાર આણી નાગદેવનું નામ બોળતી મા અને કુલાંગાર થતી મા. તું રાજ્યની રાણી છે, મ્હારી પુત્રી છે, એ સઘળું ધ્યાનમાં રાખી ભૂતકાળને વીસારી દઇ ભવિષ્યમાં સત્કર્મો કરવા તરફ લક્ષ રાખી તું મ્હારા હૃદયને ફરીથી શોકગ્રસ્ત કરતી મા—'

રતિ૦—" પુજ્ય પિતાજી! મ્હને ક્ષમા કરો. તે વખતે અંતરથી ઘણું થતું હતું પણ મન ઠેકાણે રાખી શકી નહી. શું કરૂં? પણ ઇશ્વરનો પાડ કે હું પાપકર્મ કરતાં છુટી. મ્હારી વ્હાલી બ્હેનનું શું થયું?'

" બ્હેન! તે ગઇ. મ્હને દુઃખી કરી પોતાના પાપનો ભોગ થવા ગઇ. તેની છોકરી કરતાં ન છોકરી હોય તે સારૂ. તે ક્યાં ગઇ તે કોણ જાણે?"

" આ રહી ત્હમારી પુત્રી કલંકિની. ક્ષમા કરો ક્ષમા કરો." રાજા વસંતદેવની પાછળનો ચક ફાડી હાંફલીફાંફલી બનેલી લક્ષ્મી દોડી આવેલી તે બોલી.

" કોણ લક્ષ્મી?" આશ્ચર્યથી નાગદેવ બોલ્યા.

વસંતદેવ તથા વિજયસિંહ પાસે આવ્યા અને યોગીરાજ વગેરેએ ઉંચા હાથ કરી આશિર્વાદ દીધા.

' પુજ્ય મહારાજશ્રી નમસ્કાર. આ આપના જમાઇને આશિર્વાદ દો. આ વિજયદુર્ગનો વિજયસિંહ નમસ્કાર કરે છે. નમન કરતો વિજયસિંહ બોલ્યો.

' આશિર્વાદ વિજયસિંહ! આશિર્વાદ. મ્હારૂ પણ અહોભાગ્ય કે ત્હમારા જેવા સુરવીર રજપુતને વરી મ્હારી પુત્રીએ નાગદેવના કુલને કલંકથી બચાવ્યું છે. ઇશ્વર ત્હમારૂં ભલું કરો."

'ઇશ્વર ત્હમારૂં ભલું કરો' યોગીરાજ બોલ્યા અને સમગ્ર પ્રજા જન તેજ બોલ્યા.

'વ્હાલી બ્હેન લક્ષ્મી'

'વ્હાલી રતીસુંદરી'

બન્ને જણુ ભેટયાં અને કુમુદા પણુ દોડતી આવી બન્નેને ભેટી અને જ્ઞાન, સૌંદર્ય અને પશ્ચાતાપ રૂપી ત્રિપુટી કુમુદા, લક્ષ્મી અને રતિસુંદરી એ બનાવી અને લોકો હર્ષનો પોકાર કરવા લાગ્યા.

પણુ આ હર્ષ બહુવાર રહેનાર નહતો. મ્હારાજાએ ઠોકણે જઇ આજ્ઞા કરી કે " રણમલ. ભુપત, વિજયદત્ત વગેરેને લઇ જાઓ અને સખ્ત જાપતો રાખો. ભુપસિંહ ત્હમને એ ત્રણના મૃત્યુ અને વિમલાની સજા પછી શિક્ષા મળશે. રાણી ત્હમો આજથીજ અમારા મ્હેલે આવશોમા. મહારાજા નાગદેવ, લક્ષ્મી બ્હેન, રાજબા આપ સઘળા ચાલો. મુરબી શિરછત્ર ! આપની પુત્રીની શિક્ષા તરફ ધ્યાન ન રાખી મ્હારો મ્હેલ પાવન કરો. વિજયસિંહ ! આપણે આજે નવા સંબંધી તરીકે ઓળખાયા ચાલો ત્યારે અમારી જોડે. જય શ્રી હરી "

સર્વ ગયા--સ્થળમાં શાન્તિ થઇ—

આવી રીતે આજનો હર્ષ–શોકમય વૃતાંત પુર્ણ થયો. અને આખા સ્હેરમાં આ વાત ઠેર ઠેર થવા લાગી. હર્ષ અથવા શોક એ બેમાંથી પુરના લોકોમાં કઇ વૃતિ વધારે ફેલાયલી છે તે જાણવા કુમુદા રાત્રે નીકળી તો ત્હેને શોક હર્ષને ઢાંકી દેતો લાગ્યો. પ્રધાન તથા સેનાપતીના ઘરના શોકમાં હતા અને છાતી ફાટ રૂદન કરતા હતા. કુમુદા આ સઘળુ જોઈ મ્હેલમાં ગઇ ત્યાં નીચેના ઓરડામાં રૂદન કરતી રાણી પડેલી હતી ત્હેના આગળ ન્યાયના અમલનું ભાષણ કરી, સ્હેજ આશ્વાસન દઇ ઝપાટાબંધ બધા મંડળના ભેગી થઇ ગઈ.

× × × ×

સમય મધ્ય રાતનો થવા આવ્યો હતો. સઘળે શાંત હતુ તે સમયે રાયમલના ઘરમાં કાંઇ ગુપચુપ વાતો થતી હતી. રાયમલ ઘેર આવ્યો તે સમયે ત્હેની સ્ત્રીએ ત્હેને તે દીવસનો વૃતાંત પુછતાં રૂદન કરતા વદને સઘળો હેવાલ કહ્યો. રાયમલે રણમલને આવી શીક્ષા થશે એમ સ્વપ્ને પણ ધાર્યું નહતું. પૈસાના લોભથી તે રણમલના સ્હામો હતો પરંતુ ઉપકારના આભારમાં તે રણમલ તલે હતો ! તેથી ત્હેને ઘણું લાગતું હતું. બગડેલી બાજી હવે સુધરે નહી તેથી બન્ને જણુ છાતી ફાટ રૂદન કરતા

હતા. થોડીવારે બારણું ખખડ્યું પણ કોઇએ જવાબ દીધો નહી બીજીવાર ખખડતાં બારણું ઉઘડ્યું-રાયમલે બારણું ઉઘડતાંજ કુમુદાને દીઠી તેથી નમન કર્યું. તે અત્યારે અહી કયાંથી અને શા કારણસર આવી તે હકીકત પુછી ત્હેના જવાબમાં કહ્યું કે "રાયમલ્લ ! હું એકજ શબ્દ કહેવા આવી છું. રણમલ્લે કહાવ્યું છે કે ઉપકાર કરતાં ધન વધ્યું એ અત્યંત દીલગીરીની વાત છે. અને તમને કહાવે છે કે ત્હમારી મુલાકાતની ઇચ્છા છે તેથી મળી જવાય તો ઠીક." આટલું કહી કુમુદા ઝપાટાબંધ ચાલી ગઇ.

# પ્રકરણ ૩૮

## લગ્નની દરખાસ્ત.

**શોકમય** દીવસના સૂર્યને ઉદય થયો. આજનો દીવસ શૈલપુરમાં શોકમયજ રહેશે એમ સર્વેજણ જાણે છે. સ્હવારથી લોકો "આજ સાંજરે રણમલ્લ ફાંસીએ ચ્હડશે" "ભુપસિંહ તથા વિજયદત્તને ગધેડે ફેરવશે" 'રાણીને પણ શિક્ષા !' 'નિરપરાધીને પણ સજા !' 'રણમલ્લ કૃતઘ્ની!' 'ભુપસિંહ પાપી' વગેરે ઉદ્‌ગાર કહાડતા હતા. ચકલેને ચૌટે તેજ વાત થતી હતી. બે માણસ ભેગા થતાં કે તેજ વાત થતી હતી. ગઇ કાલે રાણીનો ન્યાય જોવા ભેગા થયેલા મનુષ્યો આજ રણમલને શિક્ષા જોવા સારૂ રહ્યા હતા અને ઘણે દૂરથી ટોળાબંધ લોકો સ્હવારથી શૈલપુર તરફ આવતા હતા. બપોરે સ્હેરમાં ગધેડાનું સરઘસ નીકળવાનું હતું. આ નવલ દેખાવ જોવા સારૂ લોકો મુખ્ય રસ્તા ઉપર જગ્યાની સવડ કરવામાં સવારથી ગુંથાયા હતા.

બપોર થતાં મહારાજાએ વિજયદત્ત તથા ભુપસિંહને બોલાવ્યા અને તેઓ પ્હેલા મૃત્યુને શરણ જનાર હોવાથી તેમને છેવટની શી ઇચ્છા છે તે પુછવામાં આવતાં તેમને ઇચ્છા જણાવી કે 'રણમલને શિક્ષા થાય ત્યારબાદ એટલે રણમલ ફાંસીએ ચ્હડે ત્યારબાદ અમારી શિક્ષા અમલમાં આવે. આ ઇચ્છા પાર પાડવી તે રાજાની ફરજ સમજી કુમુદાએ તેમની વિનંતી સ્વીકારવા રાજાને ઇચ્છા બતાવી અને રાજાએ ત્હેમની અરજ ન્હાલ રાખી. આ ખબર ઝપાટાબંધ ગામમાં ફેલાઇ ગઇ અને ગધેડાનું

સરઘસ જોવા ઉત્સુક થયેલા મનુષ્યોની આશા નિરાશા થઇ. આ વિશેની ખબર રાયમલને પડતાં હેના મુખમાંથી ' ધીઃક દુષ્ટ ' શબ્દ નીકળ્યા.

સૂર્યાસ્તનો સમય થતાં રણમલને ફાંસી દેવામાં આવનાર હતી. તે છતાં સૂર્યાસ્તના ત્રણેક કલાક પહેલાં લોકો ફાંસીની જગ્યા આગળ ભેગા થવા લાગ્યા હતા. ક્ષણે ક્ષણે લોકનો ભરાવો વધતો હતો. સ્ત્રી બાળક તથા વૃદ્ધ પણ આ ક્રુર દેખાવ જોવા આવી પહોંચ્યાં હતાં.

સૂર્યાસ્તના એક કલાક અગાઉ રણમલને બંધીવાન બનાવી મેદાનમાં લાવવામાં આવ્યો અને ચોમેર લોકોની દયાની લાગણી ફેલાયલા મેદાનના મધ્ય ભાગમાં, સર્વ કોઇ જુએ એમ, ઉભો રાખવામાં આવ્યો. જે માણસ ત્રણજ દીવસ અગાઉ હાકમી ભોગવતો હતો તેની આ દશા નીરખી લોકો જગતની ક્ષણભંગુરતા વીશે ભિન્ન ભિન્ન તરંગો દોડાવવા લાગ્યા. મહાન્ નેપોલીઅન જેવાની પણ મહત્તા એક દીવસ તૂટી તો પછી ગરીબ બીચારા રણમલની મહત્તાની શી વાત કરવી ? મદોન્મત્ત મહારથીઓની મહત્તા ઘડીના છઠ્ઠા ભાગમાં ધુળધાણી થઇ ગઇ પણ તે સઘળી મદને લીધેજ. રણમલને પોતાના કર્મને લીધેજ આ દશા ભોગવવાનો સમય આવ્યો !

થોડીવારે રાજા, કુમુદા, રાણી, નાગદેવ, વિજયસિંહ, લક્ષ્મી, ભુપસિંહ, વિમળા તથા રાજબા આવ્યાં. અને તેમની પછાડી વિજયદત્ત તથા ભુપતસિંહ સિપાઇઓના પ્હેરામાં આવી પહોચ્યા. ગઇ કાલથી અત્યાર સુધી રણમલને એક પછી એક એમ ગામના ઘણા લોક, ભાયાતો અને સ્નેહીઓ મલી ગયા હતા અને દરેક જણની દયાવૃત્તિથી તે સંતોષ પામી પોતે નિર્દોષ છે એટલુંજ કહેતો હતો. કોઇપણ મનુષ્ય જોડે વાત કરતાં હેનું હૃદય પીગળતું નહી અને અત્યારે પણ આંખમાં અશ્રુબીંદુ હતું નહી એટલુંજ નહી પણ અત્યારે—મૃત્યુ સમય વખતે-નિત્ય કરતાં તેનું મુખ, જેમ ઓલાવાની વખતનો દીવો સતેજ થાય છે તેમ સતેજ જણાતું હતું. કુમુદા હેની પાસેજ હતી.

થોડીવારે મહારાજાએ આવી હેને હેની છેલ્લી ઇચ્છા પુછી. તે સાંભળીને બોલ્યો “ ન્યાયમૂર્ત્તિ ! હું હવે આ જગતનો ત્યાગ કરી જાઉં છું તે સમગ્રે આપ મ્હને છેલ્લી ઇચ્છા દર્શાવવા કહો છો પણ તે શી હોય ! મ્હારે નથી સ્ત્રી કે નથી છોકરાં જેને માટે પોષણું સારૂ કહેવું પડે. મ્હારે નથી સગા કે વ્હાલા—દૂરના હશે. મ્હારે મિત્રને કશું અપાવવું નથી પરંતુ મ્હારી ઇચ્છા આટલી છે કે ભુપતસિંહ તથા વિજયદત્તને

જે દેહાંત શિક્ષા કરી છે તે તેમને માફ કરી જીવતા મુકવા અને બીજી જે સજા ધ્યાનમાં આવે તે કરવી. મહારાજાનો શો હુકમ ? ”

‘ રણુમલ ! આ શું ? ! તેમનેં જીવતા જોવા શું તું ઈચ્છે છે ? ’

‘ અલબત ! એ મ્હારી છેલ્લી ઈચ્છા છે તે પુરી કરવી કે નહી તે આપના હાથમાં છે. ’

‘ કુમુદા હવે કેમ કરવું ? ’

કુમુદા--‘ ઇચ્છા પુરી કરવીજ જોઇએ. આપની ઈચ્છાનુસાર આજ્ઞા આપો. ’

મહારાજાએ મ્હોટે ઘાંટે ભુપતસિંહ તથા વિજયદત્તને કહ્યું “ અપ રાધીઓ ! સાંભળો ! આ ત્હમારો દુસ્મન જેમને ત્હમે ખરાબ કર્યો તે શું માગે છે ? મરતી વખત માગે છે કે ત્હમને બન્નેને જીંદગી આપવી. દુષ્ટો ! ત્હમને ત્હેની ઇચ્છાથી જીંદગી આપુ છું પરંતુ બીજી શિક્ષા પછી થશે. ’

સૌ સ્તબ્ધ થઇ ઉભા. કુમુદા આગળ આવી હાથ જોડી બોલી ‘ હે પ્રભુ ! દીનાનાથ ! અખિલેશ્વર ! આ કલિયુગનીજ બલિહારી છે. સત્યનો ક્ષય અને અસત્યનો જય. ન્યાયને કલંક લાગે તે બલિહારીજ ! ’

રણમલે કુમુદા, વિજયસિંહ, તથા નાગદેવને બોલાવી કહ્યુ ‘ મ્હારી બીજી એક ઇચ્છા છે અને તે કુમુદાએ પૂર્ણ કરવાની છે. ’

‘ રણુમલસિંહ ! અત્યારે ત્હમે જે કહેશો તે કરીશ. ’

રણમલે અશ્રુસહિત આંખે કહ્યું ‘ કુમુદા ! વ્હાલી કુમુદા ! ! મ્હારે પુત્ર નથી તેમજ સ્ત્રી નથી. સંસારમાં જેથી મ્હારૂં નામ રહે. તેવું કોઇ નથી. મ્હારી મિલ્કત છે. ગામ છે. તે સઘળા હું ત્હને જો સંતતિ થાય તો ત્હેને અથવા ત્હારા મૃત્યુ બાદ મરજીમાં આવે ત્હેને આપી દેવા મુખ્ત્યાર બનાવવા ઇચ્છા રાખું છું. ’

‘ મહારાજા ! ’ કુમુદાએ રાજાને હાંક મારી. રાજા પાસે આવતાં ત્હેને કહ્યું.

‘ આ રણુમલસિંહ કહે છે તે સાંભળો. ’

‘ રણુમલ ત્હારી ઇચ્છા કહે. ’

‘ મ્હારી ઇચ્છા એવી છે કે મ્હારૂં સઘળું–ધન માલ–કુમુદાની સંતતીને મલે અથવા કુમુદાને જે ઉપયોગ કરવો હોય તે કરે. જો તે લગ્ન કરે તો ત્હેને ફાવે તે સન્માર્ગે સઘળાનો ઉપયોગ કરે તે બાબતે આપ આજ્ઞા આપો. તે દેવાંશી યુવતિએ મ્હારા માટે તેમજ આ રાજ્ય માટે

જે કાંઇપણુ આશા વગર કર્યું છે ત્હેનો બદલો આપવો જોઇએજ. હું મ્હારૂં મન તો ત્હેનેજ આપું છું.'

રણુમલ! તે થશે. કુમુદા તું તે લે.'

આજ્ઞા મળતાં કુમુદાએ તે સ્વિકાર્યું.

કુમુદા બોલી:–' હે રજપુત વીર! ત્હમને શ્રી જગન્નિયંતા પાસે મલો. અને પવિત્ર બુદ્ધિએ રહેલો ત્હમારો આત્મા સચ્ચિદાનંદ સુખ પામો.'

' કુમુદા! ત્હારા આશિર્વાદેજ સઘળું થશે. હું હવે આ ફાની દુનીઆ ત્યાગી જઇશ. પછી મ્હારૂં સ્મરણ રાખનાર તુંજ રહીશ. અથવા તું પણ ભુલીજ જઇશ?'

' અરે એ શું?! પ્રાણ જતાં સુધી કુમુદા રણુમલસિંહને વીસરશે નહી જ.'

' કુમુદા! તો હું જાઉં છું. હું રજા લઉં છું. હવે સમય પાસે આવે છે અને જઇશ.'

' હા. આપને ન્યાય મલો.'

' કુમુદા! હવે તું આખો દિવસ ન્યાય શબ્દ વાપર માં. ન્યાયની બલિહારી મ્હેં જોઇ. આ નિરપરાધી માર્યો જાય છેં તે જો. નિરપરાધી ન્યાયની બલિહારીથી મરણને શરણ થાય છે—'

' ઇશ્વર એ વખત ના લાવે.'

' અરે! એ શું? હવે વખત આવ્યોજ છે. હવે બે ઘડી વધારે અને રણુમલ આ જગતમાં હતો નહતો થઇ જશે. કુમુદા તું ધૈર્યવાન સ્ત્રી છે. ત્હારા મુખ ઉપર જરાપણ ફેરફાર નથી હો.'

' દીલગીર થયાથી ફળ શું? જગતન્ત્ર કંઇ ફરનાર છે? થનાર થયા કરશે. ત્હમને શાંતિ મલો.'

એટલામાં ભુપસિંહ આવ્યો અને પ્રણામ કરી બોલ્યો ' રણુમલ! હવે ત્હમે જશોજ? ખરે તે વધુ બોલી શકયો નહી અને રૂદન કરતો જમીન ઉપર બેસી ગયો. રણુમલે કહ્યું.'

' ભુપસિંહ! આ શું!! મૃત્યુ સૌ કોને એક દી સરજેલું છે. કોઇ આજ તો કોઇ કાલ અને કોઇ અમુક સમયે જશેજ ત્હેમાં દીલગીરી શેની? હવે ત્હમે સંભાળીને ચાલજો અને કાવા દાવામાં પડતા ના. હું નિરપરાધી છું અને માર્યો જાઉં છું તે ન્યાયની બલિહારીજ છે. જેવી ઇશ્વરેચ્છા. ભુપસિંહ હવે સંભાળીને ચાલજો. રામ રામ મ્હારે વખત જાય છે.' થોડે છેટે ઉભેલા વિજયસિંહ પાસે જઇને બોલ્યો " ભાઇ

વિજયસિંહ મ્હને છેલ્લીવાર ભેટો. ત્હમને મહારાજાનો મેળાપ નવા સગપણ સાથ થયો તેથી હું ખુશી થયો. હવે હું જઇશ. સર્વ પ્રજાને સારી પેઠે રાખજો અને આનંદમાં રહેજો. હવે થોડી વારમાં હું પરમાત્મા હજુર જઇશ." આધે રાણી તથા રાજબા ઉભા હતા ત્યાં જઈ કહ્યું ' રડો શાને ?! આપણા કાંઇ હાથમાં છે ? ન્યાય થવોજ જોઇએ અને મૃત્યુ તો છેજ. છાના રહો. કુમુદાની સંતતીને મ્હેં આપેલી મીલકત મળે તે જોઇએ એટલીજ મ્હારે ત્હમારી પાસે ઇચ્છા છે. યોગીરાજ આપને હું નમન કરૂં છું અને આ જગતનો ત્યાગ કરી જાઉંછું. કુમુદા !! વ્હાલી કુમુદા !! તું શું કરે છે ?'

'કાંઇ નહી–હવે મને બોલવતા ના. મ્હારૂ મન આજ મુંઝાય છે. મારા આખા જીવનમાં જો દુઃખ થયું હોય તો આજ થાય છે. આજે અસત્યનો જય ભાળું છું, પાપીઓની પ્રબલતા પ્રેક્ષું છું. હા પ્રભુ આ શું? શું શાસ્ત્રો પુરાણો વગેરે સઘળું અસત્ય ! શું સત્યનો જય તે વાકયજ ખોટું ?!' શું ન્યાય કલંકિત થશે ?! શું નિરપરાધી માર્યા જશે !? હશે રણમલસિંહ તૈયારી કરો સમય જાય છે. '

' કુમુદા ! હજી સૂર્યને જમીનમાં જતાં વાર છે. અડધો સૂર્ય જમીનમાં જશે ત્યારે આ રણમલ દુનીઆનો ત્યાગ કરશે. સહીઅર ! હવે તું મ્હારા આત્મા સારૂ પ્રાર્થના કરજે કે ફરીથી આ જગતમાં આવવું ના પડે. કુમુદા ! વધુ શું ? હું જાઉં છું પણ મ્હારૂં મન ત્હને સોંપી જઉં છું. તું મ્હને વીસરતી મા. જગતના નિત્ય કર્મથી જ્યારે જ્યારે પરવારે ત્યારે ત્યારે આ નિમકહલાલ અને નિરપરાધી રણમલને સંભારજે અને મ્હારા આત્મા સારૂ પ્રાર્થના કરજે. કુમુદા ! આ રણમલે પોતાના દેશના ખાતર જે કર્યું છે તે વીસરી જજે. સર્વ કર્મો–જે કહેવાતા ગુન્હાઓ છે–તે મ્હેં કરેલા નથી. હવે મૃત્યુ સમયે હું અસત્ય બોલીશ નહી–જો જો પ્હણે સૂર્યની કીનારી જમીનને અટકી. હવે થોડીવાર અને હું જઇશ––આ નિર્માલ્ય જગતને ભુલી જઇશ. હું જાઉ છું. ત્હારો પવિત્ર ન્યાય કલંકિત થશેજ અને નિરપરાધી માર્યો જશે. કુમુદા મ્હારે સારૂ તું શોક કરીશ માં. રજપુત મૃત્યુથી ડરતો નથી. તે ત્હારા નિર્મલ ન્યાય ખાતર ફાંસીએ ચ્હડશે અને ન્યાયનો યશ ચોમેર પ્રકટાવશે. કુમુદા ! હે કુમુદા ! મ્હને વીસરતી મા. ત્હારી સંતતીને અને ત્હારાથી ન્હાનાઓને રણમલની વાત કહેજે અને ત્હારા પુત્રો અને ભવિષ્યની પ્રજા રણમલના ગુણો અનુસરે એમ શિખા-

મણુ દેજે. મ્હેં જન્મ પર્યંત રાજ્ય ભક્તિ કરી છે. મ્હારા હીત કરતાં મ્હારા દેશનું હીત વધારે ચાહ્યું છે અને તે માટે હું મ્હારો પ્રાણ આપું છું. જય સદ્દગુરૂ !"

સૂર્ય ધીરે ધીરે નીચે ઉતરતો ગયો. કુમુદાના મનમાં ઉત્પાત વધતો ગયો. પોતાનો નિશ્ચય મત કે 'સત્યનો જય અસત્યનો પરાજય અને નિર્મલ ન્યાય અકલંકિતજ રહે' તે સિદ્ધાંત શું જુઠો પડશે ? 'શું રણમલ ગુન્હેગાર છે ? તે કેમ હોય. તો શું મ્હારો સિદ્ધાંત ખોટો પડશે. હા હવે એજ. કળીયુગ મહીમા. હરી હરી. કાલે રાયમલ શું કહેતો હતો કે મ્હારો પ્રાણ લો પણ એને બચાવો. અરે ! કોઇ પ્રાણ આપવા આવતું નથી સૌ સ્વાર્થી છે. ન્યાયને પોતાનો રસ્તો લેવાદો. હવે મ્હારાજા આવે છે તેમનો હુકમ મળતાંજ રજપુત વીર રણમલનો આત્મા પરલોકમાં જશે. અરે પૃથ્વી માતા ! મ્હને જગ્યાદે. હું ત્હારામાં પેસી જઉં. નિર્મલ ન્યાયને કલંકિત થતો દેખવા કરતાં મ્હારો નાશ કેમ થતો નથી ? 'સત્યનો જય અસત્યનો ક્ષય' કહેતા મુનીજનો ત્હમારી આબરૂ જાય છે—પ્રતિષ્ટા જાય છે. બસ હું તે તરફ નહી જોઉં." કુમુદા પુંઠ ફેરવી ઉંચે દૃષ્ટિ કરી સુંનમુન બની ઉભી રહી.

આ બાજુ મહારાજા રણમલ પાસે આવ્યા અને બોલ્યા. "રણમલ તું રજપુત છે. ત્હેં મ્હારૂં લુણ ખાધું છે. અને હરામ કર્યું છે અને બીજા ગુન્હા કર્યા છે તે બદલ ત્હને મળેલી સજા તું જાણે છે. હું કૃતઘ્નીઓને મરતા જોવા ઉત્સુક છું. ત્હારો સમય આવી રહ્યો છે માટે ઝટ દાદર ઉપર ચ્હડી ડોકમાં દોરડું ઘાલી દે અને પરમાત્મા હજુર પહોંચ. ત્હેં રજપુતના નામને એબ લગાડી છે, રજપુત ! ક્રુર ! દુષ્ટ ! ! ઝટકર અને સૂર્ય અસ્ત પામે તે પ્હેલાં ન્યાયની શિક્ષા સહન કર."

હાથની અદબ વાળી નીચું ડોકું નાખેલો રણમલ બોલ્યો: જેવી ઇચ્છા. નિર્મળ ન્યાયનો જય થાઓ. મહારાજા ! મ્હારી છેલ્લી ઇચ્છા પુરી કરજો. પેલાઓને દેહાંત દંડ દેશો માં. બીજી ગમે તે શીક્ષા કરજો. કુમુદા ! હે કુમુદા ! ! આમ આવ."

કુમુદા દોડી આવી અને બોલી હવે કેમ બોલાવો છો ?"

'વ્હાલી કુમુદા ! પવિત્ર દેવાંશી કુમુદા ! મ્હને મરતાં મરતાં છેલ્લુ મુખ ત્હારૂ જોવાદે કે આ પવિત્ર મુખના લીધે મ્હારા કોઇ પણ પાપ હોય તે પાવન થાય. કુમુદે ! હું જાઉં છું. હું નીરપરાધી છુ.'

કુમુદા ત્હેના ગળે બાઝી અને રોઇ પડી અને બોલી 'રણવીર !'

આ મ્હારા જીવનમાં પ્હેલ વ્હેલુંજ રૂદન છે. આજ ન્યાય કલંકીત થાય છે. અસત્યનો જય થાય છે. હાય ! કુમુદાનું મન ગભરાયું અને રણમલની ડોકની આસપાસ વીંટલાયલા હાથ છુટા થઈ ગયા અને તે બે બાકલી જમીન ઉપર પડી ત્હેની સારવાર રાજબા તથા રાણી કરવા લાગ્યાં.

રણમલ દાદર ઉપર ચ્હડયો. દાદર ઉપર ચ્હડનાર રણમલને જોઈ સર્વજણે—ભુપતસિંહ તથા વિજયદત્ત શિવાય અને મહારાજા વગેરે મંડળ શીવાય—રડવા લાગ્યું. મહારાજા ગંભિરાકૃતિથી ન્યાય સારૂ એક દ્રષ્ટિથી જોતા હતા. કુમુદાને મુર્છા સહજમાં વળી ગઈ અને પછી ચ્હડતા રણમલને જોવા ઉભી થઈ અને દાદર નીચે બે હાથ દાદરને અડકાડી ઉંચી નજરે રણમલને જોવા લાગી. ધીર દ્રષ્ટિથી મનમાં રણમલ કરતાં ન્યાયના કલંક સારૂ ઘણું લાવતી બાળા ઇશ્વરી કળાનો મહીમા જોતી સ્તબ્ધ ઉભી.

રણમલ એક બે ત્રણ ચાર પગથીઆં ચ્હડયો હતો. કુમુદાના ઉઠયા પછી પાંચ છ સાત અને આઠ પગથીઆ ચ્હડતાં કુમુદાએ શ્વાસ મુકયો. ત્રણ વધારે અને કુમુદાનું હૃદય સ્ફુરવા લાગ્યું. ડાબી આંખ ફરવા લાગી. બે વધારે અને આંખમાંથી જળ ધારા નીકળવા લાગી. રણમલ અઢાર પગથીઆં ચ્હડયો હવે બે વધારે અને બે મીનીટ ! બસ તેટલીજ અને રણમલનો પ્રાણ આ ખોળીઉં મુકી જશે. આ સમયનો કરૂણારસ ચોતરફ વાપ્યો તે વર્ણવો અશકય છે. ઓગણીશમું પગથીઉ–હજુ કુમુદાને આશા હતી. એક વધારે અને છેલ્લું પગથીઉ-વીસમું પગથીઉં આવ્યું. રણમલના બન્ને પગ વીસામાને અડકયા. હવે માંચી ઉપર ચ્હડે છે અને સૂર્ય રણમલને મૃત્યુ પામતો દેખવાની ઇચ્છા નહી હોવાથી જમીનમાં પુરો પેઠો અને પાછળ લાલ રંગનું આકાશ મેલ્યું. આશાવાળી કુમુદા રણમલને માંચડા ઉપર ચ્હડતો દેખી જમીન ઉપર ઢળી પડી અને બેશુદ્ધ બની.

થોડીવાર વધારે અને રણમલ હાથમાં દોરડું પકડી ગળામાં નાંખવાની તૈયારી કરે છે. રાણી, રાજબા, ભુપસિંહ, વિજયસિંહ આદી ફાંસીના માંચડા તરફ પુંઠ કરે છે અને ક્ષણ વધારે અને રણમલ ગળામાં દોરડું નાંખતાંજ પોતાનો પ્રાણ પરમાત્મા હજુર મોકલશે. પરંતુ તેમ થવા સરજીત નહી તેથી આજ ક્ષણે લોકોના ટોળામાંથી ગભરાયલો અને દૂરથી બુમો પાડતો એક મનુષ્ય દોડતો આવ્યો અને મહારાજાને પાય પડયો અને બોલ્યો ‘ સબુર ! સબુર ! ! મહારાજા સબુર ! રણમલને ઉતારો ! મ્હને ચ્હડાવો. હું ગુન્હેગાર છું તે નથી. કાગળ ખોટા છે. મ્હેં બનાવેલા

છે.' મ્હારાજા શુન્ય મન બન્યા અને ફાંસીવાળાને ફકત હાથ ઉંચો કરી થોભવાને હુકમ આપી શકયા. મૃત્યુ—એકજ પળ વધારે અને મૃત્યુ આવી પહોંચ્યું છે જેનું એવો રણુમલ પણ આથી સ્તબ્ધ થયો. સર્વ લોકો સ્તબ્ધ બન્યા. મહારાજા પોતાને ઠેકાણે લાવી સાવધ થઇ બોલ્યા 'તું કોણ ?'

'હું રાયમલ !'

'દુષ્ટ ! કાળાં કૃત્ય કરનાર !' મહારાજા વધુ બોલી શકયા નહી.

'મહારાજ ! નિર્મળ ન્યાયમૂર્તિ ! ! રાજ્યનું કલંક ઉતારો. મ્હને ફાંસીએ ચ્હડાવો. રણુમલને બચાવો. હું પાપી છું. દુષ્ટ છું."

મહારાજાએ રણુમલને નીચે બોલાવ્યો. રણુમલ નીચે આવ્યો. આ વખતે કુમુદાને શુદ્ધી આવી ત્હેને માંચી તરફ જોયું તો રણુમલ હતો નહી તે જોઇ ફાંસીની અજ્ઞાન બાળા 'હાય ! નિર્મળ ન્યાય કલંકિત' એ બોલી ઉભી થઇ આંખે લુગડુ ઢાંકી લોકો તરફ હડી કહાડી તેવામાં રણુમલે ત્હેને ઉભી રાખી અને બોલ્યો 'નિર્મળ ન્યાય નિષ્કલંક' કુમુદાએ સ્હામુ જોયું તો રણુમલને દીઠો 'આમ કેમ !' પ્રશ્ન કુમુદાએ પુછ્યો તેનો જવાબ આપતા પહેલાં તે રાજાની પાસે કુમુદાને લઇ ગયો.

• મહારાજા બોલ્યાઃ—'બાલા ! કુમુદા ! ! ત્હારા પ્રભાવે મ્હારા ન્યાયને કલંક લાગતો—મ્હારા રાજ્યને બટ્ટો લાગતાં બચ્યો છે. ખરેખર ! જ્યાં સ્ત્રી જાતીની પુજા થાય છે ત્યાંજ દેવતા રમે છે તે મનુ મહારાજનું કહેવું ખોટું નથીજ. આ રાયમલની વીનંતી સાંભળો.'

રાયમલ બોલ્યોઃ—કુમુદાબાને સર્વ હકીકત ખબર છેજ. તેજ મ્હને સઘળુ પુછતાં હતાં પરંતુ અંધ બનેલો હું કબુલ કરી શકયો નહી પરંતુ મ્હારા ઉપરના ઉપકારે દુષ્ટ બુદ્ધિનો નાશ થયો. અને નિર્મળ ન્યાય નિષ્કલંક કરવા હું અહીં હાજર થયો રણુમલસિંહને મારો તે કરતાં મ્હને મારો.'

મહારાજા ભુપતસિંહ તથા વિજયદત્ત તરફ ફરીને ક્રોધથી બોલ્યા 'ચાંડાલો ! આ કાગળો કોને લખ્યા ?'

ધ્રુજતા વિજયદત્તે જવાબ આપ્યો "નામદાર ! અમને ખબર નથી. ર—ર—ર—ણુ—ણુમલે લલખ્યા."

રાયમલે કહ્યુંઃ—ન્યાયમૂર્તિ ! વિજયદત્તના કહેવાથી આ કાગળો મ્હેં લખેલા છે અને તે ઉપરની સહી રણુમલસિંહના જેવી વિજયદત્તેજ કરેલી છે. હું હવે સત્યજ કહીશ.

મહારાજા દુષ્ટો તરફ જોઇ શમશેર ખેંચી બોલ્યા "દુષ્ટો સાચુ કહી દો નહી તો હમણાંજ આ શમશેરથી તહમારા ટુકડા કરીશ. સીપા-

ઇઓ ! જુઓ છો શું ? દરેકને મારો ગરદન-સબુર ! બોલો છો કે ! ”

રક્તનેત્રી મહારાજાને બન્ને જણ પગે પડયા અને ભુપતસિંહે કહ્યું ‘ નનન્યાય-મમમૂર્તિ ર-ર-રણમ-મ-લ ગુન્હે-ગુન્હેગાર નન-થી અ-અમે પાપી ચ-ચ-ચંડાઆલ છીઇએ. ’

આ શબ્દ સાંભળતાંજ કુમુદા હર્ષના આવેશમાં કુદી અને બોલી “ **અકલંકીત ન્યાયનો જય સત્યનો જય અસત્યનો ક્ષય** ” એવી રીતે ત્રણ વખત બોલી અને તેનાં વાકયો લોકોએ હર્ષભેર ઉપાડી લીધાં.

મહારાજાએ ક્રોધથી કહ્યું:—ભુપત ! તથા વિજય ! ત્હમે નીમકહરામ કુતરાઓ છો, તેથી પણ ભુંડા છો. અસંતોષી ! બેવફા ! ! ચાંડાલો ! ! ! હવે ત્હમને જરૂર શિક્ષા કરીશ. ગઇ કાલની શીક્ષા માફ કરાવી તે માફ કરૂંછું પરંતુ આ તર્કટી કાગળીઆ સારૂ હમણાંને હમણાંજ આ ફાંસીએ બન્નેને ચ્હડાવવા હુકમ કરૂંછું. બન્નેને એકજ દોરડે બાંધો અને ધડ માથું છુટું પાડો. ”

“ કૃપાનાથ ”—કુમુદા તથા રણમલ નમન કરી મહારાજા આગળ ઉભા અને નમન કર્યું અને બોલ્યા.

“ શું કહેવું છે તે કહો. ”

રણમલે કહ્યું:—“ કૃપાનાથ ! નિર્મળ ન્યાય કલંકિત થતો બચ્યો છે. સત્યનો જય થયો તેની ખુશાલીમાં મ્હારી એક ઇચ્છા પુરી કરો. ”

“ શી ઇચ્છા ! ”

“ આપણા રાજ્યના દરેક મનુષ્ય જેને ગઇ કાલ તથા આજ શિક્ષા થઇ હોય તેમને આ ખુશાલીને લીધે મુકત કરો. ”

“ હેં ! ! ” સર્વ બોલી ઉઠયા.

“ તેમ થશે. ” મહારાજાના વાકયથી આજ્ઞા મળતાં બન્ને દુષ્ટોને નીચે ઉતારવામાં આવ્યા અને મહારાજાએ કહ્યું “ ચાંડાલો ! ત્હમારો હડહડતો શત્રુ શુદ્ધ રજપુત જુઓ. ત્હમને ત્હેણે બે વાર બચાવ્યા છે છતાં કૃતઘ્ની કુતરાઓ ! ત્હમને સાન વલવાની નથી-જાઓ આજ તો નજરકેદ રહો. ”

રણમલ૦—કુમુદા ત્હારૂં વચન સત્ય નીવડયું. ત્હારો ટેક રહ્યો.

કુમુદા૦—નક્કિજ છે કે ‘ સત્ય સહાયક શ્રી જગનાયક લાયકની રાખે છે લાજ. ’ માટે આજ લાજ રાખી છે અને હમેશાં રાખશેજ.

રણ૦—‘ કુમુદા તું દેવાંશી છે. ધન્ય છે ત્હને ! ’

મ્હારાજા વસંતદેવ રણમલ પાસે આવ્યા અને બોલ્યા “ વત્સ

રણુમલ મ્હને ક્ષમા આપ. ”

“ બાપુ ! શેની ? ! ”

“ મ્હેં ત્હને આવેશમાં ક્રુર વચનો કહ્યાં ત્હેની. ”

“ પૃથ્વીનાથ ! તે સારૂ મ્હને જરા પણ ખોટું લાગવાનું નથી. જો આપની જગ્યાએ હું હોત તોએ એજ રીતે વર્તત. ”

“ વ્હાલા રણુમલ ! ત્હારાં કાર્યો હવે સંભારતાં મ્હને પશ્ચાતાપ થાય છે. ત્હારો પ્રાણ બચાવનાર રાયમલ અત્રે છે ત્હેને બદલો મળવો જોઇએજ. ”

“ તે અલબત ત્હેને મલવોજ જોઇએ. ”

“ રણુમલ ! તે હું આપીશ. ”

અત્યારલગણ રાણી તથા કુમુદા કાંઇ વાત કરતાં હતાં તે પુરી થતાં રાણી આવી અને બોલી “ ભાઇ રણુમલ ! આજે ત્હમે અમારી શીક્ષા માફ કરાવી ત્હેના બદલે અમે આપીએ તે લો. ”

“ શું માતુશ્રી ? ”

“ જરૂર લેશો ? ! ”

• “ શું દેશો ! ”

“ અમુલ્ય ચીજ. ”

“ યોગ્ય હશે તો લઇશ. ”

“ સાંભળો મહારાજા ! રણુમલસિંહે પોતાનું મન અને ધન કુમુદાને અર્પણ કર્યું છે તો આપણે કુમુદાનું તન ત્હેને અર્પણ કરીએ તો? ”

“ હા. રૂણમલસિંહ ! કુમુદા ત્હારી થાય તો ? ”

“ શું મહારાજ ! લગ્ન ! ! હા કુમુદાની તથા આપની મરજી હોય તો હું ખુશી છું. મ્હારાં ક્યાં અહોભાગ્ય કે સ્ત્રી પુષ્પોમાંથી કુમુદ રૂપી કુમુદા મ્હને મળે ! ધન્ય મ્હને ! ! ”

“ રણુમલ ! કુમુદા ત્હનેજ યોગ્ય છે અને કુમુદા ! રણુમલ ત્હનેજ યોગ્ય છે. રણુમલ શૌર્યતાનું પુતળુ, કુમુદા જ્ઞાનનો ભંડાર. જ્ઞાન અને શૌર્યતા ભેગા થતાં નવલ ચીજો ઉત્પન્ન થનારજ અને તેથીજ દેશની ચ્હડતી થનાર-ધન્ય છે ત્હમને. ત્હમારો પરીવાર વધે અને યુગ યુગાન્તરમાં ત્હમારાં નામ રહો. ” મહારાજા બોલ્યા.

પાસે આવી યોગીરાજ બોલ્યા “મહારાજ મ્હારી એક વીનંતી છે.”

“ શી ? ”

“ આ બન્નેના લગ્ન યોગ્ય કાળે સુમુહુર્તે થશે. પરંતુ અત્યારે

જ્યારે નિર્મલ ન્યાય અકલંકિત રહ્યો છે. સત્યનો જય અને અસત્યનો પરાજય થયેલો છે તે સમયે ગાંધર્વ વીધીએ હસ્ત મેલાપ કરાવવો યોગ્ય લાગે છે માટે જો આપની ઇચ્છા હોય તો-અત્યારેજ સ્હામા દેવાલયમાં જઇએ અને બન્નેના હસ્ત મેલાપ કરાવીએ. ”

“ હા યોગીરાજ આપનું કહેવું વ્યાજબી છે. ચાલો. ”

સર્વ મંડળ દેવાલય તરફ ગયું.

ગામના લોકો હર્ષના પોકાર કરતા ગામમાં ગયા. દરેક જણ કુમુદાના શબ્દો ‘ નિષ્કલંક ન્યાય, સત્યનો જય, અસત્યનો પરાજય બોલતા ગયા.

પ્રિય વાચક ! આપણે ચાલ દેવાલયમાં જઇએ.

# પ્રકરણ ૩૯.

## દેવાલયમાં.

**યોગીરાજે** બતાવેલું દેવાલય રણમલને ફાંસી દેવાને તૈયાર કરેલા મેદાનની સ્હામે હતું. બ્હારથી જોતાં આ દેવાલય ઘણું પુરાતન હોય એમ લાગતું હતું નહી. પરંતુ અંદર પ્રવેશ કરતાં અણજાણ્યો મનુષ્ય તરતજ કહી શકે કે તે દેવાલય ઓછામાં ઓછા પચાસ વર્ષ પહેલાનું હોવું જોઇએ. દેવાલયના આગલા ભાગમાં પોઠીઆનું સ્થાપન હતું તેથી અંદર પ્રવેશ કરનારને તે શિવાલય હતું એમ તરતજ ભાસ થતો.

આ શિવાલયમાં રાજા, રાણી, વિજયસિંહ, લક્ષ્મી, ભુપસિંહ, શાજબા, રણમલ, કુમુદા, નાગદેવ, વિમલા, યોગીરાજ અને અન્ય મહાજનોએ પ્રવેશ કર્યો. આ દેવાલયની બ્હાર લોકોની ગીરદી પુસ્કળ થઇ હતી. આજના બનાવ ઘણા અને રમુજી હતા. જ્યારે રાજા વગેરે મંડળ દેવાલય તરફ જવા નીકળ્યું તે વખત ઘણા લોકો સ્હેરમાં ગયા હતા છતાં ઘણા લોકો ઉત્સુકતાને લીધે દેવાલય તરફ આવ્યા હતા.

યોગીરાજે દેવની મૂર્તિ આગળ કુમુદા તથા રણમલનો હસ્ત મેળાપ કરાવ્યો અને સર્વજણે અંતરથી દંપતીનો અભ્યુદય ઇચ્છયો.

થોડીવારે રાણીએ કહ્યું ‘ કુમુદા ! હવે તું કુમારીકા મટી ગૃહીણી થઇ. તું યોગિની મટી ભોગિણી થઇ.-સંસારી થઇ. તું ખરેખર! અનુપમ

દેવાંસી સ્ત્રી છે. ત્હેં જે કાંઇ જ્ઞાન અમને આપ્યું છે તે દીવ્ય અને ઉ-મદા જ્ઞાન છે અને તેનો બદલો અમે કોઇ પણ રીતે આપી શકીએ એમ નથી તે છતાં હું ત્હને આ સમયે-આ લગ્નની યાદગીરીમાં આ હિરા-જડીત હાર આપું છું તે સ્વિકાર જેથી તું મ્હને હમેશા સંભારણા-માં રાખે.

કુમુદા ' બાઇ ! આ આપનો મ્હોટો ઉપકાર છે. મ્હેં આપનું શું હિત કર્યું છે? જે કાંઇ મ્હેં કર્યું છે તે મ્હારી ફરજને લીધે કર્યું છે અને તે મ્હારે કરવુંજ જોઇએ તેમાં મ્હેં કોઇના ઉપર ઉપકાર કર્યો નથી. જગત્માં દરેક મનુષ્યે એક બીજાને મદદ કરવી તે ધર્મ છે.'

લક્ષ્મી-કુમુદા આપણે જો કે ન્હાનપણમાં જોડે રહેલા પરંતુ રતિ-સુંદરી કરતાં આપણો સંબંધ ઓછો. તોપણ થોડા સમયમાં અને ઓછા સંબંધમાં ત્હેં મ્હારૂ મન ત્હારામાં આકર્ષેલું છે. હું ત્હને આ રત્નાગુલીય આપુછું તે સ્વિકાર. ' કુમુદાએ રત્નજડીત વીંટી ત્હેની પાસેથી લીધી અને મૌન્ય ધરી રહી.

મહારાજા વસંતદેવ બોલ્યા—' રણમલ ! તું મ્હારો ખરેખર સુર-વીર અને રણધીર રજપુત છે. તું નિમકહલાલ અને કૃતજ્ઞી છે. ત્હને હું શો બદલો આપું ? આ બાળા કુમુદા જગતની સ્ત્રીઓની શીરોમણી છે ત્હેનાથી વધુ લાભ ત્હને કોઇ પણ ચીજમાં નથી. છતાં હું ત્હને જે કાંઇ અલ્પ આપું છું તે સ્વિકાર. લે જો આ ચીઠ્ઠીમાં નવગામ છે ત્હેમાંથી પાંચ ત્હને અને ચાર કુમુદાને આપુછું અને તે જયાં સુધી સૂર્ય ચંદ્ર આકાશે રહેશે ત્યાં સુધી ત્હારા વંશમાં રહેશે. ત્હેનો તામ્રપટ લેખ કાલે થશે. વળી રણમલ ! મ્હારી વ્હાલી કુમુદાને મ્હારા વસંત મ્હેલનો પ-શ્ચિમ ભાગ જે કુમુદા ઘણો ચ્હાય છે તે ત્હમને આપી દઉછું અને ત્હમે ત્હેમાં રહી રંગરાગ ભોગવી જગત્ને એક નિર્મળ દંપતી તરીકે પ્રેમનો પ્રભાવ જણાવો.—'

રણમલ-' મહારાજા ! આપે હદ કરી! હું આપનો સર્વદા આભારી રહીશ. કુમુદા વતીનો પણ હું આપનો આભાર માનુંછું. '

મહારાજા-'રણમલ ! વધુમાં મ્હારા પ્રધાનની જગ્યા હું ત્હને આપુ છું. અને કાલે દરબારમાં ત્હેને હું તે પદ્દિ ઉપર સ્થાપીશ.'

વિજયસિંહ આગળ આવી બોલ્યા-કુમુદા તથા રણમલ ! ત્હમો દંપતી સર્વદા આનંદમાં રહો તે હું અંતઃકરણથી ઇચ્છુછું-ત્હમારો સર્વદા અભ્યુદય થાઓ અને દરેક કાર્યમાં યશ મળો. પ્રભુ ત્હમને ધન્ય, ધાન્ય,

પુત્ર, કીર્તી આપો. હું સાધારણ લુંટારા તરીકે છું તો એ–મ્હારૂ સ્વંસ્વ ગયું છતાં પ્રિય કુમુદા ! ત્હારે માટે આ ભેટ લે તું સેત્રંજનો એકકો છે તેથી આ ત્હારે સારૂ આ સેત્રંજવું કપડું મોતીથી ભરેલું તથા પરવાળા-ળાથી રંગીત ત્હને ભેટ આપું છું તે સ્વિકાર' કુમુદાએ તે સ્વિકાર્યું.

વિજયસિંહે પોતાનુ કહેવું ચાલુ રાખ્યું; 'રણમલસિંહ ! આ મોતીના મ્યાનની સિરોહીની શમશેર સ્વિકાર '

વસંતદેવ—ભાઈ વિજયસિંહ ! હવે ત્હમારે જંગલમાં ફરી બહારવટીઆ તરીકે રહેવાથી ફળ શું છે? ત્હમે મ્હને અમુલ્ય મદદ આપી છે તેનો બદલો હું શી રીતે આપી શકું ? પરંતુ જો સ્વિકારો તો હું મ્હારા અમાત્યની પદ્િ આપને આપુ તે સ્વિકારો. '

' મહારાજા ! હું તે ખુશી સાથે સ્વિકારીશ '

વસંત—મ્હારૂ પણ મહાભાગ્ય કે આપના જેવા મ્હારી અમાત્યની પદ્િએ રહી લોક હિતાર્થે વર્તન કરનાર મંત્રી મળે. !

મહારાજા નાગદેવ આગળ આવ્યા અને બોલ્યા–" કુમુદા ત્હને ન્હાનપણમાં ત્હારા માતપિતા એકલી મુકી મરી ગયા. ત્હારા પીતા શુરવીર ઠાકોર કેશરીસિંહ લુંટારાની સાથેના યુદ્ધમાં માર્યા ગયા. તે વખતે ત્હેમને ખરી બ્હાદુરીથી મ્હારો ખજાનો બચાવ્યો. ત્હારી માતા ત્હને જન્મ આપી ત્રીજેજ દીવસે પરલોક ગઇ અને ત્હારા પીતાજી ત્હને એક વરસની મુકી આ ફાની દુનીઆનો ત્યાગ કરી ગયા. જયારે તું જન્મી તે વખતે જ્યોતીષીઓ પાસે કુંડળી કહડાવતાં ત્હેમને ત્હેમાં રાજયોગ નીરખ્યો હતો તથા તેજ વખતે ત્હેમને મ્હને કહ્યું હતું કે તું ઘણી જ્ઞાનવાન થઇશ. તું રાજ્યની અધીકારીણી થઇશ એમ ત્હેમણે મ્હને કહ્યું હતું પરંતુ તે કેમ થશે ત્હેના હું વિચારમાં હતો. આજ ત્હેમના શબ્દ લગભગ ખરા પડવા આવેલા છે. તું ત્હારા પતી સાથે નવ ગામની માલીક થઇ તે કરતાં પણ હું ત્હને વધુ ગામની માલીક બનાવું છું. ત્હારા મરહુમ પિતા કેશરીસિંહની જાગીરના એકાવન ગામ જે મ્હારી પાસે છે તે સઘળાં હું ત્હને ત્હારા ગુણોને લીધે આપુ છું. તું ત્હારા સાઠ ગામ સંભાલ અને જ્યોતિષીઓનું કહ્યું ખરૂં પાડ. '

કુમુદા–' મુરબ્બી શીર છત્ર પિતા તુલ્ય મહારાજ ! આજનો દીવસ ઘડીએ ઘડીએ અધિક આનંદમય થતો જાય છે. આપે ન્હાનપણમાં મ્હને પુત્રી માફક ઉછેરી અને અદ્યાપિ પુત્રીરૂપ રાખી છે તેથી ખરેખર હું આપની ઓશીંગણ છું આપને હું બદલો આપી શકું એમ નથી પરંતુ

આપે જે મ્હારા ઉપર એહેશાન કર્યો તે ખરેખર હું વિસ્મૃત થઇશ નહી.'

યોગીરાજ બોલ્યા-' કુમુદા **गुणाः पुजा स्थान गुणिषु नचालिंग नचवयं** એ અરૂન્ધતીનું વાકય આજ અત્રે ત્હારા વીશે ખરૂં થાય છે. તું યુવાન સ્ત્રી છતાં ત્હારૂં જ્ઞાન ઘણી બાબતોમાં મહાન યોગેશ્વરો જેવું છે. તું કોઇ પદભ્રષ્ટ થયેલી યોગીની છે એમ મ્હને ભાસ થાય છે. ખરેખર ! આર્યાવર્તમાં ત્હારા જેવીજ સ્ત્રીઓજ જો જન્મે તો આ ભુમીનો ઉદ્ધાર થાય.'

કુમુદા—" યોગીરાજ ! હું આપના સ્નેહયુકત વચનોથી આપની આભારી બની છું.'

ભુપસિંહ આગળ આવ્યો અને બોલ્યો-' કુમુદા ! તથા રણુમલ ! ! આ ત્હમારો હર હમેશનો સેવક ભુપસિંહ વિનંતી કરે છે તે સાંભળો. ત્હમો બન્નેએ મ્હારી શીક્ષા માફ કરાવવા તથા મ્હેં અસંખ્યાત્ કર્મો ત્હમને દુઃખ દેવાને કર્યાં તે સઘળા ભુલી જઇ અપકારનો બદલો ઉપકાર કરવામાં આપ્યો તો હું ત્હમને શું આપી શકું ત્હેના વિચારમાં છું. હું મ્હારી જાત તથા મ્હારૂં સર્વસ્વ ત્હમને આપુ છું ત્હમારી મરજીમાં આવે તે લો. યોગીરાજ ! મહાનુભાવ યોગીરાજ ! ! આ પાપીને બચાવો અને દીક્ષા દો. હું સંસારને શું કરૂં ? હું કુકર્મી હવે જગત્‌ને શું મુખ બતાવું ?'

મહારાજા બોલ્યા, ' ભુપસિંહ તું પુત્ર વિનાનો છે તેથી તું સંન્યાસ લઇ શકે નહી. જ્યાં સુધી ત્હને પુત્ર નથી ત્યાં સુધી તું ગૃહસ્થાશ્રમમાંથી છુટી શકે નહી. ભુપસિંહ ! તું વળી મ્હારી ગાદીનો પાસેનો વારસ છું અને જો તું સસાર ત્યાગી જાય તો યવન લોકો આ રાજ્યને હોઇઆં કરી જશે તેથી તું હવે આ ગાંડો વિચાર છોડી દે અને તું મારા સેનાપતિની ખાલી જગ્યા સ્વિકાર અને ભૂતકાળો વિસરી જા.'

" મહારાજા મ્હારા ગુરૂજી ! " ભુપસિંહ રડી પડયો અને બોલ્યો ' આપની એ કૃપા. ભુપસિંહને કેદમાં સડવાનું કે સેનાપતિ બનવાનું ! આપની એ આજ્ઞા માથે ચ્હડાવીશ.'

કુમુદા—ભુપસિંહ ત્હમે સર્વસ્વ અમને અર્પણ કર્યું છે તે પાછુ લો ને આ અવસરની યાદગીરીમાં મ્હારી એક ઇચ્છા પુર્ણ કરો.'

ભુપ૦—'કુમુદા ! તે થશેજ. ઇચ્છા જણાવ.'

કુમુદા૦—'ઠાકોર ! મ્હારી ઇચ્છા એ છે કે જે જે દરેક સ્ત્રીને આપે

કહાડી મુકી છે તે તે દરેકને આપ રાખો અને દરેકને પત્ની તરીકેનું સુખ આપો. "

ભુપસિંહ૦—કુમુદા આ પાપી હવે તે કરશે અને આ અવસરના સ્મરણમાં દરેકને પોતપોતાનું સુખ મળશે.

' ધન્ય ઠાકોર ! ' કુમુદા બોલી,

યોગીરાજ બોલ્યા:—' વિજયસિંહ, રણમલ, વસંતદેવ, કુમુદા અને અન્ય જનો હું આપને આજના આનંદના અવસરમાં મ્હારી ઓળખાણ કરાવવાની ઇચ્છા રાખું છુ. '

વિજયસિંહ૦—'મહારાજ અમે આપની પાસે અસંખ્યાત સમય સુધી પ્રાર્થના કરી પુરંતુ આપે અમને તે બાંબત કહેવા ના પાડયાથી અમો પાછી પુછી શકયા નહી. આપ આપની ઓળખાણ આપશો તો આજના આનંદનો દીવસ અધીક આનંદથી પૂર્ણ થશે. '

યોગીરાજે આ સાંભળતાં પોતાની કફની દુર કરી. તેમ થતાં અંદરથી રાજવંસીને યોગ્ય અમુલ્ય પોષાક દેખાયો અને મુખાકૃતિમાં સ્હેજ ફેરફાર કરતાંજ આતુરતાથી ઉભેલા રાજા નાગદેવે આગળ આવી નમન કરી કહ્યું. 'બસ ! યોગીરાજ અમે આપને ઓળખ્યા. અદ્યાપિ કોણે ધાર્યું હશે કે ગુજરાતનો એક વખતનો ચક્રવર્તિ રાજા કરણસિંહ આમ યોગીને વેશે ફરશે ? '

' કોણ કરણદેવ ! ' સર્વ સ્થળથી ઉદ્દગાર નીકળ્યો.

' હા ! આ હતભાગ્ય કરણ વાઘેલો ! ' રાજા કરણે ઉત્તર આપ્યો. સર્વ મંડળે પ્રણામ કર્યા. અને કરણદેવે કહ્યુ ' આટલી ઓળખાણ હવે બસ છે. રજપુતો ! ભાઇઓ ! હવે આપણું બધું ગયું છે. હું અશક્ત અને લાચાર થયેલો છું. હું વન વન રઝળી દીવસ પુરા કરીશ પરંતુ મ્હારી પાછળ આપ વ્હાલી ગુર્જરી માતાને ખાતર તનમન ધન અર્પણ કરી, સ્વદેશાભિમાની બની, જુદા જુદા ઠાકોરો એકત્ર બની આસપાસના યવનોનું ખેદાન મેદાન—"

' રાજા કરણદેવ પ્રગટ થયા સાંભળી એક લશ્કરી પોષાકે સજજ થએલ મનુષ્ય દોડતો આવ્યો અને પગે પડી બોલ્યો "મ્હારા મુરબ્બી !

' મહારા મુરબ્બી' ! શિરછત્ર ! મ્હને ક્ષમા કરો ! આ પાપીને પાવન કરો ! શરણાંગતનું રક્ષણ કરો ! આ રાજ્યદ્રોહી નીમકહરામી -માધવ ચરણારવીંદમાં પડે છે તેનું રક્ષણ કરો. '

કરણદેવે ત્હેને ઉઠાડયો અને કહ્યું " ભાઇ માધવ ઉઠ ! ભૂતકાળને

વિસરી જા. જે વખત નાશનો સમય આવે છે તે વખતે બુદ્ધિજ વિપરીત થાય છે. ત્હેં જે કૃત્ય કર્યાં ત્હેમાં ત્હારો વાંક બીલકુલ નથી. પરંતુ ગુજરાતનુંજ નસીબ એવું અને ગુજરાતીઓની સ્થિતિ માઠી થવાની અને પરદેશીના જુલમ તળે સડવાનું તેમના નસીબમાં તે મિથ્યા કેમ થાય? મ્હારી પણ મતિ ન્હેર મારી ગઈ તે શાથી? વિનાશકાળ. હવે પાછળની વાતો સંભારી પસ્તાયે લાભ શો? ત્હારા પશ્ચાતાપને લીધે તું પાવન થયેલો છું. હું પણ હવે જગત્ છોડી અરણ્યવાસી થયો છું. મ્હારી રાણી તથા પુત્રી ત્હારે લીધેજ બાદશાહના ઘરમાં ગઈ–પરંતુ તે સઘળુ હું વિસરી જઉ છું. સમય બદલાય છે. કળિયુગની બલિહારી છે. જે રાણી મ્હારે માટે પ્રાણ આપવા તત્પર થતી તે રાણી ધન મદથી છકેલા અલ્લાઉદીનની બેગમ થતાં મ્હને જરા પણ સંભાર્યો નહી તે ભુલી જઉછું. ત્હારે લીધે મ્હારી પુત્રી યવનના ઘરમાં ગઇ તે હું ભુલી જઉ છું. તું મ્હારૂ ત્હારૂં અપમાન વિસરીજા. અને હવે ભવિષ્યમાં ઉત્તમ જીવન ગાળવા યત્ન કર અને સમર્થ બન. તું શું હતો? ઉંચ સ્થિતિમાં નહી જન્મેલો કાવા દાવાથી મ્હારા પ્રધાનની પદ્વિએ તું આવ્યો તે સઘળું–ત્હારા જન્મની સ્થિતિ અને કાવાદાવા વિસરીજા. મ્હારી પાસે તું કેવો માનીતો હતો, તું લોકોનો કેવો માનીતો હતો તે વીસરીજા. તું વીસરીજા કે ત્હારેજ લીધે ગુજરાતનો નાશ થયો. ત્હારેજ લીધે પરતંત્રતાની બેડી ગુજરાતને પહેરવી પડી અને ત્હારેજ લીધે સમગ્ર ગુજરાત યવનોએ સર કર્યું–તે વિસાર્યાથીજ તું આ જન્મને વખતે કૃતાર્થ કરી શકીશ-તું દુઃખ પામ મા. ત્હને રોતો દેખી મ્હારા હૃદયમાં કાંઇક આવેગ થઇ આવે છે. હું તે દુષ્ટા રાણીને વીસરી ગયો છું. મ્હારી પુત્રી ગઇ તે વીસરી ગયો છું. સર્વ સુખો અને રાજભોગ ભુલી ગયો છું. હું થોડા દી ઉપર પાટણ ગયો હતો––મ્હારા રાજ્યના નાશ અને ગુજરાતની પરતંત્રતા પછી પાટણ ગયો હતો–પણ મ્હેં શું જોયું? અરે! તે દેખાવ વર્ણવીને ત્હને શા માટે દુઃખી કરૂં?! જે વખતે મ્હેં પાટણ જોયું તેજ ઘડીએ મ્હારી આંખમાંથી આંસુ ગરવા લાગ્યાં. લોકોનું દુઃખ દેખી મ્હને દુઃખ થવા લાગ્યું. પણ કરૂં શું? લાચાર. મ્હારા ઠાકોરોની સ્થિતિ! હા! હાલ જોતાં હુ શું દેખું છું? બધા મૂઢ જેવા યવનોના તાબામાં ભાર ભરવાના બળદીઆની માફક રહેલા છે. તે શું કરે? લાચાર! તે એક એકને મલી પોતાના વિચાર જણાવી દુઃખમાં ભાગ પાડી શકે છે એટલો ઇશ્વરનો મ્હોટો પાડ–અને ત્હેમનું મ્હોટું નશીબ. આપણું લસ્કર ક્યાં છે? આ-

પણ યોદ્ધાઓ કયાં છે ? આપણું હવે શું રહ્યું છે ? જે છે તે થોડા સમયમાં જશે એથીજ મ્હારી છાતી ધુજે છે. જ્યારથી હું ગાદીએ બેઠો ત્યારથીજ મ્હેં પ્રથમથી ધાર્યું હતું કે મુસલમાનો વ્હેલા યા મોડા આ દેશમાં આવશે. ત્હેમને હીંદુ ધર્મમાં લેવા મ્હેં કેટલાએક આચાર્યો સાથે વાતચીત કરી હતી પરંતુ ધર્માંધ લોકોએ પોતાનો ધર્મ ઉંચો ગણી પર ધર્મને લેવા ના પાડી. મ્હેં ઘણો યત્ન કર્યો. અને શાસ્ત્રમાં પણ 'જન્મથી કોઈ કોઇ વર્ણનો નથી પરંતુ કર્મ અને સંસ્કારથીજ વર્ણવાળો બને છે' એમ બતાવ્યું પરંતુ તે માનેજ કેમ ? આંધળા બનેલા તે જન્મથીજ જાતીના અભિમાનમાં તણાયલા તેમને મ્હારી યુક્તિ કે મુસલમાનને હિંદુ બનાવવામાં હરકત રાખતી નહી તે જો તેમને પાર પાડી હોત તો હિંદુ ધર્મ જે બીજા ધર્મ કરતાં ઘણે દરજ્જે સારો છે તે ધર્મમાં મુસલમાનો ખુશીથી આવત. અથવા મહમદને અવતાર તરીકે માનતાં આપણું શું જનાર હતું ? જ્યારે બ્રાહ્મણ ધર્મના ઉપર બૌધ્ધે જય મેળવ્યો ત્યારે કુસંપ ન વધે તેથી બુદ્ધને ઈશ્વરી અવતાર માન્યો. તો જો મહમદને ઈશ્વરનો અવતાર માન્યો હોત તો મુસલમાન હિંદુ એક થાત અને વખત પોતાનું કામ કરતાં જાતીનો તફાવત પણ ભુલાવત. પરંતુ કોઇએ માન્યું નહી ! જેવી ત્હેમની મરજી ! આપણે કયાં લાખો વરસ કહાડવાં હતાં કે બહુ પંચાત. મ્હારે કહેવાનું મુખ્ય કારણ દેશ હિતજ હતું. હું મરીશ ત્યાં લગણ ગુજરાતનું હીત મ્હારે હૈયે રહેશેજ. **મ્હારી ગુજરાત! મ્હારી ભુમી! ત્હેને ખાતર કયો મુઢ ગુજરાતી પ્રાણ આપવા તૈયાર નહી થાય.** સૌરાષ્ટની પડતી તેજ ગુજરાતની પડતી. સૌરાષ્ટાધીપતી હું એક વખત હતો. પણ હાય ! અત્યારે સૌરાષ્ટમાં પગ મુકવાનો સમય નથી. એ કાલનીજ બલિહારી ! માધવ ! હવે વધુ શું ? તું ભૂતકાળને વિસરીજા અને આજની રાત મ્હારી સાથે રહી આનંદ કર. કાલ આપણે જુદા પડશું."

"મ્હારા શીરછત્ર ! મ્હારી પુરીવાત સાંભળો અને મ્હને ક્ષમા આપો"

"માધવ ! અત્યારે રાત ઘણી ગઇ છે માટે તું ચાલ ત્હારો ઇતિહાસ આજ નહી પણ કાલ સાંભળશું.

સર્વેજણ ગયા.

લોકો આજના હેવાલ ઉપર વિસ્મય પામતા ગયા અને રજનીએ ધીમે ધીમે પોતાનો પ્રભાવ જણાવી શૈલપુરને શાંત કર્યું.

# પ્રકરણ ૪૦.

## સાહસનું ફળ.

રાત્રિ—આજની રાત્રી—આખા શૈલપુરમાં આનંદમાં ગઈ હતી. લોકોએ ગઇ કાલે ઘણા દેખાવ દેખ્યા હતા. રણમલની નીરપરાધતા, રાયસિંહની કૃતઘ્નતા, કુમુદાનું લગ્ન, કરણદેવનું પ્રગટ થવું વગેરે ભિન્ન ભિન્ન દેખાવની વાતોથી રાત્રે મોડી રાત સુધી જાગેલા લોકો બીજા દીવસના બનાવની વાટ જોતા હતા તે દીવસ શૈલપુરમાં ઉગ્યો.

બપોરે મ્હેલના દરબાર ખંડમાં રાજા કરણદેવના માનમાં મેળાવડો છે અને ઠાકોરો, ગૃહસ્થો વગેરે રાજા કરણદેવને આજ મળનાર છે. માધવ પોતાનો પ્રતિહાસ કહેનાર છે. કુમુદાએ આજના દરબાર સારૂ બધી ગોઠવણ કરાવી હતી પરંતુ આજે તે કુમારીકા નહતી તેથી ઘણી છુટથી ફરતી હતી નહી.

ધીમે ધીમે દરબાર ખંડ ભરાવા લાગ્યો. પૂર્ણ ભરાતાં રાજા વસંતદેવ, કરણદેવ, વિજયસિંહ, રણમલ, ભુપસિંહ વગેરે મંડળ બ્હાર આવ્યું. કરણદેવને વચ્ચે બેઠક આપી રાજા વસંતદેવ, નાગદેવને લઇ બીરાજ્યા. સર્વ ઠાકોર ઠકરાઓને ભેટ વગેરે મુકવાની નહતી છતાં દરેક જણ પોતાના ભૂતકાળના મહારાજાધીરાજ પાસે જઇ નમન કરી પોત પોતાના આસને બેઠા.

આ નમન ક્રિયા થઇ રહ્યા બાદ માધવને આજ્ઞા મળતાં આગળ આવ્યો અને બોલ્યો 'મ્હારા શિરછત્ર! મુરબ્બીઓ અને ગૃહસ્થો! આપના આગળ આ પાપી મનુષ્ય માધવ પોતાના કર્મ કહે છે. મ્હારી કેટલીક બીના સર્વેને ખબર છે. ક્રોધના આવેશમાં હું, જરાપણ વિચાર કર્યા વગર, દિલ્હી ગયો ત્યાં સુલતાન અલ્લાઉદ્દીનના શાહજાદા ને મ્હેં બચાવ્યો ત્હેના બદલામાં મ્હારી જોડે સૈન્ય મોકલવામાં આવ્યું અને મ્હેં મ્હારી માતૃભુમીનું નખોદ વાળ્યું. મહારાજ! ક્ષમા કરો. તે વખતની વાત જ્યારે આ દુષ્ટને યાદ આવે છે તે સમયે ખરેખર મ્હારૂં મન મુંઝવણ ભોગવે છે. મહારાજ! હું નીમકહરામી મારી માતૃભુમીને બેડી પહેરાવવા આવ્યો તે સમય—હા! કેવો દુઃખજનક! ધીઃક છે મ્હને! ધીઃક છે મ્હારી જનેતાને કે મ્હને જણ્યો! જો આ ગુર્જરભુમીમાં આ

નિમકહરામી, કૃતઘ્ની માધવનો જન્મ થાત નહી-અરે ! જન્મ થયા પછી પણ મ્હારાજા કરણદેવ સાથે સંસર્ગ થાત નહી-અરે ! સંસર્ગ થતાં પણ ક્રોધ આવત નહી-તો ખરેખર ! આ ગુજરાતની સ્વતંત્રતાનો નાશ થાત નહી. પણ મહારાજાએ કાલે કહ્યું તેમ તે લિખીત હતું. તે થનાર હતું. હા ગુજરાત ! માતા ગુર્જરી ! ! ત્હારૂ લુણ મ્હેં ખાઇ હરામ કર્યું ત્હેનું ફળ મ્હને મળ્યું. હું દુષ્ટ કૃતઘ્નીને બદલો બરાબર મળ્યો. ગુજરાતમાં આપના રાજ્યના નાશ પછી મુસલમાનોના અમલમાં મ્હેં વીસ વરસ હકેમી ભોગવી. પરંતુ સાહસનું ફળ મળ્યું. અલફખાંના દૂર થયા પછી નવો સુબો આવ્યો કે તરતજ કાંઇ ગેરસમજથી મ્હને કેદમાં નાંખ્યો. મ્હારી સ્ત્રીને ઘર છોડી ભાગવું પડયું. હું કેદમાં થોડા વખત સુધી સડયો અને મહા મહેનતે છુટયો. મ્હેં આ વખતે મુસલમાની રાજ્યનો દોર જોયો. અને રજપુતરાજ્ય અને યવનરાજ્ય વચ્ચે શો ફેર છે તે જોયો. સર્વે આપણા રાજ્યમાં કેટલું સુખ ભોગવતા હતા તે અને આ પછીનું દુઃખ એ બન્ને મ્હેં જાતે અનુભવ્યા. આ અનુભવ કામનોજ હતો. આ દુષ્ટને છુટકારો મળતાં દેશ છોડી, વેશ ત્યાગી નાઠો અને મ્હારી સ્ત્રીને મળ્યો. પછી અમો પાટડી ગયા અને અકસ્માતે ઠાકોર હરપાળનાં મ્હેલમાં જવા ફરજ પાડી. ત્યાં ઠાકોરનાં ક્રુર વચનો સાંભળી મ્હારા પાપોનું પ્રાયશ્ચિત કર્યું. ત્યાંથી અમો પ્રભાસપાટણ જવા નીકળ્યા. રસ્તામાં લુંટારાના ભોથી અમો એકલાં પડયાં અને રાજબાના આભારે અમો દુઃખમાંથી બચ્યાં અને વિજયસિંહના હાથમાં સપડાયાં. યોગીરાજ અરે મહારાજ આપના પુન્ય પ્રતાપે-આપની દવાથી મને ફાયદો થયો અને આ દુષ્ટ જેને મૃત્યુ યોગ્ય હતું ત્હેને જીવતદાન મળ્યું. આપે મને તે વખતે અણજાણે ઓસડ કીધું પણ ગઇ કાલે આપની આગળ જ્યારે આ નીમકહરામી ઉભો ત્યારે આપનું આચરણ જોઇ હું દિંગમૂઢ બન્યો. મહારાજ ! આપ આજ્ઞા આપો-મને ન્યાય આપો. હું પાપી છું-અધમ છું. હું હવે સંસાર ત્યાગીશ અને ઠેરઠેર રખડીશ. અને વળી મોતેજ મરીશ—એકલો કોઇ ન જાણે તે ઠેકાણે રહીશ. આ માધવ મરશે તે કોઇ જાણશે નહી. પ્રભુ! કોણે ધાર્યું હશે કે પાટણનો પ્રધાન કોઇથી પણ નહી ઓળખાયલો મરશે અને ત્હેનું શબ બાળનાર નહી મળવાથી સડશે અને કુતરા ગીધડાં ખાશે ? ! પણ થશે તેમજ. હા એમજ થશે અને તેમજ થવું જોઈએ. નાથ ! ક્ષમા કરો. મ્હારાજ ! હવે મ્હને રજા આપો-હું જાઉં.'

કરણ-'માધવ ! સબુરા હવે હું પણ જઇશ. પરંતુ આ અત્રે

મળેલા સર્વે જણને મ્હારે જે કાંઇ છેલ્લુ કહેવું છે તે કહેવા દે. આજ અચાનક અત્રે હું પ્રસિદ્ધ થયેલો છું અને તેથી મ્હારા અહીં રહેવાથી આ રાજ્યને ફાયદો નથી. મુસલમાનો જાણશે તો મ્હને પકડશે અને આ રાજ્યના જડમૂળ ઉખેડશે. તેથી હું આજ યા કાલ આ દેશ છોડી બનતી ત્વરાએ ચાલ્યો જઇશ. પરંતુ–રાજાઓ ! ઠાકોરો ! ભાઇઓ ! ! આપણે એક અધમકાર્ય કરનારની અણઘડતાને લીધે આહવી અંતિમ દશામાં પહોંચ્યા છીએ એમ આપણે ગણવાનું નથી. પરંતુ આપણે આપણા કર્મોને લીધેજ આવી હાલતમાં પહોંચ્યા છીએ. આપણામાં સંપ કયાં છે? દેશાભિમાન કયાં છે? રાજપુતો ! આપણું ગત ગૌરવ વિચારો ! ડહાપણથી આપણે જો પરંપરાના નિયમ પ્રમાણે વર્ત્યા હોત તો નક્કિ આ દેશ પરતંત્ર બનત નહી. અને સ્વતંત્રતાના સુધા ફળ આપણે ચાખતા હોત. મ્લેચ્છો આપણા દેશમાં આવી આપણને ગુલામ બનાવત નહી. શું ત્હમને કેદી નથી બનાવ્યા? ત્હમે ત્હેમના શા હીસાબમાં છો? ત્હમને ધારે તો એકજ ઘડીમાં ત્હમારા રાજ્ય પાટ વીનાના બનાવી શકે. કુમુદા કહે છે કે ગીજનીનો મહમદ ઈશ્વર તરફનો સંદેશો લઇને આવ્યો હતો કે ‘ પશ્ચિમ તરફની પ્રજા તમારા કરતાં જોરાવર છે’ તે છતાં આપણે ચેત્યા નહી. જો આપણે ચેત્યા હોત તો અને સંપ કર્યો હોત તો પશ્ચિમની પ્રજાને પણ આપણે બતાવી આપત કે અમે પણ કાંઇ છીએ. પરંતુ આપણે એવા આંધળા બની ગયા કે તે વખત ચેત્યા નહી અને હજુ પણ ચેતતા નથી. હજી બાજી બગડી નથી. શું ત્હમને ત્હમારા દેશ લઇ લઇને ધુળ ફાકતા બનાવશે ત્યાંરે ચેતશો? ચોતરફ સળગેલી દાવાગ્ની દેખી શકતા નથી ? શું ત્હમે રખડતા બનશો ત્યારે ચેતશો? પાડોશીનું ઘર બળતાં ત્હમારૂ ઘર કેમ સલામત રહેશે? એનો વિચાર કેમ કરતા નથી? ચેતો નહી તો ત્હમારો નાશ જલ્દી થશે. ત્હમારી પાસે હવે માણસ કયાં છે? મુસલમાનો જેવાં હથીઆર કયાં છે? છે ત્હમારી પાસે થોડી બંદુકો–તદ્દન બગડેલી અને કામમાં ન આવે તેવી. તેમની બંદુકો જુઓ. તે કેટલી સ્હેલાઇથી નાશ કરી શકે છે? ત્હેમની કવાયત જુઓ અને ત્હમારા લસ્કર કવાયતી બનાવો. ન્હાના ઠાકોરો ! ત્હમારી સત્તા મ્હોટાને દઈ દો. અને ત્હમે દેશહિત કારણ મંડો. જો સત્તાના ગુમાનમાં રહેશો તો નક્કિ ધારજો કે થોડા સમયે ત્હમારા રાજ્ય યવનો લઇ લેશે. જો દેશ હિતની દરકાર રાખશો તો તેથી યવનોને ગુજરાત અને ભરતખંડની ભુમીમાંથી કહાડી શકશો. શુરવીરો ! મ્હારે કાંઈ લેવા દેવા નથી. પરંતુ ભૂતકાળને વીસરી ગયેલા

ભવિષ્ય તરફ વિચાર કરતો હું ત્હમને સમાચાર આપું છું માટે ચેતો ! ચેતો ! શુરવીરો ! આટલા થોડા સમયમાં ત્હમને નિર્માલ્ય બનાવવા માંડયા તો વધુ વખત જતાં શું થશે? ત્હમારા વડીલોના પરાક્રમ સંભારો. જેના શબ્દથી ગગન ગાજતા અને જેના ચરણથી ધરા ધ્રુજતી ત્હેના વંસજોના આ હાલ શા? ત્હેનો વિચાર કરો. અરે હું શું કહું ? રાજા ! ઠાકોરો ચેતો ! ઉઠો અને તૈયાર બનો નહી તો ત્હમારી પડતી છેજ—'

આ સમયે કરણદેવનું ભાષણ ચોપદારના આવવાથી અટક્યું ! ત્હેણે નમન કરી કહ્યું 'મહારાજા ! કોઇ રજપુત સ્વાર દેશાવરથી આવેલ છે તે મળવા માગે છે.'

રજા મગતાં રજપુત સ્વારને પ્રવેશ કરાવવામાં આવ્યો. આવતાવેંત જ નમન કરી તે બોલ્યો. 'મહારાજા વસંતદેવ! આ હું લાખો ફુલાણી આવેલો છું. અમો યવનો સાથે લડશું ત્હેમાં આપ મદદ આપશો કે કેમ? ત્હેનો ઉત્તર આપો મ્હારે વખત નથી. '

વસંત—ફુલાણી ? અમો ખરા જીગરથી આપને મદદ કરશું. અત્રે મહારાજ કરણદેવ પધારેલા છે તેમની તરફ દ્રષ્ટી કરો.

લાખો -અહો ! કરણ રાજા ! હું આપને નમન કરૂ છું. આપને આજ લગભગ ૨૦ વર્ષે દેખું છું તેથી ઓળખી શકયો નહી.'

કરણ-' લાખાજી ! હવે અમારી ઉતરતી દશા આવી. હવે ત્હમારા જેવા રજપુતોના લીધેજ ગુજરાતનું ભાગ્ય ખીલશે. હું ત્હમને અંતઃકરણથી જય ઇચ્છું છું. મારામાં શકિત હશે તો હું પણ યુદ્ધમાં જોડાઇશ અને ગુજરાતને ખાતર-આપણા સ્વદેશને ખાતર લડીશ. શુરવીરો ! એક વખત ગુજેના દો કે ગુર્જરી માતની જય !'

' ગુર્જરી માતની જય ' ચો તરફ ફેલાઇ. લાખા ફુલાણીના ઉભા થવા સાથે સર્વ મંડળ ઉભું થયું. લાખાએ કહ્યું ' આવતા વર્ષની માગશર શુદ બીજને દીવસે લાખો પાટણ ઉપર ચ્હડશે. રજપુતો તૈયાર બનજો. જય ગુર્જરી માતની જય–'

' લાખો ઝપાટા બંધ ગયો. મહારાજા વસંતદેવે દરબાર બરખાસ્ત કર્યો. '–

ખાનગી મંડળ શીવાય બીજા ગયા.

હજુ પણ માધવ કરણદેવ આગળ ઉભો હતો. તે ઉત્તર માગતો હતો. ત્હેને કરણદેવે બેસાડયો. માધવ બેસતાંજ રડી પડયો.

અને પગ પકડી બેસી રહ્યો. કરણદેવે હેને છાતી સરસો ચાંપ્યો અને શાંત્વન દેવા માંડયું. એટલામાં એક મનુષ્ય-જેની મુખાકૃતી જોતાં તે મુસલમાન સરદાર જેને આપણે આગળ જોયેલો છે તેજ આવ્યો અને નમન કરી બોલ્યો "કરણદેવ ! આ અલફખાં હમારી માફી માગે છે.'

આ શબ્દ સાંભળી કુમુદા તથા રાણી દોડી આવ્યાં અને રાણી બોલી 'અલફખાં ! સરદાર ! આપે મને નદીમાંથી બચાવી તે બાબત મહારાજા જાણે છે.'

વસંત૦-અલફખાં હું હમારો એહેસાન કદી વીસરીશ નહી. અલફખાં-વસંતદેવ ! મેં વીસ વર્ષ દરમ્યાન હિંદુ અને મુસલમાનને એક કરવા યત્ન કર્યો છે પરંતુ તે નિષ્ફળ નીવડયો છે. હું મુસલમાન છતાં હિંદુ છું. હાલ સઘળી આફત મારા ઉપર આવી તે આને લીધેજ. મુસલમાન હિંદુને કાફર ગણે અને હિંદુ મુસલમાનને મ્લેચ્છ ગણે ત્યાં સુધી આ દેશમાં તે બે જાતો વચ્ચે કુસંપ રહે અને તેથી દેશની ખરી પાયમાલી થાય એમ ધારી હું બન્નેને એક કરવા સરખા ગણતો હતો. આ વાત પાદશાહને પસંદ પડી નહી તેથી મને હું ગુન્હેગાર નથી એવી રીતનો પુરાવો લઇ બોલાવ્યો છે.'

અલફખાંએ બધી વાત કહી. અને વસંતદેવ વિગેરેએ મદદ આપવા કબુલ કર્યું. ત્યારબાદ વસંતદેવે પુછ્યું 'અલફખાં ! હમે રાણીને શું વચન આપ્યું હતું. ?

"અરે ! તે વચનની વાતજ જવાદો. છતાં હું કહું તે સાંભળી રાણીને માફી બક્ષજો. એક વખત હું મહારાજા નાગદેવને ત્યાં ઉતર્યો હતો તે વખત મને રાણી મળ્યાં. તે વખત હેની ઉમર ચૌદ વર્ષની હતી. બાળા મને મળી અને વાતચીત ઉપરથી મને કહેવા લાગી કે 'દિલ્હીના બાદશાહની બેગમ થવું તે કેવું સારૂં' 'તે સારૂ નથી' એમ મ્હેં ઘણી સમજાવી પણ તે સમજી નહી. અને આડ લઇ બેઠી હતી કે મને બેગમ બનાવો જો આથી મેં વચન આપ્યું હતું કે સલાહકારક લાગશે તો જરૂર તે બેગમ બનશે. રાણી હજુ સુધી તે ભુલી હોય એમ લાગતું નથી. પરંતુ તેમાં કશો લાભ નથી. હિંદુ ધર્મ અને મુસલમાની થઈ બન્ને અંતે તો એકજ છે પરંતુ હિંદુ ધર્મ જો કે મારા જાતનાઓ ધર્માંધપણાને લીધે વખોડે છે છતાં હું ખાત્રીથી કહું છું કે તે અમારા કરતાં શ્રેષ્ટ છેજ. પોતાનો ધર્મ મુકી બીજા ધર્મમાં જવું તે મૂર્ખાઇ છે. રાણીને મેં બહુ સમજાવી છે અને તે સમજી છે. કુમુદા જે સદાની સહચરી છે હેના સંસર્ગથી

તે તે ભુલી છે.

અલફખાં ! સરદાર ! આ માધવ તરફ હવે જોશો ?'

" માધવ ! " અલફખાંએ કહ્યું " માધવ ! હવે હું શું કરૂં ? આપણા બેના હાલ એજ થયા તો હવે કરવું કેમ ? જેમ ખુદાતાલાની મરજી. માધવ ! ત્હેં પણ એક વખત ખરેખરી સાહ્યબી ભોગવી છે અને મેં પણ ભોગવી છે અને બન્નેના હાલ સરખા થયા છે. માધવ ! તું નસીબદાર છે કે તેટલાથી છુટયો. પરંતુ અલફખાંને તો એથી વધારે ભોગવવું પડશે અને વખતે ફાંસીના લાકડે લટકવું પડશે. મુસલમાની ન્યાયની બલિહારી જોવી હોય તો દિલ્હી આવજો. કાફુર કહે 'ગુન્હેગાર' તો કાજી કહે 'હાજી અલબત ગુન્હેગાર' બાદશાહ કહેશે 'માર ગરદન' આ ન્યાય ! આ મુસલમાની ન્યાય ! તે દિલ્હીમાં થશે. માધવ ! મારૂં થનાર હશે તે થશે પણ મારૂં થોડું સાંભળો. ત્હમે તમારી મૂર્ખાઇ ભરેલી ઉતાવળનું ફળ ભોગવો છો. જો ત્હેં ધાર્યું હોત તો ત્હારૂં વેર અહીંજ લઇ શકત અને રાજા કરણદેવને ત્હેના તે વખતના કુકર્મનો બદલો આપી શકત. પરંતુ ત્હેં તે યોગ્ય વિચાર્યું નહી અને સાહસ કરી-અવિચારી પગલું ભરી દિલ્હી આવ્યો. તેજ વખત જો અલ્લા-ઉદ્દીનની જગ્યોએ જલાલુદ્દીન સહેનશાહ હોત તો તે ત્હને તરતજ ફાંસીએ ચ્હડાવત કારણ કે જે માણુસ સ્વદેશ દ્રોહી છે તે માણુસ પારકા રાજ્યને શા માટે દગો ન દે ? એ સિદ્ધાંત તેઓ માનતા હતા. હશે જે બનનાર તે બન્યું. ગઈ વાત વિસરી જઇ આવતી સંભાર. કુમુદા આપણે ઘણા દીવશે મળીએ છીએ."

કુમુદા-જીહા ! લગભગ સાતેક વર્ષે મળીએ છીએ.

નાગદેવ-" કુમુદા ! ગુમ કેમ થઇ તે જાણવાની સર્વેને ઉત્કંઠા છે.'

કુમુદા—' જી પ્હેલાં લક્ષ્મીબાને પોતાનો વૃતાંત કહેવા દો પછી હું મારો વૃતાંત કહીશ '

નાગદેવ-' હા ! લક્ષ્મી તું તારી સઘળી વાત કહે. તું ગુમ થઈ અને કયાં ગઇ તે કહે "

લક્ષ્મી-" મુરબ્બી પિતાજી ? મેં ખરાબ આચરણ કર્યું છે તેવી ખબર આપને મલતાં આપે મ્હને પકડી મંગાવી અને તે વાત સારી કે જુઠી તેની તપાસ કર્યા વગર આપે શિક્ષા કરી કેદમાં પુરી. ત્યાંથી અપમાન કરતાં મૃત્યુ સારૂં સમજી રાત્રે ભાગી અને હથીઆરના ઓરડામાંથી જોઇતા હથીઆર લીધાં. હું હથીઆરબંધ ભોગાવતિને કીનારે જતી હતી તેવામાં

લુંટારાએ મારા ઉપર દરોડો પાડયો અને હું સપડાઇ. મને લુંટારાઓએ થોડા દીવસ કેદમાં રાખી. એક દીવસ શાયંકાળે હું ત્યાંથી છુટી. મને નાઠેલી જાણી લુંટારાઓ મારી પાછળ પડયા અને મ્હને હેમની જોડે ફરીથી નદી કીનારે ભેટો થયો. આ વખતે હું હિંમત હારી ગઇ નહી અને મારી શમશેર સહીત લઢી. લુંટારાના ફકત ત્રણજ માણસો હતાં તેમની જોડે મારે યુદ્ધ થતાં મેં દરેકને ઘાયલ કર્યા અને હું પણ ઘણી ઘાયલ થઈ. તે ત્રણ જણ ઘાને લીધે મારો કેડો મેલી ભાગ્યા અને હું દુઃખ પામતી શું કરવું તેના વિચારમાં પડી. હું આપની પાસે આવવાને અશક્ત હતી કેમકે આપનાથી બ્હીતી હતી. અને બીજે કયાં જવું ત્હેની સુઝ પડતી નહતી. આથી તથા લોહીની ધારા દેખી, ઘાથી પીડીત હું ગભરાટથી નદીમાં પડી અને જળની શીતળતાથી હું શાંત થઇ. પરંતુ થોડીવારે ઘામાં પાણી ભરાવાથી હું દુઃખ પામવા લાગી અને હું બેભાન થઇ પડી. જ્યારે મેં આંખ ઉઘાડી ત્યારે હું પોતનપુરના રાજ્યમહેલમાં હતી. થોડા દીવસે મહારાજા વિજયસિંહ મારી ખબર લેવા આવ્યા અને બીજે દિવસે મને વિજયદુર્ગ લઇ જવામાં આવી. થોડા દીવસે મને આરામ થયો. એક દી મહારાજા વિજયસિંહે પોતાની એક વૃદ્ધ દાસી મારફત લગ્નની માગણી મારી પાસે કરી. ત્હેની સાથેની વાતચીત પછી થોડા દીવસે વિજયસિંહ રાણી વગરના હતા જાણી મેં તે બાબત હા પાડી અને થોડા દીએ અમારાં લગ્ન થયાં. વિજયદુર્ગ મુસલમાનોના હાથમાં ગયું ત્યારે અમે જંગલમાં રહ્યા પછીની વાત સર્વે જાણે છે. ”

કુમુદા બોલી “ મહારાજ ! બધા કરતાં મારી હીલચાલ વિચિત્ર હતી. તે સાંભળવાથી આશ્ચર્ય થશે. ”

“ કુમુદા ! તુંજ વિચિત્ર એટલે ત્હારી હીલચાલ વિચિત્ર હશેજ. ચાલ હવે ત્હારી બીના કહે જેથી બધો ભ્રમ દૂર થઇ જાય, અને સઘળા એકએકની વાત સાંભળી છુટાં પડે. ”

કુમુદાએ પોતાનો હેવાલ કહેવા માંડયો “ જે રાત્રે રાણીએ મારો ભોગ આપવા માંડયો ત્યાં સુધીની વાત બધા જાણે છે. તેથી પુનરૂક્તિ કરવાની જરૂર નથી. રાણી મારી પાછળ દોડયાં. હું સ્હાયની બુમ મારતી નગર તરફ દોડી. તેથી પહેરેગીરો મારી વ્હારે આવ્યા અને રાણીને ઘા કરી પાછા ફર્યા અને મને નગરમાં લીધી. પરંતુ સવાર થતાં રાણીને ઘા થયાની ખબર મહારાજા વસંતદેવને થશે તેથી મારા ઉપર વ્હેમાશે ધારી નાશી જવાનો લાગ શોધવા લાગી. પ્રાતઃકાળે દરવાજો ખુલતાંજ હું શ્હેર

ત્યાગી નીકળી ગઈ અને ભોગાવતીની ગુફાનો રસ્તો લીધો. તે દીવસ મેં ગુફામાં ગાળ્યો અને ઝાડનાં ફળો લાવી ખાધાં તથા તરવારનો ઘા મુળીઆંથી સાજો કર્યો. આશરે એકાદ ઘડી દીવસ હશે તે વખતે હું ત્યાંથી પાછી ચંડીકા દેવીના મંદીર તરફ જતી હતી તેટલામાં ભુપસિંહ તથા વિજયદત્તને મેં આવતા ભાળ્યા અને હું ઝાડીમાં સંતાતી સંતાતી તેમની પાસે ચાલવા લાગી. તેમની વાત ઉપરથી સ્હેરનો ભાગ્યો તુટયો હેવાલ જાણ્યો. રાણી ગુમ થયા વીશેનો ભણકારો પણ મારે કાને પડયો નહી તેથી રાણી રાજા પાસે પહોચ્યાં હશે એમ મેં ધાર્યું. નગરમાં જવું નકામું ગણી હું ચંડિકાના દેવાલયમાં ગઇ અને ત્યાં મ્હેં મ્હારા ઘાને જરા ઉકેલી તેમાંથી રક્ત કહાડી પત્રિકા લખી અને ત્હેના બે કડકા કરી એક અગ્નિકુંડ પાસે રાખ્યો અને બીજો મ્હારી પાસે રાખ્યો. મહારાજા વસંતદેવ ઘણી વખત કહેતા હતા કે શીકારેથી પાછા ફરતાં તે ચંડિકાના જીર્ણ દેવાલયમાં બેસતા હતા. આથી રાણીનું પોગળ ખુલ્લું કરવા મ્હેં તે પત્ર લખ્યો અને પછી ફાડી નાંખ્યો. એટલા માટે કે અડધા પત્ર ઉપરથી મ્હારાજા વગેરે કેટલા ગોટાળામાં પડે છે તે દેખાય ! દેહરામાંથી હું પાછી ફરી. શાયંકાળ થયો હતો. હવે કેમ કરવું તે વિચાર કરતી હું મ્હારી પાસેના કાગળની સલામતી રાખવાના ઇરાદે ઉભી. મ્હેં મનમાં મહારાજા નાગદેવ પાસે જવાનો ઇરાદો કર્યો પણ તે મ્હને સલાહકારક લાગ્યું નહી. ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો તેથી મ્હેં દહેરા આગળ ખાડો ખોધ્યો અને મ્હારા ચીરનો કડકો ફાડી તેના સાથે કાગળને બાંધી તે કાગળ ત્યાં દાટયો. બીજો પત્ર અગ્નિકુંડ આગળ દબાયલો બરાબર છે કે નહી તેની ખાત્રી કરી હું પાછી ફરી. અને રાત્રે એક કોતરમાં પડી રહી. સ્હવારમાં કોતરની પાસે એક જંગી વાઘને જોઇ હું ગભરાઇ; પરંતુ તે વાઘ ગુફામાં નજર કરી તરતજ પાછો ગયો આથી હું વિમાસણમાં પડી. વાઘની ગંધ બંધ થઇ કે હું બ્હાર નીકળી અને પાસેના તાડના ઝાડ ઉપર ચ્હડીને બેઠી. થોડીવારે તે વાઘ એક વાઘણ સાથે આવ્યો અને કોતરમાં પેઠો અને બ્હાર નીકળી ઘોર ગર્જના કરવા લાગ્યો. આ સાથે વાઘણે પણ ચીસો પાડવા માંડી આથી જંગલના સૌ પ્રાણીઓ ચોતરફ નાસવા લાગ્યા. હું તાડ ઉપર નિશ્ચિત બેઠી હતી પરંતુ વારંવાર એમ લાગતું કે વાઘ ઉંચે મ્હને દેખી તાડ હલાવે તો હું પડી જઈશ પરંતુ તેમ બન્યું નહી. બપોર થતાં વાઘ તથા વાઘણ બન્ને ચાલ્યાં ગયાં આથી હું તરત ઉતરી અને કોતરો અને ઝાડીઓ પસાર કરતી હું એક

મ્હોટા ટેકરા ઉપર જઇને બેઠી અને નીચેની ભોગાવતી સરીતાના નીરમાં જોતી હું બેઠી. અહીં એક કૌતક થયું. એક રીંછ ચાર રીંછણીઓ સાથે દોડતું આવ્યું અને ભોગજોગે પાણીમાં પડયું આની પાછળ ચારે રીંછણીઓ પાણીમાં પડી. આ જોઇ મ્હને પ્રેમની પવિત્ર લાગણી ઉપર ભિન્ન ભિન્ન વિચાર થવા લાગ્યા અને રીંછ જેવા પ્રાણીમાં પણ પતિ પ્રેમ નીરખી મ્હારૂ હૃદય આનંદમય બન્યું. હું વિચારમાં નિદ્રામાં પડી. ઉંઘમાં મ્હને એક ભયંકર સ્વપ્નો—બે દીવસના અનેક દેખાવોના મિશ્રણથી ઉદ્‌ભવ થતાં અનેક ચિતારો આંખ સમક્ષ આવવા લાગ્યા. મધ્ય રાત્રે હું ખેંચાતી હોઉં એમ લાગ્યું. હું જાગૃત થઇ અને ચંદ્રના અજવાળે મ્હેં જોયું તો એક દીપડો મ્હને ખેંચતો હતો. હું બ્હીની નહી અને શું થાય છે તે જોયા કર્યું. હું ઇશ્વર ઉપર આધાર રાખી આસ્તે આસ્તે ખેંચાઇ અને એક કોતર ઉપરથી દીપડાના કુદકારાને લીધે હું કોતરની નીચે—દીપડાના મુખમાંથી મ્હારો પગ સરકવાને લીધે પડી. હું નીચે ઘણા જોર સાથે અથડાઇ પરંતુ અહી પણ એક આશ્ચર્ય બન્યું. થોડા મનુષ્યો ત્યાં મળેલા હતા તે મ્હને પડતી દેખી નાઠા—પાછળથી મ્હને માલુમ પડયું કે તે ચોર લોકો હતા. મ્હારો બરડો ખેંચાણને લીધે ઉજરડાઇ ગયો હતો અને પગ પણ લોહીથી ખરડાયલો હતો. ઉંચેથી પડવાને લીધે મ્હારી થોડી શુદ્ધી બ્હેર મારી ગઈ હતી પરંતુ ધીરે ધીરે તે ઠેકાણે આવી. હું સવાર સુધી અશકિતને લીધે પડીજ રહી. સવાર થતાં કેટલાક સીપાઇઓ ચોરીની તપાસ કરતાં આવી પહોંચ્યા. મ્હારી આગળ ધનના ઢગલા પડયા હતા—મ્હારી આગળ ચોરાયલી કેટલીક વસ્તુઓ પડેલી હતી અને મ્હને ઘવાયલી દેખી મ્હને પડપુછ કરવા લાગ્યાં. મ્હેં ત્હેમને હકીકત સમજાવી. ત્યારબાદ તેઓએ મ્હારે સારૂ ગાડીનો બંદોબસ્ત કર્યો અને મ્હને કોઇક શ્હેરમાં લઇ ગયા. મ્હને એક કાજીના ઘરમાં ઉતારો આપ્યો. તે કાજીએ હકીમોને બોલાવી મ્હારી દવા કરાવી અને સારવારથી હું સાજી થઈ. પરંતુ કાજીની દાનત ખરાબ દેખી એક દીવસ બ્હાનું કહાડી હું નાઠી. અણજાણ્યો માર્ગ હોવાથી ગમે તેમ મ્હેં ચાલવા માંડયું અને સુભાગ્યે મ્હેં એક સરિતા દીઠી. તે સરીતાને કીનારે હું કાજીના ઘરમાંથી નાસતી વેળાએ લીધેલી સમશેર સાથે નિર્ભયે ચાલતી હતી ત્યાં મ્હેં કરણદેવને યોગીરાજના વેશે જોયા—તે વખત હું આપ સર્વની માફક તે કોણ છે તે જાણતી હતી નહી. તેમને આ ભોગાવતી નદી છે એમ ખબર આપતાં હું ખુશી થઇ. કેમ જવું તેનો વિચાર કરી પ્રવાહ તરફ દૃષ્ટિ ફેરવી.

ચાલવા લાગી. થોડે દૂર જતાં સ્હામે પાર થોડી સુંદરીઓ ન્હાતી હતી એ દેખી તે બાજુ કોઇ ગામ હશે એમ ધાર્યું. આખી રાત ચાલવાથી થાકી ગયેલી હતી. મ્હને ભુખ લાગી હતી. તેથી મ્હેં મ્હારી ગતી, ભુખને શાંતી આપવા સ્હામી પાર તરફ ફેરવી. હું નદીમાં તરીને સ્હામે પાર ગઇ. મ્હને દેખી સર્વેજણુ વીંટળાઇ વળ્યાં અને લક્ષ્મીબાઇએ મ્હને ઓળખી કહાડી અને અમારી ઓળખાણુ થતાં અમો ભેગાં રહ્યાં. લક્ષ્મી-બાએ મ્હને તે નાગદેવની પુત્રી છે એમ કોઇને પણુ-સમય આવતાં સુધી કહેવાને ના પાડી હતી. આ પછી હું મહારાજાને મળી ત્યાં સુધી-ની વાત આપ જાણો છો. ત્યારબાદ બીજે દીવસે સ્હવારમાં લાગ જોઇ હું છટકી અને ચંડિકાના મંદિરે ગઈ અને મ્હારો ફાટેલો કાગળ લઇ આવી પછી પુરૂષના વેશમાં મહારાજાને પત્ર આપી ગઇ અને વેશ પાલટી પા-છી આવતાં રાણી વગેરે મળ્યાં તેમની સાથે હું હાજર થઇ. આ રીતે મ્હારો વૃત્તાંત છે. બોલો મહારાજા ! તે વિચિત્ર ખરો કે નહીં ?'

નાગદેવ--'ખરેખર કુમુદા ત્હારો હેવાલ આશ્ચર્યજનક છે. ત્હારી હીમત અને બ્હાદુરીને પણ ધન્ય છે.'

'હા મ્હારાજ એમ હશે. હવે આપ ઉઠો અને આ નિમિત્તે ઠરાવેલા ઉત્સવમાં ભાગ લેવા ચાલો.'

સર્વે ગયા.

આજની સાંજ ઉત્સવ અને આનંદમાં તેઓએ ગાળી અને આખા શૈલપુરમાં આનંદ આનંદ પ્રસરી રહ્યો.

---

# પ્રકરણ ૪૧.

## ઇતિહાસની આરસી.

'ઇતિહાસની આરસી સાહી મ્હેં દીઠું તે માંહી
થીર થાવર દીઠું ન કાંઇ ફરતી છે છાંહી'

ખરેખર ! સાક્ષર વીર નવલરામની ઉપરની કહેણી ખરીજ છે. સમય પોતાનું કામ કરતાં, મનુષ્યોને અવનવા બનાવો બતાવે છે. ઘડીમાં હર્ષ, અને ઘડીમાં શોક, તે સઘળું સમયજ કરાવે છે. આજે જેની સ્હ-

ડતી છે ત્હેની કાળે પડતી થાય છે, અને પડતી છે. ત્હેની ચ્હડતી થાય છે તે સઘળું કામ કાળ કરે છે તે દર્શક આરસી ઇતિહાસ છેજ !

ઇતિહાસ ! જન સમુદાયને જ્ઞાન આપનાર છેજ. ભૂતકાળે જગતમાં થઇ ગયેલા મનુષ્યોની રીદ્ધી, સિદ્ધી, સ્મૃદ્ધિ તથા ખટપટોનો ચિતાર આપી દર્પણ જેમ મનુષ્યને પોતાનું મુખ આબેહુબ—થોડા ફેરફાર સાથે—બતાવે છે તેજ રીતે ઇતિહાસ જગતને પોતાના આરીસામાં થોડા ફેરફાર સાથે જગતના ભિન્ન ભિન્ન પ્રકૃતિઓના ભિન્ન ભિન્ન મનુષ્યોનું દર્શન કરાવે છે.

વાંચનાર ! જો આપણા ગુજરાતનો ઇતિહાસ ત્હારાથી અજાણ્યો હોય તો તે બાબતમાં દોષ કોનો ? આપણા ઇતિહાસમાં આપણા પુર્વજો ના કૃત્યો કેવી રીતે દર્શાવેલા છે તે વાંચનારનેજ ખબર પડે છે.

રાજા કરણ વાઘેલો ગુજરાતનો છેલ્લો રજપુત રાજા હતો. ત્હેના પછી ગુજરાતમાં મુસલમાન સુબાઓ થોડા સમય સુધી આવ્યા અને ત્યાર બાદ દિલ્હીમાં અંદર અંદરના કલહનો લાભ લઇ સુબાઓ સ્વતંત્ર થયા અને સુલતાન બન્યા.

સર્વ ચીજનો નાશ છે તે મુજબ ગુજરાતની સુલતાની મહાન્ અકબરના હાથે નાશ પામી અને ગુજરાતમાં મુગલાઇનું સ્થાપન થયું. તેનો તોર લગભગ દોઢસો વરસ રહ્યો અને ધર્માંધ ઔરંગઝેબના સમયથી મોગલાઇ તુટતી ગઇ અને દક્ષિણવાસી મરાઠાઓ ગુજરાતમાં આવ્યા.

મોગલાઇને બાજુ ઉપર મુકે એવી પેશ્વાઇના સમયમાં સ્થળ સ્થળ અંધેર ચાલ્યું અને લોકોને પોતાના જાન માલની સલામતી રહી નહીં. આ રીતે શાંત ગુજરાતમાં ઉત્પાત વધતા ગયા.

સૂર્ય પૂર્વમાં ઉગે છે અને ત્હેનાથીજ રજનીનો નાશ થાય છે. એ નિયમ સર્વદા જોવામાં આવે છે. પરંતુ આપણી ઉન્નતીનો સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો છે. હજારો ગાઉને છેટે પડેલા પરદેશીઓ આપણી ઉન્નતી કરવાને મિષે આ દેશમાં આવ્યા અને પેશ્વાઇના દોરથી ગુજરાતને મુકત કર્યું. અને શાંતિ ચોતરફ સ્થાપી.

આપણી કથા પછીનો ઇતિહાસ આ રીતે સક્ષિપ્તમાં છે. આપણી કથા પછીનો પુર્વ ઇતિહાસ આગળ આજ રીતે સંક્ષેપમાં આપ્યો છે અને ત્યારબાદ અત્રે આપેલો છે.

ઉપર પ્રમાણે જોતાં—ગુજરાતની સ્થિતિ દર્શક આરસી જોતાં, અસંખ્યાત્ આશાઓ નિરાશાઓ નિહાળતાં–મનુષ્ય બુદ્ધિને ખીલવનાર ઇતિહાસની આરસી સંક્ષેપમાં દર્શાવી વાચક આ કથા પુર્ણ કરવા ત્હારી રજા લઉં છું.—

પ્રિય પાઠક ! આ નવલ કથા છે. ઇતિહાસ નથી. આ આનંદ માટે છે એટલુંજ નહી પણ જ્ઞાન માટે છે. ઇતિહાસની આરસીમાં નિહાળી જેવી રીતે જ્ઞાન તથા ડહાપણ તું ભેગુ કરે છે તેટલું નહી તો જરાક થોડા પ્રમાણમાં પણ હંસ રીતીએ આ કથામાંથી સારરૂપ ક્ષીર ગ્રહણ કરજે. એમ થશે તો લેખક પોતાનો શ્રમ નિર્થક ગયો ગણશે નહી.

---

# પ્રકરણ ૪૨.

## અંત-પરિશિષ્ટ.

---

**છેલ્લા** દરબાર પછી કરણદેવે શૈલપુર ત્યાગ્યું અને ગુજરાતનું હીત કરવાના ઇરાદે પોતાથી બનતો પ્રયત્ન કરવા નીસરી પડયા.

**માધવ** પણ પોતાના માજી રાજા જોડે પોતાના હાથે બગડેલું સુધારવાના ઇરાદે યત્ન કરવા લાગ્યો. બન્નેના યત્નનું ફળ **લાખા** ફુલાણીનું બંડ થયું અને તેમાં લાખા ફુલાણીએ વિજય મેળવ્યો.

વસંતદેવ અને રતિસુંદરી ભેગાં થયાં પરંતુ પોતાનો પરસ્પરનો પ્રેમ વિખુટા થયા પ્હેલાનો હતો તે ફરી આવી શકયો નહી અને વસંતદેવ કુમુદાના આગ્રહને લીધે રતિસુંદરી સારૂ ધર્મ તરીકેનીજ ફરજો અદા કરતા હતા. મહારાજાના મનમાં રાણી વીશે ખરાબ અભિપ્રાય આવ્યો હતો તે ઘણા વરસ સુધી ગયો નહી અને અંતે એક પુત્રી થતાં સ્નેહમાં જરા વધારો થયા છતાં બન્ને વચ્ચે અંત સુધી નિર્મળ પ્રેમ આવી શકયો નહી.

રણમલ અને કુમુદા લગ્ન પછી ત્રીજે દીવસે વસંતમ્હેલમાં રહેવા ગયાં અને આખુ જીવન આનંદમાં ગાળ્યું. ત્હેમના લગ્નને બે વરસ થયા હતા નહી તેવામાં કુમુદાને પુત્ર પાપ્તિ થઇ અને થોડા વરસે રાજા વસંતદેવને ત્યાં રાણીએ પુત્રીને જન્મ આપ્યો તે સાથે યોગ્ય ઉમરે લગ્ન કરી હર્ષ પાળતા રહ્યા.

ભુપસિંહ પશ્ચાતાપથી બળેલો થોડા વરસજ જીવ્યો અને સંતતીહિન મૃત્યુને આધીન થયો. રાજબા ત્હેની સાથે સતિ થઇ અને બીજી સ્રીઓએ ધર્મના અનુસારમાં રહી પોતાનું જીવન પૂર્ણ કર્યું.

વિજયસિંહ અને લક્ષ્મીએ આનંદથી ગૃહસંસાર માંડયો, વિજયસિંહ લાખા ફુલાણી સાથે રહેવાથી થોડા સમયે બ્હાદુરીથી હાથમાં સમ-

શેર સાથે મૃત્યુને આધીન થયા અને પાછળ લક્ષ્મી પુત્ર પુત્રીના સંભાળ માટે સતિ ન થતાં રહી.

વિજયદત્ત તથા ભુપતસિંહ લાખા ફુલાણીના સૈન્યમાં ગયા અને પછી તેમનું શું થયું તે ખબર રહી નહી. તેઓ કૃતઘ્નીઓની પેઠે ગમે ત્યાં રઝળી રખડીને મુઆ.

અલફખાં દિલ્હી ગયો અને તે દોષવાન ઠર્યો અને બાદશાહના હુકમથી હેનું મૃત્યુ આણુવામાં આવ્યું.

વસંતદેવના મૃત્યુ પછી રણમલનો પુત્ર ગાદીએ આવ્યો અને કુમુદા રાજ્યમાતા બની. કુમુદાના મરણ પછી મુસલમાનોએ શૈલપુરનું રાજ્ય ખાલસા કર્યું અને શૈલપુર તોડી નાંખ્યું. નાગદેવ પુત્રહીન મુઆ અને મુસલમાનોએ તે રાજ્ય પોતા ભેગુ ભેળવી લીધું.

\+ \+ \+ \+ \+

પ્રિય પાઠક હવે થોડીવાર પછી આપણો આ કથા વીષેનો સંસર્ગ પુર્ણ થાય છે. લેખકે પોતાથી બનતા પ્રયાસે વાઘેલા વંશના છેલ્લા રાજા કરણદેવની પછી એટલે ગુજરાતમાં રજપુત રાજ્યનો–અને ગુજરાતની સ્વતંત્રતાનો નાશ થયો તે સમયનો ચીતાર હારી આગળ રજુ કર્યો છે. હેમાં ભુલો હશે પણ તે ક્ષમા કરજે.

પ્રિય ગુર્જર વિર! આપણી માતા ગુર્જરી ભુમીને પ્રણામ કરી લેખ બંધ કરૂં છું. લિખિત હશે તો થોડા સમયમાં મળશું.

તા. ૧૮ જાન્યુઆરી ૧૯૦૬.

રશ્મિકાન્ત.



# શુદ્ધિ પત્ર.

| પાનું. | લિંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૫ | પ્રભાતનો | પ્રભાતના |
| ૧૬ | ૨૯ | હતો. ભુપસિંહ | હતો, ભુપસિંહ |
| ૨૧ | ૩૦ | ઠીક, ના | ઠીકમાં |
| ૨૭ | ૨૧ | જાણીતી | જાણુતી |
| ૬૧ | ૧ | વાકયને | વાકય તે |
| ,, | ૧૧ | પ્રમાત્મા | પ્રેમાત્મા |
| ૬૪ | ૩૦ | કરૂ ? " તોએ— | કરૂં ? તોએ— " |
| ૬૫ | ૩ | વે આ પત્ર, | પે આ પત્ર, |
| ૬૬ | ૧૪ | પાડતી | પડતી |
| ૬૭ | ૮ | પુરૂષાર્ય | પુરૂષાર્થ |
| ૬૮ | ૩ | પરિ સિમાયા ! | પરિસિમા ! |
| ૬૯. | ૧ | આવે તો | આવેલો |
| ,, | ૧૬ | જીહ્વાગ્રે | જીહ્વાગ્રે |
| ,, | ૨૫ | ભિન્ન ભિન્ન | છિન્ન ભિન્ન |
| ૭૦ | ૨૮ | અત્રે | અંતે |
| ૭૫ | ૨૩ | વિશ્વ | વિઘ્ન |
| ૭૯ | ૨ | કહેતા, દીસવા | કહેતાં કરતી ચાળા દીસવા |
| ,, | ૧૩ | દૈવે | દૈવ |
| ,, | ૩૧ | પટને | પટ તે |
| ૮૧ | ૨૮ | પાડવાની | પડવાની |
| ૮૨ | ૫ | ત્હેને | જ્હેને |
| ૮૩ | ૨૭ | દેશ ? | દેશનું |
| ૮૫ | ૩૦ | માટે હું તો | હું તો |
| ૮૬ | ૧૧ | ઓત્મા | આત્મા |
| ૮૮ | ૧૮ | મિરાને | મિરાતે |
| ૮૯ | ૨૫ | Adicts | Edicts |
| ૯૧ | ૨૫ | હુમકો | હુમલો |
| ૯૩ | ૨૯ | છેલ્લા રાજા | રાજા, છેલ્લાં, |
| ૯૬ | ૩૧ | બાવવાનું | બનાવવાનું. |

| | | | |
|---|---|---|---|
| ૯૭ | ૫ | કર્યો | કર્યાં |
| ૯૭ | ૨૬ | મહેલમમાં | મહેલમાં |
| ૯૯ | ૧૦ | છે નો ચિતાર સ્વત: ત્હે | છે ત્હેનો ચિતાર સ્વતઃ |
| ૧૦૧ | ૨૨ | વશલ | નશલ |
| ૧૦૫ | ૯ | વિજસિંહ | વિજયસિંહ |
| ,, | ૧૫ | ઉદ્‌ભવો | ઉદ્‌ભવવા |
| ,, | ૨૭ | બાંધા | બાંધો |
| ૧૦૬ | ૮ | અવાર્ય | અનાર્ય |
| ૧૦૯ | ૨૩ | કોણ. | કોણ ? |
| ૧૧૦ | ૧૫ | ત્હેમનો | ત્હેનો |
| ૧૧૦ | ૧૬ | શ્રેય | શ્રેયઃ |
| ૧૧૧ | ૧ | રને; જોને | રને, જોને |
| ૧૧૩ | ૨૩ | પૈલા | પેલા |
| ,, | ૨૮ | આપણુને | આપણે |
| ૧૧૮ | ૫ | મુસલણાન | મુસલમાન |
| ૧૨૦ | ૧૯ | મ્હારો | " મ્હારો |
| ૧૨૨ | ૨૩ | હતા. તેમના | હતા તેમના |
| ૧૨૩ | ૨૬ | ક્ષણુમોજ | ક્ષણુમાંજ |
| ૧૨૪ | ૨૦ | વીસરાવાનીની | વીસરાવાનીજ. |
| ,, | ૨૧ | ધોળાતો | ધોલાતો |
| ૧૨૫ | ૧૭ | જ્યાં આજે | જ્યાં, ત્યાં આજે |
| ૧૨૬ | ૮ | દયા | દશા |
| ,, | ૧૭ | તે | જે |
| ૧૩૩ | ૭ | ક્યાં | કાં |
| ,, | ૨૬ | જીવની | જીવનની |
| ૧૩૫ | ૨૮ | નાપક | નાપાક |
| ૧૪૦ | ૫ | મારે | ત્હમારે |
| ૧૪૨ | ૨૪ | ગણી | બની |
| ૧૪૫ | ૬ | આ મુખ કરતા | સન્મુખ કરાતા |
| ,, | ૩૦ | તે | ને |
| ,, | ૩૨ | સ્હેલી | વ્હેલી |
| ૧૪૬ | ૮ | શોક દીલ | શોક દગ્ધ |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૭ | આહલાદ હતી | આહ્લાદતી |
| ૧૪૭ | ૩૨ | દુષ્ટ | દુષ્ટા |
| ૧૪૮ | ૭ | દ્રષ્ટી | સૃષ્ટિ |
| ૧૪૮ | ૧૨ | રૂતુમાં સપ— | રૂતુ સમ— |
| ૧૪૯ | ૫ | ઉમરાતા | ઉભરાતો |
| ,, | ૩૦ | તે | ને |
| ૧૫૪ | ૧૯ | મહતઓ | મરતઓ |
| ૧૫૫ | ૨૨ | અને | બન્ને |
| ૧૫૬ | ૨૮ | આહલાદ | અમૃત |
| ૧૫૭ | ૩૨ | શોકથી | શોક નથી |
| ૧૬૧ | ૨૬ | જેવાં | જેનાં |
| ૧૬૪ | ૧૧ | અગમય | અગમ્ય |
| ,, | ૨૬ | ઉતરતે | ઉતરતી |
| ૧૬૬ | ૩ | સ્રીઓને | સ્રીઓના |
| ,, | ૪ | તે | છે |
| ૧૬૭ | ૧૬ | શ્રેય ! | શ્રેયઃ |
| ૧૬૮ | ૪ | ઉમરાઓ | ઉભરાઓ |
| ,, | ૧૬ | બનતા | બનવા |
| ૧૬૯ | ૨૩ | ભગિની | ભાગિની |
| ૧૬૯ | ૩૨ | અંકાર | અલંકાર |
| ૧૭૩ | ૧૩ | લક્ષ્તી | લક્ષ્મી |
| ૧૭૭ | ૧૪ | ઉઠો !; | ઉઠયો. |
| ૧૭૮ | ૨૨ | વ્હાહી | વ્હાલી |
| ૧૭૯ | ૩ | દાહ | વાર |
| ,, | ૧૦ | ધલાયાથી | ધોલાયાથીં |
| ૧૮૨ | ૨૩ | જત્રાનું | જવાતુ |
| ૧૮૫ | ૫ | ઇમ્છા | ઇચ્છા |
| ૧૮૮ | ૧ | ભુપસિંસો | ભુપસિંહે |
| ૧૯૦ | ૧ | મંડપનો | મંડલનો |
| ૧૯૧ | ૮ | સ્વાર્થ લગાડશે | સ્વાર્થ બગાડશે |
| ૧૯૩ | ૨૬ | વિજયસેન | વિજયદત્ત |
| ૧૯૭ | ૫ | ખરો | ખરા |
| ૧૯૯ | ૨૬ | શેની | શેનો |
| ૨૦૧ | ૧૧ | છે જે ? | છે ને ? |
| ૨૦૧ | ૨૩ | ફાયદો | ગેરફાયદો |

# ફાયદો ના કરે તો પૈસા પાછા !!

**કામસંજીવન**—બળ, બુદ્ધી, અને સૌંદર્યતાની સંપૂર્ણ વૃદ્ધી કરનાર આ દવા થોડાજ વખતમાં ભારે વખાણ સાથે સર્વત્ર પ્રચલીત થઇ ગઇ છે. ગયેલી જુવાની પાછી મેળવવા માટે આ દવા જાણીતી છે. વીર્યનો ઝરો છે. લોહી સુધારક છે. કીમત. રૂ. ૧).

**શંઠત્વ વીનાસક તેલ**—ગમે તે કારણથી પ્રાપ્ત થયેલી શીથીલતા આ દવાથી એકદમ દુર થાય છે. કોઇ પણ કારણથી ઉત્પન્ન થયેલી નામર્દીને જડથી દુર કરવા માટે આ દવા જાણીતી છે કીંમત રૂ. ૫) નમુના શીશી રૂ. ૧).

મળવાનું ઠે. જે. એન. શેઠના
કાલબાદેવી પોસ્ટ—મુંબઇ.

---

## વીંછીની અકસીર દવા.

એક લાખ પડીકાં મફત આપી, કરી જોયેલી અજમાયેશ સંપુર્ણ, ફત્તેહમંદ નિવડયા પછીજ હવે નજીવી કીંમતે આ દવા વેચવાનું શરૂ કર્યું છે. પરમાર્થ કે દ્રવ્ય પ્રાપ્તિ કરવાનો આ સર્વોત્તમ ઉપાય છે. એજ મીનીટમાં ગમે તેવા ઝેરી વીંછુનું ઝેર નીર્મુળ થઇ જાય છે. ૧૦ થી ૨૦ માણસને આરામ પહોંચાડે એવાં દરેક પડીકાં—એવાં ૫૦ પડીકાંના રૂ. ૦॥ તથા ૧૦૦ પડીકાંનો રૂ. ૧ પોષ્ટેજ જુદું.

" હજી પણ જેઓ ખાત્રી કરવા માગતા હોય " તેમને નમુનો મુફત પોંહોંચાડવામાં આવે છે. ટપાલ માટે અરધા આનાની ટીકીટ મોકલવી, ટીકીટ વગર નમુનાની માગણી તરફ ધ્યાન આપવામાં નહીં આવે."

જસમાઇન ઇન્ડિયન એજન્સિ.
નં. ૧૦૮—૧૦૬-ઠાકુરદ્વારરોડ—મુંબાઇ.

લોકોની નજરમાં આગળ કેવી રીતે વધવું, સૌંદર્ય કાયમ જાળવવા જુવાન સ્ત્રી પુરૂષે શું નીયમો પાળવા, કોઇપણ સંસાર વ્યવહારના કામમાં કેવી રીતે પૂર્ણ ફતેહ મેળવવી, અને આજકાલના સર્વ પુરૂષ તથા સ્ત્રીઓની શંકાઓ નીવારણ કરનારૂં આ માસીક છે.

આમાં નીચે મુજબ વીષયો આવશેઃ—

૧ સુકુમાર સુંદરીની શૃંગારમય રસીલી વાર્તા, ૨ ચમત્કારીક જાદુના ભરપુર વીષયો, ૩ યંત્રશાસ્ત્રનું ભાષાંતર આમાં મંત્ર તંત્ર સીદ્ધ કરવાના અને આસન નીયમ વગેરેના નીયમો છે. ૪ શત્રુની ગતી પ્રતીબંધ કરનાર પટકર્મો, ૫ મેસ્મેરીઝમ ( મોહની વીદ્યા ), ૬ ચંદ્રનયની કમળનયની ઇત્યાદી સ્ત્રીઓનું ગુપ્ત વર્ણન, ૭ સ્ત્રીઓનો રૂતુ ધર્મ, ૮ ગર્ભાધાન વર્ણન, ૯ આલીંગન શાસ્ત્ર, ૧૦ માયા સીદ્ધી, ૧૧ આત્મસીદ્ધી, ૧૨ વાજીકરણ પ્રયોગો ( એટલે ધાતુ તથા વીર્ય વધારનારી દવાઓ )-૧૩ રતી અને વીરાટ સ્વરૂપની સીદ્ધી, ૧૪ સ્ત્રી પુરૂષનું સૌંદર્ય વધારવાના નીયમો તથા ઔષધો ઇત્યાદી, ૧૫ જ્યોતીષ સંબંધી ચમત્કારીક વીષયો. આ અમૂલ્ય વીષયો ઘણીજ મહેનતે અને મોટા ખરચ કરી સંગ્રહ કરેલા છે. તે આ માસીકદ્વારા સ્ત્રી પુરૂષોના અન્યોઅન્ય હીતને અર્થે પ્રસીદ્ધ કરવા ધાર્યું છે.

અગાઉ લવાજમ આપી એક હજાર ગ્રાહક થયા પછી શરૂ કરવામાં આવશે. વાર્ષીક લવાજમ રૂ. ૩ ટપાલ ખરચ સહીત. છુટક અંકના આના ૬ ની ટીકીટો. વી. પી. મોકલતા નથી.

જાહેર ખબરોના ભાવ બહુજ મોંઘા છે, માટે જેને પરવડતા હોય તેણે પુછવું.

રૂ. ૧ અગાઉ આપીને નામ નોંધાવો.

**અમદાવાદના એજન્ટ—**

**રા. રા. હીરાલાલ રામકૃષ્ણ,**

**નંબર ૨૦૦૦ ખાડીયામાં શ્રીરામજીની શેરી.**

તા. ૧ આગષ્ટ ૧૯૦૬. મેનેજર,

**મહારાષ્ટ્ર આરોગ્યભવન, નાશીક.**

